*H. H. Sir Soltan Mohomed Sha Agakhan*

*G. C. S. I; L. L. D. &c.*

**ISMAILI HAZAR IMAM.**



હીઝ હાઇનેસ સર સુલતાન મોહમદશાહ આગાખાન

જી. સી. એસ આઇ: એલ. એલ. ડી.

**ઇસમાઈલી હાઝર ઇમામ.**



# વેદિક-ઇસલામ.

અથવા

# મી૦ જીમને જવાબ.

બે ભાગમાં

૧ લો ભાગ-વરતેજીનું વીલ-

૨ જો ભાગ-ઇસ્માઈલીયા રહસ્ય.


લખનાર:-

**ઇબ્રાહીમ જુસબ વરતેજી.**



છપાવી પ્રગટ કર્તા.

**મુખી લાલજીભાઇ દેવરાજ.**

ઇ૦ સ૦ ૧૯૨૧ સંવત ૧૯૭૭.

હી૦ સ૦ ૧૩૩૯.

મુલ્ય રૂપીયા બે.

## અર્પણ-પત્રિકા.



### પિતાજી જુસબભાઈ માહામદ મુખી

તથા

### માતુશ્રી ગંગાબાઈનાં રૂહ.

મ્હારાં લાલન પાલન, અને કેળવણી માટેની કાળજી અને મ્હને દુન્યવી વહેવારનાં સાહિત્યો તથા ભલાં આશીષની બક્ષેસો સાથે લગભગ ૨૧ મે વરસે અવિભકતપણે સ્વતંત્ર થયા પછી બીજાં ૨૧ વરસ સુધીની આપની હયાતી દરમ્યાન મ્હને જે થોડીક સેવાનો લ્હાવો મળ્યો છે. તેમાં આજ છેલ્લાં બે વરસથી આપની હયાતીનાં અંતે આપની છાંયા-માયાનું સ્મરણ થતાં જો મ્હને શાંતિ માનવાનું બનતુ હોય તો એજ કે, આપનાં વાંચ્છિત ખુદાવંદ હાજર ઇમામ નામદાર

Krishna Press, Bombay 2.

આગાખાન રૂપી રહેમતનાં સાગરનાં ઉછળતાં મોજાંઓથી આપનાં ભોળાં અને ભાવીક રૂહને શાંતિની પ્રાપ્તી માટે ઉમેદ ધરાવવા જેટલો આશાવંત છું.

જાતિ અને જમાતી ખ્યાતીનું મુળ—અને ભોજાણી કુળનાં શણગાર મ્હારા બપાવા—માહામદ મુખીની નામદાર પહેલા આગાખાન સાહેબની પ્રાપ્ત થએલી સેવાનાં ફળ તથા તમો માતપીતાના આશ્રયે મ્હારી બાળવયમાં નામદાર બીજા આગાખાન સાહેબનો મુબારક હાથ મારા માથે મુકાવાનો મળેલ અમુલ્ય પ્રસંગનાજ પ્રતાપે હાલના મોજુદ ઈમામ ખુદાવંદ સુલતાન મહમદશાની રહેમ નજરનો નુરાની લાભ મેળવવા ભાગ્યશાળી થયો એમ સમજું છું.

એવા એક આપના રૂણી પુત્ર તરફે "ધારમિક—ચર્ચા"નું આ પ્રિય પુસ્તક આપ માતા—પિતાની યાદગારી જળવાઈ રહેવા સમર્પું છું—અને એક ખાનદાન કુટુંબ અને ભલા માતા પીતાનાં પુરાં ગઉરવ સહિત છળકતાં હર્ષભેર આપનાં રૂહને મઉલાના હાજર ઈમામ શાંતિ આપો એવું સહ્રદય યાચું છું.

લી૦ આપનો રૂણી ફરઝંદ,

**ઈબ્રાહિમ જુસબ વસ્તેજી.**



# વેદિક ઈસલામ ગ્રંથનું સાંકળીયું.

# પ્રસ્તાવના.

લગભગ છેલ્લાં (૨૫) વરસથી ખોજા કોમમાં પડેલા ફાંટાના લીધે આમન સામને કેટલીક રસાકસી ભરેલી ચર્ચા થતી રહે છે. જુદા પડી ગએલા ભાઇઓ માને છે. કે આગાખાના પંથમાંથી નીકળી જવું. ને **ઇશનાઅશરી** જમાતમાં ભળી જવું. તે એક ના૦ આગાખાનની ગુલામીમાંથી છુટી આઝાદ થવા બરોબર છે. અને દીન ઇસ્લામનાં શરઅ એહકામ બજાવી લાવવા માટે ઓહળું ક્ષેત્ર હાથ કરવા બરાબર છે. તથા જમાતી કાનુનની સખતાઇથી રાહત મેળવવા જેવું છે.

ઉપલાં કારણો હાથમાં લઇ ઇશ્નાઅશરી જમાતમાં ભળેલા લેખકો, અને મુલ્લાં મોલવી અને જાકીરો અને ઉભરતાં કાવ્ય રચવાના શોકીનો પોતાના લેખોમાં–લેકચરોમાં ( વાયેઝોમાં ) તથા કાવ્યોમાં પોતાના વિચારો ગોઠવીને ફેલાવવાની તજવીજ કરતા રહે છે. અને ખાનગી રીતે પોતાના દરેક લાગવગ વાપરે છે, અથવા બને ત્યાં દબાણ પણ કરે છે.

આવા પ્રયત્નોનુંજ આ (૫૩) ત્રેપન સવાલો એક પરિણામ છે. તોપણ આવા સવાલ પુછનારાઓમાં કેટલેક ઠેકાણે માત્ર ડોળ ઘાલવામાં આવે છે. ત્યારે હું મારી દરેક લાગણીથી જાહેર કરીશ કે, મારા

ઉપરનાં (૫૩) ત્રેપન સવાલો, જે જીમનાં તખલ્લુસથી પુછવામાં આવ્યા છે, તેમાં તદન ખાલીસ વૃતિજ વાપરવામાં આવી છે. કોઇક સ્થળે પોતાની માનીનતાનો ભાર મુકવામાં આવ્યો છે. પણ એકંદરે સવાલ પુછનારની સ્થિતી એવી ન હોવી જુએ કે, પોતે જે જવાબ જાણતો હોય છતાં, નાહકનો વખતનો ગેર ઉપયોગ કરવામાં આવે.-ત્યારે આ (૫૩) ત્રેપન સવાલોમાં મુખ્ય હેતુ મને એ દેખાયો છે, કે આગાખાની પંથનો ઇસ્લામમાં સમાવેશ થઇ શકે છે કે કેમ? અથવા એક ફીરકા તરીકે તે કેટલું વજન ધરાવે છે?

તો જાણવું કે-આગાખાની પંથ ઇસમાઇલીયા ફીરકો અથવા સતપંથ પોતાના નામ પ્રમાણે જે સિધ્ધાંતો ધરાવે છે; તે હિસાબે ગમે તેવા સવાલનો જવાબ-બીજા કોઇ પણ ધર્મ મત કરતાં વધુ શાંતિ આપનાર હોય છે, એટલુંજ નહીં, પણ ધર્મનાં નામે દરેક મતમાં ચોકસ અંધારું જરુર હોય છે. પણ તે અંધારૂં તેને માનનારાઓ પક્ષપાત બુધ્ધીનાં લીધે અથવા પોતાની આંખમાંથી કણું પોતે જોઇને કાઢી શકતો નથી, એ હિસાબે પોતે જોઇ શકતા નથી. પણ આ પ્રસંગે કહેવાની જે તક હાથ ધરવામાં આવે છે, ત્યારે અમારી સામે બીજા ધર્મ મત તથા ઇશનાઅશરી મત પાળનારા અમારા ભાઇઓની જાતી. જમાતી અને ધાર્મીક બાબતો અમારી નેગાહ સામે એક આરીસા મિસાલ છે.

એટલે ના૦ આગાખાનનાં છાયામાં રહી આશીરવાદ મેળવીને ઉન્નતી મેળવનારાઓ, જુદા પડી ગયા પછી. જાતી બાબતમાં પોતાનાં સગાંઓથી તથા તેઓનાં લાભથી વિમુખ રહી ગયા-જમાતી બાબતમાં કદામી સરેરતાથી વિરુધ્ધ રીતે પોતાનો ઇન્સાફ દુર દેશાવર

પડેલા બીન અનુભવીયોનાં હાથમાં કરવા દેવા પડયા અને ધારમીક બાબતમાં–

૧–ઇમામની બઇતથી વિમુખ જે પ્રથમ મુખ્ય ફરજ છે.

૨–નાયબે ઇમામથી વિમુખ.

૩–આલે રસુલ (સઇયદ)નાં મુરબ્બીપણાનાં બદલે શેખનાં તાબેદાર.

૪–કુરઆને શરીફનો મતલબ જાણવાનું દર કિનાર પરંતુ તેનાં શુધ્ધ ઉચ્ચાર પણ કરવાની કડાકુટ,

૫–નમાઝ, રોજા અને ખુમ્સની બાબતમાં તેનો મુળ હેતુ સમજવાનાં વાંધા અને તેથી વગર સમજવે અદા થતી ફરજો ઉપર પોતાના આમાલને જાયા કરવાવાળી પ્રાપ્ત થતી બડાઈ.

આવી તદન ગફલતીની સરખામણી તેરસો વરસ ઉપર ઇસ્લામની શરૂઆતનાં સમય સાથે થઇ શકે છે.

એક બાજુ અલી અ૦ મઉજુદ ઇમામની માત્ર તાબેદારી કરનાર ગુલામ, ખુદામ અને નોકરોની જીંદગી.

ત્યારે બીજી બાજુ કુરઆન-નમાઝ, રોઝા વિગેરે શરઇ એહકામ હતા આ થોડા શબ્દોની મતલબ પાનાં ભરેલા મોટા પુસ્તકોથી વરણવી શકાય તેવી મતલબ–ખોજા નામ ધરાવતી દરેક સમજુ વ્યક્તિ માટે બંધ બેસ્તી છે.

નામદાર આગાખાન ઇરાની છે. સઇયદ નથી, મોગલ છે, એમ ખોટી રીતે બીહવડાવનારાંઓ આજે જાહેર રીતે જુદા પડયા છે.

—

આ પુસ્તકની પુર્વણીમાં સમાવેલી પુષ્કળ કિતાબોની બાબતોનાં ઉતારા સમજુ બિરાદરને સત્ય સમજની આંખ ઉઘાડનારા છે. અને તેથી એટલુંજ સિદ્ધ થવા ઇચ્છ્યું છે, કે હ૦ જાફર સાદેકથી સદયદાણી માતાને પેટે જન્મેલા મોટા ફરઝંદ હઝરત ઇસ્માઇલની, હ૦ જાફર સાદેકે ઇમામતની **"નસ"** જાહેર કર્યા પછી, બીજા **કનીઝનાં** પેટ જન્મેલાં **મુસા કાઝમના** માટે તેમનાં મામા **મામુન રસીદે** કરેલી હિમાયતનાં કારણે મોટા ફરઝંદ **ઇસ્માઇલને** ખુદ હ૦ જાફર સાદેકે મિસર તરફ છુપાછુપ મોકલી આપિવાની કરેલ પેરવી અને પાછળથી જણાવ્યાથી તેમનાં મરણની ફેલાવેલી વિગતનાં કારણે ગુંચવાડો ઉભો થયો. અને ઇમામતની **નસની** સમજ નહીં ધરાવનારાઓએ હ૦ મુસા કાઝમને ઇમામ માન્યા, પણ જેઓ **ઇમામતની નસનો** કાનુન સમજનારા છે. તેઓએ તફરીગો કર્યો. એટલે **ઇમામતની નસ** ઇમામ જાફર સાદેકે હ૦ **ઇસમાઇલ** માટે જાહેર કર્યા પછી, તે હ૦ જાફર સાદેકને ફરી વખત **નસ** કરવાનો અધિકાર રહેતો નથી. પણ હ૦ ઇસ્માઇલ. હ૦ જાફર સાદેક પછી ઇમામ થવાજ જોવે. પછી ભલે (૧) એક દિવસ માટે પણ હોય, કારણ કે હ૦ જાફર સાદેક ઇમામ-તનો નુરના સબબે ગેબનું ઇલ્મ ધરાવતા હતા. અને તેથી એમણે કરેલી **નસ** સાચીજ કરે. તે કદાપણ જુઠી હોયજ નહીં. અને જો તેને જુઠી કહેવામાં આવે, તો **ઇમામતના** દરજ્જાને કલંક લગાડ્યું કહેવાય.—અને **શિયા** તરીકે **ઇમામતનાં** દરજ્જા વિશે તેમ કરવું અઝીમ ગુનાહ છે. તો શિયા ઇશનાઅશરી કિતાબો અને જાહેર તવા-રીખ જણાવે છે, કે હ૦ જાફર સાદેકે **પ્રથમ** હ૦ ઇસમાઇલને ઇમામ-મતની નસ જાહેર કરી, તો તે મુજબ શાહ ઇસમાઇલ, હ૦ જાફર સાદેક પછી **ઇમામ** ગણાવાજ જોવે. એ ખુદાઇ કાનુનનેજ અનુસરતુ છે. અને તેથી હ૦ ઇમામ જાફર સાદેકની હયાતીમાં હ૦ **ઇસમાઇલ**

ગુજરી ગયા. એ વિગત તદન જુઠી પડે છે, અને તવારીખમાં પણ સાફ જણાવેલુ છે કે, હ૦ ઇસમાઇલ, હ૦ જાફર સાદેકની હયાતીમાં ગુજરી ગયા. એ વાત માત્ર બની અબ્બાસી ખલીફાઓને જણાવવાના તકીયો હતો, પણ હ૦ ઇસમાઇલ મિસરમાં છુપી રીતે અને **બસરામાં** એક વખત પધાર્યા હતા, અને તે બાબતમાં **બગદાદનાં** અબ્બાસી ખલીફાને જાણ થતાં તે બાબતમાં થયેલી પુછપરછ વખતે તકીયાનાં જવાબથી સમાધાન કરવામાં આવ્યું હતું, અને હ૦ ઇસ-માઇલે ૧૦ વરસ સુધી ઇમામત કરયા પછી પોતાનાં ફરઝંદ શાહ મહમદને ઇમામત સોંપી હતી.

આ તવારીખની વિગતો, બીજી બધી વિરુધ રિવાયતોને ખોટી પાડે છે. અને રિવાયતોની કીંમત તવારીખ આગળ કંઇપણ નથી.

વળી હ૦ જાફર સાદેક અ૦ હ૦ ઇસમાઇલને બહુજ ચાહતા હતા. તે વિગત કિતાબ **દુરરેબહાહા**માં હાજી નાજીએ પણ જણાવી છે. તો હ૦ જાફર સાદેક જેને ચાહતા હતા અને જેને નસ ઇમામતની પ્રથમ કરી હતી, તે કદાપણ ખોટાં નિવડે એમ માનવું ઇમા-નદારીથી વેગળું છે.

*વળી આજ સુધી એજ હ૦ ઇસમાઇલના સિધી નર નસલે ઇમામત ના વારસો ધરાવનાર ના૦ આગાખાન સાહેબ જીવતા, જાગતા અને ઝળકતા મઉજુદ છે. અને **મુસા કાઝીમ**નો નસલ ચાલુ નહીં હોવા-થી હસન અસકરી પછી અટકી ગઇ!

---

*વાંચો ઇશનાઅસરી આલેમે ફારસીમાં છપાવેલી કીતાબ નામે "**રીયાઝુલ અનસાબ**" (પેજ ૧૩૮ ભાગ ૨ જો.)

પરંતુ મુસા કાઝીમને હ૦ જાફર સાદેકે પોતાની હયાતીમાં વારસ ઠરાવ્યા છે, એવી રિવાયતો જે પણ રજુ થાય છે, તેનું મુળ તપાસશો તો તેનું પોકળ જણાયા વગર રહેશે નહીં. કારણ કે ઇમામ તરીકે હ૦ જાફર સાદેક કદીપણ પોતાનાં શબ્દોથી ખોટું જાહેર કરેજ નહીં.

અને એજ મુજબ મુસા કાઝીમની ઇમામતનો અંત જે રીતે આવ્યો, તેજ તેની ખોટાપણાની દલીલ છે. એટલે મુસા કાઝીમની નસલમાં હ૦ હસન અસકરીએ પોતાની બીબીને અઉલાદ નહી થવાથી જ્યારે ખાનગી રીતે દત્તક ફરઝંદ મેળવવાની ગોઠવણ કરી, ને તે પણ બે વરસનું બાળક મળ્યું; તેથી તેને ખાનગી પરવરશ કરવાની કરેલ યુકિતને પંખીઓ આસમાનમાં લઇ ગયાં! ને ફીરસ્તાએ પરવરશ કરી. એવી એવી વાતો જાહેર કીધી. તો પણ જયાં ખુદા નથી ઇચ્છતો, ત્યાં અઉલાદ આગળ વધતી નથી. તેના ખાતર પાંચ વરસની ઉમરે તે દત્તક મેળવેલું બચ્ચું ગુજરી ગયું. તેને ગેબાતે સુગરા અને ગેબાતે કુબરાનાં શબ્દોથી ઢાંકી દીધું. તેની ખાત્રી નહી કરનાર લોકોજ તેને (ગેબ ઈમામ)ને કુરઆને શરીફ મુજબ ઇમામે મોબીન એટલે જાહેર ઇમામથી વિરુધ છતાં માનીનતા ધરાવવા–વળગી પડયા! આ રીતે ખોજા કોમને ઇસમાઇલી જાહેર ઇમામોથી જે હિદાયત પહોંચી, તેજ ખોજાઓ બીજા મતલબીયાની દોરવણીથી ગેબ ઇમામને માનવા દોડી ગયા! એજ ખરૂં કમનસીબ. આ રીતે મને પુછેલા સવાલોનું રહસ્ય અહીં મ્હેં જણાવ્યુ છે, કારણ કે ઇસ્માઇલી જમાતમાંથી નીકળી ગયેલા ભાઇઓ પોતે પોતાની ખરી હકીકત જાણ્યા વગર બીજાને નસીહત કરવા દોડે છે. લેખ લખે છે, કવીતાઓ બનાવે છે. પરંતુ ઈમામની ઓળખ કરવા વગરનાંઓ પોતાનો કંઇપણ અવાજ ગજાર

કાઢી શકતા નથી કારણ કે જનાબે રસુલે ખુદાના ફરમાવવા મુજબ ઇમામની બઇત કરયા વગરનો ગમે તેવો ઇસ્લામી આલેમ હોય, તોપણ તે **જાહેલ મુતલક** છે. અને કુફા, કરબલા જેવા અરબસ્તાન ના મુલ્કોમાં મુસલમાનો હતા, જેઓ નમાઝ, રોઝા, તથા કુરઆન શરીફ ઉપર પોતાની ઇમાનદારી દેખાડનારા હતા, પણ જેઓએ હ૦ **અલી** હ૦ **હસન** હ૦ **હુસેન** જેવાનો **દામન** પકડયો નહોતો; અને તેમની **બઇત લીધી** ન હોતી, બલકે વિરૂદ્ધતા કરવા તેવા પરહેઝગાર અને ઇમાનદાર મુસલમાનો કરતા. નમાઝ રોઝાથી બે દરકાર અને કુરઆન નહીં જાણનારા છતાં ઇમામની બઇત કરનાર અને વફાદારીથી વરતનાર કદાચ જાહેલ પણ હો, કે અભણ હો, અને મજુરી કરીને પેટ ભરનાર હો, તો પણ ઇસ્લામની, કુરઆનની, ઇમામની, પેગંબરની અને ખુદાની દ્રષ્ટિએ તે ભલો અને નજાત મેળવવાને લાયક છે.

**સીમૃ, અબ્દુલાહઝીયાદ, ઉમરસાદ** વગેરે તવંગર મુસલમાનો હતા અને પરહેઝગાર પણ હતા પરંતુ જમાનાના ઇમામની બઇત નહી કરનાર હોવાથી **કંબર, અબાજર, મીકદાદ** અને **અમ્મારેયાસીર** જેઓ ગરીબ સ્થીતિનાં હતાં, છતાં ઇમામની બઇત કરનાર અને ઇમામને વફાદાર હોવાથી માનને પાત્ર છે.

જંગે **સીફ્ફીન**માં **કુરઆને શરીફ**ની અમાન ન્હાં સ્વિકારવાથી હ૦ **અલીથી** ફરી જનારા ખારજીઓનાં કપાળ પર **સિઝદાનાં દાગ**વાળા છતાં. અને એટલે બઇતની મોહબ્બતમાં રૂકુઅમાં રૂદન કરનાર **કુરીઓ** છતાં, પણ ઇમામની બઇત કરનાર **ગુનેહગાર, જાહેલ,** અને ઉદ્ધત હોય, તોપણ તે રોજે હશરમાં ઇમામનનાં છત્ર તળે મારી મેળવવાને વધુ લાયક નીવડે. અને તેટલા માટે **ફરમાવેલી** ઇમામની બઇતમાંથી વગર ખાત્રી કરે નીકળી જનારા ખારજીઓને અકાજ **પ્રશ્ન પુછ્યા**

કે, તમો **ઈસ્નાઅશરી** માનીનતામાં ક્યુરચા? ત્યારે બારમા ગેબ **ઈમામની** હકીકત વીશે કંઈપણ જાણ્યું હતું કે, તેઓ કેમ ગેબ થયા? ક્યાં ગેબ થયા? તેઓ તરફથી ખાસ કોઇ હીદાયત કરવા આવ્યું હતું? અથવા તેમની હજુરમાં તમારી હકીકત પહોંચે, એવો કોઇ વાસ્તો છે? અથવા તમારી બહંત લેનાર કોઈ છે કે નહી? વળી તમોએ ગેબ ઇમામને કબુલ કરવા પહેલાં શું **મોઅજીઝો** જોવાની માંગણી કરી હતી? અને તે ઉપરથી ખાત્રી કરી હતી? અથવા તો શું સ્વપનામાં **બારમા ગેબ ઈમામને** જોયા હતા? કે કાંઇ બશારત થઇ હતી? આ બધી બાબતમાંથી એકજ બાબતની જો તમોએ ખાત્રી મેળવી હોય, તો પછી ભલે તમો ગમે તેમ કરો. પણ કાંઈ પણ ખાત્રી વગર જો તમે ઇસમાઇલી ઈમામની બયત છોડી દીધી હોય—તો તે માટે પાછા જરા વિચાર કરી જોવાની તસ્દી લેશો. જેથી **ઈસમાઇલી** અથવા **ઈશનાઅશરી** માનીનતા તરીકે તમારૂં રહેવું ઉપયોગી જણાય.

માત્ર **નમાજ પઢવી, રોજા રાખવા, કુરઆન પઢવું** એવીજ બાબતો માટે ઈશનાઅશરી થયા હો, તો **ઇસમાઇલી** જમાતમાં તેવી દરેક છુટ છે. કોઇ તમારા ઉપર દબાણ કરતું નથી, તેની ખાત્રી કરજો. અને તે બાબતમાં હું મારા ખાસ વિશ્વાસથી તમારી હામી ભરૂં છું કારણ કે, મુંબઇમાં થોડાક ભાઇઓ **ઇસમાઈલી** હોવા છતાં **નમાજ** પડે છે, રોજા રાખે છે તથા બીજી ધારમીક ક્રિયાઓ કરે છે, તેને કોઇ અટકાવતું નથી—અને **નમાજ, રોજા કે કુરઆને શરીફ** ની ઇસમાઇલી **જમાતમાં મના** છે એમ માનતા હો, તો તે ખોટું છે, તેની ખાત્રી કરજો. પણ જો તમો તે સિવાયની બીજી **પ્રમાણદારીથી** એટલે **બારમા ગેબ ઇમામને** જોયા હોય, **અથવા તેનો** મોઅજીઝો જોયો હોય, **અથવા** બારમા ગેબ ઇમામ તરફથી **કોઇ તમને**

હીદાયત કરવા આવે, તો પછી તમોને બેઉ બાજુનો વિચાર કરી વાજબી લાગે તેમ કરવું. એટલી અરજ કરી આ પ્રસ્તાવના પુર્ણ કરૂં છું.

મુખ્યત્વે—છેવટે 'વૈદિક ઇસ્લામના' ના નામે આ પુસ્તક 'ખુદાઇ ધર્મ' તરીકે દુનીયાના બધા ધર્મ મતની એકત્રતા સમજાવનાર સિદ્ધાંત અપક્ષપાત પણે રજુ કરૂં છું. અને વેદ અને કુરઆનની સંકલના તરીકે "અલી-ઓમ"નાં પવિત્ર ઉચ્ચાર સાથે એકાકાર થવા દેમાસુર વકત, સાહેબુઝ ઝમાન, ખલીફતર રહેમાન, ખુદાવંદ સુલ્તાન મહમદશા આગાખાનની બયત લેવા એક વખત ફરી વીચાર કરવા અરજ કરૂં છું; તે ઉપર પોતાની ફરજ વિચારવા સુજ્ઞપણું પ્રાપ્ત કરશો એવી આશા સહીત હાલ રજા લઉં છું.

લી॰ સેવક,

વરતેજી.






શ્લોક—એકોહં બહુસ્યાં પ્રજાયેયં

અર્થ—હું એક છું અને બહુ થાઉં.

જગતનાં બંધારણ સાથેજ **ધર્મ**નો મુળ સંબંધ છે. જગતની રચનાજ ધર્મ વડે થઇ છે. ધર્મનો મુળ હેતુ ધર્મનો અર્થ નીયમ કરવામાં આવે તોજ સમજી શકાય છે.

જગતનો અનુકુળ દાખલો નાટકશાળાથીજ આપી શકાય છે. જેમ એક નાટકશાળા બાંધવા માટે તેના માલીકે અગાઉથીજ તેનો દરેક વિચાર ગોઠવ્યો હોય છે. તેવીજ રીતે આ જગતની રચના વીશે તેનાં માલીકે દરેક વહેવાર મુકરર કરી રાખેલો જણાય છે. અને તે વહેવારૂ ગોઠવણનું નામજ **કાનુન** અથવા **ધર્મ** છે.

નાટકશાળાનું મકાન અને તેનાં સાહીત્યોની ગોઠવણી પછી તેનાં પાત્રો અને તેને બજાવવાની ફરજોનો **નિયમ તથા નાટક** ભજવવાની જાહેર ફરજોનો નિયમ એ બેઉનો અર્થ એકજ છે. તોપણ ખાસ અને આમ એવા વિભાગથી વધુ સ્પષ્ટ સમજ મળે છે એટલે નાટકનાં તખ્તા ઉપર બજાવવાની ફરજ અને તે વગરની રહેણી કરણીની ફરજ જુદી જુદી હોય છે.

એજ મુજબ જગત અને તેમાં સુરજ, ચંદ્ર, ઝાડ, પહાડ, દરીયો, નદી, મેદાન અને રેતાળ જમીન તથા રસાળ જમીન એ સાહિત્યોની રચના પછી તેમાં વસનારાં મનુષ્યો, પશુ અને પક્ષીઓની હિલચાલ ગતિ અને વરતનમાં પણ એક અખંડ કાનુન માલુમ પડે છે.

આ રીતે જગત રચનારનાં કાનુન મુજબ મનુષ્ય સિવાય તમામ પ્રાણીયો વરતે છે. એમ દેખાઈ આવે છે.

જેમ સુરજ અને ચંદ્ર પોતાનો નિયમ કદી ભુલતા નથી. તેવીજ રીતે આકાશ ગમની પક્ષીઓ અને બીજાં પુષ્કળ જીવો પોત પોતાની ફરજ સમજીનેજ વરતતાં હોય છે, તેમ દેખાય છે. માત્ર મનુષ્યોમાંજ કંઈ સુસ્તી: બેદરકારી; સ્વછંદીપણું અથવા અનુપકારી પણ છે. એમ કહી શકાય છે. પરંતુ અજબ થવા જેવું તો એ છે કે બધાં પ્રાણીયો કરતાં મનુષ્યોનેજ તેનાં રચનારે વધુ સન્તા અને સાધન બક્ષ્યાં છે. અને મનુષ્યો ઉપરની તેનાં રચનારની અપુર્વ માયા અને પ્રિતિ છે, તેના પુરાવા તરીકે આ જગતનાં બંધારણનાં વખતથીજ મનુષ્યોને કાયદા કાનુનની યાદ આપવા માટે પોતાનાં તરફથી ખાસ મનુષ્યોને મુકરર કરવાની ગણત્રી એક નીયમ તરીકે ચાલુ રાખી છે.

નાટક ભજવનાર પોતાને સોંપાયલું કામ તરીકે વરતવાનું ભુલી જાને જો ગોઠવેલ સીનસીનેરીમાં ફક્ત રોકી મોહિત થઈ જાય. અને પોતાનો પાઠ ભજવીને પાછો જવાના બદલે તખ્તા ઉપરજ રોકાઈ રહેવું પસંદ કરે તો અથવા નાટકનાં તખ્તા ઉપર લડાઈ લડવામાં અને તેમાં મુકરર કરેલ મરણનો દેખાવ કરતાં ત્રાસ પામે અથવા તે માત્ર એક દેખાવ છે. એટલે પોતે મરણ પામવાનો માત્ર દેખાવ કરીને પરદો પડતાં ઉભો થઈ ચાલી જવાનું છે. તે ભુલી જાય. અને તેને બદલે

મરવાનો દેખાવ કરવો તેને ખરેખરો સમજીને કલ્પાંત કરે, અથવા આત્મઘાત ધારણ કરે, તો તેના માલેકની ખફગીમાં આવી નુકસાન વેઠે નહીં તેટલા માટે ચોકસ યાદી આપનારની ગોઠવણ માલેકની હમેશ જ ગણાય. તેમજ રીતે આ જગતમાં આતમાને મનુષ્યનો વેશ ભજવતાં પોતાની ફરજો બજાવવાનું ભુલી જવું અને નાશકારક રચનાથી (સીન સીનેરીમાં) મોહીત થવું અથવા મનુષ્ય તરીકેનો પાઠ ચોકસ મુદત સુધી ભજવવાનો છે, અને તે પછી માલેકના હુકમ મુજબ પાછું હાજર થવા મનુષ્ય આકારનો વેશ તજી દેવાનો છે. તે ભુલી જઇને તેને બદલે મનુષ્યાકાર તજવો તેને મરણ માને, અને પોતે પોતાની (આત્માની) અમરગી એટલે હમેશાં જીવતોજ રહેવાનો છે તે ગુણ ભુલી જઇને રડે, કલ્પાંત કરે, અને નાશકારક જગતની સીન સીનેરીના ઝગમગાટની કીમત પોતાના અમર્ગ (અમરત્વ) પણા છતાં વધુ ગણે નહીં, તેવી સમજ આપવા જગત કર્તા એ એક જગત ગુરૂની ગોઠવણ હમેશાંથીજ રાખેલી છે.

આવી નીયમ પુરવક જગત કર્તાની ગોઠવણની સંપુર્ણ માહીતી વેદ શાસ્ત્ર વડે સ્થપાયેલાં સનાતન ધર્મમાંજ મળે છે.

ચાર જુગ, ચાર અંકી નાટક જેવા, ચાર વેદ, ચાર અંકી નાટકમાં દરેક અંકમાં એક એક બંધારણની સમજની યાદી આપનાર જેવા છે.

આ ચાર અંકી નાટકશાળા રૂપી જગતમાં તેના માલેકે પોતે મનુષ્યાકારમાં દશ વખત દેખાવ દેવાનો મુકરર નીયમ જાહેર થયેલ છે. તે અને હાલ ત્રણ અંક રૂપી ત્રણ જુગનુ નાટક ભજવાઈ ચુક્યું છે. ચોથો અંક ચાલુ છે, ને તે પણ છેલ્લાં આશ્ચર્ય જનક અને

ચમત્કારીક દેખાવો વડે નાટકની સમાપ્તી તરફ પ્રશંસા કરી રહયો છે; તેવા છેક આખરીને વખતે પણ સનાતન ધર્મ અને વેદ શાસ્ત્ર પરજ પોતાનો વીશ્વાસ છતાં આખા ભારત વર્ષમાં માત્ર ઢીણુાયલા થોડાક સીવાય કોઇપણ ઠેકાણે મહાત્માઓનાં આશ્રમે કે તીર્થોના ધામે કે પંડીતોના નામે કળીયુગના અથર્વ વેદ નું પઠન કે, શ્રી નકળંક અવતારનું ભજન દેખાતું નથી, કે સંભળાતું નથી. એ પ્રવરતી રહેલા કળી કાળની અજબ જાળ છે. ! ! !

મચ્છ, કચ્છ, વારાહ, ન્રસી, રામ, કૃષ્ણ, વગેરેનાં બુધ્ધ અને નકળંકની માનીનતાનો વીરોધ નહીં છતાં કળીયુગમાં નકળંકનાં બદલે કૃષ્ણ ભજન કરાય. એ ઇશ્વરે નીર્માણ કરેલા કાનુનનું અપમાન કરવા બરોબર છે. એવી યાદી આપનાર ગુરૂની ઓળખ માટે બેદરકારીની જોખમદારી પંડીતો, મહાત્માઓ, અને સીધ્ધ પુરુષોનાં-જ માથે છે, કે જેઓના અભીપ્રાય ઉપર સનાતન ધર્મ ટકી રહેલો છે. અર્થવેદના ઉપરથી રચાયલા નીચેના "અલ્લોપનીષદ" ના નવ શ્લોકો વેદશાસ્ત્ર અને સનાતન ધર્મની શરેષ્ટતા અને મગરૂરી સીદ્ધ કરે છે.

અલ્લોપનીષદ-એમાં અલ્લા એજ બ્રહ્મ છે. ને મહંમદ પેગંબર તેજ રસુલ છે.

૧ ઓમ અસ્મલ્લાં ઇલ્લલ્લે મીત્રા વરૂણા દીવ્યાનીધંતે ઇલ્લલે
વરૂણા રાજા પુર્નદદુ: ॥

૨. હયામી મીંત્રો ઇલ્લાં ઇલ્લલે ઇલ્લાં વરુણો મીત્રો તળકામા:
હુવારમીંદરો હોતારમીંદરો મહાસુરીદ્રા: ॥

૩. અલ્લો જેષ્ટં શરેષ્ટં પરમંપુર્ણ બ્રહ્માણાલ્લાંસ । અલ્લો
રસુલ મહંમદ રકંબર સ્મલ્લો અલ્લામ: ॥

૪. આહુલા જુકમેકં અલ્લાનુકંમ અલ્લો યજ્ઞેન હુતહુત્વ : અલ્લા
સુર્ય ચંદ્ર નક્ષત્રઃ ॥

૫. અલ્લાં રુષીણું સર્વ રીવ્ય ઇંદ્રાય પુર્વાયાંપરમં અંતરીક્ષા : ॥

૬. અલ્લો પૃથીવ્યાં તરીક્ષં વીશ્વંરુપા દીવ્યાનીધતે ઈલ્લલે વરુણો
રાજા પુર્નદદુ ઈલ્લલે ઈલ્લાં તીલ્લીલ્લાઃ ॥

૭. ઓમ અલ્લા ઈલ્લલ્લાં અનાદી સ્વરૂપાર્થ વર્ણીકાશ્નુત્યાં: ॥

૮. ઓમ હીં હું હાં પશ્વાણુ શીખ્ખાન ચલ ચલાનકુરુ કુરુફટ: ॥

૯. ઓમ અસુર સંહારીર્ણા પું અલ્લો રુસુલ મહમદ રકંબર
રમલ્લે ઈલ્લાં છલ્લલ્લે તીલ્લીલલ્લાઃ ॥

(સુક્તશાસ્ત્ર)

ઉપલા નવ શ્લોકો વેદશાસ્ત્રની અને સનાતન ધર્મની મહતા પુરવાર કરે છે કે ત્રણ જુગ, ત્રણ વેદ, તથા ત્રણ ગુરુનો સમય વ્યતીત થતા પછી ચોથા જુગમાં ચોથા વેદના ચોથા ગુરુ શ્લોક (૯) માં બતાવ્યા મુજબ.

"અલ્લોર રસુલ મહંમદ કબરસ્ય."

એટલે—અલ્લાહના મોકલેલા મહમદ સાહેબ, ચોથા કળીયુગમાં અર્થવેદનું અધ્યયન કરાવનાર મહાન ગુરુ છે.

આ હીસાબે જો મહમદ સાહેબ સનાતન ધર્મ કે વેદશાસ્ત્રનો નીષેધ કરતા હોય, એમ સાબેત થાય, તો તેમ સાબેત કરનાર કે માનનારની ભુલ છે.

ચતુરમુખ બ્રહ્માનાં ચોથા મુખ ૯૦ મહમદ સાહેબે બરાબર રીતે ત્રણ જુગ, ત્રણ વેદ, અને ત્રણ ગુરુની સાંકળ ચોથા યુગમાં

ચોથા વેદ અથર્વ (કુરઆન) વડે સમજાવી છે. પોતે આખર જમાનામાં એટલે છેલ્લા જુગનાં અથવા ચોથા જુગના ગુરુ છે અને સનાતન શાસ્ત્રની ગણુનાં મુજબ પોતાનું શુદ્ર રુપ એટલે અભણુ સ્થીતીને "ઉમ્મી પેગંબર"નાં નામથી પુરવાર કરી છે. ચોથા અથર્વ વેદનીજ સમજ અરબી ભાષાનાં કુરઆને શરીફમાં સમજાવી છે. અને દશમા અવતારને માસુમ એટલે નિષ્કલંક–ઇમામની સંજ્ઞાથી હ૦ અલીને ઓળખાવ્યા છે.

મુળ પુરુષ તરીકે હ૦ આદમની ઓળખાણુ દ્વાપર જુગના અંતે મુળ પુરુષ તરીકે બુધ્ધની ઓળખ તેની એક હજાર વરસની ઉમ્મરનાં પ્રમાણુ સાથે સિધ્ધ થાય છે. ટેકામાં તવારીખે ફરીસ્તાનું તે પ્રકરણુ આ ગ્રંથમાં સમાવ્યું છે. અને આદમ અગાઉનાં આદમો–તે કૃષ્ણુ, રામ, ફરશીરામ, વામન વિગેરે છે. એમ પણુ એજ પ્રકરણુમાં સમજાય છે.

એહદેનસ સેરાતલ મુસ્તકીમ.
સેરાતલ લઝીના અન અમતા અલયહીમ.

એટલે—હે ખુદા ! તું સીધો રસ્તા (સતપંથ) બતાવ કે જે સીધે રસ્તે અમારી અગાઉના લોકો ચાલતા હતા અને જેના ઉપર તેં તારી દયા ઉતારી છે.

એ પ્રાર્થના (નમાઝ) નાં શબ્દો દરેક મુસલમીનને આખા દીવસમાં ૧૭ સતર વખત ઉચ્ચારવા એજ હ૦ મહમદ સાહેબે તાલીમ કરેલ છે અને તેની નોંધ કુરઆને શરીફમાં પણુ ખાસ ઉતારેલી છે—એ બતાવે છે કે દરેક મુસલમીનને ઇસ્લામ અગાઉનાં લોકો જે જે સતધર્મ તરીકે પાળતા, તેને રસ્તે ચલાવવા ખુદાને વીનંતી કરવી ફરજ છે.

આ ઉપરથી ઈસ્લામની તાલીમ નવી નહીં, પણ ત્રણ જુગ સુધી જે જે ધર્મ સત્ય તરીકે પળાતો, તે સનાતન રસ્તે ચાલતી આવેલી છે. માત્ર આગળનાં સંજોગો જીંદગીના પ્રમાણમાં બહોળા હતા, ત્યારે આ છેલ્લા જુગના ટુંક સમયમાં ટુંક ભક્તી વડે ઇશ્વરની કૃપા મેળવવાની રૂઢી ચોથા જુગનાં ગુરૂ નબી મહમદે સમજાવી છે. જે સનાતન દ્રષ્ટીથી પણ યોગ્ય જ ગણાય.

શ્રી નકલંક અવતારનું ભજન એ સનાતન ધર્મ મુજબ ચોથા કળીયુગનું મુક્તીનું સાધન છે અને તેજ મુજબ આખર જમાનામાં હ૦ અલીની વંશપરંપરા જયોતી જેને (ઇમામ) કહેવામાં આવે છે તેની પધરવી તેનેજ આધીન રહીને કરવી એજ ઇસ્લામમાં બતાવેલ નજાતનો મુખ્ય રસ્તો છે.

સનાતન અને ઇસ્લામ એ બેઉ એકજ અર્થવાળા છે. અરવાચીન સનાતન તેજ ઇસ્લામ અને પ્રાચીન ઇસ્લામ તેજ સનાતન ધર્મ.

કારણ કે—

૧—ખુદા એક.

૨—પેગંબર સત્ય છે.

૩—ઇમામની બયત લેવી.

૪—કયામત એટલે છેલ્લો હિસાબ આપવાનો મહાન દિવસ ખરો છે.

એ ઇસ્લામ શિખવે છે. ત્યારે

૧—ઇશ્વર એક છે.

૨—દરેક જુગના ગુરુ સત્ય છે.

૩—અવતારને આગમીને તેનાં હુકમ પ્રમાણે વરતવું.

૪—પુનરજન્મ એટલે પોતાના કર્મ મુજબ ફરી ફરીને જન્મ ધારણ કરવો, એ સત્ય છે. પરંતુ હાલ છેલ્લો જુગ છે. તે પછી જુગ નથી એટલે આ જુગમાં મુક્તી નહીં મેળવનારે જન્મ ધારણ કરવા પાંચમો જુગ નથી. અને તેથી ચારે જુગનાં કરેલાં કાર્યનો બદલો ભોગવવાનો વખત જેને સ્વર્ગ નર્ક ભોગવીને છુટકારો મેળવવાનો છે.

ઉપર મુજબ-સનાતન અને ઇસ્લામનાં ધર્મ સીધાંતો જુદા નથી. અને જુદા ગણે તે સનાતન ધર્મ અથવા ઇસ્લામથી અણજાણ છે એમ કહેવાય.

આ અજ્ઞાનતાના લીધેજ આજ સુધી હીન્દુ મુસ્લમીન એવો ભેદ ટકી રહયો છે. પણ બેઉ પક્ષનાં સીધ્ધાંતો તપાસી ખાત્રી કરનારને હીન્દુ મુસ્લમીન એવો પક્ષપાત દેખાશે નહીં.

આવો અપક્ષપાત બોધ હીન્દમાં આશરે એક હજાર વર્ષ ઉપર અપાવા શરૂ થયેલ છે. જેમાં મુખ્ય પુરૂષ પીર સતગુરૂ નુર—ત્યાર પછી પીર સદરદીન અને ગુરૂ પીર હસન કબીરદીન તથા તાજદીન મુખ્ય છે.

આશરે ૬૦૦ વરસ ઉપર આ અપક્ષપાત બોધ પીર સદરદીનના વખતમાં ખીલી નીકળયો અને તેમાંથી ખોજા ન્યાતી બંધાઇ. તે ઉપ રાંત પંજાબ તરફ વસતા હીન્દીઓ કુંભાર, સુનાર વીગેરે છુપાં હતા. તેજ આજે પ્રકાશમાં આવી ગયા છે.

મુમના—શેખડા વીગેરે બીજી હીન્દુ રજપુત કોમે પણ આ અપક્ષપાત બોધનો લાભ લીધો છે.

આ બધી જાતના લોકો હાલ નીઝારીયા, ઇસમાઇલીયા તરીકે ઇસ્લામમાં ઓળખાય છે. પરંતુ સનાતન ધર્મની ગણત્રીમાં સતપંથ ના નામથી પ્રસીધ્ધ છે,

અને તે ચોથા જુગના ગુરૂ નબી મહમદ સાહેબે સેતરદીપ-દેશમદેશ–અરબસ્તાનમાં ઓળખાવેલા નીષ્કલંક અવતાર **ઈમામ** હ૦ **અલીની** સીધી નરનસલે ઉતરી આવેલા હાલના નામદાર સર સુલતાન **મહમદશા** મશહુર **આગાખાન** સાહેબનેજ પોતાનો ઈમામ રહેબર મુરશદ અને નકલંક અવતારનું પ્રગટ પાત્ર માને છે. અને તેમનાજ પવીત્ર હુકમ અનુસાર પોતાની મુકતી ઇચ્છે છે.

મુસલમીન ભાઇયો ઈમામ મહેંદીની ઈંતેજારી ધરાવે છે. ને જેનો સમય હી. સ. ૧૩૩૫ થી ૧૩૪૦ સુધી માં માને છે. તે ઈમામ મહેદી હ૦ અલીની સીધી નરનસલે ફાતમાઈ અવ્લાદમાં નામદાર આગાખાન સાહેબ માત્ર એકલાજ છે. ત્યારે હીન્દુ વર્શનવો દશમ નકલંક અવતારના પ્રગટ થવા વીશે જે તલપી રહયા છે, તે પણ નામદાર આગાખાન સાહેબ હ૦ અલીની ઓલાદમાં ઇમામતનો પેઢી દર પેઢી વારસો ભોગવનાર ૪૮ મું પાત્ર છે. અને તેમનોજ જન્મ હીન્દમાં કરાંચી ખાતે ઈ. સ. ૧૮૭૭ માં થયેલ છે તે સાબેત કરે છે કે—

**યદા યદાહી ધર્મસ્ય ગ્લાનીર ભવતી ભારત;**
**અભ્યુત્થાનમ ધર્મસ્ય, તદાત્મનમ સ્રજ્યા મ્યહમ,**

એટલે—જ્યારે જ્યારે હીન્દમા ધર્મનો લોપ થાય છે તે વખતે ધર્મના વડે ઉદ્ધાર કરવા હું હીન્દમાંજ જન્મ ધારણ કરીશ.

એ મુજબ અરબસ્તાનમાંથી અહીં હીન્દ ખાતે હાલના નામના આગાખાન સાહેબનો જન્મ થયેલ છે. ને તેઓએજ હીન્દને સ્વરાજ અપાવવા માટે ઇન્ડીયા ઇન-ત્રાનઝીશન નામનો ગ્રંથ પ્રગટ કર્યો છે. તેને ઓળખવા દરેકને મારી નમ્ર પ્રાર્થના છે.

**વરતેજી.**

# સનાતન સાથે—ઇસ્લામનો સંબંધ.





સનાતન ધર્મનાં જીવન રહસ્ય રૂપ "ઓમ"નો અખંડ નક્ષ ઇસ્લામનાં સ્તંભ રૂપ "અલી"નું લક્ષ કરાવે; એ ખુદાઇ માર્ગની સત્ય એંધાણી છે.

સંસ્કૃત ભાષામાં વેદ, ઉપનીષદ: અને ગીતાનાં સત્ય તત્વોને અરબી ભાષામાં માનવંત કુરઆને શરીફમાં તથા તેને લગતી મોતેબર કીતાબોમાં છે. એમ સ-ના સાથે પુરવાર કરવાનું બીડું માત્ર સતપંથના ઉસ્તાદોએજ ઝડપ્યું છે.

હિન્દુ ધર્મના ઝંડાના નીચે સનાતન ઉપરાંત પુષ્કળ સંપ્રદાયો છે. જેઓ વેદ વિરૂધ વર્તન શીખવે છે. ત્યારે ઇસ્લામમાં પણ પ્રચલિત બોંહતેર ફીરકા છે જેમાં શિયા સુન્ની મતનો સમાવેશ

થઇ જાય છે. પરંતુ તેમાં અરસપરસ અઇકયતા કેળવે એવું વતન પાક કુરઆને શરીફનું દેખાતું નથી. આ રીતે હિન્દુ અને ઇસ્લામી એ બેઉ સમુહનો સમાગમ એ ઘણાજ આશ્ચર્યની વાત કહેવાય–અથવા કુદરતની ખરી અજાયબી!

હિન્દમાંના ૨૧ એકવીશ કરોડ હિન્દુઓ અને કુલ ૪૦ ચાળીસ કરોડ મુસલેમીનો એ બેઉની અરસપરસ અઇકયતા દુનિયાને દંગ કરે, એવો આનંદી બનાવ અવશ્ય થવાનો છે. એ કેટલા બધા હર્ષની વાત!

એ હરખાવનારા દિવસો દિન પ્રતિદિન વધુ ને વધુ નજીક થતા જાય છે. એમ જોનારી આંખો, વેદ અને કુરઆનની માન્યતા સિવાયની નથી.

ઓમનાં અખંડ નક્ષવાળી ફરકતિ ધજા સહીત કરતા, સેતા નવા ફાપર જુગનાં રસ્તે ચાલનારો સનાતની સંઘનું સોઇબયાથી વિખુટા થતાં ગુંચવાડને અટકી જવું અને અરબસ્તાનમાંથી ઇમામતની રાહબરી વડે અલીનાં હરફ યુકત ઉડતા ફતેહમંદ વાવટા સાથે મુસાફરી કરનાર મોહમદી કાફલાનો સમાગમ થવો, એ ચમતકારીક બિના છે.

જમણી બાજુથી પોતાની સફર શરૂ કરનાર સનાતની સંઘને ડાબી બાજુથી બુરસાબેર ધસી આવતો ઇસ્લામી કાફલાનો મેળાપ નીચેનાં ચિન્હ રૂપ છે:—

## હિંદુ મોસ્લેમ આઈક્યતા.



ઉપર બતાવેલ સંજ્ઞા પ્રમાણે ત્રણ યુગ સુધી એટલે દુનિયાના કાળ પ્રમાણ ૩૧૪ સમય સુધી એમની ધજા સહીત વહનાર સનાતની સંઘને અરબીમાં એમને મળતા અલી નામવાળા વાવટાવાળા ઇસ્લામી કાફલાનો મેળાપ થતાં હિન્દુ–મુસલમીન બેઉને અરસપરસ કેવી ખુશાલી ઉપજે!! કારણ કે ઘણે દુરથી એ બેઉ પક્ષને એક બીજાનાં વિરોધી લાગવાથી અરસપરસ થયેલ ભય દુર થયો! અને તેને બદલે વિરૂદ્ધ દિશામાંથી આવનારાઓ પોતાનાજ ભાઇઓ છે એમ ઝળકવા લાગ્યું!!!

આ સંગમના પરિણામે સનાતન પક્ષનો ભોમીયો–(અવતાર) નકલંક! મહમદી કાફલામાં ઇમામ મહેદીનાં ઉપનામથી સમજાતાંજ અઇકયતાનું અજવાળું પ્રકાશમાન થયું. સનાતનીને ઇસ્લામી કાફલો અને ઇસ્લામીને સનાતની સંઘ, પ્રાચીન અને અર્વાચીન સ્વરૂપમાં એક મેક કુટુંબી સમજાયાં. અને આ બેઉ સમુહની જુદી જુદી ભાષાનાં લીધે થતો ગુંચવાડો ઉકેલનાર અને બેઉની ભેળી વ્યવસ્થા તથા વ્યુહ રચના ગોઠવનાર [illegible] ઇમામ મહેદીનાં પ્રગટ હુકમની વાટ જોતાં એક પગે ઉભેલાં છે.

આ વિષયના વિરોધીઓનો નિકાલ કરવાનું પ્રથમ કાર્ય થયા પછી, આ બેઉ સમુહ વચ્ચે થોડાક દેશી લોકો અને વિદેશી પ્રાશ્ચીમાત્યનો સમુહ જેને બુધ્ધ અને જઇન તથા યહુદી, જરથોસ્તી અને ખ્રીસ્તીના નામે ઓળખાતી પ્રજાનાં પ્રજાનાં સમુહનો સામટો સરવાળો સનાતની સંઘનાં અભિમાને જુદા પાડી નાંખેલાં તથા મહમદી કાફલાનાં પહેલાંના

સમયમાં હિન્દની બ્હાર ખુદાઇ રોશની વડે, જે ધારમીક માનીનતા ટેમપરેરી ઉભી થઇ હતી, તેને જાથુકની માનનારાઓનો સમુહ, સનાતની સંત્ર તથા ઇસ્લામી કાફલા એ બેઉનાં વચ્ચેનો છે. તેને દુનીઆના અંત સમયે પ્રગટ થનાર ઈશ્વરી સ્વરૂપો નકલંક અથવા મેંહદીનાં દરશન વડે સાંકળીને, બધી દુનીયાપર મહાન એકતા સ્થપાશે. જેની સનાતન. જઇન. યહુદી .ઇસરાયલી; ખ્રીસતિ. અને ઇસ્લામ દરેકનાં ધર્મ પુસ્તકોમાં એકજ ઢબની અગમચેતી કરેલી છે.

સનાતન ધરમ ૩।૪ કાળ પ્રમાણ જેટલા સમય સુધી, પોતાનીજ ધારમીક સત્તા ચલાવ્યા પછી, ૧।૪ જેટલા ટુંક સમયમાં, ઈશ્વરી જ્યોતી વગર સનાતન ધર્મ જે માઠી અવસ્થાએ પહોંચ્યો. તેમાં હીન્દ સીવાયનાઓને પોતાથી હીણ માનીને મોટાઇ ધારણ કરવા જે વરણાશ્રમની ગણત્રી શાસ્ત્ર વીરૂધ રાખી, તેનું પરીણામ એ હતું તેટલુંજ નહી પણ વેદીક પ્રોગ્રામમાં ઈશ્વરી જ્યોતીની ગતી ઉત્તરોતર બ્રાહ્મણ, ક્ષત્રી, અને વઇશ્ય, પછી શુદ્રમાં ઝળકવાની માહીતી છતાં અળગાપણું રાખી જે અહંપદમાં ઈશ્વરી જ્યોતીની પીછાણ કરી નહીં; તેનું પણ કારણ સાફ હતું નહીં તો સનાતન ધર્મનોજ ચોથો વીભાગ તે બુધ્ધ.. જઇના. યહુદીઓ. ઇસ્રાયલીઓ ખ્રીસ્તીઓ અને મોહમેદનાં સાથે મળીને થાય છે. જેને અથર્વ વેદના તાત્પર્ય નરીકેજ ગણવાનો હક છે. પરંતુ તોરેત, જબુર ઇન્ઝીલ એ ત્રણ કીતાબો તથા વેદનાં સંપુર્ણ તારતમ્યની ચુકતે જવાબદારી કુરઆને શરીફે સ્વિકારેલી છે. અને તેથીજ દુનિયા ઉપરનાં જુદા જુદા દેખાતા ધારમીક ફાંટાઓએ એકચીતકે. એમ સત્ય રીતે પુરવાર કરવાનો દાવો રજુ કરે છે.

ઇસ્લામમાં પડી ગયેલા અરસપરસ વિરૂધ્ધતા દેખાડનારા ફીરકા ઉપરથી, કુરઆને શરિફની વેદ અને બીજી ઇલાહી કેતાબો ઉપરની ફઝીલત માટે વિરોધ ઉભો કરે, તો તે માટે કુરઆને શરીફનો માત્ર એકજ સીધ્ધાંત જવાબ આપે છે કે–

આયાત:—

કુલ્લે શયઇન અહસયનાહો ફી ઇમામુ–મ–મોબીન.

અર્થ:—

દરેક વસ્તુની સમજ જાહેર ઇમામ પાસે હોય છે.

આ દુનિયાના અંત સુધીનાં નિર્ણય યુકત ખુદાઇ વચન-માં વેદ, ગીતા, તોરાત, જબુર, ઇન્ઝીલ, અને કુરઆને શરીફનું જીવન સમાયલું છે. ખુદાઇ નુર તરિકે સનાતન, બુધ્ધ, યહુદી, ખ્રીસ્તી, ધર્મોમાં ક્રમવાર–મછ, કછ, વરાહ, નરસી, વામન, ફેરસી, રામ, કૃષ્ણ, બુધ્ધ ( આદમ) અને તેનાં પાત્ર–મુસા, દાઉદ, ઇસામાં પ્રગટ રહીને છેવટ શ્રી નકલંક તરીકે હ૦ અલી અને તેની સીધિ નર નસલે થયેલા ઇમામો આજ પર્યંત નામદાર આગાખાન ખુદાવંદ સર સુલતાન મહમદ શાહમાં ઝળકતું મઉજુદ છે!

એ ખુદાઇ નુરની હિન્દ ખાતે દશમ અવતાર તરીકે આસરે ૧૨૦૦ બારસો વર્ષ ઉપર પ્રથમ સતગુર નુરે ગુજરાત વિ-ભાગમાં પિછાન કરાવી હતી. અને પીર શમ્સ તથા ત્યાર પછી ૬૦૦ વરસ ઉપર પીર સદરદીન સાહેબ તથા ગુર પીર હસન

ફખીરદીન સાહેબ અને તાજદિન સાહેબનાં વચનામૃતોની સાક્ષી વડે એ પિછાન પોષાયા પછી મઉલાના શમ્સ તબરેઝી નાં જુસ્સાકાર પ્રવાહ રૂપ જ્ઞાનામૃતનાં સિંચનથી હિન્દના જુદા જુદા વિભાગોમાં જાથુકની મકકમ અસર ફેલાવી, તોપણ એ નિરમળ અને દુનિયાના ધર્મને એકત્ર કરનારી તાલીમ જ્યારે છુપી હીફાઝત વડે પ્રગતિ કરતી હતી, ત્યારે ઇસ્લામ અને કુરઆનનાં નામે ફેલાતી જતી હિદાયત, ખુદાઈ નુરની આડકત્રી રોશનીથી હતી. અને તેથીજ ઇસ્લામીઓમાં ફીરકા થતા ગયા. અને દુનિયાનાં ધર્મને એકજ છત્ર નીચે ભેળાં કરવાનું મહાન કાર્ય કરવાની પોતાની ફરજ બજાવે, તેવી લાયકાત દેખાડી શક્યું નહીં-બલ્કે વેદ જુઠાં, હિન્દુ કાફર એવો હડહડતો ગેર ઇન્સાફ કરવા દોરવાઇ ગયું. અને તેથીજ ટરકીની ખીલાફત-દરેક વસ્તુની સમજ ધરાવનાર જાહેર ઇમામનાં ટેકા વગર ટકાર રહી શકી નહીં.

અને જેવી રીતે હિન્દમાં-હિનદિ રાજ્ય સતા જતી રહી. તેવીજ રીતે આજેમુસ્લેમ રાજસતા પણ ખલીફાતના નામથી પુર્ણ થઇ ગઈ.

જેમ દ્વાપર યુગ મધ્યે શ્રી કૃષ્ણે ગીતામાં ફરમાવ્યું છે કે:-

શ્લોક—યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત.
અભ્યુત્થાનમ ધર્મસ્ય તદાત્માનમ સૃજામ્યહમ.

અર્થ જ્યારે જ્યારે ભારત દેશમાં વધર્મનો લોપ થાય છે ત્યારે ત્યારે હું ત્યાં અવતાર ધારણ કરીને ભારતનો ધર્મ વડે ઉધ્ધાર કરૂં છું.

આ વચન મુજબ કૃષ્ણાવતાર પછી, તેરસો વરસ પર નકલંક અવતાર અલી તરીકે અરબસ્તાનમાં જન્મવા પછી પણ તે ભાગોમાં એટલે હીન્દની બાહાર રહીને પોતાની ઇશ્વર જયોતીની પ્રતિભા અજાયબ રીતે પાડતા રહયાં પરંતુ હીન્દ આટલા વખત સુધી સંકટમાં ન હોતું, જેતું હાલ છે અને હવે જયારે ભારતમાં ધર્મની બાબતમાં ગ્લાની થઇ છે. ત્યારે ગીતામાં કરેલા વાયદા મુજબ એજ શ્રી કૃષ્ણે અરબસ્તાનમાં લીધેલા અલી અવતાર પછી. છેલ્લા ૪૩ વરસ ઉપર સીન્ધના કરાંચી ગામમાં ઇ૦ સ૦ ૧૮૭૭ માં અવતાર લીધો અને હાલનાં નામદાર આગાખાન તરીકે પોતાની માતૃ ભુમી હીન્દ માટે જે જે પ્રયત્નો ચાલુ છે, તેમાં હીન્દુ મોસ્લેમ અઇક્યતાનાં જીવન પ્રેરક ભાષણો અને "ઇન્ડીયા ઇન ટ્રાનઝીશન" ના અવલોકીક હાથે બ્રીટીશ રાજસત્તા સામે "હીન્દ-સ્વરાજ" માટે જે મહાન લડત રજુ કરી છે.: તે ગીતામાં કરેલ વાયદાની યાદ તાજી કરાવે છે! અને એમનાં એ મહાન કાર્યનાં અંજામ માટે હાલનાં દરેક જીવતાં ભારત વાસી સનાતનીને જાણે સુચવે છે કે.

સર્વા ધર્માન પરીતજ્ય. મામેકં શરણ વ્રજ:
અહંત્વા સર્વ પાપેભ્યો. મોક્ષ ઇશ્યામી માશુચ.

બધા ધરમનો પરિત્યાગ કરીને મ્હને એકલાને શરણે આવ. હું જ તમારા બધા પાપને ટાળીને કૈવલ્ય મુકિત આપીશ બીહમા. વરતેજી.

# ઈસમાઈલીયા ઈમામતનો સુર્ય.

## પેશીનગોઈનો હદીસો.



**હદીસ-સલાસા મેઆતા સનતીન મીન બઅદી તત્તલેઉશ શમ્સ મીન મગરેબહા.**

એટલે-જનાબ રસુલે ખુદા સ૦ અ૦ વ૦ મે ફરમાવ્યું કે, મારી બાદ ત્રણસો વરસે સુર્ય પશ્ચીમમા ઉગશે.

આ પેશીનગોઈ મુજબ ઈમામ **જાફર સાદેક** અ૦ થી મુસા કાઝીમની નસલમાં ઈમામત માનનારાઓનો ઈમામ હી૦ સ૦ ૨૫૮ માં ગાએબ થયા. ત્યાર પછી બે વરસે એટલે હી૦ સ૦ ૨૬૦ માં ઈસ્માઈલી નસલે ઈમામતનો સીલસીલો જે શાહ ઈસ્માઈલ પછી રઝી અબ્દલ્લા સુધી ઈમામતનો સુર્ય છુપો હતો, તે ઉપલી પેશીનગોઈ મુજબ પશ્ચીમનાં મુલકમાં ઈસમાઈલીયા ખીલાફતની રાજ સત્તા સાથે ઈમામ **મેંહદી મહમદ** ઈસમાઈલીયા ઈમામતનો સુર્ય ઝાહેર રીતે ઝળકતો થયો.

આ મુબારક હદીસ ઉપરથી અને તેની સચ્ચાઈ જે રીતે જાહેર થઈ. તે ઉપર દાનશમંદોને ખુલ્લો ઈશારો મળે છે કે ઈમામતની દલીલ હમેશાં સુર્ય હોય છે, ને તે મુજબ ઈશનાઅશરી ઈમામતનો સુર્ય હદીસથી વીરૂધ રીતે ૩૦૦ વરસે ઉગવાને બદલે ગેબ થયો. જે આજ તેરસો વરસે પણ પ્રગટ થયો નથી. અને ઈસિમાઈલીયા ઈમામતનો સુર્ય બરાબર રીતે પ્રગટ થયો. તે હક બાતીલની તમીઝ માટે રોશન ગવાહી છે. એટલે કહેવત છે કે "ધણી આવે ત્યારે ચોર લાજે:" તે મુજબ ઈસિમાઈલીયા ઈમામતનો હક સુર્ય પ્રગટ થતાં ઈશનાઅશરીઆ ઈમામતનો બાતીલ દેખાવ ગેબ!!! ( સલવાત )

* * *

મજકુર હદીસને મળતી વીગત ફારસી કીતાબ નામે દબીસ્તાને મઝાહીબમાં જોવામાં આવી પણ તે હદીસનાં શબ્દો નીચે મુજબ છે.

**હદીસ-"અલારાઅસે અલ્લફા વસલાસ મેઅતીન યતલો ઉશ શમ્સ મીન મગરેબહા"**

એટલે-તેરસો વરસ પછી સુર્ય પશ્ચીમથી ઉગશે.

હદીસની આ પેશીનગોઈ મુજબ પણ એજ ઈસ્માઈલીયા ઈમામતનો સુર્ય ખુદાવંદ સુલ્તાન મહમદ શા૦ હાજર ઈમામે પોતાની ઈમામતની બુલંદી "તુર્ક ખીલાફત" શીકસ્ત થવા છતાં ઈસ્લામી રાજ સતાનાં બચાવનો ઝળકતો ઝુંડો, પોતાની રેહબરી તળે ખડો કરીને હદીસનાં શબ્દો ખરા પાડયા છે.

* * *

આ પેશીનગોઈની હદીસનાં સંબંધમાં ફઝાહરે હકીકતનાં લખનાર પોતે પોતાનાં શબ્દોમાં નીચે મુજબ દરશાવ્યો છે કે-

"હદીસકી શાન મુશતબા બીલ ફેલ હયે. બાઅજ રાવયુંકે નજદીક "**સલાસા મેઆતા સનતીન**" અઉર બોહત રાવીયું કે નજદીક "**અલ્લફા** વ સલાસ મેઅતીન હયે" મેરે ખ્યાલમેં યેહ દોનો હદીસે સહી હયે.

"**સલાસા મેઅતીનમેં** ઇમામે જાહેરકા જુહુરે બારી હુવા. ઉસસે મુરાદ જનાબ **મહેદી મહુમદ** ઇબ્ને રઝી અબ્દલ્લાહ હયે. અઉર "**અલ્લફા સલાસા મેઅતીનમેં** ફી ઇમામે વકત જીન્કા જુહુર અઇસી જમીનો પર જો શાદાબ અઉર હમવાર હયે, રોશની દે ચુકા હયે અઉર જો જમીને ખાત ડાલનેકે કાબીલ હયે. ઉનપર બાત ખલેયાન ડાલનેકે હો જાતા હયે. અઉર બંજર પર બી ઇન્શાઅલ્લા પુરે જુહુર તક અસર હો જાયગા. (ઝીક્ર હકીકત)



# નવમો બુદ્ધાવતાર

અને

# બાવા આદમ.

આડમા શ્રી કૃષ્ણાવતાર પછી નવમા બુદ્ધાવતાર જેનો સનાતની તે વખતના બ્રાહ્મણોએ અસ્વિકાર કર્યો, તેનું ઈશ્વરી સ્વરૂપ હિન્દ બહાર દાદા આદમનાં નામથી મુળ પુરૂષ તરીકે જાણીતું છે.

તે બાબતમાં ઈલાહી કીતાબો તોરાત, જબુર, ઈન્જીલ, પછી પવિત્ર કુરઆને શરીફ પણ નીચેનાં વાકયમાં સાક્ષી આપે છે.

**આયાતઃ-**

કાલઃ લમ અકુન લે અસજોદ લેબશરીન ખલકત હુ,
મિન સલ સાલીન મીન હમ ઈમ મસનુન.

એટલે તેણે કહ્યું કે હું એવો નથી કે હું તે મનુષ્યને સેજદો કરૂં કે જેને તેં કાળી વાસ મારતી સુકેલી માટીમાંથી પેદા કર્યો છે.

કાળી વાસ મારતી માટીનો બનાવેલો માણસ તેજ બુદ્ધનું સ્પષ્ટ સ્વરૂપ છે.

અને તે બાબતમાં નીચેનું વરણને સાક્ષી આપે છે-

[ તવારીખે-ફેરેસ્તાનો ઉતારો.]

મુકદમા-મોઅતેકદાન એહલે હીન્દમેં, અઉર ઝીકર **રાવનકી** અઉર બયાન કેફીયત જહુરે ઈસ્લામકા ઈસ બીલાદમેં વાકેઅ હોકે

કીતાબે મહાભારથસેં ઝ્યાદા કોઇ કીતાબ મબસુત અઉર મોઅનેબર દરમીયાન ઇશ તાયેફા કે નહી હયે. અઉર ઉસે **શેખ અબદુલ ફજલ** ફેઇઝી બીન શેખ મુબારકને અહદે સલતન **જલાલુદીન** મહમદ **અકબર** શાહ મેં હીન્દી ઇબારતસેં ફારસીમેં તરજુમા કીયા, અઉર ઇસમેં એક લાખ બયતમે મુતજાવજાહે. મુસન્નફ ઇસકીતા બકા બનોર કોતાહ કરે. સુખન અઉર ઇખ્તેસાર કલામકે ખુલાસા ઇસકા ઇસ મકાનમે તહરીર કરતા હયે. તાકે તાલેબાને આસાર ઉસકે મુતાલેઆસે હીજ વાફી ઉકાકર આગાજસે અંજામ તક મુસ્તફીદ હો.

* * * *

મદારે ગરદીશ રોજગારે ભુકલમુંકા હુનુદકે એતેકાદે નાકસમેં ચાર દઉર પર હયે. અવલ સતજુગ–દુસરા તિરતાજુગ–ત્રીસરા દુવાપર–જુગ–ચોથા કલજુગ.

જબ વકત કે દઉરે કલજુગ તમામ હોતા હયે, ફીર સરે નઉ દઉરે સતજુગ આતાહયે. અઉર કલજુગ પર મુન્તહી હોતા હયે, વઅલા હાજલ કીયાસ હમેશાં અહવાલ ઇસ જહાંનકા ઉપર ઇસી તરીક કે રહા અઉર રહેગા. અઉર ઇબ્તેદા અઉર ઇન્તેહાસે કોઇ નીશાન પેદા નહી હયે.

## ૯૦ અલી તથા યહુદીનો સંવાદ.



અઉર બાઅજે કુતુબ મોઅતબરાસે મુતાલઆ હુવાકે એક શખસને સાહેબે સફુની માફુનલ અસરા ૧ ફેઉકલ ફરશ યાઅને **અલી** ઇબ્ન **અબી તાલીબ** રજી અલ્લાહો અન્હાસે પુછા કે, યા

અમીરલ મોઅમેનીન "આદમસે તીન હઝાર સાલ પેશતર કોનથા" ? ફરમાયા કે, "આદમ"! જબયેહ માઅની તીન મરતબા તકરાર પાઈ, વોહ સાયેલ સર બગીરબાન અઉર સાકત હુવા, ઉસ વકત હઝરત શાહ વીલાયત પનાહને ઈરશાદ કીયા કે, અગર તું મુઝસે તીસ (૩૦) મરતબા પુછતા, કે આદમસે પેશતર કોનથા ? યહી કહેતા મેંય કે "**આદમ**" ઉસેસેભી કહંગી આલમકી ઈસતબનાત અઉર ઈસતખરાજ હો સકતી હયે, અઉર હુનુદકે અકવાલભી મહજ તરહાત યાઅને બાતલ અઉર લહવ આમેજ સુમાર નહી હો સકતે. અઉર બાઅઝે બરાહમા સલફકે કઉલસે મુસ્તનાદ હોતા હયે. અઉર મુદકકીન યાં અને કામ બારીક કરનેવાલે, અઉર મોહકકીન યા અને તહકીક કરનેવાલે ઉન્કે ઈન બાતુકી તાવીલ કરતે હયે.

## દુવાપર જુગમાં આદમ.

---

અહેર કાલ મુદત **સતજુગકી** સતરા લાખ અઉર અઠાઈસ હઝાર (૧૭૨૮૦૦૦) સાલ મશહુર હયે. અઉર ઈસ દઉરમેં અવઝાએ જહાંનીયા કે સલાહ દસદાદ યાઅને નેકી વ રાસતી અઉર દુરસ્તી કીરદાર અઉર ગુફતારકી હયે. અઉર વઝઅ વ શરીફ અઉર ફકીરો ગની રાહ હાયે. રાસ્તી વ દુરસ્તી અઉર મરઝ્યાત ઈલાહીસે તજા-વજ અઉર તફાવત નસીં કરતે હયે. અઉર ઈસ અહદ મેં ઈન્સાનકી ઉમ્ર તબીઈ લાખ (૧૦૦૦૦૦) બરસકી મશહુર હયે. સુબહાન અલ્લાહ! યેહ કયા બાત હયે અઉર કયા ઉમ્ર !

રૂબાઇ–

જી'ન શશ દરહ કોહન બજુજનામકે યાફત,
માહીયત ઇન જું'બશ વ આરામ કે યાફત!
અન્દેશા દરીન તીલસ્સમ સર બસ્તા ખતાસ્ત!
આગાજ જહાંકે દીદ અજામ કે યાફત!

અઉર ઇમ્તેદાદ યા અને દરાજી આયામ તીરતા જુગકી બાર લાખ અઉર છયાનવે હઝાર (૧૨૯૬૦૦૦) સાલ મબતઆરેફ હયે. અઉર ઇસ જમાનામેં તીન હીસ્સા અવજાઅ મરદુમ કે રજાએ ઇલાહી કે મુવાફીક હોતે હયે. અઉર ઉમ્ર તબીઇ ઇનસાન દસ (૧૦૦૦૦) હઝાર સાલ માઅરૂફ હયે. અઉર તીસરા દઉર કે ઇબારતે દુવાપર જુગસે હયે. આઠ લાખ અઉર ચોસઠ હઝાર (૮૬૪૦૦૦) સાલ મુતદાવલ યાઅને અઝચકગદીર નઉમત બનઉમત ગીરફતા શુદા દસ્ત બદસ્ત ગરદાયંદા શુદા હયે, અઉર ઇન અવકાતમેં તરજ વ રવીશ આલમકે રેહને વાલુંકી દુરસ્ત ગુફતારી અઉર રાસ્ત કીરદારી હો. અઇર ઉમ્ર તબીઇ ઇનસાનકી હઝાર સાલ મશહુર હયે. અઉર ઉમ્ર બાબા આદમ અઉર નુહ અઉર મિસલ ઇન બુઝુરગ વારોકી જો હઝાર અઉર કરીબ હઝાર સાલ કે નીશાન દેતે હયે. એહલે હીન્દ કબુલ કરતે હયે, અઉર કેહતે હયો. ચુંકે યેહલોગ અવાખર દોઉરે દુવાપર જુગમેં પેદા હુંવે યે કસવજાસે ઇસી કદર ઇન્કી ઉમ્ર વાકેઅ હુઇ. અઉર મુદતે દઉરે ચહારૂમ યાઅને કલજુગકી ચાર લાખ અઉર બતીસ હઝાર (૪૩૨૦૦૦) સાલ મુસ્તેઅમલ હયે, અઉર ઇસ દોઉરમેં તીન હીસ્સા અતવારે સાકેનાને આલમકે નારાસ્તી અઉર નાદુરસ્તી પર હયે. અઉર ઉમ્ર તબીઇ ઇસ અહદ મેં સો (૧૦૦) બરસ અઉર જાબતા અઇચ્ચામે હર દઉરકા વોહ હયે. કે

મીકદારે કલજુગકી જીસવકત ઈજાદ હોવે, દુવાપર જુગકી મુદ્દત હયે. અઉર જીસવકત મીકદારે દુવાપર જુગ ઈજાફા હો. મુદ્દત **તીરતા** જુગ હો. અઉર જબ મીકાદરે તીરતા જુગ જીયાદા હોવે સત જુગકી મુદ્દત હયે. અઉર અબ એહલે હીન્દકે હીસાબસે કે તારીખ હીઝરત રીસાલત પનાહ મહમદ સલલ્લલાહો અલયહે વ આલેહી વસલામ એક હઝાર અઉર પદરા (૧૦૧૫) કી પહોંચી હયે.

દઉરે કલજુગસે ચાર હઝાર અઉર છેસો અઉર ચોરાસી (૪૬૮૪) બરસ આખર હુવે હયે. **ઝહે કહંગીયે આલમ! વ ગહે તરફગીયે આદમ.**

રૂબાઈ—

**સર રીશતાએ આલમ કોહન પયદા નીસ્ત!**
**ઝીંન કોહના સહીફા યક મુબન પયદા નીસ્ત**
**હરચંદ બગરદાઈન જહાં મીગરદમ:**
**ઝીંન ચબજ ગરદું સરોબન પયદા નીસ્ત.**

☞ આ ઉપલા તવારીખી હવાલાથી સાબેત થાય છે કે આશરે ૬૦૦૦) વરસ ઉપર જે **દાદા આદમ** થયા તે હિંદુ-સનાતન પ્રમાણે કૃષ્ણ પછીનો **"બુદ્ધ અવતાર"** થયો. ઈસ્માઈલીયા ફીરકામાં **"વિશ્નાપુરી"** મુજબ-બુધનાં ફરઝંદ **શીશ** છે. તેજ **આદમનાં** ફરઝંદ **શીશની** સાબેતી છે. જે પછી સિલસીલે ૯૦ અલી અને તેની સીધી નર નસલે હાલનાં મઉજુદ **નાઠ આગાખાન સર સુલતાન મોહમદશા** ખુદાઈ નુર ઈમામ **મહેંદી** છે.

---

# ઈસમાઈલીયા ફીરકા માટે તવારીખ પર નજર.

ઊરદુ.

( ફાતમી દાવતે ઈસ્લામ ઉપરથી.)

ઈસ્માઈલીયા જમાઅત શીયા ફીરકેકી એક શાખ હયે. હઝરત ઇમામ જાફર સાદકકે બડે સાહેબ ઝાદેકા નામ "ઈસ્માઈલ" થા. અઊર છોટેકા નામ મુસાકાઝીમ. કાયદા અઊર દસ્તુરકે મુવાફીક હઝરત ઈમામ જાફર સાદેક અ○ ને બડે લડકેકી નીસબત "નસ" યાઅને વસીય્યત ફરમાઈથી કે મેરે બાઅદ વોહ ઇમામ હોંગે. કયું કે વોહ એકતો બડે બેટે થે. દુસરે યેહ કે ઇમામ જાફર સાદેકકી તમામ અઊલાદમેં નજીબ બી થે. યાઅને ઈનકી વાલેદા બી ફાતેમી સય્યદ થી. જીનકા નસબ ઈસ તરેહ હયે.

ફાતેમા બીન્તે હસન બીન ઈમામ હસન અ○ બીન અમીરીલ મોઅમેનીન અલી અ○ અઊર હઝરત મુસા કાઝમકી વાલેદા હમીદયા બરબરયાથી યાઅને બરબર યા કનીઝ.

* * *

બહર હાલ હજરત ઈસ્માઈલ કે તાઅલ્લુકે મુખતલફ ફીરકે કાયમ હો ગયે થે. એક કહતા થા. કે હઝરત ઈસ્માઈલકી ઇમામત

મનસુખ નહી હો સકતી, ક્યું કે જબ એક ઇમામ દુસરે કે લીયે "નસ" કર દે તો ફીર ઉસકો અપની "નસ" કે મનસુખ કરનેકા અખત્યાર નહીં રેહતા. લેહાઝા હજરત ઇમામ જાફર સાદક અ૦ કો માઅઝુલ કરનેકા હક ન થા. અઉર હઝરત ઇસ્માઇલકી ઇમામત કે સામને હઝરત મુસા કાઝમકી ઇમામત કીસી તરહ જાએજ નહી હો સકતી.

દુસરા ફરીક કહેતા હયે કે, અગરચે હઝરત ઇસ્માઇલકા ઇન્તેકાલ હો ગયા હયે, લેકીન ઇમામત ઉન્કે બેટે મહમદકા હક હયે. અઉર હઝરત મુસા કાઝમ ઇમામ નહીં હો સકતે. ક્યું કે હઝરત ઇસ્માઇલકે ભાઇકો યેહ હક નહીં પહોંચ સકતા. ઉનકે બેટે હઝરત મહમદકો મીલ્ના ચાહીયે.

તીસરા ગીરોહ યેહ કહેતા થા, કે હઝરત ઇમામ ઇસ્માઇલકી વફાત નહીં હુઇ હયે, અઉર વોહ જીન્દા હયે. અઉર ઉન્કી ઇમામત ભી કાયમ હયે. યેહ દુર દરાજકે રહેનેવાલે લોગ થે. જીન્કો હઝરત ઇસ્માઇલકી વફાતકા પુરે તઉરસે ઇલ્મ નહીં હુવા થા.

ચોથી જમાઅત હઝરત મુસા કાઝમકી ઇમામતકો તસલીમ કરતી થી. ઉસકા બ્યાન થા. કે હઝરત ઇસ્માઇલકી વફાતકે બાઅદ હઝરત ઇમામ જાફર સાદેકકો હક હાંસીલ થા. કે ઇમામતકા હક અપને દુસરે બેટેકો દે દે.

* * *

હઝરત મુસા કાઝમકો જીન લોકને ઇમામ માના, ઉન્કો ઇશના-અશરી શીઆ કહતે હયે. અઉર જો હઝરત ઇસ્માઇલકી ઇમામતકે

કાયેલ હયે. ઇનકા નામ ઇસ્માઇલીયા મશહુર હુવા.

માઅલુમ હોતા હયે કે હઝરત મહમદ ( બીન ઇસ્માઇલ ) કી અઉલાદને **ખુરાસાન** વ **કંદહાર** મેં જાકર ગેર મુસલીમ ફીરકુમેં **દાવતે ઇસ્લામકા** કામ નીહાયત શદોમદ શુરૂઅ કીયા થા. અઉર ચુંકે વહાં ઇરાની તમદ્દુનકે સબબ ફીલસફા અઉર અકલકા બહોત જોર થા. ઇસ વાસ્તે ઇસ્લામી અકાયેદકો અકલ વ ફીલસફાસે મુતાબીક કરકે પેશ કીયા જાતાથા. અઉર યહી વજાહ હયે કે મુસલમાન મુવરરખું ને ઇન્કી બહોત મુખાલેફત કી હયે. અઉર ઇન્કે તરીકે દાવતકો અઇસે અંદાઝ અઉર પેરાયેસે બયાન કીયા હયે. જો **શરીઅત** પરસ્ત મુસલમાનું કો ખીલાફે ઇસ્લામ માઅલુમ હો.

મુવરરખુંકી ચંદ કોશીશ સયાસી વજુહાતકી બીના પર થી ક્યું કે **અબ્બાસી** ખીલાફતકા દઉર દઉરા થા. અઉર તમામ મુવરખ અબાસીયા ખીલાફતકે દસ્તે નગર થે, અઉર અબ્બાસી નહી ચાહતે થે, કે **બની ફાતમાકી** ખીદમાત ઇસ્લામી સહીહ તઉર પર તવારીખુંમેં લીખી જાએ. ક્યું કે વોહ **બની ફાતમાકો** સલતનતકા દાઅવેદાર અઉર અપના હરીફ સમઝતે થે.

પ્રોફેસર બ્રાઉનને અભી હાલમેં એક કીતાબ " **હીસ્ટ્રી ઓફ પરશીયા** " લીખી હયે. જો યકીનન ઇન્હી ઇસ્લામી તવારીખસેં મદદ લેકર મરતબકી ગઇ હયે. જીન્મેં **ઇસ્માઇલી** ફીરકા તરેહ તરેહકે બોહતાનુંસે બદનામ કરનેકી કોશીશ કી જાતી હો. ઇસ વાસ્તે અગર કોઇ શક્ષ ઇસ્માઇલી યુંકી દાઅવતને ઇસલામકે તરીકુકો કલમ બંદ કરનેકી કોશીસ કરે, તો ઉશકો કદમ કદમ પર મુશ્કેલાતકા

સામના હોગા. કયું કે ઇસ્માઇલીયુંને દાઅવતે ઇસ્લામકે લીયે ઉસ હીકમતકો પેશે નજર રખ્ખા થા; જીસકા હુકમ કુરઆનેશરીફને ઉન્કો દીયા થા.

યે ફરમા કર– **"અદઊ ઇલા સબીલ રબ્બેકા બીલ હીકમતે"** ખુદાકે રાસકાકી તરફ હીકમતસે દાઅવત દો–

અઉર હીકમતસે મુરાદભી થી, કે લોગુંકે અકાયદ વ હાલાતકે મુવાફીક અઉર ઉન્કી અકલ વ સમજ કે મુતાબીક દાઅવતે ઇસ્લામ પેશ કરો.

**ઇસ્માઇલી** ખાનદાનકો ખુદાતઆલાને સલતનતભી દી. **ઇસ્ના-અશરી** તો અબ્બાસી ખુલફાકે જબ્ર અઉર શકુક સયાસીકા શીકાર રહે. અઉર ઉન્કો સીવાયે ખીલવત નશી અઉર ઇબાદત વ **તાઆલીમ** કે અઉર કીસી બાતકા મોકા ન મીલા. મગર ઇસ્માઇલીયુંને એફ્રીકામેં સલતનત કાયમ કર લી. અઉર સાલહાસાલ એફ્રીકાકે મશહુર મ માલીક મીસર વગઇરા પર હકુમત કરતે રહે. ઇન ખુલફાકો **ફાતમી ખુલફા** કહા જાતાથા. જીન્કી મુખ્તેસર કેફીયત બયાન કી જાતી હયે·

ઇન્હી ખુલફામેં ખલીફા **મુસ્તનસર**કે દો લડકે દાએયાંને ઇસ્માઇલીકી સર ગીરોહ સાબેત હુવે, એકકા નામ **નીઝાર** થા. જીનસે નીઝારીયા ફીરકા ચલા. અઉર જીસમેં **"હસન બીન સબ્બાહ"** જઇસા નામવર આદમી પઇદા હુવા. અઉર મઉજુદા **આગાખાની જમાઅત** ઇસી સીલસીલાકી પઇરવ હયે અઉર–

# હિઝ હાઈનેસ સર આગાખાનભી નિઝારકી નસલમેં હયે.

અઉર દુસરે લડકેકા નામ **મુસ્તેઅલી** થા. જીન્કે પઇરવ બોહરૂંકે નામસે હીન્દુસ્તાનમેં બકસરત મઉજુદ હયે. અઉર બોહરૂંકે મુલ્લાં સાહેબ ઇનહીકી જાનીબસે દાઇમુતલક હોનેકા દાઅવા કરતે હયે.

ઇન દોનુમેં ફરક ઇતના હયે કે **નીઝારી**યા જમાઅતમેં નીઝારકી નસલકા **ઇમામ મઉજુદ** હયે. જીસ્કો વોહ લોગ **હાજર ઇમામ** માનતે હયે. અઉર જીસ્કી ઇજ્જત વ શોહરત તમામ દુનીયામેં પાઇ જાતી હયે.

દઉલતે બ્રીતાનીયાકે ખાસ દોસ્તુમેં ઇન્કે ઇમામ **સર આગાખાન**કા નામ શુમાર હોતા હયે. અઉર ઇન્કે હમ ખીયાલ, ઇરાન, વ અફ્રીકા વ હીન્દુસ્તાનમેં બકસરત મઉજુદ હયે. અઉર ઇન્કે હાં દાઅવતે ઇસ્લામકા કામ અબ બી જારી હયે.

અઉર મુસ્તેઅલીકી જમાઅતમેં મખફી ઇમામકી ઇતાઅત હોતી હયે. અઉર ઇન્કી નયાબતમેં એક શખ્સ દાઇકે નામસે શહેર સુરતમેં રહેતા હયે. તીસરા ગીરોહ **ઇમામ શાહીયું**કા હયે. યેહ બી **ઇસ્માઇલી** હયે. **પરીનામ પંથી** અઉર **પીર મશાયેખકે** સીલ સીલેકી નીસબત બી સાબીત હો ગયા હયે. કે યેહબી ઇસ્માઇલી તહરીક થી. પીર મશાયેખકે સીલસીલેકી બાતોસે કુછબી શક નહીં, અલબતા પરીનામ પંથકે બારેમેં કયાસ હયે કે વોહ ઇસ્માઇલી તહરીકસે ચલા.

# ઈશનાઅશરી અકીદાની ગલતી પર એક નેગાહ.

## હજરત ઇસ્માઇલની ઈમામ તરીકેની નેમણુંકની બાબતમાં.

( લખનાર—જનાબ હુકકુલ કલામ. )

**ચુંનાચે** ઇમામ જાફર સાદેક કે જમાના મે હઝરાતે શીઆને મશહુર કીયા કે બાદ ઇમામ સાદેકકે ઉન્કે ફરઝંદ ઇસમાઈલ ઇમામ હોગે અઉર પેહલે હીસે ઉન્કી નીસબત યે પેશીનગોઇ નકલ ગઇ કે, વો ઇમામ હયે. મગર ખુદાકી કુદરત કે ઇસ્માઇલકી વફાત હઝરત ઇમામ જાફરે સાદેકસે બી પેહલે હોગઇ. અબઉન ચલતે પુરજોસે પુછા ગયા. કે મીંયા તુમ તો કહેતે થે કે ઇમામ જાફરે સાદેકને ફરમાયા હયે કે ઇસમાઈલ મેરે બાદ ઇમામ હોગે, યેહ કીયા હુવા ! કે ઇસમાઇલ બી ઉન્સે પેહલેહી મર ગયે? તો ઇસ્કા જવાબ ઉન ચાલાક લોગોને યેહ દીયા કે, હમ હઝરત જાફરે સાદેકસે ઇસ બાબતકો પુછ ચુકે હયે. ઉન્હોને ફરમાયા કે ખુદાકો ઇસમે બદા હો ગયા. દેખીયે "**બેહારૂલ અનવાર**" મેં યેહ હદીસ મોઉજુદ હયે, જીસ્કે મોહકકીક **તુસીને** નકદુલ મોહસલમેંબી ઝીકર ફરમાયા હયે.

**હદીસ–અન જાફરે સાદક અનાજલ ઇસ્માઇલ અલકાયેન મકકામાં બઅદ ફજ હોવ મીન ઇસ્માઇલ માલમ યદ તફ્આ મિનહુ ફજઆમલ કાયેમ મકકામાં મુસા નસઅલ અન ઝાલેક ફકાલ: બદદલા ફી ઇસ્માઇલ.**

(તરજુમો)–ઇમામ જાફરે સાદકસે રીવાયત હયે કે ઉનોને અપને બાદ અપના કાયેમ મુકામ ઇસમાઇલકો કરાર દીયા થા ફીર ઇસમાઇલસે વો બાત જાહેર હુઇ, જો ઉનકો પસંદ નથી, તો ઉનોને મુસાકો અપના કાયમ મુકામ મુકરર કીયા ઇસકી બાબત પુછા ગયા, તો ઇમામને ફરમાયા કે, અલ્લાહકો બદા હો ગયા.

એક દુસરી હદીસ્કે યે હયે. જીસકો શેખ શુદદોકને **“ રીસાલએ એતેકાદીયા”** મે નકલ કીયા હયે.

(૧) “મા બદલ્લાહો ફી શયકમા બદાલહુ ફી ઇસમાઇલ ઇબની.”

યાને–ખુદાકો અયસા બદાકભી નહીં હુવા. જયેસા મેરે બેટે ઇસમાઇલકી બાબત હુવા. મતલબ યે કે અલ્લાહને અઇસી ગલતી કભી નહીંકી. જયસે મેરે બેટે ઇસમાઇલકી બાબતકી કે બેગર સાચે ઉન્કી ઇમામતકા હુકમ દીયા. બેઉર યેહ ઉસ્કો માલુમ નથી કે ઉન્કી ઉમરહી વફા ન કરેગી.

લે હાજા અબ બદાકી તાકીદ ભી નાજરીન મુલાહેજા કરે, કે કીસકદર હયે. ચુંનાચે **“ઉસુલે કાફી”**–મે એક ખાસ બાબ મહેજ બદાકી તાકીદ વ ફજીલત કે લીયે મુકરર કીયા ગયા હયે. મુલાહેજા હો (ઉસુલે કાફી) સફા ૮૬લ૦૦(૧)

(૨)"અન માલક અસ જીહની કાલ સમઅત અબા અબ્દીલ્લાહે "યકઅલ લવ અલમન નાસ મારી અલ કવલ બીલ બદા મેનલ ઉબ- "રમા અફતર વાઅનવ કલભ રીહે."

તરજુમા–ઇમાંમ જાફર સાદેક ફરમાતે હયે કે અગર લોગોકો માલુમ હોજાએ, કે બદાકા અકીદા બયાન કરનેમેં કીસ કદર સવાબ હયે, તો કભી ઇસ્કે બયાન કરનેમે સુસતી ન કરે.

"અન અબી અબ્દલ્લાહે માતન આઇની કતમતા યતરલ્લાહે "બખસ્સી બીલબદા વલમ શીયતે વલસ જુદ વલ અબ્દે રબ્બહ "વલતા અતા."

તરજુમા–ઇમામ જાફરે સાદીક ફરમાતે હયે કે કોઇ નબી નહીં હુવા, જબતકકે ખુદાકે લીયે પાંચ બાતોકા ઇકરામ ન કરલે બદાકા મુશય્યતકા, સુજુદકા, ઉબુદીવતકા. તુઅતકા.

(૩)–અનેરઝા અકોલમા બઅ સલ્લાહે નબયીન કતઅલા હબ- તહ અલખમ્ વઇન યકુલ્લાહ બીલ બદા.

તરજુમા–ઇમામ રજા ફરમાતે હયે કે, ખુદાને કોઇ નબી કભી નહી બેજા, મગર તહરમી શરાબ કે સાથ અઉર યેહકે અલ્લાહ કે લીયે બદાકા ઇકરાર કરલે.

રસુલ પર બાર સહીફે સરબ મોહર નાઝીલ હુવથે હર. ઇમા- મકે નામકા સહીફા અલગ અલગથી અઉર હર ઇમામકે સહીફે મે જહાં અઉર એહકામ ઇસ્કે મુતઅલ્લીક લીખેથી વહાં યેહભી લીખા હુવાથા કે. તુમારે બાદ ફલા શખસ ઇમામ હોગા. ઇસ્કે અલાવા ઓરભી અલામતે ઇમામકી હઝરતે શીઆ બયાન કરતે હયે. કે વાહ

શંરમ ગાહસે નહીં પેદા હોતા, બંલકે રાનસે પેદા હોતા હયે ઉસ્કી પેશાની પર આયત "વલમ્મત કલેમતો રબ્બેકા" લીખ્ખા હોતા હયે. વગેરે વગેરે.

અબ બતાએ કે ઇસમાઇલકે નામકા સહીફા થા યા નહીં? અઉર ઇસમાઇલ કે પેદા હોને વખ્ત અલામાતે ઇમામત પાઇ ગઇ યા નહીં? અગર યેહ બાતેન થી. તો ઇમામ જાફરે સાદીકને કીયુ ઉન્કો અપના વલી અહદ કીયા ઓર થી તો કીયા યેહ. સબ બાતે ખુદાકે બગેર હુકમ કીસી ફીરીસ્તેને કરદીથી? સહીફા ફીરસ્તુને બના લીયેથે? ઇસમાઇલકા નામ સહીફેમેં ફીરીસ્તેને બડા દીયાથા? ઇસમાઇલકો રાનસે ફીરસ્તોને પેદા કીયાથા? આયત ઉનકી પેશાની પર ફીરીસ્તો ને લીખ દીથી?

ઇન બાતુકા જવાબ ઇસ્નાએશરીયો કે પાસ કુછ નહીં હયે. લેહાઝા અકીદએ બદા ઇજાદ કરનેસે ગો રાવીઓકી અઉર ઇમામોકી આબરૂ બચ ગઇ.

(તકીય્યા વીશે ઉસુલકાફી પેજ ૪૮૨)

અન અબી ઓમૈર અન જમી હાલ કાલ અબુ અબ્દીલ્લાહે અલયહીસ્સલામ યા ઓમૈર અના તસીયાતલ અસારદદીન હીલ તકીય્યા જઆદીનાલ મનલા તકીયાહ.

તરજુમા—ઇબ્ને ઓમૈર અજમીસે રીવાયત હયે કે—ઇમામ જાફર સાદીકને ફરમાયા કે અયે અબુ ઓમૈર મેરા મીન જુમલા દસ હીસ્સોકે નો હીસ્સામે દીન કે તકીય્યેમે હયે ઓર જો તકીય્યા ન કરે વો બેદીન હયે.

# હઝરત ઇસમાઇલની ઇમામતની મજબુત સનદ.

## ફારસી.

[ દબીસ્તાને મઝાહીબ પાનું ૨૩૫ ફારસીનો તરજુમો. ]

“**જીક્રે ઇસ્માઇલીયા**—શહેર શકુનામા એક મોટા માનવંતા અમીરથી સાંભળ્યું છે કે શીઆના ટોળામાં ઇસમાલીયા નામનો એક ફીરકો હઝરત ઇમામ ઇસમાઇલ ઇબ્ને હઝરતે ઈમામ જાફર સાદેકથી સંબંધ રાખનારો છે. આ ફીરકો હઝરત ઇસમાઇલને ઇમામ માને છે. કહે છે કે, ઇમામ જાફર સાદેકે ઇમામતની નસ હઝરત ઇસમાઇલને કરી હતી. અને હ૦ ઇસમાઇલનાં માતાજીની બુઝુરગીની જેવી બીજી કોઇ બીબી કે લોંડીની ઇઝઝત ન હોતી. જેવી રીતે કે નબી અને બીબી ખતીજા અને અલી અને બીબી ફાતમા.

હ૦ ઇસમાઇલના મરણ સંબંધી મતફેર છે. કેટલાક કહે છે કે હ૦ ઇમામ જાફર સાદેકની હયાતીમાં તેઓ ગુજરી ગયા. પરંતુ નસ થયેલ ઇમામતનાં લીધે ઇમામત ઇસમાઇલની ઓઉલાદમાંજ રહી. જેવી રીતે હ૦ મુસા પેગંબરે હ૦ હારૂનને નસ કરી હતી ને હ૦ હારૂન હ૦ મુસાની હયાતીમાંજ ગુજરી ગયા છતાં હારૂનનાં વંશમાંજ ઇમામત ચાલુ રહી અને નસે કેડકરી હમેશા મુકરર થયા પછી પાછી વળી શકતી નથી. અને તેમજ નસના ધોરણ મુજબ તે અયોગ્ય છે. વળી

હ૦ ઈમામ જાફરેસાદેક ઈમામતના દરજ્જેથી જેને નાસ્ર કરે તે કદીપણ ના લાયક હોયજ નહીં. અને ઈમામ કદીપણ ભુલતી કરે આ માનવુંજ બનતુંજ નથી. અને હ૦ ઈસ્માઈલની નસ્ર કરી તે સંબંધમાં તો ઈસ્નાઅશરીયો પણ કાયેલ છે.

આ રીતે હ૦ ઈસમાઈલ ગુજરી ગયા હતા એવું જાહેરમાં જણાયું તે સાચું કહેલું છે પણ તેમની હયાત રહેવાની હકીકત જાહેરમાં ન લાવવાનો માત્ર રાજદ્વારી ધોરણે તકીયો હતો. વીરોધીઓની નજરેથી હ૦ ઈસમાઈલનું અદ્દશ્ય રહેવાનું પરીણામ એ આવ્યું કે તેમનાં ગુજરી જવાનું જાહેર કરવા માટે ગામોગામ પત્રો લખાયા ત્યાર પછી થોડી મુદતે બગદાદના મનસુર ખલીફાને લોકોએ જણાવ્યું કે હ૦ ઈસમાઈલને બસરામાં અમે જોયા. અને તેની દુવાથી દુઃખ પાડીતાને આરામ થયો. આ ઉપરથી ખલીફા મનસુરે હ૦ ઈમામને પુછ્યું હ૦ ઈસમાઈલ તો બસરામાં હયાત હોવાની વાત સંભળાય છે. તે ઉપરથી હ૦ ઈમામ જાફર સાદીકે ખલીફાને તેના વીશ્વાસુ અમલદારના હાથનો લખેલો રૂકકો દેખાડયો જેમાં હ૦ ઈસમાઈલ ગુજરી ગયાની વીગત હતી."

અને હ૦ ઈસમાઈલ પછી તેમનાં ફરઝંદ મહમદ બીન ઈસમાઈલ ઈમામતની મસનદ પર બીરાજયા જે સાતમા ઈમામ હતા.



# ઈમામ મ્હેંદીની પેશીનગોઈ વાળી હદીસો.

(ઇમામ મ્હેંદીની જહુર વીષેની મોતબર હદીસો આ નીચે દરજ કરવામાં આવી છે. તે ઉપરથી કોઇમાં ઇમામ મહેંદીનો નંબર બારમો છે એમ લખેલું નથી.)

વરતેજી.

૧—ચુનાંચે અબુદાવુદમે હઝરત અલીસે રીવાયત હયે. જીરમેકા એક રાવી ફીતર બી હયે અઉર વોહ ગેહ હયે કે "હઝરત અલીને આં૦ હઝરત સલઅમકા ફરમાના બયાન કીયા અગર દુનીયા સબ ચલી જાવે અઉર સીરફ એક દીનકી બાકી રેહ જાવે તો બી જરૂર ખુદાતઆલા મેરી એહલે બયતમેંસે એક શક્ષકો ખડા કરેગા જો દુનીયાંકા અદલસે ભર દેગા. જીસ તરેહ કે વાહ જુલમસે ભરી હોગી."

[ અબુદાવુદ સફા ૨૩૨ ]

* * *

૨—ઇસી તરેહ મીસકાતમે એક હદીસ ગાલેબન હાકીમકી મુસતદરકસે નકલ કી હયે કે "અબુ સઇદ કહા કે આં૦ હઝરત

સલઅમને ઝીકર કીયા, કે, ઇસ ઉમ્મત પર એક બલા પડેગી યહાં તક કોઈ શક્ષ કે જુલ્મસે બચનેકો કોઇ ઠીકાના ન પાવેંગા. ફીર અહ્લાહતઆલા એક શક્ષ મેરી ઓઉલાદ અઉર મેરી એહલેબએતસેં ખડા કરેગા અઉર ઉસ્કે સબબસે જમીનકો અદલ વ ઇન્સાફસે ભર દેગા, જીસ તરેહકે વોહ જુલ્મો જોરસે ભર ગઇ હોગી. ઉસસે અસમાનકે રેહનેવાલે અઉર જમીનકે રેહનેવાલે રાજી હોંગે. અઉર અસમાન અપની બુંદોંમેંસે જરાભી નહીં છોડનેકા જો ન બરસાઇહો અઉર જમીન નબાતાત-મેંસે કુછ ન છોડેગી જો ન ઉગાઇ હો યાંહ તક કે ઝીન્દે મુરદું કો યાદ કરેંગે. અઉર ઇસી હાલતમેં સાત યા આઠ યા નો બરસ ઝીન્દા રહેગા."

(મીશકાત સફા ૪૬૩)

* * *

૩-ચુનાંચે અબુ દાઉદમેં ઉમ્મે સલમાસે ઝરેઅ રાવીયુંમેં અલી બીન નફીલ ભી એક રાવી હયે, યેહ હદીસ મજકુર હયે કે "ઉમ્મ સલમાને કહાકે મંઇને રસુલ ખુદા સલઅમસે સુના હયે કે આપ ફરમાતેથે કે મેરી આલમેંસે અઉર ફાતમાકી અવલાદ-મેંસે મહદી હોગા."

(અબુદાઉદ સફા ૨૩૨)

\+ + +

૪-અબુદાઉદમેં એક દુસરી હદીસ અબા સઈદસે હયે, જીસમે

[illegible]

હયે કે "સઈદ ખદરીને આંન હઝરત સલઅમકા યે ફરમાના બયાન કીયા કે, મહદી મુજમેંસે હવે. ચમકતી હુઈ પેશાની અઉર ઉંચી નાકવાલા ભર દેગા. જમીનમેં અદલ વ ઇન્સાફસેં જેસી કે ભર ગઇ હોગી જોરો જુલ્મસેં અઉર વોહ માલક રહેગા સાત બરસ."

(અબુદાવુદ સફા ૨૩૨)

+ + +

૫–ચુનાંચે અબુદાવુદમે એક હદીસ હયે જીસ્મેં આસેમબી એક રાવી હયે, અઉર વોહ હદીસ યેહ હયે–

"કે અબ્દુ બાબીન મસઉદને નબી સલઅમકા ફરમાના બયાન કીયા કે અગર દુનિયા બજુજ એક દીનકે કુછ ન બાકી રહી તો બી અલ્લાહ તઆલા જરૂર ઉસ દીનકો બડહા દેગા તાકે અલ્લાહ ઉસમેં એક શક્ષકો મુઝમેંસે યાયે કહા કે મેરી એહલે બયતમેંસે ખડા કરેગા જીસકા નામ મેરે નામકે મુતાબીક હોગા. અઉર ઉસકે બાપકે નામ મેરે બાપકે નામકે મુતાબીક અઉર ફીતર રાવીને ઇસ કદર અઉર બડહાયા કે વોહ ભર દેગા જમીનકો અદલો ઇન્સાફસે જેસીકે વાહ ભર ગઇ હોગી જુલ્મો જોરસે."

(અબુ દાવુદ સફા ૨૩૨)

* * *

૬–અબુ સુફયાનકા હદીસમેં હયે "કે ન જાવેગી યા ન ગુજરેગી દુનીયા યહા તક કે મેરે એહલેબયતમેંસે અરબકા એક શક્ષ માલક હોગા જીસકા નામ મેરે નામકે મુતાબીક હોગા."

૭–તીરમીઝીમેં ભી ઈસી કીસમકી મન દરજ જાઈલ હદીસસેં હયે ઔર ઉન સબમેં આસેમ ભી એક રાવી હયે. ઔર વોહ હદીસે યેહ હયે.

"અબ્દુલ્લાહને કહા કે રસુલ ખુદા સલઅમને ફરમાયા કે દુનીયા નહી જાનેકી જબ તક કે મેરી એહલેબયતમેંસે એક શક્ષ અરબકા માલક હો જીસકા નામ મેરે નામકે મુતાબેક હોગા.

(તીરમીઝી સફા ૩૭૧)

× + +

૮–ફીર ઈન્હીં અબ્દુલ્લાસે રીવાયત હયે કે નબી સલઅમને ફરમાયા કે "વાલી હોગા એક શક્ષ મેરી એહલેબઈતમેંસે જીસકા નામ મેરે નામકે મુતાબેક હોગા."

(તીરમીઝી સફા ૩૭૧)

× + ×

૯–અબુ હુરેરાસે રીવાયત હયે કે આન હઝરત સલઅમને ફરમાયા કે "અગર દુનીયાસે બજુજ એક દીનકે બાકી ન રહે તો જરુર અલ્લાહતઆલા ઉસ દીનકો બડહા દેગા તાકે વાલીહો એક શક્ષ મેરી એહલેબઈતમેંસે જીસકા નામ મેરે નામકે મુતાબેક હોગા."

( તીરમીઝી સફા ૩૭૧ )

+ + +

૧૦–ઈબ્ને મોઝામે ભી ઈસ કીસમકી હદીસે પાઈ જાતી હયે. એક હદીસમેં જીસકે રાવીયુમેં યાસીન અલ અજલી ભી રાવી

હયે. યેહ હયે કે "હઝરત અલીને કહા કે રસુલે ખુદા સલઅલ્લા હો અલયહે વસલ્લમને ફરમાયા હયે કે અલ મહેદી હમમેંસે હયે હમારી એહલે બયતમેં હયે એક રાતમેં અલ્લાહતઆલા ઉસ્કે સબ કામ દુરસ્ત કર દેગા."

(ઇબ્ને માંઝા સફા ૭૪૯)

\+ \+ \+

૧૧–એક અઉર હદીસ હયે જીસમેં અલીબીન નફીલ બી રાવી હયે સઈદ બીન મુસય્યબકા બયાન હયે હમ ઉમ્મે સલમાકે પાસ બેઠે હુવેથે અઉર મેહદીકા જીકર કર રહે થે ઉમ્મેસલમાને કહા કે મેને રસુલે ખુદા સલઅમસે સુના હયે કે વોહ ફરમાતે થે કે મહેદી ઓઉલાદ ફાતમાસે હોગા.

(ઇબ્નેમાંઝા સફા ૭૪૯)

\+ × ×

૧૨–એક અઉર હદીસમેં જીસમેં અલીબીન નફીલ બી રાવી હયે સઈદ બીન મુસય્યબકા બયાન હયે કે હમ ઉમ્મ સલામકે પાસ બેઠે હુવે થે અઉર મહેદીકા જીકર કર રહે થે ઉમ્મ સલામને કહા કે મેને રસુલે ખુદા સલઅમસે સુના હયે કે આપ ફરમાતે થે કે હમ અવલાદ અબદુલ મુતલબ સરદાર એહલે જનત હયે અઉર વોહ હયે મેં હુ અઉર હમઝા અઉર અલી અઉર જાઅફર અઉર હસન અઉર હુસેન અઉર અલ. મેહદી."

(ઇબ્નેમાંઝા ૭૪૯)

૧૩—મજલીસે ઇમ્ને અબીઝીયાદ ભી રાવી હયે. અઉર વોહ એહ હયે કે—

"અબ્દુલ્લાહને કહા કે એક દફ્આ હમ રસુલે ખુદા સલઅમ કે પાસ થે કે દફ્આનન બની હાસમ કે ચંદ ગબરુ આ ગયે જબ ઉન્કો રસુલે ખુદા સલઅમને દેખા તો આપકી આંખુમેં આંસુ ભર આયે અઉર આપકા રંગ મુતગય્યર હો ગયા. અબ્દુલ્લાહને અરજ કીયા કે કયા બાત હયે જો આપકે ચેહરા મુબારકસે અયસી બાત પાઈ જાતી હયે. જો હમકો ના ખુશ કરતી હયે. આપને ફરમાયાં કે અલ્લાહત-આલાને હમ એહલે બય્તકે લીયે દુનીયાપર આખરતકો પસંદ કીયા હયે અઉર કરીબ હયે કે મેરી એહલે બય્ત મેરે બઅદ બલામેં અઉર તશદ્દુદમેં અઉર ડાવાનડોલ હો જાનેમેં પડેગી યહાં તક કે મશરીકકી જાનીબસે એક કઉમ આવેગી જીસકે સાથ સીયાહ ઝન્ડે હોંગે ફીર વોહ એક નેક બાતકા સવાલ કરેગી ફીર ઉનકો વોહ નહીં મીલેગા ફીર વોહ લડેંગે અઉર ફતહ પાવેંગે અઉર જો માંગતેથે વોહ મીલ જાવેગા. ફીર વોહ ઉસકો કબુલ ન કરેંગે યહાં તક કે ઉસકો મેરી એહલે બય્તમેંસે એક આદમીકો દે દેંગે. ઉસ વકત કે એક શક્ષ મેરી એહલે બય્તમેંસે દે દીયા જાવેગા ફીર વોહ ભર દેગા દુનીયાકો ઇન્સાફસે જીસ તરહ કે વોહ ભર ગઈ હોગી જુલમસે જો શક્ષ તુમમેંસે ઉસકો પાવે તો ઉન્કા સાથ દે. ગો કે બરફ પર ઘસીટ ઘસીટકે હો."

( ઇબ્ને માંઝા સફા ૭૪૮ )

-૧૪-*ઇબ્ને માંઝામે એક અઉર હદીસ ભી હયે. જીસ્મેં અબ્દર રઝાક અબી કેલાબા ભી રાવી હયે અઉર વોહ યેહ હયે કે સોબાનને કહા કે રસુલે ખુદા સલઅમને ફરમાયા કે તુમ્હારે ખજાના પર તીન શક્ષ મારે જોવેંગે વોહ સબ ખલીફાકે બેટે હોંગે. ફીર ઉનમે કીસીકો ન મીલેગા ફીર મશરીકકી જાનીબસે શીયાહ ઝંન્ડે નીકલેંગે અઉર તુમ્કો અઇસા કતલ કરેંગે કે કીસી કોમને ન કીયા હોગા ( ઉસ્કે બાદ અઉર કુછ ફરમાયા જે રાવીકો યાદ નહી રહા. ) ફીર યેહ ફરમાયા કે જબ તુમ ઉન્કો દેખોતો ઉન્સે બઇત કરો, ગો કે બરફ પર ઘસીટ કર જાને સે હો. ક્યું કે વોહ હોગા ખલીફતુલ્લા હલ મ્હેદી."

( ઇબ્ને માંઝા સફા ૭૪૯. )

---

*આ હદીસના પેહલા ભાગ મુજબનો બનાવ બની ચુકયો છે. કે જ્યારે "બની ઉમઇયા કેખાનદાનકી ખીલાફત ખામ હોનેકો હુઇ અઉર બની અબ્બાસકા સીતારએ ઇકબાલ ઉરૂજ પર હુવા તો ઇન ઝગડુંમે ઇસકદર ખુનરેજીયાં હુઇથી કે દર હકીકત કીસી કોમમે ન હુઇથી. બની ઉમઇયા અઉર ઉન્કે તરફદાર સબ કાળ હુવે. મોહમદ બીન અલીકે સામને એક હંગામમેં સીતેર ગીરોહ બની ઉમઇયાકે કતલ હુવે થે. અઉર ફીર ઉન્કી લાશું પર બીછોના બીછા કર ખાના ખાયા ગયા."

(તહઝીબુલ અખલાક.)

૧૫–ઇબ્ને માંઝામેં એક અઉર હદીસ હયે કે અબદુલ્લાહ બીન અલહારસ જયદીને કહા કે રસુલે ખુદા સલઅમને ફરમ.યા કે મશરીકકી જાનીબસે લોગ ખુરૂ કરેંગે અઉર મહેદી કે લીયે સલતનત વ હકુમત કાયમ કરેંગે.

( ઇબ્ને માંઝા સફા ૭૫ )

*   *   *

૧૬–ફવાયદલ અખબાર બીબકર અલ અસકાફ મેં જાબેરસેં યેહ હદીસ નકલ કી હયે કે રસુલે ખુદા સલઅમને ફરમ.યા કે જો કોઈ ઝુંઠલાવે મેહદીકે હોનેકો વોહ કાફર હો ગયા અઉર જો જુઠ લાવે દજ્જાલ કે હોનેકો વોહ જુઠા હો ગયા.

( તહઝીબુલ અખલાક )

+   +   ×

૧૭–શીય્યું (ઇશનાઅશરી)ને ઇસસે બડહકર કામ કીયા વોહ યેહ એતેકાદ કરતે હયે કે મેહદી પયદા હુવે જબકે વોહ દો ઢાઇ બરસકે હુવે. ફીરસ્તે ઉન્કો ઉઠા લે ગયે અઉર એક ગારમેં છીપા રખા હયે. ગો સેકડું બરસ ગુજર ગયે મગર વોહ ઇસ ગારમેં જીન્દા મોજુદ હયે. અઉર છીપે હુવે બેઠે હયે. જબ દુનીયા અખીર હોનેકો હોગી તો વોહ નીકલેંગે અઉર દુનીયાકો અદલ અઉર ઇન્સાફસે ભર દેંગે. અઉર અખીર અખીર જમાના કે ઇમામ અઉર મહેદી હોંગે.

(સર સઇયદ એહમદ તહઝીબુલ અખલાક ઉપરથી.)

## ઉપલી હદીસો ઉપર રીવ્યુ.

ઉપરની ચુકતે હદીસોથી એજ સાર નીકળે છે કે ઇમામ મેંહદી એક વખત જહુર કરશે. અને દુનીયામા ધર્મની અંધેર વ્યવસ્થા મટાડીને અદલ ઇન્સાફ મુકરર કરશે. પણ ઇસ્નાઅશરીયો આ હદીસોનાં બહાના તળે ૧૨મા ઈમામ જહુર થશે એવો નંબર બતાવે છે ને તેમાં બારે ઈમામના નામ સાથે હદીસ જાહેર કરે છે. તે બનાવટી અને તાઅસુબવાળી છે એમ સીધ્ધ થાય છે. છેલ્લી હદીસ નથી પણ ઇસ્નાઅશરી માનીનતા છે. અને મી૦ કાબા જેવા કે જેનો મઝહબી મદાર સર સઇયદ અહમદ ઉપર છે. તે ખુદ સર સઇયદ પોતે પોતાની "તહઝીબુલ અખલાક" નામના ઉરદુ ગ્રંથમાં ઉપર મુજબના શબ્દોમાં ઇસ્નાઅશરી માનીનતાને હસી કાઢે છે ને જણાવે છે કે શીયાને ઇસસેં બડહકર કામ કીયા. વોહ યેહ હયે એતેકાદ કરતે હયે. કે મેંહદી પયદા હુવે જબકે વોહ દોઢાઇ બરસકે હુવે ફીરસ્તે ઉન્કો ઉઠા લે ગયે. અઉર (અસમાનમેં ઇસીકી તરફ નહીં મગર) એક ગારમેં છીપા રખા હયે." કેવું અજબ! કેવી અજબ, આંધળી માનીનતા? ઇસ્નાઅશરીયો કુલ્લે ઇમામ મેહદીનાં જહુર વીશે હદીસ મુજબ એતેકાદ કરે છે. તે કરતાં તદ્દનજ વીચીત્ર અને કુરઆને શરીફ તથા હદીસથી વીરુધ્ધ છે તે વાંચનારાઓ અચ્છી રીતે સમજી શકશે.

પરંતુ ઇસ્માઇલીયા ફીરકાની માનીનતા માટે "વીચાંરશો તો હ૦ અલીથી આજસુધી ચાલતી આવતી ઇમામતેનાં વારસા સાથેની મોજુદ નસલ કે જેમાં હાલના નામદાર આગાખાન સાહેબ સુલ્તાન મહમદશાહ ૪૮ મા પેઢીએ છે. અને તેઓની દુનીયાનાં ફેરવાના સંજ-

ગોમાં ચમતકારીક રીતે કુદરતે દુનીયાને "એક મહા પુરુષ" તરીકે ઓળખાણ પોતાનાં બેતાઅસ્સુબ કામો કરતા રહેવા સાથે આપતા રહયા છે. ખલકુલ્લાહ તરીકે ખ્રીસ્તી, યહુદી, હીન્દુ અને મોસ્લેમની એકત્ર ભલાઈના રસ્તે પોતાનો આવાજ દુનીયાનાં સત્તાદાર રાજયતંત્રમાં એવી બુલંદી સાથે ઝળકાવ્યો છે કે તેમના વીરૂધમાં પોતાનો આવાજ કાઢનારાઓ ઝંખવાયા વગર રહેતા નથી.

આ એક રોશન દલીલ કુરઆને શરીફમાં ઇમામ મેંહદીના જહુરનાં દીવસની અગમચેતીનાં બારેલે દીવસે દુનીયા ઉપર આસ્થીક અંતઃકરણને ખાત્રી ભરી છે.

કુરઆને શરીફમાં છે કે ઇમામ મેંહદી હી૦ સ૦ ૧૩૩૭ માં જહુર થશે અને તેવીજ ચોકસ ગણત્રી **તોરાત** અને **જબુર** તથા **ઇન્જીલનાં** એતેકાદવાળા **બાઇબલમાં** ૯૦ દાનીયલ પેગંબરનાં પ્રકરણમાં ૧૨ અધ્યાયનાં છેલ્લાં શબ્દોમાં હી૦ સ૦ ૧૩૩૫ નાં આંકડા ઇમામ મહેંદીના જહુર માટે મનાય છે.

આયાત-વસ્તમેઓ યવમયોનાદીલ મોનાદે મીનમકાનીન કરીબ.
યવેમ યસ્મઉનસ્સયહતા બીલહક્કે જાલેકા યવમુલ ખોરૂજ.

(સુરેકાફ આયાત ૪૧-૪૨)

અર્થ-અને તે દીવસે સાંભળ કે જે દીવસે અવાજ કરનાર પાસેની જગ્યાએથી પુકારી બોલાવશે. અને જે દીવસે તેઓ સત્ય માટે આવાજ સાંભળશે કે **આ જહુરનો દીવસ છે.**

Gujarati handwritten mark: ૯૨૮૧



ઉપલી પ્રથમ આયાતનાં અક્ષરોનાં અબ્દ ૧૩૩૭ થાય છે. કે જે ઇમામ મહેદીના જહુરના હી૦ સ૦ ના આંકડા છે.

અને તેવીજ ચોખ્ખી ગણત્રી બાઈબલમાં પણ દાનીયાલવાળા પ્રકરણના છેલ્લાં ભાગમાં છે કે–

મકકામાં કુરબાનીનું ધોરણ બદલાશે તે પછી એક હઝાર ત્રણસોને પાંત્રીસ (૧૩૩૫) દીવસે જે આવવાનો છે તેને ધન્ય છે.

આવા પવીત્ર ખુદાઇ કીતાબોનાં મુકરર ગણત્રીનાં દીવસોમાં ઈસ્નાઅશરી માનીનતા મુજબ બારમા મેહદી ગારમાંથી બહાર આવ્યા નથી. જો કે હી૦ સ૦ ૧૩૩૯ થઈ છે. ને જહુરની હીજરી કરતાં ૪ વરસ વધુ થયા છે. ત્યારે જો ખુદાઈ કીતાબો ઉપર ઈતકાદ મજબુત હોય તો મજકુર ટાઇમે એટલે હી૦ સ૦ ૧૩૩૫ અને ૧૩૩૭ માં એટલે આજથી ૪ વરસ પહેલા ઇસ્માઇલીયા જાહેર ઇમામ નામદાર આગાખાન હક મઉલાનાં સુલતાન મહમદશા સાહેબ દુનીયા ભરની ભયંકર લડાઇનાંજ દીવસોમાં પોતાની ખુદાઇ નુરની રોશની પ્રસરાવીને ઇમાનદારની નીરમળ આંખોમાં અને સાચાં દીલમાં વીશ્વાસ પ્રેર્યો છે કે ઇમામ મેહદીનો જહુર થઇ ગયો છે અને તેની હીમાયત "ઈન્ડીયા ઈન ટ્રાનઝીશન" નામના પોતે લખેલાં મહાન તેજસ્વી ગ્રંથથી કરી છે.



# ઈશનાઅશરી કીતાબોમાંની ઈસમાઈલી ઈમામતની સાક્ષી.

હ૦ અલી ફરમાવે છે કે:—

જે પ્રમાણે આગળનાં પેગંબરો પાછળ જે કાંઈ મુકતા ગયા તે પ્રમાણે આ હઝરતે પણ પોતાની પાછળ મુકયું કોઇ ઉમ્મતે પોતાની ઉમ્મતને ગોવાળ (ઇમામ) વિના સાફ રસ્તો બતાવનાર (ઇમામ) વિના અને કાયમ રહેવા વાળી નીશાની વિના મુકેલ નથી.

આ કિતાબમાં એ હુકમ છે કે જે એક ખાસ વખતે વાઝબ છે. પણ અગાઉ ચાલતા વાજબ રહેતો નથી.

આ કિતાબમાં આમાલે ખએરનો અહવાલ છે કે જેનો થોડો ભાગ પણ ખુદાવંદે કરીમ કબુલ કરે છે, અને તેમાં બોહળી છુટ પણ આપવામાં આવી છે.

હાજી નાજીએ છપાવેલી.

(નહજુલ બલાગાહ–ખુત્બો ૧ લા માંથી ચુંટેલું.)

સાર—પેહલા પેરેગ્રાફ મુજબ ઉમ્મતનો ગોવાળ કાયમ હોવો જુવે તેથી ગયબ ઇમામ થવાની હકીકત જુઠી ઠરે છે, પણ ઇસ્માઇલીની મઉજુદ ઇમામની માન્યતા પુરવાર થાય છે.

बीजा पेरामां नमाज-रोजाना एहकामनो ईसारो छे. के जे प्रथम वाजेब हता. तेज मुजबना देश कार्यने लई वाजीब रहेता नथी. जे मुजब ईसमाईलीओनी बंदगीनी भाशा अने वखतमां फेरफार जारी छे.

त्रीजा पेराथी-ईसमाईलीया फीरकामां ईमामना हुकमनां आधारे मळेली मोहळी छुट वाजबी ठरे छे.

\+ + +

હ० अली फरमावे छे के-

"એક જમાનો એવો આવશે કે લોકો પોતાની ખાહેશી પ્રમાણે હીદાયતનું કામ કરવા ચાહશે કુરઆનની તાવીલો પોતાના મત પ્રમાણે કરશે તો તે જમાનાનો ઇમામ તેઓની ખાહીશોને હીદાયત તરફ અને તેઓના મતને કુરઆન તરફ ફેરવશે.

માટે રસુલે ખુદાની સુન્નતોને તમો કાયમ કરો. અને એહલે બેતે નુબુવીયતમાંથી બાકી રહેવાવાળા ઇમામ કાયમ છે."

હાજી નાજીએ પ્રગટ કરેલી.

( નહજુલ બલાગાહ-ખુતબો ૧૩૪ માંથી.)

સાર-પેહલા પેરેગ્રાફ મુજબ કુરઆનની તાવીલ ઇમામે મોબીનનો અર્થ જાહેર ઇમામનો ન કરતાં પોતાની ખાહીશ અને મત મુજબ ગેબ ઇમામનો કરવા ગયા છે.

તે **જમાનાનો ઇમામના** શબ્દો સાફ પુરવાર કરે છે કે દરેક જમાનામાં ઇમામ મોજુદ હશે. પણ અફશોસ કે લોકોની માનીનતા "ગેબ ઇમામ" તરફ ઢળી છે કે જે હ० અલીનાં ફરમાવવા મુજબ લોકોની ખહીશને હીદાયત તરફ અને તેઓના મતને કુરઆન તરફ ફેરવી શકતા નથી.

## સુરે મોજાંદલા.

( આયાત ૧૨ )

"યા અયોહલ્લઝીના આમનું એઝા નાજ્ય ગેમુર રસુલ ફકદે મુ બયન યદય્ય નજવા કુમ સદકાતન જાલેહુ ખયરૂલ્લકુમ વ અતહરો ફઇનલમ તજેદુ ફઇન્નલ્લાહા ગફૂર."

હે ! મોમેનો જ્યારે તમે પેગમબર સાથે ખાનગી વાત કરવા ઇચ્છતા હો ત્યારે તમારી ખાનગી વાત અગાઉ સદકા આપો. આ તમારે માટે વધારે સારૂ અને વધારે પાકીઝા છે પણ જો તેમને કંઇ ન મળેતો ખરેખર ખુદા માફી આપનાર અને દયાળુ છે.



# ખુદાવંદ હાજર ઈમામ ના૦ આગાખાનના છત્ર તળે ઈસમાઈલીયા જમાઅત વિશે જાણવાજોગ.

## જનાબ–ખ્વાજા હસન નિઝામીના વિચારો.

(ફાતમી દાવત ઈસ્લામ–પેજ ૨૦૦ થી ૨૦૫ સુધીનો ઉતારો.)

અબી માઅલુમ હો ચુકા હયે કે, નીઝારીયું ( ઈસ્માઈલી ) કે બહોતસે દાઈ હીંદુસ્તાનમેં આયે થે. જીનમેં **પીર સમ્સુદીન** તબરેજી બી થે. **શમ્સ તબેરજી** બી ઈન્કો કહા જાતા હયે અઉર તરહ તરહકી અજીબ કરામતે મશહુર હયે.

**મુલ્તાનમેં** ઈનકા મઝાર હયે. અવ્વામ ઉન્કો ગલતીસેં હઝરત મઉલાના રૂમીકા મુરશદ તસવ્વર કરતે હયે. મગર દર હકીકત નીઝારીયુંકે દાઈ થે. મઉલાના રૂમકે પીર ન થે. ઉન્હુને લાખું કોલાકૂં અઉર સુનારૂંકો મુસલમાન કીયા થા. જો સુબા સરહદ અઉર પંજાબમેં અબતક મોજુદ હયે. અઉર શમ્સી હીન્દુ કહેલાંતે હયે. પેહલે ઈન્કે નામ હીન્દુ કેસે થે. મગર ચંદ સાલ હુવે, **આરય**

**સમાજને** ફીર ઉનકો હીન્દુ બનાનેકી કોશીશ શરુઅ કી તો સર આગાખાનને અપને પંજાબી દાઇયુંકો હુકમ દે દીયા કે ઇન લોગું કે નામ ઇસ્લામી રખ દીયે જાયે. અઉર ઇન્કો પુરા મુસલમાન કર લીયા જાયે. અઉર જો શક્ષ ઇસમેં તાઅમુલ કરે ઇસકો જમાઅતમેં ન રખા જાયે.*

ઇસ હુકમકે હાંસીલ હોતેહી ઇન તમામ હીન્દુઓને અપને નામ મુસલમાનુંકી તરેહ રખ લીએ. અઉર મુસલમાન હો ગયે. અઉર અખબારાતમેં ઇસ્કા અઅલાન કર દીયા. અઉર આરય સમાજકી કોશીશ બીલકુલ બેકાર રહ ગઇ.

બંબઇ અઉર કલકત્તામેં બડે બડે લાયક આગાખાની દાઇ ઇશાઅતે ઇસ્લામકી સઇમેં મસરુફ હયેં, અઉર રોઝાના હઝારૂ હીન્દુ ઇન જલસુંમે શરીક હોતે હયે. **"હાજર ઇમામ" સર આગાખાન** કી તરફસેં **દાઅવતે ઇસ્લામકે** લીયે કીયે જાતે હયે. મેં ખુદ ઇન મજાલીસમેં શરીક હુવાહું અઉર જબ મયેંને ઇનકી સરગરમી અઉર સચ્ચી કોશીશકા તમાસા દેખા તો મુઝકો **સુન્ની દાઇયુંકે** બે અસર તરીકે દાઅવતે ઇસ્લામકા ખયાલ કરનેસે ગેરત આને લગી. કે હમને ઇસ્લામકે હુકમ દાઅવતે ઇસ્લામકી હીકમતકો પસ પુસ્ત ડાલ રખ્ખા હયે. ઓર યેહ લોગ બાવજુદ ઇસકેકે હમ સુન્ની ઇનકો ઇનકે અકાયદકે સબબ ખાતરમેં નહીં લાતે કઇસી હીકમત અમલી ઓર અકલમંદીકે સાથ ઇસ્લામી સદાકતકો ફેલાનેમેં મુસ્તગરક નજર આતે હતે.

---

*મજકુર પંજાબી કોહારૂં અને સુનારામાંથી કેટલાકો હાલ મુંબઇમાં વસે છે. જેમાં સુનારા અલીભાઇ ખડક ઉપર ઘણાં જાણીતા કુટુંબના છે.

ઇસીકે સાથ મુઝકો **"મુસ્તઅલી"** જમાઅત યાઅને બોહરાં ફીરકેકી હાલત પર ભી હસરત હુઇ કે એક જમાના તો વોહ થા, કે ઇનકે બુઝરગુંને **નીઝારકો** શીકસ્ત દી, અઉર કેદ કર લીયા, અઉર સલતનત પર કાબેઝ હો ગયે. અઉર એક જમાના યેહ હયે કે ઇનકે દાઇ **મુકદ્દમા** બાઝીમેં મસરૂફ હયે. અઉર દાઅવતે ઇસ્લામકે હકુક વ ફરાયેજકો ઉનહુને તાકમેં રખ દીયા હયે. અઉર ઇનકે હરીફ **નીઝારકી** જમાઅત એક તરફ તો દુનીયાકે ઇકતેદાદમેં ઇતની બડઇ ગઇ હયે. કે **ઇનકે ઇમામ** શાહાંને **યુરપ** કે બરાબર હમસરાના નશસ્ત કરતે હયે. ઓર દુસરી તરફ દીની ખીદમાતકો યેહ આલમ હયે કે જોક જોક ગેર મુસ્લીમ ઇનકી દાઅવત હકીમાનાસેં અસર ઇસ્લામમેં શરીક હો રહે હયે.

મેં મશાયખ સુફીયાકી મોજુદા હાલત પર ભી અશ્ક તાસફ બહાતા હું જબ કે ઇનકો અપને બુઝરગાને કદીમકે મસલક દાઅવત ઇસ્લામસેં બેખબર અઉર બે પરવા દેખતા હું અઉર **નીઝારી** ગીરોહ કી હીમ્મત પર મુઝકો રશ્ક આને લગતા હયે.

**આગાખાની** દાઇ હીન્દુ ફીરકુંકો ઇનકે મુસલમા અકાયદકે હમ શકલે તરીકાસે હકકા રૈસ્તા બતાતે હયે. મેંને એક જલસામેં દેખાકે બહોતસેં હીન્દુ સીનાપર એક તુગ્ગા લગાયે બેઠે થે. જીસપર **"ઓમ"** લીખ્ખા હુવા થા. **આગાખાની** દાઇયુંને આજકલ ચંદ રીસાલે શાયેઅ કીયે હયે, જીસમેં લીખ્ખા હયે કે ખત્તે કુફીમેં જીસ તરહ **અલી** લીખ્ખા જાતા હયે સંસ્કૃત તરજ તહરીરમેં **"ઓમ"** કી ભી વહી સુરત હયે. ઇસ લીયે **"અલી"** **"ઓમ"** હયે. અઉર **"ઓમ"-"અલી"** હયે. મેંને ઇસ કીતાબમેં **ઓમકી** તસવીર દી હયે, બલકે આગાખાની રસાયેલસેં નકલ કી ગઇ હયે.

કનકે એક દાઇને મુઝસે કહા કે કુરઆન શરીફમેં ખુદાને ફરમાયા હયે કે અલી-ઓંમ હયે, મેંને મુતાઅજ્જબ હો કર પુછા વોહ આયાત કોન્સી હયે? તો ઇસને કહા કુરઆનમેં હયે-

"વ ઇન્નહુ ફી "ઓંમ"-મીલ કેતાબે"

"લદયના લે "અલી"-યુન હકીમ"

તરજુમા-અઉર તેહકીક વોહ ઓંમ-મીલ કીતાબમેં હમારે નઝદીક અલબ-તા અલી હયે હીકમતવાલે.

ઉસ ઓંમકી તસવીર જો અલીકી સુરતમેં માના ગયા અઉર જો આજકલ અકસર આગાખાની કુતુબમેં શાયા હોતા હયે અઉર ઉસકે તુગ્મે સીનુંપર લગાયે જાતે હયે.





આગાખાની દાઇને કહા કે "ઉમ્મલ કીતાબ"કા કીરાઅત "ઓંમ મીલ કીતાબ" ભી હો શકતી હયે. અઉર ખુદાને ફરમાયા કે હીકમતવાલે અલી ખુદાકે નજદીક "ઓંમ-મીલ કીતાબ" હયે અરબીમેં ઓમ કે મઅની વાલેદાકે હયે. અઉર સંસ્કૃતમેં ઓંમ તમામ ઉલુમ અઉર કુદ્રત કાયેનાતકા મરકજી નુકતા હયે. અઉર હર મોજુદીક જડ બુનીયાદ હયે. પસ ખુદાકા યેહ ફરમાના કે "અલી હમારે નઝદીક કીતાબ યાઅને તુલુમે જાહેરો બાતીનકી ઉમ હયે. સાબીત કરતા હયે કે સંસ્કૃત તલફ્ફુજકી બમુજબ યે "ઉમ""ઓંમ" કા હમ માઅની હયે.

એહલે સુન્નત જાનતે હયે કે "**અલીયુન હકીમ**" કે કયા માઅની ઇનકે વહાં હયે; મગર આગાખાની દાઇયુકે તરજ દાઅવત કા હાલ ઇસસેં બખુબી માઅલુમ હો સકતા હયે.

ઉપર ઝીકર હુવા હયે કે આગાખાની હઝરત **અલી** કો "**વીશ્નુ**" અઉર હઝરત રસુલ ખુદાકો "**બ્રહ્મા**" કહેતે હયે. ઇસકી નીસબત મંઇને એક **આગાખાની** દાઇસે સવાલ કીયા તો ઇસને મુઝકો **સુફી** મશરબ દેખ કર જવાબ દીયા. **મઉલાના રૂમ**ને અપની **મસ્નવી** બી "**વીશ્નુ**" કે નામસેં શુરુઅ કી હયે. ચુનાંચે વોહ કહતે હયે.

"**બીશ્નવ અઝ નય ચું હીકાયત મી કુનદ**"

"**વીશ્નવ**"કા કસરત ઇસ્તેમાલકે વકત હીન્દુ બી "**બીશ્નવ**" કહને લગતે હયે. ઇસ લીયે ફારસીમેં "**વીશ્નવ**" કી જગ્હે "**બીશ્નવ**" લીખ્ખા ગયા. વરના "**મઉલાના રૂમ**"ને બી ફરમાયા હયે કે "**વીશ્નવ**" (અલી) (વજુહાતે ઇન્સાન)સેં કીયા હીકાયત બયાન કરતા હયે.

**મહાત્મા ગાંધીકી મદાખલત**—આગાખાનયું કી દાઅવત કુછ ખુફીયા અઉર પોશીદા નહીં રહી હયે. અબ વોહ ખુલ્લમ ખુલ્લા સબ કામ કરતે હયે. દફેઅ અભી હાલમે ચંદ "**આરય સમાજ**"યું ને મહાત્મા ગાંધીસે શીકાયત કી કે "હીન્દુ આગાખાનકી પારટીમેં બકસરત શરીક હોતે જાતે હયે. આપ ઇનકો નસીહત કીજીયે." **મહાત્માં ગાંધી** ઉસ વકત **બંબઇમેં** થે. ઉન્હુંને ઇન હીન્દુઓકો બુલાયા જો આગાખાનકે અસરમેં આ ગયે થે. અઉર ઇનકો નસીહત કી કે તુમ અપની કોમસે બાહેર ન જાઓ. મેં તુમ્હારે અકાયદમેં

દખલ નહીં દેતા મગર યેહ કહેના ચાહતાહું કે હીન્દુ મઝહબ બહુત અચ્છા હયે. અઊર ઈસિકી કોમીય્યતસેં બાહેર નીકલના તુમ્હો જાઈબ નહી હયે.

આગાખાની હીન્દુઓને મહાત્માજીકો જવાબ દીયા કે "હમ
" અપની કોમસે બહાર નહીં ગયે હયે. બલ્કે હીન્દુ ધરમકે અસલી
" ધરમેં પહોંચે હયે. આપકો ભી ઇસિ સચ્ચે હીન્દુ ધરમેં આ જાના
" ચાહીયે. કયુંકે જો જોત રામ, કીરશન, વીશ્નુ, બ્રહ્મા વગેરા-
" મેથી વહી આગાખાન જાહેર ઈમામમેં હમકો મીલ ગઇ હયે.
" અબ હમ નુરસેં ખાલી મુરતોંવાલે ધરમેં કયું રહે? ઇસ ધરમેં
" કયું ન આયે. જો હીન્દુ જીન્દા નુરકા અઉર મોજુદ વ સલામત
" નુરકા ઘર હયે."

યે જવાબ સુન કર "મહાત્માજી" અઉર સબ "આરય સમાજી" ખામોશ હો ગયે. અઉર કુછ જવાબ ઇસ્કા ન દીયા. નતીજા યહ હુવા કે જો હીન્દુ આગાખાની ન થે. વોહ ભી ઈસિ હુજ્જત બાઝીકોં સુન કર આગાખાની હો ગયે.

આગાખાની જમાઅતકા નામ આમ તઉરસેં "ખોજે" મશહુર હયે. એક ખોજે ભાઇને કહા કે ચુંકે હમ સચ્ચે ધરમકા ખોજ લગાનેવાલે લોગ હયે. ઈસિ વાસ્તે હમારા નામ ખોજા મશહુર હો ગયા.

---

## *મહાત્મા ગાંધીજીકી મહાખલત.

આ મહાતમા ગાંધીજી તથા મી૦ વરતેજી (આ પુસ્તક લખનાર) ની મુલાકાતમા જે ધારમીક ચરચા થઇ તે તા૦ ૩–૧–૧૭ નાં હીન્દુસ્થાન પત્રના અંકમાં સ્પષ્ટ પ્રગટ થઈ ચુકેલ છે.

પ્રગટ કર્તા.

**મુસ્તઅલી** મસતુર અઉર પોશીદા ઈમામકો માનતે હેય અઉર **નીઝારી ઝાહેર ઇમામ** પર અકીદા રખતે હયે. અઉર દલીલમેં કુરઆનકી આયાત પેશ કરતે હયે. જીસમેં **ઈમામે મોબીન** ( ઈમામ જાહેર )કા લફ્ઝ આયા હયે.

"**બોસ્તાને ખયાલ**" કીસ્સાકી એક મશહુર કીતાબ હવે દેડ ફીટ તવીલ અઉર એક ફીટ અરીજ તકતીઅકી નો ( ૯ ) જીલ્દે ઈસ કીસ્સેકી હયે અઉર સાત હઝાર નવસો નેવાસી ( ૭૯૮૯ ) સફ્ફે મે યેહ કીસ્સા ખત્મ હુવા હયે. ઇસ કીસ્સેકે મુસન્નફ બી ગાલેબન **ઈસ્માઈલી** હોગે. કયુ કે ઇસમે **મેહદી મોએઝ, કાયેમ** વગેરા "**ફાતમી-ખુલફા**" કે હાલાત હયે. અઉર મુસન્નફ તમામ ઓલુમ મશહુરકા ફાજલ મઅલુમ હોતા હયે. અઉર ગરજ ઇસ કીસ્સે નવીશાકી યહી હયે કે ખલકત "**ઇસ્માઈલી-ખુલફા**"કી અઝમતસે મુતાસીર હો.



# ઈસમાઈલીયા ઈમામત.

[ તવારીખે ફીરસ્તા ઉપરથી. ]

નાજરીન પુર તમકીનોકા વાજેઅ હો. કે શાહ તાહેર આવણાહે સલાતીન ઈસમાઈલીયા મીસર અઉર એફરીકાસે હે. જીન્હો અલવીયા બી કહતે હયે. અઉર તારીખે "હબીબ-ઉસ સયર" મે મસતુર હયે કે ઈસમાઈલીયાને બલાદએ મગરીબ અઉર મીસર મે બઈઝત તમામ ખુલફાએ સલતનતકી. અઉર મુદતે હુકુમત ઈન્કી નોઅલફ કે અકીદેમેં દોસો છપન (૨૬૬) બરસ હયે. અઉર અવલ જીસ શખ્સને ઉસ તાએફાસે ઝહુર પકડા અઉર માલેક જેસીઆ જહાંબાની હુવા ઈસે અબુલકાસમ મહમદબીન અબદુલ્લા અલમહેદી કહેતે હયે. અઉર યેહ સઈદી, બોહોત અકસર વ અશહય ઈસમાઈલી બીન જાફર સાદેક એહલેહીસ સલામકી નસલમે હયે. હમ્દોલીલાહ મસતુરીને ઓયુનલ તવારીખમેં ઉસ્કે આબાકી અસામી ઈસ તરહસે નકલ કી હયે.

**અલમહદી**–બીન **મહમદ** બીન **રજા** બીન અબદુલ્લાહ બીન તકી બીન કાસમ બીન અહમદ રજી બીન ઇસઇમાઇલ બીન જાફરે સાદેક. અહલે સુન્નત અઉર જમાઅત મગરીબીયાનને મહેદીકો અબદુલ્લાહ બીન સાલમ બસરીકે ઝુરીયતસે શુમાર કીયા હયે. અઉર ઝુમરાએ ઇરાકીયાનને ઓઉલાદે અબદુલ્લાહ બીનદેમુનકદારસે એતેકાદ કીયા હયે. ફીરકએ **ઇસ્માઇલીયા** કહતે હયે કે મહેદી આખર ઝમાન ઇબારતે મોહમદ બીન અબદુલ્લાહસે હયે. અઉર ૯૦ ખાતે-મુને અંબીયાસે રીવાયત કરતે હયે. હદીસે "અલ્લા રાસ સલસ માયત, તુલઅતશ શમ્સ મીન મગરેબહા" કહતે હયે. લફ્ઝ **શમ્સ** ઇસિ હદીસમે કીનાયા મહમદ બીન અબદુલ્લાહસે હયે. અઉર એક એહલે શીયાકા યેહ કોલ હયે કે, વીલાદતે મહેદી મગરીબ કે શહુર સન દોસો સાઠ ૨૬૦ હીઝરીમેં હુઈ, અઉર અવલાદ ઇમામ મહેદી સાહેબે ઝમાનકે બકૌલ અસનાઅશરી "સરમન રાય" મે તીસરી રમઝાન દોસો અડાવન (૨૫૮) હીજરીમે હુઇ. અઉર બર તકદીરે સેહત હદીસ લફ્ઝ **શમ્સ** ઇબારતે મોહમદ બીન હસન અસકરીસે હયે. સેયાદત અલવીયા મીસર બ ઇતફાક નસબાબ અઉર મુવરરીખીન મશહુર હયે. લેકીન જો હઝરતે રીસાલતે પનાહ સ૦ સ૦ વ૦ ને ફરમાયા હયે. મરહુમ ખામએ તેહરીક હોગા. આલમે રુયામે બુરહાન શાહસે કહા. કે મેરા ફરઝંદ શાહ **તાહેર** જો કુછ કહે ઉસપર અમલ કર. અઇસા ખ્વાબ બમુકનાઝાએ હદીસે સહી "મરરાની વ કદરાની" બ ઈતફાકા ઓલમાએ ખાબે **શેતાની** અમલ નહી હો સકતા. "યકીન હયે કે સાદાતે ઇસમાઇલીયા સહીહન નસબ હોગે." અઉર નીસબત યાને નસબ શાહે તાહેરકો સાથ અબદુલ્લા હયે કસ તરફ મશહુર હયે. શાહ તાહર બીન રઝીયુદીન બીન અલ મોલી મોમીન શાહ બીન મોમીન શાહ બીન મહમદ બીન મહમદ ઝરદોઝ અલ મુલકબ શમ્સ.

તબરેઝી શાહ હુરશા બીનલ આલીમ બીન મુલી મોહમદ બીન ગુલી
જલાલુદીન બીન હુસેન જલાલુદીન બીન કેબાર મહમદ મવલાના
હસનલ આલીમ બીન મુલીયલ અલી ઇબ્ને અહમદ મુસ્તન સર
બીન મુલી તરાર, બીન મુલી મુસ્તનસર અહમદ બીન મુલી મહમદ
બીન અલી તાહેર બીન હાકમ બીન નીઝાર બીન અલ મઅહબીન
ઇસ્માઇલ બીન મહમદ કાસીમ બીન અબદુલ્લા હલ મહદી—અઉર
નીસબતે અબદુલા હીલ મહદીકે સાથ ઇમામ જાફર સાદેકને કે
બરીવાયત મશહુર હયે. અબદુલ્લાહ બીન રીજા બીન તકી કાસમ
બીનલ મવલી અહમદ બીન રઝા અલમહમદ બીન ઇસમાઇલ બીન
જાફર સાદીક વલ્લાહો. અઆલમ બહકીકત અલ ખ્વાઝએ અમાં-
લ મુલ્ક જપેની તારીખે જહાનકુશામેં લીખતા હયે, બાદજ ખુલફાએ
રાશેદીન હર મયાને ઇસ્લામકે એક જમાઅત પેઇદા હુઇ. જો બાતન
ફલાસફાંકે મોઅતેકદ થી. ચુનાંચે હમેશગી આલમ અઉર હવાએ
જીસ્માનીકા એતેકાદ રખતી થી. જાહેર શરીઅત કે સાથ બાતનકે
બદલકર ગુરેઝ અપને વાસ્તે પઇદા કરતી થી. અઉર તવાએફ એહલે
સુન્નેતસે ઇનકાર કરતીથી. કે ઉન્હુંને એહલે રસુલતકી ઈમદાદત્ર
નુસરત ન કી. ખાસ ઇશ વકત કે યઝીદ અઉર ઉરકે ઇતબારતને
અઇસા ઝુલુમ સરીહ કીયા, અઉર યેહ કલામ જુમલા મોઅતરઝા થા.

ઇમામ જાફર સાદેક એલયહી સલામકે જમાને તક કે પહેલે
અપને બડે બેટે ઈસમાઇલકો વલી અહદ કીયા. અઉર જબ ઇસમા-
ઇલને મીનવીઅશી અખ્તેયારકી ઉસે મઅઝલ કરકે—ઇમામ મુસા
કાજીમકો વીલાયત અહદ દી. અઉર રીવાયતે સહીહ યેહ હયે કે જમા-
અત કે જો મોસુમ બહેસાની હયે વો કહતે હયે. કે ઇસમાઇલ આ તે
બાપકે બાદ અઝવફાત ઝીન્દા થા. અઉર જો અસલ નસલે અવલ

હયે. લેહાઝા ઇસમાઈલ ઇમામ હયે! અઉર બાદઝ ઇસમાઇલ બેટા ઉસ્કા મહમદ ઈમામ હયે. અઊર અલવીયા મગરીબ તમામ ઉસ્કી નસલસે હયે. અઉર મહમદ ઇસમાઈલ ઇમામ જાફર સાદેક કે અહદમે રેય ગયા. અઉર મહમદ આબાદ રથ. સાથ ઉસ્કે મનસુબ હયે અઉર જબ ઉસ્કી અવલાદ કસરતસે હુઈ. ખુરાસાન અઉર કંદહાર અઉર સીન્ધ કે તરફ જાકર મુતવતન હુવે. અઉર **ઇસમાઈલ વાલેદાકી તરફસેભી હુસેની થા.**

☞ આ તવારીખી સનદથી ખુલ્લી રીતે પુરવાર થાય છે કે હ૦ ઈમામ જાફર સાદેકની બાદ હ૦ ઇસ્માઇલ હયાત હતા, અને તેમને પ્રથમ નસ કરેલ હતા. તેથી ઇમામતનું તાજ તેમની નસલમાં કાયમ રહયું. વળી હજરત ઇસમાઈલનાં માતા પણ હુસેની ખાનદાનમાંથી હતા ત્યારે મુસા કાઝમ કનીઝનાં પુત્ર હતા. આ રીતે હવજે કવસર સુધી કુરઆનની સાથે રહેનાર ઇમામતનું ઝળકતું તાજ હ૦ ઇસ્માઈલની સીધી નર નસલે નામદાર (આગાખાન સાહેબ) મઉલાના સુલતાન મહમદશાહ શાહેબ ઇમામે મોબીન છે.



હિદાયત કરનાર ઈસ્નાઅશરીઆ ઈમામની
બયતથી વિમુખ થઈ
ગેબ ઈમામની તરફ ખાત્રી કર્યા
વગર તથા મોઝીઝો જોયા વગર
વિશ્વાસનાં અંધારા ગારમાં ભુસ્કો મારનાર
ખોજા ભાઈઓને અરપણ.

(ઇસ્નાઅશરી કીતાબોમાંથી ગેબ ઇમામની
પોકળ હકીકતનો ઉતારો.)

[કીતાબ દુર્રે બેબહા ઉપરથી,]

**હ૦ અલીની તવલ્લુદ વીશે.**

હઝરત ઇમામે જાફરે સાદેક અ૦ થી મનકુલ છે કે, એક દીવસ અબ્બાસ ઇબ્ને અબ્દુલ મુતલીબ અને યઝીદ ઇબ્ને કુઅબ અને બીજા કેટલાક માણસો મળી ખાનએ કાઅબાની પાસે બેઠા હતા. તેટલામાં ફાતેમા બીનતે અસદ ખાનેએ કાઅબામાં આવ્યા. તે વખતે ફાતેમા બીનતે અસદને નવમો મહીનો હતો. અને પેટમા દરદ થવા લાગ્યુ. તો તેઓ આવીને ખાનએ કાઅબાની બરાબર ઉભા રહયા. અને ખુદા પાસે કેટલાક વાસ્તા આપ્યા.

અબ્બાસ વીગેરે કહે છે કે અમો જોઇ રહયા હતા, કે તેઓ દોઆ કરી ચુકયા કે એકદમ ખાનએ કાઅબાની ભીંત ફાટી ગઇ, અને ફાતેમા તેના અંદરથી કાઅબામાં ગયા અને છુપી ગયા. અને ફાતેમા ત્રણ દીવસ સુધી ત્યાં રહયા,

+ અને ચોથે દીવસે તે જગ્યેથી ભીંત ફાટી ગઈ અને ફાતમા હઝરત **અલીને** ખોળામાં લઈને તેજ રસ્તેથી બહાર આવ્યા. ! ! !

(દુરરે બેબહા ૫૪–૫૫–૫૬)

## ગેબ ઈમામના તવલ્લુદ વીશે.

જનાબ હકીમા ખાતુન બયાન કરે છે કે, જે રાતરે બારમા ઈમામ પેદા થવાના હતા તે રાતરે હ૦ ઈમામ હસન અસકરી એ૦ મને મારે ઘેર જવાની મના કરી, અને ફરમાવ્યું કે એ ફુઈ આજ રાતરે તમો મારા ઘરમાં રહો, કેમકે ખુદાવંદ કરીમ આજ રાત્રે એ ફરજંદને પેદા કરનાર છે. કે જેના સબબથી દુન્યા ગુમરાહી અને જુલમથી ભરાઈ ગએલીને હીદાયત અને અદાલત ભરી આપશે.

આ સાંભળીને મેં કહયું કે તે ફરઝંદ કેવી રીતે પેદા થશે? કેમકે **નરજીસ** ખાતુનને હમલનો અસર પણ દેખાતો નથી ! ! હઝરતે ફરમાવ્યું કે, નરજીસ ખાતુનથીજ પેદા થશે. આ સાંભળી હું ઉઠીને ગઇ અને નરજીસ ખાતુનના પેટ અને વાસામાં તપાસ્યું. **પણ હમલનો અસર જાહેર થયો નહી ! ! !**

\+ + +

હઝરતે ફરમાવ્યું કે અંબીઆ પેગમ્બરના વસીના **હમલનો અસર પેટમાં** માલુમ પડતો નથી ?

કેમકે અમો રાનમાંથી પેદા થઈએ છીએ અને અમારા હમલનો અસર પણ રાનમાં હોય છે. ! ! ! !

આ સાંભળીને હું નરજીસ ખાતુન પાસે ગઇ અને તમામ હાલ બયાન કરયો. તેઓએ કહ્યું કે મને **હમલનો અસર જરા પણ માલુમ પડતો** નથી.

× + +

તેઓએ (નરજીસ ખાતુને) કહ્યું કે, હઝરતે ફરમાવ્યું હતું તે જાહેર થયું–

+ + +

પછી હઝરતે ઇમામે હસને અસકરી અ૦ મે આવાજ આપી કે, એ ફુઇ મારા ફરઝંદને ખોળામાં લઇને મારી પાસે લાવો. જે વખતે હઝરતની પાસે લઈ ગઇ, તો હઝરત પાક પાકીઝા **ખતના** કરેલા હતા. અને જમણા હાથ ઉપર લખેલું હતું કે–

**"જા અલહકકો લઝહ કલબાતે લઇજાલ બાતેલા"**

એટલે હક આવ્યું અને બાતીલ ખરાબ થયું અને મટી ગયું.

× × ×

હાસલ કલામ પછી હઝરતના ખોળામાં લઇ ગયા અને હઝરતે સલામ કરી. પછી આસમાનમાંથી ઘણા **પંખીઓ** આવ્યા. અને **એક પંખી હઝરતને લઇને ઉડી ગયો. !**

હકીમા ખાતુન કહે છે કે, ચાલીસ દીવસ પછી હું હઝરતને ત્યાં ગઇ તો જોયું કે **બે વરસનું** બચ્ચું ઘરમાં ફરે છે !

મેં જોનને હસન અસકરીને અ૦ ને પુછ્યું કે આ કેમ ? તો જવાબ આપ્યો કે **પેગમ્બરો** અને તેઓના વસીઓના ફરઝંદ એક મહીનાના થાય તો એક વરસના માલુમ પડે છે ! ! !

(દુરરે બે બહા.)



## દજ્જાલના જનમ થવા વીશે.

મનકુલ છે કે-દજ્જાલ મલઉન કાફર જાદુગર છે. અને તે હઝરતે રસુલે ખુદા મોહમદે મુસ્તફા સ૦ ના ઝમાનામા પયદા થયો છે. એક વખત હઝરતે રસુલ ખુદા સ૦ મદીનાથી બે ફરસખ છેટે ગયા. અને ફરમાવ્યું કે આ ઠેકાણે દજ્જાલ પેદા થાશે અને તેનાં બાપનું નામ **સઇયાદ** અને તેનું માનું નામ **કાહેના** યહુદાહ છે.

રાવી બયાન કરે છે કે-મજકુર "વાત હજરતે જુમ્માને દીવસે બયાન કરી અને તેની બાદ છઠે દીવસે એટલે બુધવારને દીવસે દીવસ અસ્ત થવાની વખતે દજ્જાલ મલઉન જન્મ પામ્યો. અને તે જન્મતાંજ ભોંચ ઉપર આવીને બેઠો અને બોલવા લાગ્યો. અને જે કોઇ દીલમાં કાંઈ પણ ધરાવે, તો તે કહી આપતો. અને **ઘડીયે ઘડીયે મોટો થતો હતો.** અને તેના કપાળ ઉપર-**અલ કાફેરો લીલ્લાહ** લખેલ હતું.

પછી તે (દજ્જાલ) લોકો ઉપર જુલમ કરવા જેવી કેટલીક વાતો કરવા લાગ્યો. અને તેથી હઝરતે દોઆ કરી કે **એક પંખી આવ્યું.** અને તે **નાપાકને** ચાંચમાં પકડીને ઉડી ગયું.

---



**શ્રી ખોજા સિંધી પ્રેસ,** ૧૧૩, પાલખી મહોલા મુંબઈ–૯.

# ઇનસાફી નઝર.

પ્રિય દોસ્ત જીમ—એક સાચા મિત્ર તરીકે આ છેલ્લા થોડાક ફકરા જે ઇશનાઅશરી કીતાબ મશહુર ખોજા આલેમ જનાબ હાજી નાજી સાહેબે પ્રગટ કરેલી "દુર્રરે બેઅહા"માંથી ચુંટીને રજુ કર્યા છે. તે ઉપરથી હ૦ અલી અ૦ નાં જન્મની હકીકતમાં ખુલ્લું છે કે એમનાં માતુશ્રીનાં પેટમાં હમલનો અસર દેખાયો, અને ચોકસ ગણત્રી તરીકે—જ્યારે નવમો મહીનો હમલનો હતો, ત્યારે ખાનેકાબામાં દરદ થવાથી ગયા અને ત્યાં હ૦ અલી અ૦ નો જન્મ મુબારક થયો.

ત્યારે

બારમા ગેબ ઇમામની માતા નરજીસ ખાતુનનાં પેટમાં હમલનો અસર પેદા થવાની રાત સુધી બીલકુલ નહોતો. અને તેમાં હ૦ અલી નાં જન્મ પ્રસંગથી વિરૂધ (કુદરતી કાયદાથી ખિલાફ) રીતે ગેબ ઇમામનો જન્મ થયો.

અહીં એ ગણત્રી કરવાને જગા છે કે—હ૦ હસન અસકરીએ બહારથી દત્તક ફરઝંદ મેળવવાની ખાનગી ગોઠવણ કરી હોવી જુવે. પરંતુ તુરતમાં જન્મેલ બચ્ચું નહીં મળતાં—બે વરસનું બાળક મળવાથી તેને લોકોમાં જાહેર નહીં કરતાં પંખી આવીને લઇ ગયું! એવી હકીકત દરજ થઇ છે. "વળી અમો પેગંબર અને તેના વસીના ફરઝંદ એક મહીનાના થાય તે એક વરસ જેવડા લાગે. એવો કાયદો બીજા કયા સાચા ઇમામની બાબતમાં બન્યો છે, તે તપાસશો તો ઇસ્લામી દફતરમાં કોઇ જગાએ પણ મળશે નહીં.

વળી દજ્જાલની પેદા થવાની હકીકત પણ ગેબ ઇમામના પેદા થવાની હકીકત જેવીજ છે. કારણકે જન્મવાની સાથેજ વાતો કરવી—અને ઘડીયે ઘડીયે મોટું થવું—તથા પેદા થયા પછી—જેમ ગેબ

ઇમામને પંખી લઇ ઉડી ગયું તેવીજ રીતે હજ્રતઆલીને પણ પંખી લઇ ઉડી ગયું !

આ હકીકતો દરેક સમજુ ઇમાનદારે વિચાર કરવા જેવી, બલ્કે ખાત્રી કરીને માનવા જેવી છે કે નહીં, તેનો ન્યાય કરવાની જરૂર છે.

વળી ખુદા ફરમાવે છે કે–

વલન તજેદા લે સુન્નતીલ્લાહે તબદીલા.

એટલે–મ્હેં મુકરર કરેલ કાયદો હું કદી તોડતો નથી. એ હિસાબે–પેદા થવું–અને મરવું તે દરેક મનુષ્યને માટે એક ખુદાઈ કાયદો છે. તેમાંથી પેગંબર કે ઇમામમાં કદી ફરક પડતો નથી. અને આખર જમાનાને માટે હઝરત રસુલે ખુદા, હ૦ અલી, હ૦ ઇમામ હુસેન વીગેરેની ઉમર (૧૦૦) સો વરસની અંદર જાહેર થયેલી છે.

હ૦ ઇસા, હ૦ ઇલીયાસ, હ૦ ઇદરીસ, હ૦ ખીઝર વીગેરેની આજ સુધી હયાત રહેવાની હદીસ–ઇસલામ કબુલ કરતો નથી. તેથી પણ ગેબ ઇમામની આજ સુધી હયાત રહેવાની વીગત પણ ઇસલામથી વેગળી છે.

ચેલેંજ.

હ૦ આદમ, હ૦ નુહ વીગેરેની હઝાર હઝાર વરસની ઉમ્મર હતી. પણ તે જમાનો બધી દુનીયાનાં માણસો માટે એક સરખો હતો. અત્યારે તેમ નથી. તોપણ ગેબ ઈમામની માનીનતા કુરઆને શરીફથી બીલકુલ વીરૂધ છે. તે બાબતમાં ગમે તે વખતે અને ગમે તે સ્થળે સભ્ય મંડળ મુકરર કરવામાં આવે, તો તેનુ નીવાકરણ કરવા મ્હારી દરેક તઇયારીથી જાહેર ચેલેન્જ કરૂં છું. અને તે માત્ર કુરઆને શરીફની એકજ આયાત ઉપર કે, જે–"કુલ્લે શયઇન અહ-સયના હો ફી ઇમામુમ મોબીન" એટલે દરેક વસ્તુ જાહેર ઇમામથી ઘેરાયેલી છે.

( વસ્તેલ. )

# ઇસ્માલીયા ઇમામતના તાજા પુરાવા.

## (૧ લો પુરાવો.)

**મરહુમ વોહરા જજ મી૦ બદરૂદીન તય્યબજીએ પોતાનાં હાથે લખેલ પત્ર.**

[ અસલ ફોટા ઉપરથી નકલ. ]

સમરસેટ હાઉસ, ખંબાલા હીલ, મુંબઇ.

તા૦ ૫ મી મારચ ૧૯૦૫.

મોન્સ્યોર લુઇસ પીયેર વોશોઈ જોગ,

ફ્રેન્ચ કાન્સલ જનરલ.

પ્યારા સાહેબ,

જત જણાવવાનું કે, હીઝ હાઇનેસ નામદાર સર સુલતાન મહમદ શાહ આગાખાનના પક્ષને લગતા ખોજાઓના ધર્મ સંબંધી એક અગત્યનો સવાલ મેડગાસ્કરમાં ઉભો થયો છે એમ મારા સમજવામાં આવ્યું છે. મને થોડી એવી પણ ખબર આપવામાં આવી છે કે મજકુર લોકો મુસલમાન નથી પણ હીન્દુ અથવા બઉધ્ધ મતના છે. જેથી કરીને ઘણી ખુશીની સાથે હું સરટીફીકેટ આપું છું જે મજકુર ખોજાઓ હીન્દુ પણ નથી તેમ બઉધ મતના પણ નથી પણ તેઓ ઇસ્માઈલીયા ટોળાના ખરા મુસલમાન છે

અને નામદાર સુલતાન મહુમદ આગાખાન જે આ ટોળનાા ઉપરી છે તે નબી મહોમદ મુસ્તફાના જમાઇ અને ખલીફ હજરત અલીના વંશમાંથી સીધી નસલે ઉતરી આવેલા છે.”

લી૦ હું છું,

તમારો આજ્ઞાંકીત,

( સહી ) બદરૂદીન તહ્યબજી.

* + +

## (૨ જો પુરાવો.)

### વોહુરા કેસ ઇ૦ સ૦ ૧૯૨૦.

[ના૦ વડા મુલ્લાંજીની જુબાની વખતે થયેલ સવાલ જવાબ.]

( પ્રજામીત્ર તા૦ ૨૨ ૧. અક્ટોબર ૧૯૨૦ નો ઉતારો. )

**એડવોકેટ જનરલ પુછે છે અને ના૦ મુલ્લાંજી સાહેબ જવાબ આપે છે–**

**સવાલ–**

શું ત્યારે તમો ચોકકસ સન્તર દેખાડી શકશો નહીં ?

**જવાબ–**

હું તેમ ચોકકસ સન્તર દેખાડી શકીસ. હું જે કહેવા માંગુ છું તે સઘળું એકજ સન્તરમાં દેખાડીશ.

સાક્ષીએ અત્રે *૧૨ માં પ્રકરણમાંના ૨૨ માં ભાગમાંથી એક વાકય વાંચ્યો હતો જેમાં એવું હતું કે:–

---

* ઉપર રજુ થયેલ ૧૨ મું પ્રકરણનો ૨૨ ભાગ વાળી આયત એ છે કે–કુલ્લે શયઇન અહસયનાહો ફી ઇમામે મોબીન.

"અમે **ખુલ્લાં લખાણમાં** જે કંઇ લખ્યું હતું તે સઘળું જણાવ્યું છે."

**સવાલ-**

તમે કાંઇ બીજી સન્તરો દેખાડશો ?

**જવાબ-**

હાલમાં તો હું ફક્ત આજ દેખાડીશ (રજુ કરે છે.)

**મી૦ બીનીંગ**-આ સન્તરમાં ઇમામ શબ્દ આવેલો છે.

**મી૦ મીરઝાં**-બેરીસ્ટરના સવાલ સમજાવવાથી **સાક્ષીએ** કોરટને જણાવ્યું કે છેલ્લા વાકયમાં **ઇમામ** શબ્દ આવેલો છે તે હું નીચે મુજબ વાંચુ છું.

"**ઇમામ જાહેર હોય છે**" જે સઘળું સમજાવવામાં આવ્યું છે હું તેમાં નીચે મુજબ સુધારો કરવા માંગું છું.

"**જે સઘળી ચીજો ઉપર આપણે આધાર રાખ્યો છે તે ઇમામમાં સમાવવામાં આવી છે જેઓ જાહેર છે.**"

**મી૦ મીરઝાં-ઇમામ** ' શબ્દ આ ફકરામાં છે કોરટમાં રજુ થયેલા તરજુમામાં તેનો તરજુમો "**લખાણ**" શબ્દ થયો છે.

**અરબી ઇન્ટર પ્રીન્ટર-"ઇમામ"** શબ્દનો અરથ લખાણ જણાવ્યો છે તે જાણી હું તાજુબ થયો છું.

**મી૦ મીરઝાં**-આ કીતાબ લખનાર કદીમી નામની **સુન્ની** કોમને લગતો છે, આ લોકોએ ઇંગરેજોને મુસલમાન ધરમમાં વટલાવવા માટે એક મીશન સ્થાપયું છે.

( ઉપર મુજબ **ઇમામે મુબીનનો** અરથ "**જાહેર ઇમામ**" કોરટે બહાલ રાખ્યો હતો. અને તેથી હવે **કોઇપણ** તે અરથની બાહેર જઇ શકશે નહીં.

# જય ! જય ! અલી-ઓંમ નકલંક !

## હ૦ અલીના અડતાલીસ સ્વરૂપની શાનમાં.

### હાજર ઇમામની સ્તુતી.

જય! જય! 'અલી'-ઓંમ નકળંક!
ઝળહળ! પાક નુર નિહશંક!
જય! જય! ધરી રૂપ નમૂ 'હુસેન'!
જય! જય! ધર્ધ્ધ ધર અટંક સેન!
જય! જય! 'આબીદ' રૂપ શુધ સંત!
જય! જય! 'બાકર' સ્વરૂપ મહંત!
જય! જય! 'સાદેક' નુર ચમંક!
જય! જય!-
જય! જય! 'ઇસમાઇલ' શા જાહુર!
જય! જય! સનદ કુનીયત મશાહુર!
જય! જય! ધર્યુ 'મહમદ' નામ!
જય! જય! 'ન્ટ્રી અહમદ' સુદામ!
જય! જય! 'નખી મહમદ' શાહ!

જય ! જય ! રઝી અબ્દુલ્લાહ !
જય ! જય ! મેંહદી મહમદ ધમંક !

જય ! જય !–

જય ! જય ! 'કાયમ' નુર નીશાન !
જય ! જય ! 'મનસુર રૂપ મહાન !
જય ! જય ! 'મોએઝ શાહ' બળવંત !
જય ! જય ! 'અઝીઝ' રૂપ જશવંત !
જય ! જય ! 'હાકમ બુઅલી' નુર !
જય ! જય ! 'જાહુરઅલી' જહુર !
જય ! 'મુસ્તનસીર બીલ્લાહ' અટંક !

જય ! જય !–

જય ! જય ! 'શાહ નીઝાર' હજુર !
જય ! જય ! 'હાદી શાહ' ધર્યું નુર !
જય ! જય ! 'મોહતદિ' મનહર મહેર !
જય ! જય ! અરી કાળ 'કાહેર' !
જય ! જય ! 'અલા જીકરીયા સલામ' !
જય ! જય ! 'અલા મહમદ' નામ !
જય ! જય ! 'ખુદ જલાલુદીન' હસન !

જય ! જય !–

જય ! 'અલાઉદ્દિન મહમદ' ઈમામ !
જય ! 'રૂકનુદીન ખુરશાહ' નામ !
જય ! 'શમ્સદીન મહમદ' જહુર !
જય ! જય ! 'કાસમશાહ' નુર !
જય ! જય ! 'ઈસ્લામશાહ' દીલેર !

જય! 'મહમદશાહ' મહેર!
જય! 'મુસ્તનસરબિલ્લાહ' દ્ગી અંક!
જય! જય!–
જય! જય! શાહ 'અબ્દેસલામ'!
જય! જય! 'ગરિબ મીરઝા' ઇમામ!
જય! જય! 'બુઅલી' નુર જાહુર!
જય! જય! 'મુરાદ મીરઝા' સરૂર!
જય! જય! 'ઝુલફીકારઅલી' જમાલ!
જય! જય! 'નુરદિન અલી' કમાલ!
જય! જય! 'સય્યદ ખલિલીલ્લાહ' ભનંક!
જય! જય!–
જય! જય! 'નિઝાર' બીજા નીગાહ!
જય! જય! 'સય્યદઅલી' શાહ!
જય! જય! 'હસનઅલી' જશવંત!
જય! જય! 'કાસમઅલી' ગુણવંત!
જય! જય! 'અબલ હસન' અલી શાહ!
જય! જય! ખુદાવંદ 'ખલીલીલ્લાહ'!
જય! જય! 'હસનઅલી શા આગાખાન'!
જય! જય! 'અલીશાહ' શુભ શાન!
જય! જય! 'સુલતાન મહમદ શાહ'!
હાજર ઈમામ ઈસમાઇલી રાહ!
જય! જય! ઓમ અલી નકલંક!
ઝળહળ પાક નુર નિઃશંક.

# ભાઇ જીમને ભલામણ.

ભાઈ જીમ; આપના (૫૩) ત્રેપન સવાલોનાં (૫૩) ત્રેપન જવાબ મારી યથા મતિ આ પુસ્તકમાં આપ્યા છે. આપના સવાલોમાં એકંદરે તમારી શુધ્ધ લાગણી મને દેખાઈ હતી કે—તમો સાહેબ આપણી ખોજા કોમમાં છેલ્લાં ૨૫ વરસ થયાં જે કુટી પડયો છે, તેને કારગર નીવડે એવા હેતુથી પ્રશ્નો કર્યા છે તેથી તમારા પ્રશ્નોનાં પ્રતિજ્ઞા પુરવક ખરા ખુલાસા કરયા છે મારા પ્રત્યે તમોએ એ જવાબોમાં રાખેલી નેક આશાને હું કેટલે દરજ્જે પહોંચી વળયો છું. તે માટે તો તમો સાહેબજ આ જવાબો વાંચીને જે વળતર કરશો. તેનાં ઉપરજ મને ભરૂસો છે, મને લાગ્યું કે મ્હારા લેખોથી કેટલાક ઇસ્નાઅશરી સમજુ વરગમાં ગુંચવાડો ઉભો થયો છે, અને લગભગ તમારા સવાલોમાંજ એ ગુંચવાડો સમાઇ જાય છે, તેથી મ્હેં ખાસ કાળજી લીધી છે. તો પણ જો હજુપણ કોઇપણ સવાલમાં આપને શંકા રહી ગઇ છે એમ દેખાય, તો તે માટે તરતમાંજ ખંત રાખશો. ખરેખર ! તમારા સવાલો માટે મને માન ઉપજ્યું છે. કારણ કે જો ખુદાએ મને સત્ય રૂદય આપ્યું હોય તો તેમાં લાગણી અવશ્ય હોવી જુવે, અને તેમાંથી ઇસ્માઇલીયા ફીરકાથી ધર્મના કંટાળાના ખાતર નહીં, પણ જમાતી વ્યવસ્થાની આગલી રૂઢી જે ચાલુ જમાનાને બંધ બેસતી નહી હતી, તેનાથી ઉપજેલા કચવાટે ગંભીર રૂપ ધારણ કરયું, અને તેના ગેરલાભ કેટલાક મોભારે ચઢી બેસનારા દોઢ ડાહયાઓએ સુધારાના ખાં તરીકે ! બધું જાણનારાનો દાવો કરીને લીધો—જેમાં મી૦ જીમ હું મને પોતાને પણ લેખું છું આ રીતે

વીશ્વાસથી અંધારા ગારમાં મારેલા ભુસ્કાનું પરીણામ આજે આપણાં સંસાર વ્હેવારમાં પડી ગયેલ ભંગાણ અને કોમનું ખરૂં દરદ જાણનારા આગેવાનોના બદલે, જુદા પડી ગયેલ ટોળાનું સુકાન એવા લોભી, લાલચુડા અને દભીના હાથમાં મુકાયું છે, કે ઇસ્માઇલી જમાતમાં જે કંટાળો હતો તેના કરતાં હજારો દરજ્જે વધુ કરડાપણું વેઠવું પડે છે. કાઠીયાવાડ, ગુજરાતમાં વસ્તી ખોજા કોમનાં ઇસ્નાઅશરી ટોળાંનો છેવટનો ન્યાય કાંતો લખનઉ કાંતો કરબલા અથવા નજફમાં બેઠેલા આલીમોના હાથે થાય. એ કેટલું બધું અજબ થવા [illegible] કામ કે વાંધાની પતાવટ કોમના આગેવાનોનાં હાથમાં થતી, તે હવે રહી નથી. કારણ કે ફતવા મંગાવવાની રૂઢી માન ભરી ગણવામાં આવે છે.

હીલચાલનાં વીક્રુતા ભરયા પેકરો એવા અઘરાં આવે છે, કે તે ઇસ્માઇલી જમાતથી છુટી પડી જનારી કોમ જેને સોહલું જોવા માંગતી હતી; તેને સજા જેવું થઇ પડયું–! ગુજરાતી કે સીંધી ભાષાનાં જ્ઞાનોનાં બદલે, ઉર્દુ ફારસી અને અરબી ભાષાની લાચેઝ ગળે પડી સીંધા હરફ વાંચવાની તાલીમનાં બદલે કુરઆને:શરીફને ફક્ત વગર સમજે ખતમ કરવાની મોટાઇ વ્હોરવી પડી ! એહલે બયત અને અલીની તારીફનાં શબ્દો સમજાય તેવી દોઆ બંદગીના બદલે, શુધ્ધ ઉચ્ચાર પણ આવડે નહીં., તેવી અરબી નમાજની ફરજ ચોંટી પડી ! નોઉમ કે સતીમાના સવા પ્હોરનાં રોજાને બદલે આખા રમજાન શરીફ મહીનાના રોજાનાં સુકકા અપવાસ કરવા પડયા. મોજુદ ઇમામ ના૦ આગાખાનના દીદાર કરવાની તલબને કરબલા અને મકકા શરીફ સુધી મુસાફરી વેઠતાં પણ, દીને ઇસ્લામને મોજુદ રહેબર જોવામાં આવે નહીં. •સોંદ અને મરણ પરણનાં જમાતી લાગાથી બચવા

જતાં, અનેક ફંડો તથા બહાર ગામથી આવનારા સાઈફદો, ઝાકી, અને મુતવલીઓનાં ફાળામાં સોસવા પડતાં નાણાં, કરજ કરીને પણ દેવાં પડયાં. જરૂરત ખુમ્સની વાતો તો દરકીનાર, બેગ. આ બધી ધારમીક રીત રીવાજની બાબતમાં અરસપરસ ગમે તેવી સમ-જણ હોય, પણ જ્યાં સુધી જે કાંઈ પુરી સમજ મેળવે નહીં ત્યાં સુધી સઝા તરીકે સહન કરવું પડે, તેમાં કોઈનો કસુર નથી. અગ્મલ હીદાયત ખાતાનાં મેંમ્બરો પોતાની કોમની જમા-ઉધાર બાજુ તપાસી સરવાયું કાઢે, તો સેહજે દેખાઇ આવશે કે વેપાર ખોટમાં છે કે નફામાં?

**મી० જીમ !** આ બધી બાબતો કરતાં એકજ બાબત જે બધી જોખમદારીયો કરતાં ગંભીર અને છાતી ઠોકીને કહી શકાય, તેવું ઇસ્નાઅશરી કુંપનીએ વેઠેલું નુકશાન છે. જેની ખોટ કદી પણ તેઓ ઇસ્નાઅશરી રહીને પુરી શકશે નહીં. અને તે વગર કયામતની અ-કરી જવાબદારીમાંથી મોકળા થઇ શકે એમ હું માની શકતો નથી.

## હદીસ વીરૂધ વરતન.

"જમાનાના ઇમામની બએત લેવીજ જોઇએ. જો ન લેવાય તો" "ઇસ્લામ અગાઉના જાહેલીયતપણાનાં મોતે મરવું ગણાય છે:-"

આ હદીસ શરીફ મુજબ ખોજાઓ ખુદાવંદ હાજર ઇમામ ના० આગાખાન સાહેબનાં દીદારથી મુશરરફ થતાં અને દરેત ગુમ-વાનો જે અમુલ્ય લાભ મળતો તથા નાનો કાંગવો ભરતાં (એટલે બએત) લેતા, અને ખાના આબાદાનનો આશીરવાદ મેળવતા તે જુદા પડી જનારાઓ હાલ તેમ કરી શકતા નથી અને આ રીતે ઇસ્મા-ઇલીયા જમાતમાં જે હાજર ઇમામની બએત કરવાની ફરજ આવતી

તે સુધરેલા ઇસ્લામી થવા જતાં કામુકા બયઅત વગરનાંજ રહી ગયા. **કારણ કે ઇસ્નાઅશરીયા** મતમાં ઇમામ ગેબ છે, તેથી બયઅત લેવાતી **નથી.** જે બયઅત અગ્યારમાં સુધી બરાબર લેવાતી રહી.

મીત્ર **રુસ્મ**, તમારાં ડહાપણનો ખરો ઉપયોગ કરવાનું હવે અહીં રહેલું છે. કારણ કે જનાબ રસુલે ખુદાની બયઅત લેવાની ફરજનો અમલ સુધરેલા ઇસ્લામી તરીકે તમોને વધુ જવાબદાર બનાવે છે, યાદ રાખજો કે, આ બાબતમાં હું ઇસ્માઇલી જમાતમાં દાખલ થયા પછી **બયઅત** લેવાની ફરજ બાબતમાં મ્હારે હઇદરાબાદવાળા જનાબ મકિલાના સયદ ગુલામઅલી સાહેબની રૂબરૂમાં ગુફતેગો હતી. તેઓ સાહેબે એ બાબતમાં કરેલી વાતચીત કોઇ ભરૂસા પાત્ર સનદથી ફેસલ થઇ નથી. કારણ કે હઝરત રસુલે ખુદા બાદ હ૦ **અલીની** બયઅત ગદીરેખુમના મથંક જેવી રીતે લેવાઇ હતી, ત્યારબાદ હ૦ ઇમામ હુસેને પોતાના **એલચી** તરીકે કુફામાં મોકલાવેલા જનાબ મુસ્લીમ સાહેબ સાથે જેવી રીતે **બયઅત** લેવાઇ હતી. હવે તેવી **બયઅત** દરેક ઇમામથી રૂબરૂમાં દરેક ઇમાનદારને લેવાની ફરજ ખુદાએ રાખી છે. એ **બયઅત** લેવા માટે ખુદા કુરઆને શરીફમાં ફરમાવે છે કે "**યદુલ્લાહે ફોક અયદીહીમ**" એટલે ઇમાનદારનાં હાથ ઉપર ખુદાનો હાથ (ઇમામનો હાથ) રાખીને જાન માલથી તાબેદારી ઉઠાવવાનાં સોગંદ લેઇ કરાર કરવા પડે છે.

મી૦ રુસ્મ, આ **બયઅત** લેવાની ફરજ કુરઆને શરીફમાં સુરે **યાસીનમાં** બારમી આયાતમાં બતાવેલા **ઇમામે મુબીન** (જાહેર ઇમામ) સીવાય પુરી થઇ શકતી નથી. અને કુરઆને શરીફને માનવાનો જાહેર ડોળ ઘાલનારાઓ માટે તે વધુ જવાબદાર બનાવે છે.

આ બાબત હૈયાની વીગત કુરઆને શરીફમાં ખુલ્લી છે, છતાં તેથી તાકુંર બેઅમત ન લેવાય અથવા નાયબે ઇમામની તકલીદ કરવાનું બતાવવામાં આવે, તો પછી કુરઆને શરીફ મુજબની તાલીમ રહી ક્યાં? ગેબ ઇમામને, કુરઆને શરીફ વીરૂધ માનવા જતાં બેઅત લેવાની આ બીજી મહાન બાબતની નડતર ઉભી છે, જ્યાં પણ આપણા તે ભાઇયો સમજ ન અખત્યાર કરે તો તેમની ખુશી: પણ મ્હને મારી લાગણી સહીત એ ફરજ પર ધ્યાન ખેંચવું લાઝમ હતું તે જણાવી દીધું.

મા૦ જીમ, ઇસ્માઇલીયોને ગાફેલ ગણનારા અને પોતાને સુધારામાં ખપાવનારા ભાઇયોની હાલત આ ઉપરથી એ બાબત માટે વિચારવા યોગ્ય છે. કારણ કે ગેબ ઇમામની હાલતમાં તેમના આમજાનુ વગેરે દોરવાઇ જવું, અને બેઅત લેવાની ફરજ અદા ન થવી, જાહેલીયતમાં ગણાવું. જો એ વાત જુદા પડી જનારા ખોજાઓ સમજવા માગે તો પછી કયામતની આખરી જવાબદારી કોઇ મુજતેહદ કે આલેમ કે ઝાકીર અથવા મોલવીને જેવાને પુછી જોશો, તો તે તરત કહી દેશે કે "હમને તો કેહ દીયા થા કે ઉસુલદીનકી પાંચુ બાતે આપની સમજ ઉપર હે, ઇસમેં કીસીકા કેહા ને માનના ચાહીયે, ઉસમેં હર ઇમાનદાર પર ફરજ ડાલી ગઇ હે અગર ઉસકે સમજનેમેં કસુર કરેગા તો વોહી ભરેગા."

બીરાદર જીમ આ જવાબ ખોટો નથી. કારણ કે ઉસુલેદીનની પાંચ બાબતો તોહીદ-અદલ-નબુવત-ઇમામત ને કયામત એ દરેક પોતે સમજીને માનવાની જરૂર છે. પણ ફુરૂએદીનની બાબતો નમાજ રોઝા-હજ-જકાત-ખુમ્સ-જેહાદ-અમ્રબીલમારૂફ-નીહીઅનીલમુનકર એ આઠ બાબતો ઇમામના હુકમ મુજબ અદા કરવાની છે.

તો ભાઇ જીમ, તમોને તોહીદ, અદલ, નબુવત, અને કયામતની બાબતમાં વીચાર નકી કરવાનું કંઇ વધુ બોજા પડતું નથી. પણ માત્ર ઇમામતની બાબતમાં મુખ્ય સમજ રાખવાની જરૂર છે. કારણ કે ઉસુલનાં પાંચે મુદામાં ઇમામનીજ વાત મુખ્ય છે.

કારણ કે ખુદા ફરમાવે છે કે–

**આયા-ઇન્ની જાએલન અર્જ ખલિફા.**

અર્થ–હું મારો ખલીફો દુનીયામાં કાયમ રાખું છું.

એ હીસાબે પેગંબર કાયમ દુનીયામાં નથી રહેતા, પણ ઇમામ હરેક જમાનામાં હોય છે. અને તેથીજ ઇમામને ખલીફતર રહેમાન એટલે ખુદાનો ખલીફો ( પ્રતીનીધી ) કહેવામાં આવે છે. અને તેથી તેની બએત લેવાની ફરજ દરેક ઇમાનદાર ઉપર વાજીબ ફરમાવી છે. અને જમાનાના ઇમામની પાસે દરેક વસ્તુની સમજ બતાવી છે કુરઆને શરીફના ભેદની વાતો પણ ઇમામજ જાણે છે. અને તેજ ઇસ્લામનો કયામત સુધી રહેબર કહેવાય છે. પણ જો ઇમામ ગેબ રહેનાર હોત તો પછી તેની બઇયત લેવાની ફરજ વાજીબ ગણવાનો જુલમ કહેવાત પણ નહીં આ ઇમામની બએત લેવાની ફરજ એટલી બધી તાકીદની વાજીબ છે, કે કેટલીક સુન્નત જમાતમા મનાતી હદીસો મુજબ બરફનાં પાહાડ પર પેટ ઘશીને પણ બઇત લેવાની ફરજ જનાબ રસુલે ખુદાએ ફરમાવી સમજે છે.

આવી જરૂરી અને ન ભુલી શકાય એવી ફરજથી આપણા છુટા પડી જનારક સુધારક ખોજા ભાઇયોના માથે ઓછો બોજો નથી. યાદ રાખવાનું છે કે સુન્નત જમાતમાં ઇમામતની રૂઢી મુળથી બદલાવી

નાંખવામાં આવી છે. તો પણ પીરી-મુરીદનો રીવાજ એ બઇતની ફરજને અદા કરવા માટેજ છે. એટલે બેત દેનાર તો પોતાની ફરજ અદા કરે છે, ત્યારે બેત લેનાર તેનું જોખમ ઉપાડે છે. પરંતુ એવી બેત લેવાની કોઇપણ જાતની રૂઢી કે જે ફરજને અદા કરવામાં કારગર નીવડે, તેવી ઇસ્માઇલી જમાતથી જુદા પડી જનારા ખોજા ભાઇઓ માટે નથી. એ જાણીને એવા વગર ઉસ્તાદનાં રસ્તે (અથવા મી૦ કાબાનાં શબ્દોમાં કહું તો ધીણોજાના રસ્તે) કોમને ચઢાવી દેવાનું ગંભીર જોખમ જે વહોરતા રહે છે. તેઓએ પોતાની જાણકી દેખાડવી જરૂર છે. તકલીદનાં તકલાદી રસ્તે ચઢવા કે ચઢાવવા પહેલાં તેનાથી બેતની ફરજ અદા થાય છે કે, નહીં તેની ખાત્રી કરશો. જો તેમાં તમારી ખાત્રી ન થાય, તો લેશ ભાર ભરોસે કામ લેવા લાયક એ ફરજ નથી તેનો ખ્યાલ રાખશો.

અને ઇસ્માઇલીયોનાં જાહેર ઇમામ ખુદાવંદ ના૦ આગાખાન સુલતાન મહમદશાની બેત લેનારાઓની બંદગી વીગેરે વાજીબ એહકામ એ નામદારનાં હુકમ અનુસાર અદા કરતાં જવાબદારી પુરી થઇ જાય છે. અને તે બાબતમાં ઇસ્લામ કંઇ વીશેષ ફરજ નાંખતો નથી. તે વીશે પણ ખાત્રી કરશોજી.

મી૦ જીમ, છેવટે ખુદાવંદ નામદાર હાજર ઇમામ સુલતાન મહમદશાહનો દામન ખોજા કોમ માટે લગભગ ૬૦૦ વરસ જેટલો જુનો છે. અને તે બાબતમાં આપણા મરહુમ વડવાઓનાં રીત રીવાજ અને ધારમીક વરતન માટે ગમે તેમ અત્યારે રજુ કરવામાં આવે. તો પણ ના૦ આગાખાન અને તેમનાં વડવાઓનોજ સંબંધ ધારમીક મુરબ્બી તરીકે હતો. તે માટે સંદેહ નથી. અને આ બાબતમાં ૧૮૬૬ માં પેહલા આગાખાન શાહ હસનઅલીનાં સમયમાં અને

ત્યારપછી હાલનાં નામદારનાં જમાનામાં કોરટ મારફતે જે ફૈસલો ઠરાવ તરીકે જાહેર થએ છે. તે એટલીજ કે નામદાર આગાખાન ના વડવા શ્રી ઈસ્લામ શાહના હુકમથી પીર **સદરદીન** અને ગુરુ પીર હસન કબીરદીન અને તાજદીને ઉતરોતર આપણા તે વખતના ખોજા ગણાતા વડવાઓને ધારમીક તાલીમ બતાવેલ છે તેઓ ઈમામ જાફર સાદેકનાં વડા ફરજંદ શાહ ઈસ્માઈલની સીધી નર નસલે એક પછી એક ઉતરી આવનાર ઈમામો હતા. અને તેમનાં મુરીદ તરીકે ખોજાઓ ઈસ્માઈલી કહેવાતા જો કે આ ખરૂં છે. કે પીર તાજદીન પછી કોઈ સ્થાનીક પીરની તાલીમ લાંબા વખત સુધી મળતી ન હોતી. અને તેથી દસોંદ વીગેરે કારસાઝી બાવાઓ નામે ઓળખાતા ચોક્સ આસામીઓ મારફત ઈરાન ખાતે એજ નામદાર આગાખાન હજુર પહોંચતી. અને જ્યારે નામદાર પેહલા આગાખાન સાહેબ ઈરાનમાંથી હીન્દ ખાતે ધારમીક છુટાપણાની બ્રીટીશ રાજ્યના સાથે પધારયા, તે પછી થોડી મુદતે ગેર સમજુતી ઉભી કરવામાં આવી. જેનો ભાગ થઈ પડેલા **બારભાયા** ખોજાઓની હદ સુધી ખોજામાં ઈસ્નાઅશરી પગરણ ગતીભાર ન હોતું.

પણ જ્યારે કમ નસીબે પાછળથી દેશાવર ખાતે જઈ વસનારા આપણા કેટલાક ખોજા બંધુઓમાં દંભી સ્વમાનની લાગણી ઉભી થઈ તેમાં મુસલમીન વસ્તીનાં સહવાસથી ગપાંગલાં ગયા. પરીણામે ઈસ્ના-અશરી મતની દોરવણી ચાલુ થઈ. અને આપણા વડીલોનાં પગલે ધારમીક ફરજ બજાવનાં મુખ્ય મોમીનની હાલત અર્ધ મુસલમીન જેવી દેખાવા લાગી અને વધુ નગણાને વશ થતાં **મોમીનનાં** દાવામાંથી છટકીને મુસલમીન તરીકે ગણાવાની લાલસા પ્રગટી અને તે કારણે આસ્તીક અને બાજુ મતે એના ગેરકામના શબ્દો

તેજ ફરમાવ્યું કે જેથી કુરઆને શરીફમાં બતાવેલા ઇમામે મોબીનનો દામન મીકળી જવા પામ્યો ! પરંતુ આજે એઉ બાબતોના પરીણામ દરેક સમજુ ખોજા ભાઇઓના નજર સામે છે કે, નામદાર આગાખાનની ઇમામત કુરઆને શરીફ મુજબ અને માતેબર હદીસ મુજબ પુરવાર થાય છે. ત્યારે કુરઆને શરીફ અને મોતેબર હદીસથી વીરૂધ્ધ એમ ઇમામની માનીનના જુદી પડે છે. આ બાબતમાં કોમને મળેલો અનુભવજ સાક્ષી રૂપ છે. કારણ કે છુપી રીતે ઝળકના ઇસ્માઇલી ફીરકાનાં સીદ્ધાંતોમાં શંકા ઉત્પન થતાં છુપા છુપ ઇસ્નાઅશરી માનીનતાનું પજરણુ ફેલાવો પામવામાં મુખી કામડીયાના કાર્યવાહીની જમાની અવગણનાં બ્હાનુ થઇ પડી અને નમાજ રોઝાનાં એહકામની બાબતોની પેરવીમાં વગર ઉસ્તાદની આઝાદી મેળવવા જતાં, ઇમામની બરકત પણ પ્રાપ્ત થઇ નહીં. અને જાહેરમાં સુધરેલા થતાં ધારમીક રીતે જાહેલીય્યત ગળે પડી ! ખોજાઓના પીર મુરશદ ગણાતા નામદાર આગખાનની ઇમામતે ઇસ્માઇલીયાનો સીલ સીલો પીર સદરૂદીન સાહેબે દરરોજની બંદગીમાંજ શીખાવેલો. ક્યામતની જવાબદારી માટે આધાર રૂપ નીવડ્યો. ત્યારે એક હજાર વરસથી નીભતા ઇમામના અંધારામાં ઘુસનાર ખોજાઓ ગુમ થવા લાગ્યા. તે મતની હીમાયત કરનારા આજે ઝંખવાઇ ગયા! તવારીખનાં છુપાવેલા રેકર્ડોના ઝળકાટ સામે ૯૦ ઇમામ જાફર સાદેક સુધીની ઇમામતનો નસલ બનસલ સીલ સીલો ક્યામત સુધીની ઇમામતનો મસલો સમજવા માટે પ્રમાણ રૂપ થઇ પડ્યો. વડા ફરઝંદ શાહ ઇસ્માઇલને સપુરદ થએલી ઇમામત વીરૂધ્ધ મુસા કાઝીમની ઇમામતની દલીલો રાજદ્વારી વાર્તાની ખટપટ મીસાલ થઇ પડી. પણ અસકરી પછી ઉભી થયેલી કુદરતી મુશ્કેલીના જવાબ છતાં, તેને ઇમામતનાં તરીકાથી વીરૂધ્ધ માન્યતા કબુલી શકી. જેની કીમત કદાચ અરબસ્તાનનાં જમાલી મુલ્કમાં

વસનારાઓમે દોરવે, પણ હીન્દુસ્તાન જેવા વિદ્વતાવાલા અને ખોજા જેવી કોમકે જેને પીર સદરદીન સરખાએ આપેલી તાલીમ છતાં દોરવે, એ ખરેખર કમનસીબીજ કેહેવાય.

મુસા કાઝીમ, અલીરઝા, મહમદતકી, અલીયુન નકી, અને હસન અસકરીની ઇમામતની કારકીદીનો ઈતીહાસજ નીરબળતા સીધ્ધ કરે છે. તો પણ ખુદાઈ શ્રાપ–

ઇન્નશાને અકઃ હોવલ અબતર.

એટલે–ખુદાઇ નુરનાં વીરોધી બીન વારસ થશે.

એ સ્થીતી હસનઅસકરી માટે ઉભી થતાં પોતાના મૃત્યુ અગાઉ બે વરસે, એક વારસ મેળવવાની તદન પ્રાઇવેટ ગોઠવણ કરવામાં આવી છતાં ધારેલી રાત્રીએ વારસદાર બચ્ચું બે વરસ જેવડું મોટું હાથ લાગવાથી તેને ફીરસ્તાઓ પરવરશ કરવા લઇ ગયા છે એમ કહી છુપાવી રાંખ્યું. ને પાછળથી ફીરસ્તાની પરવરશથી બે વરસ જેવડું બચ્ચું જાહેર કરયું. ચાર આલેમોની દેખરેખ તળે પથારી વશ થયું. અને ગેબતે સુગરાની હાલતથી તેને ગુજરી જવાની વાતથી ઢાંક પીછોડો કરવો પડયો. અને તે ગેબતે સુગરાની હાલત પણ તેના ચાર રખેવાળ આલેમો એક પછી એક ગુજરી જવાથી ઇમામના પાંચમા એક આલેમને તેના માનનારાઓની જોખમદારી નામે સોંપીને ગેબતે કુબરાનો મોટો પરદો નાંખવો પડયો. અને તે પછી નાયબે ઇમામની પદવી ઇમામનાં બદલે ચાલુ થઈ. પરંતુ નાયબે ઇમામની હાલત કઢંગી થઇ પડી. કારણ કે ગેબની હાલતમાંથી ઈમામના હુકમો ન મળ્યા.

મોહમ્મ મસ્ત્રેહતનાં આધારે આવી પડેલી ફરજનાં નાયબે ઇમામની પદવી ચુંટણી ઉપર મુકરર થઇ. આ રીતે ઢાંક પીછોડા ઉપર ઢાંક પીછોડાની હાલત વીશે હ૦ ઇસ્માઇલની સીધી નર નસને ઉતરતા આવેલા તવારીખ સીધ્ધ ના૦ આગાખાનની ઈમામતની બાઇતથી બે નસીબ ઇસ્નાઅશરી થનારા ખોજાઓએ શું મેળવ્યું ! એ એક મુખ્ય ફરજનો સવાલ છે. કારણ કે ઇમામ તો ગેબ પણ નાયબે ઇમામનો પણ પતો નહીં. કારણ કે હાલ કહેવાતા નાયેબ ઈમામ ચુંટણીથી મુકરર થયેલા પ્રજાકીય નાયબ છે. પણ ઈમામે મુકરર કરેલા નથી. અને તે બાબત અરબસ્તાન જેટલે દુર પડી હોવાથી ખોજા ઇસ્નાઅશરી ભાઇયો કુરઆનનાં વીષય માફક અંધારામાંજ છે આવી અંધારા ઉપર અંધારાની સરદારી તળે આંખો મીચી ભુસ્કા મારનારા ખોજા ભાઇઓને તબર્રા અને મુત્આ જેવાં બદ અખલાક કાનુનનાં લીધે જાહેર ઇસ્લામી પ્રજામાં બદનામી વ્હોરવી પડે છે. એ એક અત્યંત શોચનીય બીના છે. અને ખોજા જેવી નીતી રીતી અને નેક સલુકમાં કેળવાયલી આગળ પડતી કોમને હીણું લગાડનારી છે, છતાં મી૦ કાબા જેવા કેળવાયલા મુરખા, કઇ રીતે ઇસ્નાઅશરી મત માટે કુદકા મારે છે ! તે સમજાતું નથી. અને તેટલાજ માટે મારે તેને આકરી ભાષામાં ખરા શબ્દો મીત્ર તરીકે કહેવા તક લેવી પડી, છતાં મી૦ જીમ તમારી મુનસફ મીઝાઝનાં સવાલોની વલણ ને મ્હેં જવાબ લખવા વખતે મહારી ખરી ફરજ વીચારી છે અને તે સાથે હક મુદ્દાઓજ હાથ ધરીને સવાલો ચરચ્યા છે તે યાદ આપવાનો પ્રસંગ એટલા માટેજ અહીં લીધો છું કે... એ વાંચ્યા પછી મી૦ કાબાની સલાહ લેવા લલચાશો, તો

"ન બહુ કહેવા નીરધાર કર્યો નર તે તુજને વહનાર નથી."
એ કહેવત મુજબ કોમો ઉપયોગી મુદ્દાની ઘટતી અસર કરાવવા
બદલે પોતાનાંજ દંભમાં તાણ તોડ કરવા દોરવશે માટે તમો
તમારો સ્વતંત્રમત તમારા રજીષ્ટર સવાલોના પ્રસ્તાવનામાં
જાહેર કરવા મુજબ જળવી રાખશો. તમોએ પાછળથી મી૦ કાબાની
સલાહ વડે બુકનાં આકારમાં જે ત્રેપન સવાલો બહાર પાડયા. તેની હું
તમારા બેખાત સવાલથી કિંચીત પણ વધુ કીમત આંકતો નથી, એ
લક્ષમાં રાખવાનું છે. અને તમો સ્મરણમાં રાખશો કે મઝહબ સં-
બંધી કીમતી ચરચા મી૦ કાબા માટે હું તદન નકામી માનું છું.
તેમાં હજુ સુધી ફેરક પડયો નથી.

નુરે હીદાયત માસીકમાં-સત્યનું લખાણ દાખલ કરયા પછી
તેનો ઘટતો જવાબ કરાંચીના **પારસી સંસાર** પત્રમાં દાખલ રાખી
જે ઇન્સાફ આપ્યો છે, તેટલો પણ ન્યાય નુરે હીદાયત માસીકનાં
નામ છતાં ધરાવવાને તેનાં એડીટર મી૦ કાબા યોગ્ય નથી. તેઓ
કેવું ઉછાંછળું ભેજું ધરાવે છે. તે મ્હેં પ્રથમજ દુઆના દુશ્મને
ઝટકા અને શીતુરી ફેતવાને ફટકાવાળી બુકમાંજ અગાઉ જણાવી
દીધું છે. અને તેઓ એજ મુજબ **મઝહબ**ની બાબતમાં કેટલા
દંભી છે તે હવે દેખાડવાનું રહયું નથી. પણ તેમાં ઉમેરો કરતું
રહયું, છે જેનો દાખલો "આમને **અલી**"ની એકતાવાળા રીવ્યુમાં
બેસાડયો છે. "મ્હેં મરૂં પણ તુઝે રીંડ કરૂં" એવા ખ્યાલે હ૦ **અલી**ની
ઉત્તમતા **આમ** પ્રકાશવાથી **હસન નીઝામી** જેવા સુન્ની
આલેમની તેમનાં **ફાતમી દાવતે ઇસ્લામ**નાં ગ્રંથમાં દાખલ રાખી
એ ખ્યાલ ફેલાવવાની હીમાયત કીધી પણ મી૦ કાબાનાં **અદેખાં**

ઉમરમાં તેમની પણ અવગણના કરીને હ૦ [illegible] મોહબતનો જોશ કેટલો પોકળ છે. તે દેખાડી શીયા ઇસ્નાઅશરી મઝહબનાં હીમાતી તરીકે ભાઇ કેવા છે. તે જણાવ્યું! ટુંકમાં મ્હારો આ હકીકત ઉમેરવાનો ઉદેશ એ છે કે, તમારી લાગણી આપણી કોમને ખરી હીદાયત માટે વાકેફ કરવાની છે, તેજ મુજબ ગમે તે રીતે અને ગમે તે વખતે કરેલ પ્રયત્નમાં હુંજ જાણું છું. એવા ગુમાનને પગ પેસારો કરવા દઇશ ત્યારે ઇબલીસને જગા આપવા જેવો ગુનેહો સમજીશ. અને તેથી તમારા કે કોઇના પણ આપણી જાતના અલી-માનવાળી ખોજા કોમમાં હક હીદાયતનો રસ્તો પ્રાપ્તી કરાવવામાં મદદગાર નીવડવા અને તેવાજ ખાલીસ વીચારથી પુરાઉં છું, અને ખુદાવંદે કરીમ એ મુજબ આપણી કોમનાં ખરા ખુદાઇ મારગ પર પોતાનાં મુકમ્મીલ નુરની રોશની વડે ચઢાવે, એવું ખરા ઉમરથી ઇચ્છીને અને તેવા એક કાર્યમાં તમારો સહાયભુત થવા બદલ એહસાન માનીને વીરમું છું.

સી૦ આપનો વીશ્વાસુ નીવડવાને

ઉમેદવાર.

સેવક, **ઇબ્રાહીમ જુસબ વરતેજી.**

તા—ક—આ પુસ્તક પ્રગટ કરાવવાની ઇસ્માઇલી જમાતમાં ઇસ્માઇલી શાખને જે પ્રગતીમાન કરવાનું માન ખાટી જનારા માનવંત બુઝોર્ગ મુખી લાલજીભાઇ દેવરાજની પ્રેરણાને અને મ્હારા તરફ તેમની કદરાની ભરી નેગાહને જાહેર કરવા મળેલી આ તક માટે આ પુસ્તકમાં પરોક્ષ સુધારતાં રહી ગયેલી મુદ્દામ આયાતનાં

વાક્યોમાં તથા જંજાળમાં મુદ્દામાં ખાંચો પડવા માટે હું મારી નવી ફરજને તાબે થતાં બહારગામ ફરતા ગુજરાત અને કાઠીયાવાડ ખાતે વચમાં વચમાં નીકળી જવાથી તે બદલમાં રહી ગયેલી ભુલો માટે માફી ચાહું છું. અને મારી ગેરહાજરીમાં પુરુફો સુધારવાની તસ્દી બદલ સીધી પ્રેસનાં પુરૂફ રીડર મી૦ તારમામદ ભાણજીનો તથા મારા સહવાસી મીત્ર મી૦ હાજીમામદભાઇ ફાજલનો ઉપકાર માનું છું, અને તેવોજ ઉપકાર ગુવાદરવાળા મીસ્નરી મી૦ ખુદા બક્ષનો તથા કરાંચીવાળા મી૦ ચંદુવાણીનો જાહેર કરવામાં માન સમજુછું.

લી૦ વસ્તેજી.



# મી૦ જીમનો પત્ર.

મહેરબાન સાહેબ.

કવિ ઇબ્રાહિમ જુસબ વરતેજી.

જોગ.

શ્રી મુંબઇ.

વ્હાલા સાહેબ.

હું ઘણીજ ખુશીની સાથે આપને જણાવી શકું છું કે હાલ ટુંક સમયમાંજ આપ ઇસ્માઇલી મઝહબમાં પંકાઇ અને ઝળકી નીકળ્યા છો, જેથી મને કેટલાક સવાલો પુછવાની ઉત્કંઠા થઇ આવતાં આપને થોડાક પ્રશ્નો મોકલાવેલ છે! ( જે આ લેખ નીચે દરજ કરેલ છે. ) તે આપ આપની પુરતી સમજ શકિત મુજબ અને આપ ઇસ્લામ કબુલ કરે એવા સચોટ મુદ્દાઓ સાથે કાંઇ પણ પક્ષપાત કર્યા વગર ઇસમાઇલી ધર્મને ઝળકાટમાં લાવવાને વાસ્તે મજકુર સવાલોના જવાબો જાહેર માસીકો અથવા વર્તમાનો દ્વારા સવાલો છપાવી આભારી કરશો!

ઉકત પ્રશ્નો કોઇપણ વર્તમાન અથવા માસીક દ્વારા પ્રગટ થશે તો આપ ઇસમાઇલીઓ અને ઇસ્લામીઓ વિગેરેને સંપુર્ણ માહિતી મળશે અને તેઓ સાથે મને પણ લાભ પ્રાપ્ત થશે એવી આશા રાખી આપની ખીદમતમાં પેશ કરૂં છું ને કૃપા કરી મજકુર પ્રશ્નોના જવાબ આપી ઉપકૃત કરશો એજ વીનંતી.

લી૦ આપને સદા ભલી નેમથી જોનાર સેવક,

જીમ.

ના શુભ યોગ્ય ધટીટ સ્વીકારશો.

(નામ આપવાની અત્યારે કાંઇ પણ અગત્ય ન હોવાથી છુપો રાખેલ છે.)

**સવાલ ૧ લો.**

પાંચ વર્ષ પહેલાં તમો પોતાને પંકાઉ ઇશનાઅશરી જણાવો છો, તો તમો પંકાઉ ઇશનાઅશરી કેવી રીતે થએલા હતા? અને તમો તે કોમમાં કેવા માનવંતા હતા? અને શું હુદ્દા ભોગવતા હતા? અને તે કોમવાળાઓ તમોને કેટલે દરજ્જે અને કયા કયા સ્થળે માન આપતા હતા? તે ઉપરાંત તમો ઈશનાઅશરી થયા પહેલા વહેલે કયો ધર્મ પાળતા હતા? શુ? સુન્નત જમાઅતના મઝહબમાં નહોતા? અને તે પહેલાં હરી વંશમાં નહોતા? તો પહેલે શા કારણોસર એ બે મઝહબોમાંથી નીકળી ઇશનાઅશરી થયા? વિગેરે સ્પષ્ટપણે હકીકત બતાવો.

**જવાબ ૧ લો.**

મી૦ **જીમ**, તમારા આ સવાલના જવાબમાં મારી પોતાની આખી ધારમીક જીંદગીનો સમાવેશ થાય છે. ને તેથી આ બાજુમાં આ બુકના એક વિભાગ તરીકે **વરતેજીનું વિલ** એ નામે લખેલી હકીકત વાંચીને વાકેફ થશો કે મ્હેં મ્હારી ધારમિક ગણત્રી આગળ મ્હારી દુન્યવી સ્થીતીની કદીપણ દરકાર કરી નથી. બલ્કે મને જ્યારે જ્યારે જે સત્ય લાગ્યું ત્યારે ત્યારે તે ધર્મ મત માટે ખુલ્લી રીતે જાહેર થયેલો છું અને **ઇશનાઅશરી** તરીકે જ્યારે મને માન હતું ત્યારે બીજા કોઇ પણ કરતાં મ્હેં જાહેર રીતે વિશેષપણે વરતન કીધું છે. અને તેજ મુજબ આજે જ્યારે **ઈસમાઇલી** મત પસંદ કર્યો છે. ત્યારે ખુલ્લી રીતે મ્હારા વિચારો જાહેર કરતો રહું છું. અને આ રીતે મ્હારી જાહેર જીંદગીમાં કઢંગુ પણ દેખાય તેની મ્હેં માત્ર કયામતની જવાબદારીનાં લીધેજ દરકાર કરી નથી.

મહેરબાન

**ઈતમાદી—મુખી ભુલાઅલી, તથા આનાભાઇ ભુલાઅલી**

**કરાંચી.**







મ્હારી કરાંચીની બે માસની મુસાફરી પ્રસંગે તમો બાપ બેટાની બગીચા જમાનનાં જમાતખાનાં અને સ્કુલનાં મકાનની સખાવતની સુગંધી બદલ ગુણ ગાનાર એક પ્રેમી! ભમરા તરીકે આપની કદરશનાસી તથા પરોણાગત બદલની યાદ આ પુસ્તકમાં સમાવતાં આનંદ માનું છું.

લી૦ સેવક,

**વરતેજી.**



*Krishna Press, Bombay 2.*

મે૦ શેઠજી,

**અંદાલીભાઇ કાસમ,**

કરાંચી.



આ કરાંચીની ઇસ્માઇલીયા જમાતનાં ઝળકતા ધાર્મિક અભીમાનનાં શણગાર સ્વરુપ તમો માનવતની મીઠાસ ભરી મુલાકાતમાં "**કોમી હમદર્દિ**"ની ઉત્તમ લાયકાત તથા સદગુણ મને અનુભવાયા છે, તથા મઉલાએ આપેલાં ધનને ઉત્તમ સખાવતોના જથ્થામાં તેનો સદઉપયોગ કરવા માટે લાયક શેઠી તરીકે જે ઇજ્જત અને માન ધરાવો છો: તેની નોંધ સહીત આ ધારમીક ચર્ચાનાં પુસ્તકમાં આપની ઓળખ **ચિત્ર** તથા **ચરિત્ર**થી પ્રગટ કર્તાં મેં ઇશનાઅશરી જમાત તજ્યા પછી પ્રાપ્ત થએલ કદરદાનોમાં આપની યાદ પુરતાં માન સહીત જણાવવા નશીબવંત થયો માનું છું.

લી૦,

**વરતેજી.**

ઓનરરી મિશ્નરી.

**સબજાલીભાઇ રમજાનઅલી**

કરાંચી.



આપની જુસ્સાદાર મિત્રના અને ખુશનુમા સ્વભાવ પુષ્કળ તરંગોની યાદ–એક ખાસ ધર્મ-ચુસ્તીની ગણત્રી—ઇસમાઇલીયા ભક્તમાળાનાં વજનદાર મણકા તરીકે અને મિશ્નરી તરીકે ધાર-મીક સેવાનાં ઓનેસ્ટ તરીકે આપ વાની યાદ આ ધારમીક ચર્ચાનાં પુસ્તકમાં બનાવતનાં આપનાં ઉ-તેજકપણાં માટે અહેસાનમંદ છું.

લી૦ સેવક,

**વરતેજ.**

ઉમંગી અને વ્હાલા મિત્ર.

**મી૦ ચંદુવાણી.**

કરાંચી.



કરાંચી ખાતે આપની છુટક પણ મજબુત મિત્રતાનાં લીધે મેં જે જે લ્હાવા મેળવ્યા છે–તેની **યાદગારી** આ પુસ્તકનાં હિતેચ્છુના હ્રદયમાં ઉભરતાં કોમી સેવાની કુદરતી પ્રેરણાનાં વખાણ કરતો રહીશ.

લી૦ સેવક,

**વરતેજ.**

મહેરબાન શેઠજી,

## આલીજાં અલીદીનાભાઇ અલીમામદ.

કરાંચી.



ખુદાવંદ હાજર ઇમામની હજુરની ખાસ નવાજેશનાં ચીન્હ રૂપ મ્હારી કરાંચી ખાતેની ફરજો બજાવતાં તમો નામદારની માયાળુ લાગણી અને પ્રીતી પુર્વકની કદરદાની એક સોગાદ મિસાલે હમેશાં યાદ રાખતાં આ **વેદિક ઈસ્લામ** નામનાં મ્હારા ધાર્મિક વિચારોની સ્પષ્ટતાવાળા પુસ્તકમાં આપની ઇસ્માઇલીયા સાહિત્યની ઉત્તેજક વૃતિને અવલંબી આપના પુજ્ય પિતા-અને દાદાશ્રીની મરદાનગીભરી કોમી સેવાઓનાં પગલે ચાલવા ઉત્સાહ ધરાવનારનાં સહવાસની નોંધ સદાતની **યાદગારી** જળવાઈ રહેવાની મળેલી તક માટે મઉલાનો પાડ માનું છું.

લી૦ સેવક,

**વરતેજી.**

*Krishna Press, Bombay 2.*

મહેરબાન માનવંત,

**શેઠજી મહમદઅલીભાઈ સલેમાન.**

મુંબાસા—નહેરોબી.





મહેરબાન,

**શેઠજી જાફરભાઈ શેરમાસદ.**

મુંબઈ.



મહેરબાન મિત્ર.

**મી૦ અલીમાહમદ રહેમતુલા મકલાઈ-મુંબઈ.**



મહેરબાન મિત્ર.

**મી૦ અલીઆમદ રહેમતુલા**

મકલાઈ-મુંબઈ.

તમો ભાઈએ ખુદાવંદ હાજર ઈમામની પવિત્ર હજુરમાં પોતાની સાથે તેડી જઈ મ્હારી જીંદગીની સોનેરી પળ બનાવવા-કારણ રૂપ થયા છો તેની ભલી યાદગારી મ્હારા ઈસમાઈલીયા ફીરકાની સેવાનાં આ ગ્રંથમાં તમારા બાજુના સુંદર ફોટાથી જણાવી રાખવા જે તક મળી છે તે માટે મ્હારો જાતની આનંદ માનું છું.

**વરતેજી.**



મહેરબાન શેઠજી.

**જાફરભાઈ શેરમામદ.**

મુંબઈ.

હું ઈસમાઈલી જમાતમાં દાખલ થયા પછી આર્યસમાજીઓને જવાબ આપવામાં કરેલી મદદ તથા ઈસમાઈલીયા સાહિત્ય પ્રત્યેનો જુસ્સો અને ખુદાવંદ હાજર ઈમામની સેવામાં નિરાભિમાનપણાથી મ્હારા પ્રત્યે અચુક પ્રેમ તથા કદરદાનીની ભલી યાદી આ વૈદિક-ઇસ્લામનાં મ્હારા માનીતા પુસ્તકમાં જણાવતાં મને ભાગ્યશાળી સમજું છું.

લી૦ **વરતેજી.**



મહેરબાન માનવંત,

**શેઠજી મહંમદઅલીભાઇ સલેમાન.**

અને

મુરબ્બી,

**કાસમભાઈ નુરમામદ.**

મુંબાસા નઇરોબી.

ખુશરૂ સ્ટીમર મ્હારા જંગબાર તરફના પ્રવાસ પ્રસંગે મુંબાસા-
ની **ઇસ્માઇલીયા** કાઉનસીલનાં તરફથી વચમાં ૪ દિવસ સુધી જે
**મહેરબાની** ભર્યો આવકાર આપી મ્હારાં ધાર્મીક જીવનમાં કદરદાની
પણાથી જે ભલાઇનું તત્વ ભર્યું છે અને મ્હારી મુસાફરીનાં કારણ
માટે જે દુરઅંદેશ દાનાઇ વાપરીને સરળતા કરાવી જીંદગી પર્યંત
રૂણી બનાવ્યો. તેની અદના **યાદ** મ્હારા આ **"ધારમીક ચર્ચા"**નાં
પ્રિય પુસ્તકમાં જાગતી રાખતાં શ્રીમંતાઇ સાથે ધારમીક વિચારોની
શુધ્ધતા માટેની સરસાઇની પ્રસંશા કરવાની ફરજ સમજું છું.

અને

મુરબ્બી કાસમભાઈ નુરમામદનો ફોટો નહીં પુગવા બદલ
દીલગીર થાઉં છું.

લી૦,

**વરતેજી.**

# વરતેજનું વીલ—

## અથવા

# મી૦ જીમને જવાબ.



[ લખનાર K. J.—વરતેજી ]



**વ્યાખ્યાઃ—**

મ્હારૂં આ "**વીલ**" તે એક આત્મિક—"વીલ પાવર" છે. અને તે મારા ધાર્મિક વિચારોનું 'વીલ—વસીયત' પણ છે. તેનો દરેક ભોગવટાનો હક તેનેજ છે કે, જેનો ટ્રસ્ટ ખુદા, રસુલ અને પવિત્ર કુરાને શરીફ ઉપર નિરમળપણે છે!!!

**પ્રતિજ્ઞાઃ—**

મારાં આ આખાં પુસ્તકનો વિષય મારાં હૃદયની સત્યતા દેખાડનારો છે, અને તેથી મારી જીંદગીમાં બનેલા બનાવોનું ચુટેલું તત્વ જે સત્ય હતું તેજ દરશાવ્યું છે, એમ હું અંહી પ્રતિજ્ઞા પુર્વક જણાવું છું—

**ઉદ્દેશઃ-**

અનુક્રમે મને ધાર્મિક વિચારોમાં જેમ જેમ ગતિ પ્રાપ્ત થતી ગઇ અને મને જે જે જ્યાં સુધી સત્ય લાગ્યું, તે તે પ્રમાણે હું દોરવાયો અને સત્ય શોધ્યું, અને જ્યારે અસંતોષ મળ્યો ત્યારેજ આગળ વધવા કોઇ પણ બંધન મારા મન પર રાખ્યું નહી—અને તેનુજ આ છેલ્લું અને સંતોષકારક પરિણામ છે. અને તેમો સત્ય અનુભવ મારાં સુજ્ઞ વાંચકોને થાય, કે જેથી ખોટાં બંધનમાં ખોટી રીતે રહીને મુંઝાય નહીં. અને પોતાની મનુષ્ય જીન્દગીનું તાત્પર્ય મેળવે; તેમાં મારૂં વૃતાંત માર્ગદર્શક નિવડે.

**ફરજઃ-**

આ વિસ્તૃત વૃત્તાંતથી સમજીને વાંચનાર અથવા વાંચીને સમજનાર કોઇ પણ પોતાને કુદરતે બક્ષેલી સ્વતંત્રા સમજે અને ધર્મને નામે દોરવાતા અટકે અને પોતાનેજ સત્ય ખુદાઇ રસ્તાનું જ્ઞાન શું છે? તે જાણવા ઉત્સુકતા પ્રાપ્ત થાય, તોજ આ ગ્રંથ લખવાનું ખરૂં ફળ મળ્યું સમજીશ.

**રહસ્યઃ-**

ખુદા એક, મનુષ્ય જાતી એક અને એ બેઉ વચ્ચે સત્ય રસ્તાની હિદાયત દરેક જમાનામાં એકજની મારફત શરૂઆતથી આજ સુધી નિરંતર મળતી રહી છે. તેનું ખરૂં રહસ્ય—તેજ ધર્મ અને તેના બધા મુદ્દાઓ—દુનિયાનાં કોઇપણ ધર્મની સંસ્થા કરતાં સતપંથ અથવા શીયા ઈમામી ઇસ્માઈલી ધર્મમાંજ પરિપુર્ણ છે. તેમ મારો આ ગ્રંથ લખતી વખતનો દૃઢ વિચાર છે.

## મારી ઓળખ.

**મિત્ર જીમ!**—આપના સવાલો કચ્છકેરાથી રજીષ્ટર થયેલા પોસ્ટ મારફતે મળયા પછી એક પત્ર **ઇસ્માલીયા સતપંથ પ્રકાશનાં** વર્ષ (૪)ના અંક (૩)માં-પ્રગટ કરી ચુકયો છું અને તેમાં જણાવ્યા મુજબ, "**સત્ય પ્રતિજ્ઞા**" પુર્વક તમારા સવાલોના જવાબો આ નીચે આપવા પહેલાં મારૂં **ધાર્મિક જીવન** શરૂઆતથી અદ્યાપી સુધીનું રજુ કરીશ, કે જે તમારા મુખ્ય સવાલની મુખ્ય નેમને અનુકુળતા મળશે.

## મારૂં ધારમિક જીવન.

ભાવનગર તાબે વરતેજ ગામ ૫ માઇલ છેટે છે ને ત્યાં મારો જન્મ સંવત ૧૯૩૪ માં થયો, એમ મારા મરહુમ પિતાશ્રી કહેતા હતા તે મને યાદ છે કે—

મારો દાદો (બપાવો) **મામદ મુખીનાં** નામથી, તેમણે કરેલ સખાવતોથી, કાઠીયાવાડમાં મશહુર હતા અને ભાવનગર દરબારશ્રીના તરફથી તેમજ વરતેજ ગામની ખોજા જમાતનાં **મુખી** હતા. આ બેઉ રીતે મારા દાદાનાં વખતથીજ અમારૂં **ભોજાણી** કુટુંબ અને મુખીનું ખાનદાન જાણીતું છે. અહીં ધાર્મિક મુદા પ્રતેજ લખવાનું હોવાથી, જણાવવું અગત્યનું છે કે, અદ્યાપી સુધી, મારા વતન **વરતેજમાં ખોજાનું જમાતખાનું** એક વિશાળ કમ્પાઉન્ડ સાથેનું અને મજબુત બાંધણીનું એક માળનું છે, જે હાલ મોજુદ છે, તેમાં મારા મરહુમ પિતાજી **જુસબભાઇએ** પણ પોતાના મરહુમ પિતાના પગલે ચાલી મજકુર જમાતખાના સાથે પોતાની માલેકીની વિશાળ છુટી જમીન જોડી દેવા અર્પણ (વકફ) કરી છે અને તેથી હાલના વિશાળ કમ્પાઉન્ડ વચ્ચે આ જમાતખાનુ વરતેજનાં . . ભાઇએ માટે એક મોહક વિશ્રામ ધામ છે!

મારા મુખી ખાનદાનમાં મારા મરહુમ દાદા **માહમદ મુખીની** જીંદગીમાં તેઓને, મોટા આગા **શાહ હસનઅલી** જ્યારે ભાવનગર તરફ પધારયા હતા, ત્યારે તેમની ખીદમત બજાવવાની તક મળી હતી, અને પોતાનાં વગસગનો ઘણો સારો ઉપયોગ કરેલો, અને જે આશિષ મેળવેલી, તેના નમુનેદાર ચિન્હ તરીકેજ મને એ **એહલે બયતની** સેવા મારા "**ભોજાણી કુટુંબ**" અને **મુખી ખાનદાનમાંથી** મારા **એકલાનેજ** વારસા તરીકે હમણા નસીબ થઈ છે, એમ મને ઓળખનારા, ઉમરે પહોંચેલાઓ અને અમારા કુટુમ્બ તરફ માનની નજરથી જોનારાઓ દરેક કે, જેઓ ઉતરોત્તર ઈસ્માઇલી આગાખાની તરીકે આજ સુધી મકકમ છે,—તેઓમાં—મુંબઈમાં **લાડુબાઇ** વરતેજવાળા મારી ફુઈ થાય તે-કાંરી મોહલામાં રહેતા હતા, જે હમણાજ ગુજરી ગયા છે. તેઓને મારા ઇસ્માઈલી જમાતમાં આવવાનઃ સમાચાર મળ્યા કે, તેમણે મને પોતાને ઘેર તેડાવ્યો અને મારાં, વ્હાલ પુરવક દુખણાં લીધાં, અને રાજી રાજી થઇ મ રી આગતા સ્વાગતા કરી, જાણે કે, કેમ ઘણાં વરસથી દુર પડી ગયેલા પોતાના ફરઝંદન ભેટે, તેમ તેઓએ મીઠાઈ મંગાવીને મને મુબારકી આપીને બોલ્યા કે "દીકરા તારા દાદા **માહમદમુખીએ હુશનઅલી શાહ** માબાપની જે ખીદમત બજાવી હતી, તેનું પુન્ય તને હાંસલ થયું."

જ્યારે મારી ફુઇ સારાબાઇ તથા મારા બીજા કાકાઈ ભાઇઓ અને સગાંઓ જેઓ મુંબઇમાં છે, તેઓએ મારાથી મોઢું મરડ્યું, વરતેજ અને ભાવનગરથી મારા ભાઇઓના કાગળો ઠપકાના આવ્યા, કે ઇબ્રાહીમ! તું સમજુ અને ડાહ્યો થઇને ઇસ્માઇલી જમાતમાં જઇને આપણા કુટુંબને તરછોડયું ? જવાબમાં મે' જણાવ્યું હતું કે,-

"બિરાદર! મને સમજુ અને ડાહયો માનતા હો તો, મારે પગલે ચાલો. કારણુ કે મને સ્વપ્નામાં દાદા મામદ મુખી આવ્યા હતાં, જેમણે મને શાબાશી આપી હતી કે, બેટા તુંજ મારો ખરો દીકરો છે, કે મેં જે ઘરની ખીદમત કરી હતી, તેની સેવા કરવા તું સમજ્યો."

ભાવનગરથી એક માગ મિત્રે લખેલા પત્રના જવાબમાં પણ એમ જણાવ્યું હતું કે, મરહુમ શેઠ દેવજીભાઈ ગુલામહુસેનની રૂહ મને ખ્વાબમાં દેખાઇ અને તેમણે મને ખુશી થતાં કહયું કે,–"મારા ગુજરી જવા બાદ ભાવનગરની ખોજા જમાતમાં ફાંટા પડયા. અને એકમતી તુટી; તે જાણી મને દીલગીરી થઈ છે કારણુ કે મારી હયાતીમાં નમાજ માટે જનાબે અબાસનું મકાન બંધાવી નમાજ પઢવા માગનારાઓ માટે સગવડ કરી હતી, પણુ મસજીદ ન બંધાવી; તેમાં મારો એજ હેતુ હતો, કે કોઈ પણ રીતે ના૦ આગાખાન જે હ૦ અલીની સીધી નસલમાં આલે રસુલ છે, ને આપણા બાપ-દાદાને એમનીજ દુવાથી પીર સદરદીનનાં હાથે હીદાયત થઇ છે. તેમનાં છત્ર છાયામાંથી દુર ન થવું; એજ મારો મરણુ પર્યંત મુદ્દો હતો. અફસોસ! આજે મારો એ ઉદેશ ફેરવનારાઓમાંથી તેં જે દાખલો બેસાડયો છે, તે ભાવનગરની જમાતથી છુટા પડી જનારાઓ વિચારે......તો સારૂં!

એક જંગબારથી ઇશનાઅશરી ભાઇએ પત્ર મારફતે વગર નામથી મારા પ્રત્યે સખ્ત ભાષામાં ઇમાનદારાનો ઉભરો ખાલી કર્યો છે. તે ઉપરાંત બીજા ઘણા મારા જાણીતા મિત્રો અને માત્ર મારા નામ અને કામથી જાણુનારાઓએ પણ ડહાપણ યુકત શબ્દો વડે ઠપકા મોકલાવ્યો છે. અને ઘણાએ નારાજગી બતાવી છે; ત્યારે મારી જીંદગીની હીલચાલનાં બનાવોથી વાકેફગાર મારા સ્નેહીઓએ મારૂં

ઇસ્માઇલી જમાતમાં દાખલ થવું પોલીટીકલપણાનું ગુમાન કર્યું છે. અને મારો બારોબાર બચાવ કરે છે; ત્યારે કેટલાક મતલબીયાઓ કે જેને તેમ લખીને મારા ઉપર હુશીયારીની સરસાઇ કરવી ગમી છે તેઓમાંના મી૦ કાબા જેવાએ મારૂં ઇશનાઅશરી જમાતમાંથી જમાતમાંથી નીકલી જવું બીજું કારણુ ન આપે એટલા માટે મારા નામથી મારી ગરીબ સ્થીતીનો ગેરલાભ લેવા અને પોતાની લાલચુ વૃતિની પ્રતિમા પાડતાં ઇસ્માઇલી જમાતમાં દલ્લો લેવાની ગણુત્રી કીધી છે. આવી રીતે મારી રોજે હશરની જવાબદારીનો બોજો જેણે જેણે જે હેતુથી ઉપાડયો છે તેના દીલની તસલ્લી ખાતર મારા પાસેના શબ્દો નકામા છે તોપણુ આ પ્રસંગે તેવાઓની ખાતર નિશા તરીકે મેં કેવી રીતે ગંભીર સ્થીતી વચ્ચે અને મુશકેલ સંજોગો છતાં એ **મુશકેલ** કુશાના સ્વરૂપ ના૦ **આગાખાનનાં** શિતળ છત્ર છાયા તળે ગયો તે મારી નીચેની પ્રતિજ્ઞા પુર્વકની વધુ અને ક્રમવાર હકીકતોથી છુપું રહેશે નહી અને તેટલા માટે મને ધરમ સંબંધી કેવા કેવા વિચારો ઉપજ્યા અને કેવા કેવા ફેરફાર મેં કર્યા તે આ સાત વરસના ......... રજુ કરવા પહેલાં કહીશ કે—

( સવઇયા. )

નુર જાુહુર તુંહી સુલતાન તુંહીજ અલખ્ખતણી લખ જ્યોતિ
તુંહી તઉરાત જબુર ને ઇંઝીલ તુંહી કુરઆન કલામ વિધાતિ
તુંહી રૂગવેદ જાુર સામ તુંહીજ અથર્વની આણુ અનઉઠી
તુંહી શિરછત્રની છાંય ગૃહી **વરતેજી** હવે દ્રઢ વાળી પલઉઠી

# તબક્કો પહેલો.

## ( વરસ ૧ થી ૭ સુધી. )

મારા જન્મથી સાત વરસની બાળ વયનું મને કંઇ એવું યાદ નથી, કે જે હું ચોકસપણે રજુ કરૂં પણ હું ત્રીજી ચોપડી ગુજરાતી ભણુતો હતો અને જમાતખાનામાં એક દીવસ બપોરના નિશાળે જવાની ચોરીથી ઉપર માળ ઉપર છુપાયો હતો, ત્યાંથી અમારા બાપના કાકા ગુલામ હુસેનભાઈ જેઓ **ગુલા મુખી** તરીકે જમાતના બુઝુર્ગ અને મુખ્ય હતા અને તેમની ધાકથી મને બિવડાવતા, હું જમાતખાનાની પાછળના ઉપલા માળની બારીએથી પડી ગયો હતો, અને મારા ડાબા હાથને નુકશાન થયું હતું. આ હકીકતથી હું એ દેખાડવા માંગું છું કે, મારાં મુખી ખાનદાનની મુળથીજ આગેવાની હતી અને એમની ધાકથી અમો અમારી બચગી હાલતમાં પણ જમાતખાને સાંઝનાં જતાં અને દુઆ પઢતાં અને અમો મહોરમનાં દિવસોમાં રાતે જમાતખાનામાં પથારીએ સુતાં તે વખતે સવારની દુઆ વખતે બિછાના ઉપર જાગતા પડેલાની હાલતમાં—

"હુરાં આવી આલવાં આલવાં"
"તેને દીદાર દઇએ તેને દીદાર દઈએ."

એ મિઠાં સુરીલાં અને નુરાની વચનોની પ્રભાત સમયની અસર અત્યારે પણ યાદ આવતાં અંતઃકરણને આનંદનો એ વખતનો અનુભવ કરાવે છે!!!

# તબક્કો બીજો.

## ( વરસ ૮ થી ૧૪. )

આ બીજા સાત વરસના તબક્કામાં એટલે ૮ થી ૧૪ વરસની વય સુધીમાં મારૂં ગુજરાતી સાત ચોપડી સુધીનું જ્ઞાન લેવાઇ રહ્યું હતું, ઉપરાંત ઇશનાઅશરી તાલીમનાં થયેલા પગ પેસારાથી મજલીસોનો રિવાજ ચાલુ થયો. ભાવનગરથી શાહેનજાત માસીક મારા ભાઇના નામેથી આવતું, તેનાં વાંચનથી ઈશનાઅશરી તાલીમનો શોખ વધતો ગયો. હાજી નુરમામદ મેગજીનો દર અઠવાડીયે આંટો અને મજલીસમાં પઢવાની તેની અસરકારક ઢબ મોહક હતાં. પરિણામે મદરેસો એક વરસ માટે ચાલુ થયો ને મુંબઇવાળા મોલ્વી નજફઅલી સાહેબ જેવા સાદા સ્વભાવવાળાના વરતેજ ખાતે કુરઆને શરીફની પહેલવહેલી તાલીમ પઢવાણી પુર્ણ કરી જેની ખુશાલીભરી ક્રિયામાં ખાસ વધુ ખરચે મજલસ મારા પિતાજી તરફથી કરવામાં આવી, રફીકુલ મોઅમેનીન નામના બાહોશ અધિપતિ અને ચુનંદા લેખક જનાબ અર્ઝન ગઇન (અલાદીન ગુલામહુસેન) ની રસીક વાયેજની ખાસ સગવડ કરવામાં આવી હતી.

સેવકની કુરઆને શરીફ પઢી જવાની તાલીમની ટુંક મુદતના ફતેહમંદની ખાતરી તરીકે તથા ગુજરાતી ભાષાના પુર્ણ અભ્યાસનાં લીધે મને ધાર્મિક અભ્યાસ માટે બહુ માન આપતા ને નમાજના પાબંદ થવાની મારી ગણત્રીઓ ઈમાનદારોની હરોળમાં મારૂં ધાર્મિક અભીમાન ઝળકવા લાગ્યું. મારી કવિતા શકિતનો શરૂ ભાંગો તુટો પ્રયાસ પણ આ બીજા તબકકામાં પ્રગટયો; ઝોહર અસરની નમાજનાં વજુની હાલતમાં મગરીબ–ઇશા અદા થતી ગામના પાદરમાંજ વ્હેતી

માળેશરી નદીનાં રમણીય રેતાળ પટમાં જથાબંધ જોડીહારો જઈ નમાજ પડતા, મદરેસામાં કલમો, કલ્લમાની માયના, ઉમ્સુલેદીન ફુરૂએદીન એ વાક્યોની ગોખણુ પટ્ટી તે અમારી ઇસલામનાં પક્કા પરહેજગારોના દીલમાં બધુંજ જાણુનારા તરીકે વખણાતું. અને અમો જુવાન છોકરાઓના આ ઉત્સાહે કાઠીયાવાડમાં વરતેજ ગામની ઇઝઝત કંઇ અઉર થઈ પડી હતી. બુઢા બુઢીઓ બિચારા પોતાના સરળ ભાવથી નિયમીત જમાતખાને જતાં, દુઆ પઢવાં ને ગ્યાન ગોઠ કરતાં. કવચીત દેવરાજ ભગત ચઢી આવતા, કે કામડીયા સાહેબ કારસાઝી લેવા આવતાં, તેઓની અમો બીજા મોટાઓની ભંભેરણીથી છડેચોક હાંસી કરતાં અને એ વખતે કરસાઝી લેવા આવનાર કામડીયા સાહેબ નાસરભાઈ જેઓ મજબુત બાંધાના અને સિંધી ઢબની પાઘ પહેરતાં તેઓ પોતા સાથે એક નોકર સહીત ઘોડેસ્વાર થઇ આવતાં, અને અમારી સતવણીનો ભોગ થવા છતાં અત્યંત સહનશીળતા ધરાવતાં અને ઇમાનદાર ડોસા ડોસીઓનાં માનપાનથી સંતોષતાં, અમારા ઉપર પોતાનો પ્રેમ અજમાવતા, પરંતુ ઇમાનદારીના ગુમાનમાં અમો તેની કનવાર પણ ન કરતાં, મરહુમ કામડીયા સાહેબ નાસરભાઇ પોતાની હયાતી સુધી બરાબર રીતે આવતા જતા અને સતકાર મેળવતા પરંતુ ત્યાર પછી કામડીયા જેઠાભાઇ આવતા તેઓ છોકરાઓની સતાવણીથી કંટાળતા અને ભાગ્યેજ રાત રહેતા. અને ત્યાર પછી વરતેજ ગામ માટે કારસાઝી લેવા આવનારાઓ મોકુફ થવા લાગ્યા અને તોપણુ મારા પિતાજી અને તેમના ઘરડા કાકા શામજીભાઈ મનજી જેઓ અદ્યાપી સુધી મુખી છે. અને પોતાના કુટુંબના છોકરાની વલણુ માટે તે વારંવાર બળાપે. કરતાં અને પંજેતનું નુર ના૦ આગાખાન છે, જે તે ચઉદ ભમણુનો નાથ છે, તેનાથી ફરી જનારા દોજખી છે. એવું એવું

સંભળાવી દેતા. તેમના અગાઉના મુખી પણ તેમના વડીલભાઈ મુખી ગુલામહુસેન મનજી હતા. આ બેઉ બુઢાઓ મારા કુટુંબના વડીલ હોવાથી, તેમજ મારા પિતાજીની અમારા ઉપર મર્યાદા રહીત તેમના સાથે ન વર્તવાની સખત તાકીદના સ્વભાવે માત્ર હું તઓના દિલ રંજીદા ન થવા ખાસ કોશેશ કરતો જો કે હું ઇશનાઅશરી મત ધરાવનારાઓમાં આગળ પડતે ભાગ લેતો. મજલીસ પઢવામાં ક્યારેક ઉમેદવારી કરતો છતાં પણ મારાં વાંચન બળના લીધે મારા પિતાજીના મોટાભાઇ કાળાભાઈ મામદભાઇ જેઓની ઉમર પણ મોટી હતી છતાં, તેઓમાં એક મહાન સદ્‌ગુણ તાઅસ્સુબ વગરનો હતો કે તેઓ વેદાંત માર્ગના જ્ઞાતા હતા અને તેમની સોડે મારા માસા સચુતા રૂપજીભાઇ કાસમ એમની પણ મને ઘણી ઉપયોગી સોહબતો મળી હતી. અને સોહબતમાં તેઓ હું એક જુવાન વયનો પણ ઉત્સાહી છોકરો હતો, છતાં તેઓ મને મારા સ્વભાવને અને મારી વાતચિત સમજવાની ખંતને બહુજ વખાણતા અને પ્રસંગોપાત મારી ઇશનાઅશરી મતની લાગણી માટે, વખોડયા વગર સુંદર અને જ્ઞાનામૃતનાં સબકો મારા કાનમાં રેડતા. અને આથી મને એમની વાતોમાં રસ પડતો, તેઓ પણ રસ લેવરાવતા અને મને "તજ હરતુલ હોકમા" નામની ફારસી બુકનો ગુજરાતી તરજુમો વચાવતા. મેં ઉર્દુ શિક્ષણ પણ લેવા માંડયું હતું, અને તેથી ઉર્દુ જબાન અને ગુજરાતી અક્ષરોમાં કીસ્સા વિગેરે પણ મારી પાસે વંચાવતા અને આ રીતે જ્ઞાનમાં ઉત્તરોતર વધારો થતો રહયો, તો પણ ઇશનાઅશરી તરીકે મેં કદી ઓછો દેખાવ કર્યો નહી.

આ રીતે મારા અભ્યાસની અસર ઇશનાઅશરી મતની તરફદારીમાં જ કામે લાગવા માંડી. "રાહેનજાત" તથા "રફીકુલ મોઅમીન" માસીકોમાં મારાં લખાણો અને કવિતા ઉત્તેજન ખાતર દાખલ થવા

લાગ્યા, અને તેવામાં મહુવાવાળા મુનશી માસુમઅલી સાહેબે "બહારે મજાલીસ" માસીક ચાલુ કર્યું. તેમને પણ કવિતા આપવા લાગ્યો, લખાણો તથા ઉર્દુ કીતાબમાંથી તરજુમા કરીને લખાણો પ્રગટ કરાવતો, બહારે મજલીસના અધિપતી મી૰ મુનશી માસુમઅલી પોતે ઉર્દુ શાયર ( કવિ ) બહુ માનવંત ગણાતા, તેઓએ રોજતુશ શોહેદા નામની "વલી દખ્ખાજ"ની રચેલી તવારીખી કીતાબને મોહોરમનાં દસ દિવસોમાં ખોજાના જમાતખાનામાં વંચાતી તે તેમણે ગુજરાતી અક્ષરોમાં છપાવવા ભાવનગરવાળા શેઠ દેવજીભાઇ ગુલામહુસેનના ભાઇ પીરભાઈ ગુલામહુસેન હસ્તક તજવીજ કીધી ને તેમ કરતાં "રોજતુશ શોહદા"ના પુસ્તકનો દિબાચો પોતે ખાસ રચ્યો. અને ઉર્દુમાંથી ગુજરાતી હરફમાં છપાવતાં ઇસ્નાઅશરી મતને લગતો કેટલોક પ્રસંગોપાત સુધારો કીધો. અને આ રીતે તેમના તરફ કાઠીયાવાડનાં ખોજાઓનું માન ઘણુંજ મશહુર હતું. મેં માત્ર તેનું નામ રોજતુશ શોહદાની કિતાબમાં વાંચેલું, પણ જ્યારે તેમનું માસીક પ્રગટ થયું, ને વળી મીજલસની ઢબમાં હતું, તેથી મને બહુજ ગમ્યું. અને તેમનાં તરફ બહુજ ભાવથી જોતાં આવા સંજોગોમાં રાહેનજાતનાં અધિપતી "હાજી ગુલામઅલી ઇસ્માઇલ"ને પ્રથમ "રફીક"નાં અધિપતી "અઇન" "ગઇન" સાહેબ સાથે અદેખાઈ ઉત્પન્ન થઇ. અને તેમાં હાજી નાજીએ કરેલા ન છાજતા હુમલાઓ અને તેમની લખાણની દર્ઇવત વગરની પદ્ધતિના લીધે, મેં રફીકનાં ચાહક તરીકે વલણ પકડી. થોડા વખત પછી એજ હાજી નાજી સાહેબને બહારે મજલીસનાં અધિપતી સાથે અણબનાવ થઇ, અને એ વખતે રાહેનજાતના અધિપતી હાજી નાજી સાહેબ તરફ મને ખુલ્લો અભાવ થયો, અને તે બાબતમાં મેં એક "જાહેર-પત્ર" બહારે મજલીસમાં પ્રગટ કરાવ્યું. અને ત્યારથી કવિ "ઇબરા-

હીમ જુસબ વરતેજવાળાની જાહેરાત ખોજા ઇશનાઅશરી મતવાળામાં થઇ અને બહાર ગામોમાં પણ ગણત્રી થઈ, અને જે બાકી હતી તે ફ્જેતી પોતાના તરફેણમાં નહી લખનાર તરીકે હાજી નાજીએ, પોતના ચોપાન્યામાં મારા વિરૂધ લખીને કરી. મને એક સાધન યુકત અને તાજા ઇશનાઅશરી મતવાળા ખોજાઓમાં પેધી ગયેલા, મઉસુફ હાજી નાજીની વિરૂદ્ધતા અને રફીક અને બહારે મીજલસના મિત્ર તરીકે અને એક લેખક અને કવિ તરીકે કાર્ય કરવાનું હતું, તેમાં મારી ઉભરતી ધાર્મિક ભાવના મકકમ હતી અને હાજી નાજી સાહેબે જ્યારે ઉપલી રીતનાં બખેડાના એક વિભાગ તરીકે ભાવનગર થી મુકામ ઉપાડી પોતાનો દમામદાર મઝહબી રસાલો, અમદાવાદમાં સ્થિત કર્યો, ત્યારે મારી ધાર્મિક ચળવળવાળા લખાણ તથા કવિતાની અસરને લીધે હું જ્યારે જ્યારે ભાવનગર જતો, ત્યારે શેઠ દેવજીભાઇ ગુલામહુસેનનાં ખાનદાનવાળા શેઠ ગુલામહુસેન પીરભાઇ તથા શેઠ દાઉદભાઈ પીરભાઇ તરફથી આદકાર મળતો, અને મારા તરફ એક ગણત્રીના ઈશનાઅશરી તરીકે કદર થતી, અને ભાવનગરમાં જાણીતા ખોજા જજ મી૦ મહમદઅલી અબદુલઅલીના વડા પુત્ર વકીલ મી૦ ફાજલઅલી મહમદઅલી તથા મી૦ નજરઅલી શરીફ નાથાણી જેવા સરદયનાં સહવાસનો પણ લાભ પ્રાપ્ત થયો હતો. "અને વરતેજમાં આ વખતે હું નિશાળમાં રૂ. ૫) પાંચના માસીક પગારથી શિક્ષક હતો.

# ત્રીજો તબક્કો.

## (વરસ ૧૫ થી ૨૧.)

ત્રીજા તબક્કાના સાત વરસમાં એટલે ૧૫ થી ૨૧ વરસની ઉમરે સુધીમાં હું ભાવનગરમાં ઇંગ્રેજી ભણવા માટે મારી ફુઇ વજુબાઇનાં ઘેર રહયો, લગભગ બે વરસ સુધી મેં અભ્યાસ કર્યો અને ભાવનગર માં રહયો. તેમાં મને ઘણો અનુભવ પ્રાપ્ત થયો. કાઠીયાવાડમાં ભાવનગર શહેર ઇશનાઅશરી ખોજા મત ધરાવનારાઓનું મથક ગણાય છે. તેનું કારણ એ હતું કે, દુરઅંદેશ અને કાર્ય કુશળ ખોજા ગૃહસ્થ શેઠ દેવજીભાઇ ગુલામહુશેનની સખાવતો અને ખોજા કોમને સુધારા ઉપર લાવવાની તેમની અસરકારક અને યુક્તિ પુર્વક ની યોજના ઘણીજ આકર્ષક હતી, અને ઉદાર દીલેથી તેનો અમલ કરવામાં એ શેઠની નેમ જેમ ધાર્મિક સુધારાના જીવન રૂપ હતી, તેવીજ રીતે ઇસ્લામને ટુંકી દ્રષ્ટીથી જોનારા તરફ ના૦ આગાખાન જે બાપદાદેથી ખોજા કોમનાં ગુરૂઓ અને પીર ગણાતા આવ્યા છે, તેમનાં છત્ર છાયા તળે, એક ખોજા કોમ તરીકે જોડી રાખવાની, તેમની વિશાળ બુદ્ધિ પ્રશંસાપાત્ર હતી, અને હાજી નાજીની તાજી ઇમાનદારીમાં ખોજા જમાતમાં રીતનાના બી રોપાતા જોઇ, તેમને ભાવનગરથી અમદાવાદ જવાની ફરજ પાડવા જેવી હીકમત વાપરીને ... ડાલ ઇસ્માઇલી ને ઇશનાઅશરી તરીક જુદા પડા ગયલા કાંટાના લેશભાર અસર પ્રગટાવ્યા વગર, આખી એકત્ર ખોજા કોમમાં શેઠ તરીકેનો દરજ્જો તેઓ ધરાવતા. જો કે પોતાનેજ ખરચે નમાજ પઢનારાળા જુવાનોને જમાતખાનામાં દુઆ, પઢનારાઓ સાથે અથ-

ડામણુ ન થાય, તેવાજ હેતુથી અલાહેદું. જનાબનું મકાન નામે એક વહેરૂ જગા બંધાવી આપી. પણ મસજીદનું નામ આપવાની જીદ તેઓએ ધરાવી નહી. એવા બુઝુર્ગ અને માનવંતા શેઠ દેવજીભાઇની મુલાકાત જે ખોજા નામે, ગરીબ કે તવંગર માટે તદન આશાવંત અને માનપુર્વક હોવાં ઉપરાંત હાજત .માટે પણ તેમની મુલાકાત ઇજ્જત ભરી હતી. એમનો સુફરો વિશાળ હતો, તેમની મુલાકાતમાં આવતાંજ તેઓએ મારી ઇશનાઅશરી મતની ચળવળને પસંદગી આપી. અને વસ્તેજમાં મારા મરહુમ બપાવા મુખી આમદભાઇ, સાથે એમનો વ્હેવારીક અને રાજદારી નિસ્બત હતો, તેની યાદી આપી, મારા તરફની એમનાં પ્રેમની ગણત્રીની કીંમત વધારી અને કોઈ ધાર્મિક ઉપયોગી બાબત માટે, મદદનો હાથ લંબાવવા તઇયારી બતાવી. અને તે વખતે હાજી નુરમામદ મેગજી તથા રફીકના અધિપતીના ધાર્મિક ચળવળનાં વખાણ કીધાં. જે મને ભાવતા હતાં. અને હાજી નાજીના માટે તથા તેમના અદેખાપણા માટે અને તેમના દંભ માટે કંટાળો બતાવ્યો. આ શેઠની મુલાકાતથી મને ઘણોજ સધિયારો મળ્યો, અને મેં "ચર્ચાપત્ર" તરીકે કરેલ હિલચાલનાં હીસાબે મારી લેખનશકિત અને કાવ્યશકિત માટે મને પોતાને કદર સમજાઇ. અને કોઇ ઇસ્લામી કાવ્ય પુસ્તક લખવા મન થયું. અને તે પછી મેં "હઇદર કુલાસ" નામનો ગ્રંથ લખ્યો.

એ કવિતાઇ ગ્રંથ ભાવનગરના મારા બે વરસના વસવાટ દરમ્યાન ઘણો વખણાયો, જો કે તે વખતે છપાયો નહોતો, તોપણ અબારનવાર તેનું વાંચન મારે કરીને ઇશનાઅશરી ભાઇઓને મઝહબી લાગણી તરફ દોરવવા જેવું કામ થતું.

જનાબે આખુન્દ સાહેબના મકાનમાં નમાજ પઢવા જવું; મીજલસ સાંભળવી, વિગેરે મઝહબી ચળવળાટ મારો ખોરાક થઈ પડયો. આ વખતે મદ્રેસાના મોઅલ્લીમની બે માસની ટેમપરેરી નોકરી માટે મને ગોઠવવામાં આવ્યો. અને તે પછી બહારગામથી આવનારા આલેમોની વાયેઝ પછી મુલાકાતો થતી રહી. અને દીનબદીન મને મારા ધાર્મિક જ્ઞાનમાં ઉમેરો થતો રહયો; તેવીજ રીતે મારા તરફ ઇશનાઅશરી જમાતના માનમાં વધારો થતો રહયો.

. . . . . . . . . . .

બે વરસ પછી મારાં લગ્ન થયા, અંગ્રેજીનો અભ્યાસ અધુરો રહયો, અને ઇમાનદારીનાં નિયમીત કર્તવ્યમાં અખાડા થવા લાગ્યા. અને દરમ્યાન મને દરબારી નોકરીમાં ગોઠવવાની ગણત્રી થઇ. ને તેમાં શેઠ મનજીભાઈ નથુના ઇન્સપેકટર મી૦ ગુલામહુસેનભાઈ અને મી૦ ફાજલઅલી મહમદઅલી વકીલનાં લાગવગને લીધે હું તે વખતના ભાવનગરના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ દેસુભાઇજીની ઓળખાણમાં આવ્યો અને તેની મહેરબાની તરીકે વરતેજ ગામમાંજ પોલીસ ફોજદારની ઓફીસમાં ગોઠવાયો. મારા પિતાજી વરતેજ ગામના દરબારી મુખી અને મારી પણ ત્યાંજ ફોજદારી ઓફીસમાં ગોઠવણ એ બેઉ બાબતો તરતનાં હીસાબે ઘણીજ અનુકુળ અને આસુદા હતી. અને માત્ર એક વરસ સુધી એ ખાતાંમાં નોકરી કરવા સુધી મને ઉત્સાહભર્યા દિવસોમાં મને વેદાંતનો સહવાસ અને હિન્દુ ધર્મના શાસ્ત્રોમાં મુખ્ય ગ્રંથો વાંચવા મળ્યા, અને તેનો જે જે લાભ લીધો, તે બધો ઇશનાઅશરી મતની છેવટ તરફેણ તરીકે માનતો, અને મારા વિચારો અને કવિતા શક્તિમાં તથા હિન્દુ ધર્મવાળા સામેની ચર્ચામાં ઈસ્લામ અને ઈશનાઅશરી મતનીજ ઉમદાઈ હું સીદ્ધ કરી શકતો. અને પુનર જન્મ અને કયામતની ઇસ્લામની છેલ્લી ગણત્રી છે, તેથી છેલ્લા

જમાના માટેની ઉપયોગીતા સિદ્ધ કરતો અને પુનર જન્મની માન્ય-તાને વખોડતો, આ બાબતમાં કેટલાક મહારાજો તથા સન્યાસીઓની પણ મુલાકાત થઈ હતી. અને તે વખતે જો કે, તેઓ મારો નિખેદ ન કરતાં. કારણ કે મારો વાત કરવાનો ઉમળકો સચોટ રહેતો, તેમ હું જે જાતની ઇઝ્ઝત વરતેજનો રહેવસી હોવાથી ધરાવતો; તેથી તેઓ વિરૂદ્ધ જવા કરતાં, મને યોગ્ય સુચના કરતાં અને મારી શકિતને વખાણતા, આવા ઘણા પ્રસંગોમાં મને મારા માસા રૂપજીભાઈ કાસમની ઉત્સાહ પ્રેરક અનુમતી મળતી. અને આવા વખતમાં ઈસ્માઈલી ધર્મના કામડીઆ કે માનીનતાળાની મુલાકાત થતી, તો તેઓ માત્ર પીર સદરદીન વિગેરેનાં જ્ઞાનોની દલીલો સીવાય ઇસ્લામની કુરઆનની કે હદીસની વાતો ન કરતા હોવાથી, ના૦ આગાખાનનુ મુરબ્બીપણું વ્હેવારીક અને વિવેકથી સ્વીકારવા સાથે ધાર્મિક મતમાં ઇશનાઅશરી મતનેજ શ્રેષ્ટતા જાહેર કરતો, આ તબક્કામાં મને શ્રી ચમારડી ગામમાં પહેલવહેલી મસજીદને ખુલ્લી મુકવાનુ આમંત્રણ મળ્યું. અને પ્રસંગોપાત મેં તેની ખુશાલીની કવિતા વાંચી તઇયાર કરી અને ત્યાં કાઠીયાવાડના ઇશનાઅશરી મતની તરક્કી કરતા જતા ઘણા ભાઇઓ અને ખોજા આલેમો ત્યાં આવ્યા હતા. તેના આનંદ વચ્ચે મેં મારી કવિતાઓ તે મસજીદ નાં મકાનમાં મેળાવડા પછી વાંચી સંભળાવી. અને ત્યાં ખાતે મારી તરફ ઘણાઓની પ્રેમ દ્રષ્ટિ થઈ.

મારી આવી ઇમાનદારી અને ઉત્સાહી ગતી હતી, છતાં હું જે દાઢી નહી રખાવતો હતો, તે બદલ મને શરમાવવામાં આવ્યો અને તેથી છેવટે મારા સાથે બીજા એક ડઝન જુવાનીઆઓએ દાઢી

રખાવવા કોલ આપ્યો, તે મુજબ મેં નવ વરસ સુધી બરાબર દાઢી મુંડાવ્યા વગર રખાવી હતી.

આ રીતે દાઢી રખાવ્યા પછી તરતમાંજ એટલે એકાદ બે માસમાં મુંબઇવાળા ઇશનાઅશરી મઝહબવાળાનાં અમુક આગેવાન શેઠ દેવજીભાઈ જમાલનાં પુત્ર સેઠ જાનમામદભાઇ દેવજી મુંબઇથી ભાવનગર આવ્યા અને તેમની ઘરવાળીની નાદુરૂસ્ત તબીયતનાં લીધે, તેઓ ડાકટરની સલાહ મુજબ વરતેજમાં હવાપાણી બદલ વસ્યા ને તે શેઠ જાનમામદભાઇ દેવજીએ મને મુંબઇનાં તેડી જવાને ત્યાં નોકરી પોતાની પેઢીમાંજ આપવાની લાગણી અને પ્રેમ સહીત ખુશી દેખાડી. વળી મુંબઇવાળા શેઠ કાસમભાઈ નાનજી ફરનીચરવાળાનો એક પત્ર મી૦ અલીભાઈ દેવરાજની વગથી મારા ઉપર આવ્યો, કે જો હું મુંબઇ જાઉં તો મને એક સ્કુલ માટે માસ્તર રાખવામાં આવશે. આ સંજોગ પછી છેવટની વાતના આખરે અમલ થયો. એટલે શેઠ ગુલામહુશેનભાઇ પીરભાઇ ભાવનગરવાળાની સાથે હું મુંબઈમાં આવ્યો. અને મારી ફુઈ સારા બાઇ તે જાનમામદભાઇ સાલેમામદની ઘરવાળી ને ત્યાં ઉતર્યો. અને શેઠ કાસમભાઈ નાનજીની મુલાકાતે ગયો. અને તેમણે મને ધી પદમાબાઇ સ્કુલ માટે રૂ. ૨૦) ના પગારથી ગોઠવ્યો.

# ચોથો તબક્કો—મુંબઈમાં.

## ( વરસ ૨૧ થી ૨૮ . )

મારાં ધાર્મિક જીવનનો ચોથો તબક્કો મુંબઇથી શરૂ થયો. અને પુરો પણ મુંબઇમાંજ થયો. એટલે મારી (૨૧) વરસની ઉમ્મરથી ૨૮સુધી મુંબઇમાં હતો. આ વખતે મારા પિતા મુખી જુસબભાઈના મોટાભાઇ હસનભાઇ મામદ જેઓ હસન મુખીના નામથી શેઠ સાલેમામદભાઇ ધરમશીની મેહરબાની ભરી મિત્રતામાં કુટુંબ સહીત રહેતા હતા. અને જેઓએ સાલેમામદભાઇ ધરમશી સાથેનાં ઉનના વેપારમાં સારૂ હાંસલ મેળવીને પોતાની વેપારી લાઇનની કુશળતા બતાવી હતી, અને તેમના આ વેપારી ગુણના લીધે પાછળથી લાડકભાઇ હાશમ અને શેઠ બોઆઆઇ અલારખીયા સાથે વેપારી ભાગીદારી કરવાની તક પ્રાપ્ત કરી હતી. મજકુર મુખી હસનભાઇના વડા પુત્ર નજરઅલીભાઇ હસન જેઓ મારા વડીલ કાકાઈ ભાઇ થાય છે, તેઓ પણ ધાર્મિક બાબતોમાં પહેલે ઇશનાઅશરી મતમાં આગેવાની ભાગ લેતા, પણ પાછળથી તે કંટાળ્યા, અને વેદાંત લાઇનનાં અભ્યાસમાં તન મન ધને દીલ લગાડયું હતું, અને હિન્દુ સનાતન ધર્મમાં વેદાંત વિષયના તેઓ તે વખતે અથંગ અભ્યાસી તરીકે હતા, મારી સાથેની તે વખતની મુલાકાતમાં તેમનાં સાથે મને અનેક વાતચિતના પ્રસંગો મળયા છે, તેમના મેળવેલા જ્ઞાનથી મને ઘણો લાભ અને સવિચારો મળતો રહયો; તોપણ તે વખતનાં ઇસ્લામ અને ઇશનાઅશરી મતની તરફેણની મારી દલીલોથી હું કદીપણ

બાઝ ન આવતો. અને તેઓ જો કે તે વખતે મને તે જુદી ગણતાં,
તોપણ વાતચિત માટે હમેશાં માન ધરાવતા અને ભાઇ તરીકે નહીં
પણ મિત્ર તરીકે સાથેજ હરતા ફરતા.

બીજી બાજુ મારૂં "પદમાબાઇ સ્કુલ મદરેસા"માં મુખ્ય માસ્તર
તરીકે ગોઠવાનું, અને ત્યાં કુરઆને શરીફનાં અપાતાં શિક્ષણ તરફ
કુરઆને શરીફ માટે બચ્ચાંઓનો વધુ વખત ન લેવાય એટલે
મખરજ (શુધ્ધ ઉચ્ચારો) માટે શિક્ષણનો કીમતી વખત ન રોકાય,
અને કુરઆનનું ચાલુ વાંચન બતાવવું. અને તે સાથે ઉર્દુની તાલીમ
સાથે સાથે ગોઠવવી. તે બાબતમાં પ્રથમ મારા હાથ નીચેનાં શિક્ષક
ખોજા ગૃહસ્થ (મુલ્લાં જાફર) અને ખુશાલભાઇ મોતી ધોલેરાવાળા
સાથે જીદ થઇ અને છેવટે શેઠ કાસમભાઇ નાનજીએ મારા માન
ખાતર મારી ગણત્રી પસંદગી કીધી અને તેથી કુરઆને શરીફ કે
જેનો અર્થ તો શિખાવાતો ન હોતો, તેથી તેના ફકત વાંચનના કાયદા
શિખાવવા અને તે સાથે ઉર્દુનું શિક્ષણ શરૂ કરાવ્યું. ગુજરાતી ચોથી
ચોપડી સુધી સાદુ જ્ઞાન અપાતું અને ઇશનાઅશરી તાલીમના પગલે
ખોજા બચ્ચાંઓને મારા કાળજીભર્યા ધોરણે ઠસાવવાનો પ્રયત્ન ચાલુ
રાખ્યો. મુખ્ય કરીને કલમો. કલમાની માયનાં, ઉસુલેદીન, ફુરૂ-
એદીનના કાયદાના [illegible] ગોખાવવામાં આવતાં અને એ
વખતે ઈશનાઅશરી કે ઇસમાઇલી જમાતનાં નામો જુદા નહોતા
પાડયા. અને તોપણ મસજીદ પારટીની મસજીદ બંધાવવાની ચળવળ
ચાલુ થઇ ગઈ હતી. અને તેવે વખતે ઇસમાઇલી પક્ષવાળાએ
પોતાના બચ્ચાંઓને જમાતખાનાની સ્કુલે મોકલાવવાની તજવીજ
કરતાં, પણ મારી જાતી કોશેશથી તેમની તે બાબતમાં વધુ છીટ ન
થઈ હોવાથી, અને વળી મારાં શિક્ષણ તરફ ખુ: બચ્ચાંઓજ પ્રેમ

ધરાવતાં હોવાથી, ઘણું ઇસ્માઇલીની પક્કી વલણુ ધરાવનાર માબાપો નાં બચ્ચાંઓ પણુ માત્ર મારી કોશેશ અને લાગણીથી એ "પદમા સ્કુલ મદરેસા"માં ભણુતા. અને ખાસ ઇશનાઅશરી તાલીમ એ બચ્ચાંઓનાં દીલમાં ઠસે અને બીજી કોઈ વાતોજ ન કહાડે એવું તેનાં દીલમાં અસર ન કરે તેમ પણુ સમજાવવાની મારાં ખરાં દીલથી અને મારી માન્યતાના ભલા વિચારથી કોશેશ કર્યાજ કરતો.

આ સ્કુલ મદરેસામાં જોડાવા પ્રસંગે શેઠ કાસમભાઈ નાનજીએ મારા તરફ ઘણીજ માયા બતાવી હતી, અને મને ઘણા ગૃહસ્થ અને આગેવાનોની મુલાકાતોમાં મારી ઇજ્જત કરી હતી. મરહુમ ડો૦ ઇસ્માઇલ જાનમામદની મુલાકાત મને પોતાની સાથે તેમનાં દવાખાને લાવીને મારી મુલાકાત કરાવીને મારા વિશે ભલામણુ કરી હતી અને તે ઉપરથી મને ધી કરીમભાઈ ઇબરાહીમની ઓર્ફનેજમાં જે તે વખતે એક સુપરવાઈઝરની જરૂર હતી તેમાં ઉમેદવારી કરાવી હતી અને મજકુર ઓર્ફનેજમાં વારસીક મેળાવડામાં મને કવિતા બોલવાની અને મારી ઓળખાણુ વધુ કીમતવાળી કરાવવાની ગણુત્રી કરી હતી. ફરનીચર બજારવાળા શેઠ આમદ દેવજી અને શેઠ વલીમામદ પીરમામદની તથા શેઠ જાફરભાઈ રણુમલ શેઠ સુમારભાઈ વીરા વિગેરેની ઘણીજ ઇજ્જત પુર્વકની મુલાકાતો કરાવી અને તેઓ બધાંઓના સાથે તથા તેમનાં કુટુંબો સાથેની મુલાકાતોનાં લીધે તે બજારનાં દીકરાને દીકરીઓ કુલ્લે મારા હસ્તક પદમાબાઇ સ્કુલમાં શિક્ષણુ લેતા હતા. આ સામટા સંજોગોથી ફરનીચર બજારમાં દુકાનમાં અને કુટુંબોમાં હું માનીતો થઇ પડ્યો હતો. વળી તે વખતે શેઠ કાસમભાઇ નાનજી હસ્તક શનીવારની મેહફીલમાં રોનકદાર મજલીસ થતી હતી તેમાં પણુ મારી મુલાકાત કરાવીને મારો રચેલો હઇદર હુલાસ ગ્રંથ મજલીસ પછી

વંચાવ્યો; આથી ઉપરા ઉપર ત્રણ ચાર અઠવાડયા સુધી કવિ માસ્તરના નામે ખોજાઓ મારી મુલાકાત કરતાં અને પ્રગટ નહી થયેલું ઇથનાઅશરી મતવાળા મોટા ભાગનાં ખોજાઓનું મન મેં તે વખતે જીતી લીધું હતું. અને હું મારા ખરા નામ ઇબ્રાહીમ જુસબથી કોકજ જાણતું હતું, પણ કવિ માસ્તરની છાપ મશહુર થઇ હતી આ બધી મુલાકાતોમાંથી મને શેઠ વલીમામદભાઇ પીરમામદની મુલાકાત મને શરૂઆતથીજ મારા ધારમીક વિચારના વ્હોળા મત માટે એકલાભ સમાન થઈ પડી.

એક વખત મજકુર શેઠ વલીમામદભાઇ પીરમામદની વ્હેન મુળબાઇના નામથી ચાલતું દવાખાનું હાલ,જ્યાં પાલાગલીમાં મસજીદ બંધાવી છે ત્યાંજ એ દવાખાનું હતું. અને તેમાં શેઠ વલી મામદભાઈ નાતરફથી કોમના મુરશદ હાલના નામદાર આગાખાન સાહેબની પધરામણી કરવાનું નકી થયેલું હોવાથી, શેઠ વલીમામદભાઇએ મારા પ્રત્યેની મુલકાતના લાભ તરીકે, મને નામદાર આગાખાનની પધરામણી પ્રસંગે ખાસ એટલા માટે આમત્રણ કીધું, કે મારે કાઇ તેમની તારીફમાં કવિતા બોલવી. આ પ્રસંગે મને કવિતા બોલવાની જોતક મલી, તે મને પસંદ પડી તોપણ, હું એક કાઠીયાવાડી તરીકે બદનામ ન થાઉં, તેટલા માટે સેઠ, વલીમામદભાઇને કાસમભાઇ નાનજીની રજા મેળવવા કહ્યું. આગાખાનને માનનારા પક્ષ તરફ તેઓની નાપસંદગી છે. તેમજ નામદાર આગાખાનના મુરખીપણાથી જુદા પડીને જુદી જમાત સ્થાપન કરનારાઓમાં તેઓ આગેવાન હતા. અને તેમણે મને ઇથનાઅશરી તાલીમ ફેલાવવા દેશમાંથી ખાસ તેડાવેલ હતો. તેવે વખતે હું નામદાર આગાખાનની તારીફ કરૂં, તેથી તેઓ કચવાય, એ મને ગમતું નહોતું, મતલબ કે શેઠ વલીમામદભાઈનાં કહેવાથી

મને રૂબરૂમાં જવા ખુશી બતાવી, પણ પાછળથી ત્યાં શું બોલવાનું છે! તે બતાવવા મને અંગત સુચના કરી હતી, અને હું પણ તે સમજતો હતો કે, મારી કવિતામાં નામદાર આગાખાનને જાહેરમાં ખોજા માને છે, તેવી રીતે ખુદા તરીકે કહેવું નહીં. આ વખતે મેં એક યુકિત વાપરી હતી, અને કવિતા ગુજરાતી કે ઉર્દુ બનાવું, અને તેમાં જો વધુ તારીફ કે ખુશામત હોય, તો મને આશરો આપનાર નારાજ થાય, અને જો ઓછું માન રાખી બોલું, તો મને સાંભળનારાઓ, કે જેઓ તે નામદારનાં ખાસ સેવકો હોય, તેને હું પસંદ આવું નહીં. આવી રીતે બેઉ બાજુના બચાવ તરીકે મેં મ્હને મળેલાં ફારસી જ્ઞાન વડે ફારસી ભાષામાજ એ નામદારના સતકાર વાળી એક *રૂબાઇ લખી, અને મારી એ રૂબાઇ ફારસીમાં હોવાથી તે નામદારને સાંભળવામાં હર્ષ થાય! અને રચીને શેઠ કાસમભાઇને વંચાવતાં તેના અર્થ સાદા સત્કારનો સમજાવતાં, તેઓ કંઇ બોલ્યા નહી, અને આ રીતે આ રૂબાઇ મેં નામદારની પધરામણી વખતે રેજુ કરવા અગાઉ આગેવાનોની રજા માંગી. તો એ પ્રસંગે અનિયમીત રીતે લોકો ત્યાં ભેગા થયા હતા, બેઠકની પણ ગોઠવણ નહોતી. અને નામદારની હાજરી છતાં, ખોજા ગૃહસ્થોની જબરી ઠઠ અને કોળાહળ મચી રહયો હતો અને અગાઉથીજ શેઠ વલીમામદભાઇએ નામદાર આગાખાન સાહેબ પધારે, ને બિરાજે ત્યારે તેમની નજીકની જગ્યાપર ગોઠાવ્યો હતો, અને નામદાર પધારતાં તેમને ઘટતું સમાન થયું-પણ મને કવિતા બોલવા માટે અધિરાઈ થઇ, અને જો તેમ ન કરૂં તો બોલવાની તક નામદાર સિધાવતાં જતી રહે, તેથી રજા મેળવવાની દરકાર કરયા વગર પ્રેમ અને જોસભર બુલંદ અવાજે રચેલી રૂબાઈની પહેલી લીટી ચાર વખત બોલ્યો. અને છેવટ ચોથી વખતે, લોકો શાંત (ચુપ) થયા, અને નામદારની

મારા તરફ પુર્ણ દ્રષ્ટિ થઈ. અને મેં ફરી પહેલેથી એ ફારસી ભાષાની રૂબાઇ વાંચી સંભળાવી અને નામદાર સાહેબ ખુદ મુસં-કરાયા, અને પસંદગી બતાવતાં મારા વિશે પુછા કીધી કે, રૂબાઈ બોલનાર કોણ છે? સ્કુલનાં માસ્તર તરીકે મારી ઓળખાણ શેઠ આમદભાઇ દેવજીએ જાહેર રીતે કરી, તે ઉપરથી કહ્યું કે—એમને મારા બંગલે લાવજો. અને મને પણ ફરમાવ્યું કે "તુમ હમારે પાસ આઓ" આ મહેરબાની ભર્યા સખુનોની અસર હાજર થએલા બધા આગેવાન ગૃહસ્થો ઉપર થઇ, અને નામદારના સિધાવવા પછી મુખી કામડીયા સાહેબો વિગેરે ઘણા ગ્રહસ્થોએ ફારસીરૂબાઇ ની મતલબ જાણવા મારા પાસે ફરી વંચાવી, ને તેનો અર્થ કરાવ્યો, એ ફારસી રૂબાઇ નીચે મુજબ હતી.

* "ઇમરૂઝ ખુરશીદ અઝકુજા તુલુઅશુદ"
"અઝાગરત દીલે ગુલ અફ્રુઝ ખુશાનુદ"
રઉનકે હાઝા શફાખાના ઇં સબબ અસ્ત!
કે આમદસ્ત ચું શાહ સુલતાન મહમુદ!

અર્થ—આજે (આનંદનો) સુર્ય ક્યાંથી ઉગ્યો? કે જેણે અમારા દીલ રૂપી (કમળ) ફુલને ઘણી ખુશનુદી બક્ષી છે. હા આ દવાખાનાની રઉનકનું કારણ એજ છે કે, અહીં શાહ સુલતાન મહમદ સાહેબ ખુદ પધાર્યા છે.

આ મુબારક પ્રસંગ પછી ઇશનાઅશરી મત ધરાવનારાઓની હું પુર્ણ દીલસોઝીને પાત્ર થઇ પડ્યો. કારણ કે હું નામદાર આગા ખાનને મળવા કાસમભાઈ નાનજીની સલાહ મુજબ ન ગયો. કારણ કે મને કહેવામાં આવ્યું કે, તને કદાચ લાલચ આપીને ઇશનાઅશ-

રી-મુતવાળામાંથી ખેંચી લેશે અને પઇસાથી તારૂં ઈમાન ખરાબ થાય, આવી આવી વાતોના લીધે તેમ કાઠીયાવાડીના નામથી કલંકીત થવી વાતોના દાખલામાં હું ન આવું, તેથી મેં આમદભાઇ દેવજીના આગળ જવાનો વિચાર બ્હાના બતાવી પતાવી નાખ્યો.

પણ ત્યાર પછી ત્રીજે કે, ચોથે દિવસે નામદાર આગાખાન સાહેબ રંગુન તરફ સિધારવાના હોવાથી બોરીબંદર સ્ટેશન પર આગેવાન ગ્રહસ્થો ભેગા થયા હતા, તે વખતે શેઠ વલીમામદભાઈ પીરમામદે સમયસુચકતા વાપરીને મજકુર ફારસી રૂબાઇને કોઈ મુનશીના હાથે ઉર્દુ હરફમાં સોનેરી સાહી વડે લખાવી અને તેમના મુનીમ મી૦ ઇસ્માઇલભાઈ ઈભરામ ઉકાની સલાહ મુજબ એક સુસોભીત ફ્રેમમાં મઢાવીને, નામદાર સાહેબને અર્પણ કરવા નકકી કર્યું. આ મુજબ મને પણ સાથે લીધો હતો. અને જે વખતે નામ-દાર સેલુન આગળ ખોજા આગેવાનો સાથે ઉભા હતા, તે વખતે શેઠ વલીમામદભાઇએ મને નામદારની હજુરમાં રજુ કરયો. અને મારા હાથમાં રૂબાઈ લખાવેલી મઢાવેલી ફ્રેમ સહીતની જે મેં મારી છાતી સાથે ઉંધી દાબી રાખી હતી તે ભેટ કરવાની હું વીગત રજુ કરતો હતો, તેટલામાં ખુદ નામદારે, પોતેજ મને ફરમાવ્યું કે–“ કયા ? વો દવાખાનેમેં તુમ શેઅર બોલા થા વો હયે ? ” મેં ઘણીજ અજાયબીથી ચકીત થઇને હા પાડતાં તે નામદારને દેખાડીને તેમનાં પગ સુધી નમીને પગે હાથ મુકયો. અને મને ફરમાવ્યું–“ જાઓ સેલુન કે અંદર રખો” તે ઉપરથી હું પોતે સેલુનમાં જઇને મુકી બ્હાર આવ્યો. અને નામદારે વગર જોયે ફ્રેમ અને રૂબાઇની હકી-કત કહયાથી મારા દીલમાં તે વખતે અજાયબ અસર થઇ ગઇ, અને પાછો વળતા નામદારને ફરી પ્રણત નમન કર્યું. અને તે પછી નામ-દાર સિધાવતાં શેઠ વલીમામદભાઈ સાથે હું પાછો આવી સ્કુલમાં ગયો.

આ પ્રસંગ પછી શેઠ વલીઆમદભાઇની મને દરરોજની સાંઝની મુલાકાતો થતી, અને તે વખતે વેદાંત અને સુફીઝમ ઉપર ચર્ચા થતી, અને સુફી ગઝલોના હુસ્નપરેસ્તેશની વિગતોમાં શું ઉંચદા રહસ્ય સમાયલું છે, તે મેં શેઠ વલીમામદભાઇ પાસેથી ખાસ જાણ્યું, અને તે પછી શેઠ કાસમભાઇ નાનજીની ઇચ્છાથી મેં હઇદર હુલાસ નામનો કવિતાથ ગ્રંથ છપાવવો શરૂ કર્યો. અને તેમાં પાછળથી, કેટલીક કવિતાઓ લખી તેમાં સામાન્ય ધર્મ મત જેવી બાબતો લખી, અને કેટલાક ખાસ સુફી તત્વના કાવ્યો જે મેં "વલી વિલાસ"ના નામથી છપાવવા વિચાર કર્યો, તેટલામાં શેઠ પ્રેમજીભાઇ પારપીયાની મને તેમની ઇચ્છા પુર્વકની મુલાકાતનું માન મળ્યું. અને તેમના પણ સુફી અને વેદાંત વિચારોના સહવાસની યાદ તરીકે, મેં "પ્રેમ–વલી" એવા ઉપનામથી કેટલાક કાવ્યો લખીને છપાવવા હઇદર હુલાસના ગ્રંથમાં જાહેર ખબર છાપી.

વળી ખોજા મોહલામાં શેઠ કરીમભાઇ ઇબ્રામની મુલાકાત શેઠ જાનમામદભાઇ દેવજીએ કરાવી ને હઇદર હુલાસની ૧૦૦ નકલો ઉતેજન ખાતર નોંધાવવા મહેરબાની દેખાડી અને ઓનરેબલ હાજીભાઇ વિશરામની પણ મુલાકાતો થઇ અને તેઓએ પણ મારા સાહસ તરફ ઉદાર રીત દેખાડયું.

આ પ્રસંગે મને એક ઘણીની કીમતી મુલાકાતનો આનંદ મળેલો થયો, તેમાં શેઠ અલારખીઆભાઈ શિવજી આણેક જેઓ વાલકેશ્વર ઉપર પોતાના બંગલામાં રહેતા હતા, તેમના પુત્ર મી. હાજીમામદભાઇ (જે હાલના વીસમી સદીના અધિપતી)ની મુલાકાત થતાં, મને દર રવિવારે ફરનીચર બજારવાળા ગૃહસ્થોમાં શેઠ વલીમામદભાઇ, શેઠ જાફરભાઇ રહીમત, વિગેરે ગૃહસ્થો સાથે દર રવિવારે

શેઠ અલારખીયાભાઇના બંગલે બપોર પછી જવાના અને ત્યાં સારાં સારાં વાંચન સાંભળવાની તથા ધાર્મિક સંવાદનો લાભ મળતો અને મારા જ્ઞાન ભંડોળમાં એ ઉપરા ઉપરી બે ત્રણ વરસ સુધીની લાગલાગટ આડવાડીક બેઠકમાં ઘણોજ ઉમેરો થયો. ઘણા ફીલસુફો, વિદ્વાનો, અને વેદાંતી શાસ્ત્રોનાં અભ્યાસનો જાણે એ એક હાઇકલાસ હતો. તેમ મારી માન્યતામાં મકકમતા દર્શક મેં જાણ્યું. જો કે, તે વખતે મસજીદ પાર્ટીની ચળવળ જોસભેર આગળ વધી, મસજીદના ટ્રસ્ટી મુકરર કર્યા પછી, તરતમાંજ શેઠ કાસમભાઇ નાનજી ગુજરી ગયા હતા તેમના શોકમાં મેં કાસમ ૧વરહ છપાવ્યો હતો, ને ત્યાર પછી મસજીદને ચણાવવાનું કામ આરંભ્યું હતું. જે વખતે નામદાર આગાખાન વિલાયત ખાતે હતા.

આ વખતે મસજીદ પાર્ટી તરફ ઢળેલાઓ બહુજ જોસભેર આનંદમાં હતા, અને તેમાંની કેટલીક મસલહેતોથી હું ઘણો વાકેફ રહેતો હતો. અને તે વખતે આગાખાની અને મસજીદ પક્ષવાળાઓ તે વખતના અખબારે ઇસ્લામ પત્રમાં ચર્ચા ચલાવતા હતા. જેમાં પણ મેં છુપા નામથી ઘણો ભાગ લીધો, અને હું હમેશાં ઈસનાઅશરી મતને સુધરેલા પક્ષ તરીકે માનીને અને ઇસ્લામનું ખરૂ સ્વરૂપ સમજીને ચર્ચા કરતો હતો. અને મારી આ સ્થિતીથી ઘણા આગેવાન ઇશનાઅશરી પક્ષવાળાઓ વાકેફ હોવાથી મસજીદની આગલી તવારીખોથી હું સારી રીતે વાકેફ થયો હતો. જેમાંની એક મુદ્દાની વાત એ હતી કે અગાઉ નામદાર આગાખાન રૂબરૂ મસજીદ સ્થાપન કરવાનો સવાલ મંજુરી માટે, લઇ જવાનુ ડહાપણ વાપરવામાં આવ્યું હતું, અને તે વખતનાં આગેવાનોમાં નામદાર આગાખાન તરફ કેટલે સુધી ખેંચાણ હતું તે દેખાડી આપે છે. પણ નામદાર

આગાખાન  સાહેબ પાસે મસજીદ બાંધવાના સવાલનો ફેંજ હઝરત
જનાબે રસુલે ખુદાના જમાનામાં મસજીદે જરારના જેવો થયો હતો.
એટલે તે નામદારે મસજીદ બાંધવા ખુશી દેખાડી હતી, બલ્કે મસ-
જીદ પોતાને ખરચે બંધાવી આપવા કબુલ્યુ હતું. પણ તેની માલેકી
અથવા દરેક વ્યવસ્થા પોતાની મંજુરી વડે કરવા જણાવ્યું હતું. જે
સવાલ લઈ જનાર ઓને પસંદ આવ્યો નહી. કારણ કે, તેઓની
જબાનમાં હતું તે દીલમાં નહોતું. અને તે નામદારે તેની તેરી ગણત્રી,
તેઓનાજ મોઢે ખુલ્લી પાડી. એટલે મસજીદ એટલે "ખાને-ખુદા"ના
માટે જેવું નિરમળ દીલ જોઇએ, તેવું તેઓ ધરાવતા નહોતા, ને
ખાલી નામદાર આગાખાનની મંજુરી માગીને, તેમનાં વિરૂદ્ધ પક્ષ
ઉભો કરવાનો હેતુ તેઓ નામદારની મંજુરીની શરતથી બરલાવી
શકયા નહી. આવોજ બનાવ મસજીદે જરારની બાબતમાં જનાબ
રસુલે ખુદાના મુબારક હાથે ખુલ્લી મુકવાની માંગણીની બાબતમાં
બન્યો હતો. કે હઝરતના હાથે મસજીદે જરારના વિરૂધી-
ઓએ તઇયાર કરેલી ને ખુલ્લી મુકવા અરજ કરનારાઓની માંગણી
મંજુર કરતા, છેવટે સંજોગો મુંજબ શરત કરી હતી કે, તે વખતની
ઉભી થયેલી ક[illegible] લડાઈ[illegible]થી આવીને મજકુર મસજીદે જરારને ખુલ્લી
મુકવી, પરંતુ તે અગાઉ વિરૂધીઓમાં આપસમાં ઝઘડો બરપા થયો,
અને મસજીદે જરારનો નાશ કરવામાં આવ્યો હતો. તેજ મુંજબ આજે
[illegible] આવે છે કે, પાલાગલીવાળી મસજીદમાં જનાબ રસુલે ખુદાનાં
અસહાબો ઉપર (તબર્રા)ના અપશબ્દો બોલાય છે. અને હઝરત અલી
ની સીધી નસલે ઉતરી આવનાર જાહેર ઇમામતનાં ખરા વારસ નામદાર
આગાખાનને એહલે બયત રસુલ છે તેમની વિરૂધતાનું મથક એ મસજીદ
થઈ પડી છે "અલ આમાલો બીલ નીય્યાહ" એટલે "જેવી નીયત
તેવી મુરાદ', કુરઆને શરીફનાં હિમાયતીઓ છતા, અને [illegible]ની શાનમાં [illegible]

ઈમામત કબુલવા છતાં, અતે ઉલુલ અમ્ર એટલે હુકમ કરનાર ઈમામ નામદાર આગાખાન મોજુદ છતાં, ગેબ ઈમામની માન્યતા, કે જે, કુરઆન શરીફથી વિરૂધ છે. તથા હદીસે સકલયનથી વિરૂધ કુરઆન જાહેર છે, ને ઇમામ ગેયબ માનીને કુરઆન અને એહલે બેત જે એક રસી મિશાલ દુનીયામાં જુદા પડનાર નથી તેને જુદા ગણી એટલે એકને જાહેર ને બીજાને ગયબ માનીને પોતાની ઈમાનદારી હુકમ કરનારની ગેર હાજરીમાં ઈમામના નાયબ નહી છતાં ઇમામના નાયબ પોતાની મેળે માનીને, મસજીદમાં પોતાની બંદગી અદા કરે છે, તેમના આગલ મારી ગણત્રી ને સમજ મુજબ હ૦ અલી તથા હ૦ હુસેનના વિરોધી મુસલમાનો મુજબ પોતાનો દીને ઇસ્લામ મજબુત સમજે છે. ખુદા તેઓને ખરી સમજ અદા કરે—આમીન.

જો કે આ રીતે મારી હાલની ટીકા છે, પરંતુ તે વખતે મારી હાલત જનાબ રસુલે ખુદા નજીક ઇમાન લાવ્યાં અગાઉના ચુસ્ત વિરોધી જેવી હતી, એટલે ગુમ થઇ ગયેલ હકવાતનો પરદો મારી આંખ ઉપર હતો. અને તેથી તે વખતે મેં મસજીદ સ્થાપન થવાની વાતની વિરૂધ જનારા એક ઝાહેલ સમજતો હતો. અને તે મુજબની એક કવિતા પણ રચીને છપાવીને વેંહચાવી પણ હતી. અને તે કારણે મસજીદ પારટીનાં આગેવાનો મને બહુજ ચાહતા હતા.

આ વખતે મેં એક "ગુરૂ દર્શક ગોષ્ટી" નામની એક ફારમની નાનકડી ચોપડી શેઠ વલીઆમદ પીરમામદન ખરચે આગાખાની પક્ષવાળાના વિરૂધ થઇ પડે, એવું કેટલુંક લખાણ લખીને તથા ટેકામાં છોટમનાં પદ આપીને રચનાર ગોષ્ટક તરીકે નામ આપ્યા વગર છપાવી હતી. જે મફત ફેલાવી હતી. ત્યાર પછી હઇદર કુલાસનો કવિતાઈ ગ્રંથ જે શેઠ કાસમભાઇ નાનજીના તરફથી છપાવવો શરૂ

કર્યો હતો, તે તેમના અચાનક ગુજરી જવા બાદ તેમના વડા પુત્ર શેઠ કરીમભાઈ કાસમભાઇ નાનજીની દીલસોઝીને મદદ વડે પુરો કીધો. જેમાં પણ બાર ઇમામની માન્યતાનું વલણ બતાવેલું છે. તે ઉપરાંત " ધી પદમાબાઇ સ્કુલ મદરેસા "નાં બચ્ચાંઓના ઈશ્નાઅશરી મત તરીકેની મજલીસ પઢવાની તાલીમ આપવા " સુગરા વિલાપ " ની ચોપડી શેઠ નુરમામદ અલાબક્ષના ખરચે છપાવી. અને આ રીતે ઇશ્નાઅશરી મતવાળાની તરક્કીની સેવા બજાવી માનતો હતો.

દરમ્યાન મસજીદનું ચણાવવાનું કામ પુરૂં થયું હતું. અને ઇમામવાડાની જગાનું કામ પુરૂં થવા આવ્યું હતું તે અરસામાં અલીગઢ કોલેજનાં મરહુમ સર સઇયદ પછીનાં કુશળ અને જાગ્રત પ્રીન્સીપાલ જનાબ મોહસીનુલ મુલ્ક મુંબઇમાં આવેલા હતા, તેમને મસજીદનું કામ અને ખોજા કોમમાં ઇસ્લામની તરક્કીનાં બહાને તેમને આમંત્રણ કરવામાં આવ્યું હતું, ત્યારે તેમને સતકારનાં ઇશ્નાઅશરી જમાત તરફનાં શબ્દો મારે બોલવાનું, શેઠ અબ્દલાભાઇ લાલજી અને પ્યારઅલી અબ્દના ડોસા મારફત ખાસ કહેવામાં આવ્યું હતું, અને તે બાબતમાં મારે કવિતામાંજ રજુ થવાનું અગત્યનું ગણવામાં આવ્યું હતું. અને ઘણાજ માન [illegible] રીતે, એ [illegible] મન [illegible] મરકુ મુજબ મેં એક [illegible] ઉંડું જના- નમાં શેઠ અબ્દલાભાઈની પેઢીના ઉપર બીજે માળે તેમનાં સાથે ખાણું લીધા પછી, તઇયાર કરી હતી. અને ખાણું માટે મારી, મુલ્લાં, મોલવીની કંટાળાની વાયેઝ બાબત કેટલીક વાતચિત મેં મારી સ્વતંત્રાથી તેમની અજાયબી વચ્ચે કીધી હતી. કારણ કે મસજીદમાં થતી વાયેઝમાં "તબર્રા"ની રૂઢી તરફ હું મારી સાચી ઇમાનદારીની લાગણીથી કંટાળો ધરાવતો હતો. અને તે બાબતમાં

મેં કરેલી કેટલીક ચર્ચાનું પરીણામ એ આવ્યું હતું કે, મુલ્લાં બાકર અને સઈયદ હસનને મસજીદમાં તબરરા પઢવાની અટકાયત કરવામાં આવી હતી. અને મારી આ ચર્ચામાં ડૉ૦ કાસમઅલી જમાલ નાથાણી જી. બી. વી. સી. એ પણ સારો ભાગ લીધો હતો.

હાંસલ કલામ બપોરના ત્રણ વાગ્યા પછી મુકરર કરેલા દિવસે ઇમામવાડાના નવા બાંધકામવાળા ભાગમાં આગેવાન ઇશનાઅશરી ટોળાનાં ગૃહસ્થો એક મેળાવડાના રૂપમાં ભેગા થયા. અને તે પછી ગણત્રી મુજબ નવાબ મોહસીનુલ મુલ્કને શેઠ પ્યારઅલી અબ્દલા ડોસલ માનપુર્વક તેડી લાવ્યા. અને તે વખતે મુંબઈની ઇશનાઅશરી જમાત તરફથી મેં તઈયાર કરી રાખેલ ઉર્દુ કવિતા તે જમાતના તરફનાં સતકાર બદલ વાંચી સંભળાવી હતી, જેના જવાબમાં મવસુફ નવાબ સાહેબે ઉભા થઇ, ખોજા કોમમાં ઇસ્લામની તરકકીનાં પગલાંને અને તેમને આપેલાં માનને માટે ઉપકાર જાહેર કર્યો હતો અને મઉલાની રૂમીની નીચેની બયતનો મતલબ સમજાવ્યો હતો કે—

"જાં અલી ફરમુદ નકલે જાહેલાંન"
"બર મજાબીલ હમ ચું સબઝરત એ ફલાંન."

એટલે—હઝરત અલીએ ફરમાવ્યું છે કે, જેમ ઉકરડા ઉપર પણ ઉગેલું ફુલ સુંગવા લાયક હોય છે, તેવી રીતે તમારી ઈસ્લામની તરક્કીનાં પગલાં મને આનંદ આપે એમાં નવાઇ નહી. વિગેરે જવાબ આપ્યા પછી, બેઠક લેતાં મને ખાસ શાએર સાહેબ (કવિરાજ) તરીકે બોલાવ્યો, અને પોતાની બાજુમાંજ કોચપર માન પુર્વક બેસાડયો હતો. કારણ કે ઇશનાઅશરી જમાતની પસંદગી મુજબ તે જમાત તરફથી તેમને સતકારનાં શબ્દો ઉર્દુ કવિતામાં

અસરકારક રીતે વાંચી સંભળાવ્યા હતા અને તેમને મારા માટે તે વખતે ઘણો ઉચો મત બેઠો હતો તે તેમણે જાહેર કરયો હતો. અને મને એપેલો હોટલમાં જ્યાં પોતે ઉતર્યા હતા, ત્યાં મળી જવા, ખાસ ભાર મુકી કહ્યું હતું. ત્યાર પછી ફુલનો હાર તોરો તેમને જમાત તરફથી આપવા શેઠ અબ્દલ્લાભાઈ લાલજી ઉભા થયા, તે ફુલનો હાર તોરો તેમણે પોતે નઈ લેતાં, મારા ગલામાં પહેરાવ્યો. અને ત્યાર પછી પોતે પહેરયો. આવી રીતની મારી કદરદાની જાહેર કરવાથી ઇશનાઅશરી આગેવાનોમાં ઘણીજ ખુશાલી ફેલાઈ હતી. અને તાળીયો પડી હતી. અને પધારેલા ગૃહસ્થોમાંથી એક ગૃહસ્થે મને મુબારકબાદી આપીને કહ્યું કે, "કવિ માસ્તર! તમે આજ થી **અમારી ઇશનાઅશરી જમાતના કવિરાજ થયા."** હું આ બધી ખુશીઓથી ખુદાનો ઉપકાર મારા મનમાં માનતો હતો, અને ઇશનાઅશરી જમાત તરફ ઘણોજ એહસાનમંદ સમજતો હતો.

આ પછીના જે મેળાવડા થતા તેમાં સેવકને ઘણુજ માન પુર્વક આમંત્રણ થતું, અને તે દરેકમાં હું ખુશી સાથે ભાગ લેતો. વળી હું પદમાબાઈ–સ્કુલમાં મુખ્ય માસ્તર હતો, તેથી મને "અંજુમને ઇસ્લામ"ની બોરીબંદર નજીક આવેલી સ્કુલનાં માસ્તર શામજી-ભાઇ કુંવરજી તથા ઝવેરભાઇ કેશવજીની સાથે પાંચ વાગ્યા પછી ઘણીક સાંઝનો સમય તેમનાં સાથે દરિયા કિનારે કોલાબા અને ચોપાટી તરફ ફરવામાં ગુજાર્યો હતો. અને તે વખતે વેદાંતના મારા અનુભવમાં ઘણોજ કીમતી વધારો થયો હતો. તે વખતે ઉપલક હિસાબે હું ઇસ્લામનીજ માન્યતા અને ઇશનાઅશરી મઝહબની હમેશા માફક તરફેણ કરતો, અને તેવા વખતે મેં ઇંગ્લીસ અભ્યાસ વધારવાની કોશેશ કરવા ઇચ્છતાં, ભઠ્ઠીવાલા અલીભાઇ દેવરાજ

હસ્તક ઇંગ્લીશ વ્યાકરણના બે ભાગ પકકા કીધા હતા, ખાનગી વખતે રાત્રીનાં હું મારા કાકાઇ વડીલભાઇ નજરઅલી હસન સાથે સિતાર ને ફીડલ રાખતો, અને કયારેક વેદાંતની વાતો અમો બેઉ પિત્રાઇ ભાઇઓ મીત્રો થઇને કરતાં તેના પરીણામે ઇસનાઅશરી મઝહબની કેટલીક બાબતોમાં કંટાળો આવવાનો ફણગો શરૂ થયો !!!

આવા સંજોગોમાં નામદાર આગાખાન સાહેબ વિલાયતથી પધાર્યા, તેજ દિવસે આગાખાની ત્રણ જુવાન ખોજાઓએ ઇશનાઅશરી આગેવાનો હીરજીભાઇ અલારખીયા અને લાલજીભાઇ સાજનને છુરી વડે ઠાર કીધા. ને બીજાઓને ઝખમી કીધા. છેવટે એ કેસ હાઇ કોર્ટ જતાં ખુનીને ફાંસી લટકાવ્યા. આ ગંભીર સંજોગો પછી "મઝહબી ઝઘડાઓથી કંટાળો છુટયો"! અને હું પદમાબાઇ સ્કુલમાંથી ત્રંકના ધંધાને ખાતર છુટો થયો ! તે વખતે મુંબઇમાં બાબી પંથવાળા "મીરઝાં મેહેરમ"ની મુલાકાત ભીંડીબજારવાળા ટોપીવાળા મેહેરઅલી મનજીના સંદેશાથી ખુશાલ મોતી ધોલેરાવાળા સાથે જતાં કેટમાં થઇ. અને ત્યાં મઝહબી ઝઘડાના છુટેલા કંટળામાં એમની વાતોનું પ્રથકરણ ગમતું, અને ઇમામ ગયબની મન્યતા વિશે જે શંકા રહ્યા કરતી તે માન્યતા દીલમાંથી ઉઠી જવા લાગી. પણ તેના બદલામાં બાબી પંથની દલીલો મજબુત લાગી નહીં. આ વખતે મારા સાથે મારો કાકાઇ ભાઇ નજરઅલી હસન પણ આવતા હતા. અને તેમના સાથે ની મસલેહત મુજબ અમો બાબી પંથની વાતો, ઇશનાઅશરી મુલ્લાંઓ કરતાં, બહુ પસંદ કરતા, પણ ધરમ બદલવા માટે ઉતાવળ કરવાનું ગમ્યું નહીં: કારણ કે તેમની દલીલો ઇસ્લામની માન્યતાને

ઉતારી પાડનારી હતી, ને તે અમારાથી બને તેમ હતું નહીં. અમારી ત્યાં થતી આવજાવનું પરીણામ જો કે અમને બાબી બનાવનારૂં આવ્યું નહીં. પણ અમારા જવાની વાતો ફેલાયાથી ઘણા ઇશના અશરી ખોજા જુવાનો ત્યાં ઘસડાતા. અને લગભગ બસો જેટલાઓ ત્યાં માત્ર એવીજ ગણત્રીથી આવતા કે કવિ ઇભિરામ પણ ત્યાં આવે જાય છે; ને સવાલ જવાબ કરે છે, તે જોવા જાણવા ખોજા જુવાનો તણાતા હતા. તેમાંના આઠ જણા બાબી પંથની જાળમાં મહેરઅલી મનજીના લીધે ફસાયા.

આ ચળવળ ઇશનાઅશરી જમાતના આગેવાનોમાં પહોંચી, ને મને બોલાવી ત્યાં જવા મનાઇ કરી. અને મેં પણ ત્યાર પછી ત્યાં જવાનું મવકુફ રાખ્યું, કારણ કે મારા જાણવામાં આવ્યું કે, યુક્તિ તરીકે મને બદનામ કરી કવિ માસ્તર બાબી ધર્મ પસંદ કરે છે, તેથી બાજાઓ ઉપર અસર થાય છે. કારણ કે મારા તરફ તે જમાતમાં ઘણું માન હતું, તે મારા ઇશનાઅશરી ધરમના મુદ્દાઓ જાણનાર તરીકે પણ હતું. અને મારૂં જવાનું બંધ થવાથી વાત પાછી દબાઇ ગઇ. પણ મહેરઅલી મનજી અને તેની સાથે તેની વલણ પકડનારા મી૦ નુરમામદ ઝવેર શામાણી મી૦ નાનજી ઝવેર, ખુશાલ મોતી વિગેરેની હીલચાલ ઉપર જમાતે કાબુ રાખ્યો. અને તેમને મના કરવા છતાં, બાબી પાસે જવાનાં કસુર બદલ જનરલ સભા પાસે ઉભા કરવામાં આવ્યા, અને મહેરઅલી મનજી અને તેના કહેવા મુજબ ઉપલા આઠ આસામીઓએ બાબી પંથ તરફ પસંદગી બતાવી. જેથી જમાતના આગેવાનોએ મહેરઅલી મનજી તથા બીજા આઠ જણાઓને નાત બહાર કર્યા.

આ પ્રણાલામથી મેં નાતબહાર થનારાઓને તથા મહેરજ મનજીને પાછળથી મળીને બાબી પંથ વિશેની સત્યતા વિશે પુ છતાં તેઓનાં મત અચોકસ રીતે દબાણમાં હતાં એમ દેખાયું. તેથી ઇશનાઅશરી મઝહબ ઉપર મેં મારૂં મન વધુ દ્રઢ કર કોશીશ કરવા માંડી.

આ પછી મેં ધાર્મિક વલણ ઉપરથી કિનારો પકડવા માં અને તેના પરિણામે મેં એક "જમાનાનો જાફર" નામની સંસારી વાર્તા લખી અને તેમાં આગાખાની મતની વિરૂદ્ધતા ઇરમાઇલ જનમામદની ભલામણ છતાં દાખલ કરી નહી. પણ બાબમાં ઇસ્લામનાં નામથી કેટલીક વાતો પ્રસંગમાં સમાવી. તેવા સંજોગોમાં મને મારા મિત્ર હાજી મામદ અલારખ શિવજીની લાગણીથી હિન્દી પંચના અધિપતી શેઠ બરજો નવરોજજી સાથે મુલાકાત થઈ. અને હિન્દી પંચમાં રમુજી ક દર અઠવાડીએ મોકલાવવા સગવડ થઇ. અને તેના બદલામાં ચોકસ કદર કરવાનું પણ મુકરર થયું. જેના લીધે મને અવાર ઇસ્લામની બાબતમાં મન પરોવવું પડતું. અને મારા દીલમાં મઝ પક્ષપાત દુર થતો ગયો. તે પછી જોડયા અધિપતી તરીકે "ગુલશ માસીક ઇસ્લામીનાં ધોરણે શરૂ કર્યું. અને તેમાં મારા મિત્ર મામદભાઇ અલારખીયા શિવજીને તેનાં એકલાના તંત્રી તરીકે ગુલશન સોંપી હું અધિપતી તરીકે દુર થયો—અને તે મારા પ્રગટ કરેલા પુસ્તકોમાંના જમાનાના જાફરની ચોપડી દેવીવાળા મેમણ મા. ઇબ્રાહીમ દાઉદ અને અબ્દુલા ઇસ્મ તરફથી પ્રગટ થતા હિદાયતુલ્લ મોઅમેનીન નામના માસી કેટલાક ઇસ્લામનાં નામે લખાણ પ્રગટ કર્યાં. ને સંસારી તથા

વળી તરફ ઇસ્લામનો સુધારો કરવા મઝહબની તાઆસુબ વગર લખેલી કવિતા ઘણી આવકાર પામી. તેમાં તે વખતના મારા વિચારો જોવાને નીચેની એક કડી અહીં ઉતારૂં છું—

શેઅર.

નથી આલીમોમાં આજ સંપની ચટપટ
નથી મોલવીઓમાં માત્ર નકામી પટપટ
વળી હસદ ખોર દીલ ચોર વધારે ખટપટ
જેમથી જેમથી કોમ જાગીતે ઝટપટ
ઇસ્લામ કીધો બદનામ જુદા મત થઇને!
કંઇ સુધર! સમજ! એ કઉમ હિદાયત લઇને!

આ મારી મઝહબી અને તાસુબ વિચારો દુર થતાં, શુદ્ધ ઇસ્લામની પ્રગટેલી લાગણીનું ખરૂં ચિત્ર હતું.

આવા મારા ધાર્મિક પક્ષપાતી ઇશનાઅસરી વિચારો "**સામાન્ય ઇસ્લામ**" તરીકે વલણ પકડવા લાગ્યા—**હૈદર હુલાસ** નામના છપાવેલા ઇશનાઅશરી વલણવાલા કવિતાઇ ગ્રંથમાં દરેક—**ઇસ્લામીને** ઉપયોગી થઇ પડે; તેવી કવિતાઓની જોડે **ઇશનાઅશ**રીના પક્ષપાત વિશે, મને કવિતા લખવામાં મારૂં ગંભીરપણું નથી, એમ હું સમજ્યો—તો પણ હ૦ **અલીની** તારીફ જે સર્વ માન્ય હતી, તેજ મારા ઇસ્લામી વિચારોમાં ગઉણ પક્ષે ગમતા હતા. અને જો ખરૂં કહું, તો મારા ધાર્મિક વિચારોની ફરતી ઘંટીનો **ખીલડો** માત્ર એકજ હ૦ અલીની મહોબત હતો. અને દરેક ઇસ્લામી **સુન્ની** કે **શીયા** દરેક હ૦ **અલીની** મહત્તા સ્વિકારતા મને સમજાયા.

જેમકે:—

"અલહિકો હયે અત્તા ઇલ્મ લદુન્ની;"
"હયેં કુરઆં જીસકેપર શિયા વ સુન્ની."

આવા વિચારોના અંતે મને ઇસ્લામી સામાન્ય વિચારોની બુક લખવા વિચાર થયો. અને તે ઉપરથી મારી કાવ્ય શકિતનો ઉપયોગ **કુરઆને શરીફનો** તરજુમો કાવ્યમાં લખવા સુઝયું, અને તેવા નાનકડા નમુના તરીકે "**સોનેરી સબક**" નામ આપી—કુરઆને શરીફમાં જે **પારએ અમ્મ**માં નાનાં નાનાં સુરા છે, તેનો તરજુમો ભુજંગી...છપ્પો; કુંડળીયા; દોહરા; હરીગીત વિગેરે પ્રમાણમાં અનુકુળતા જોઇ મેં તઇયાર કીધા. અને તે છપાવવા અગાઉ કેટલાક જાણીતા આલીમોનાં અભિપ્રાય માટે લઈ ગયો. તેઓએ મારાં આ કામ તરફ પસંદગી બજાવી હતી.

આવા સંજોગોમાં કેપટાઉનવાળા મેમણ ગૃહસ્થ મી૦ સુલેમાન શાહમામદ લોધીયા—જેઓ મુંબઇ ખાતે આવેલા તેમની મુલાકાત—મી૦ હાજીમામદ એ. શિવજી મારફત તેવણુનાં બંગલે થઇ. તેઓ અસલ કાઠીયાવાડનાં રહીશ હોવાથી તેમજ પોતે આખી **પૃથ્વીની પ્રદક્ષિણા** ધંધા બ્હાને કરેલી તે મુસાફરીનું વર્ણન ગ્રંથના આકારમાં છપાવેલું છે. તેનાં લખનાર તરીકેની મુલાકાત–હું મને મારો જીંદગીની અજાયબી તરીકે ગણવા લાગ્યો. અને તેઓએ મારી મુલાકાતથી ખુશી થઈ મારા ધાર્મિક વિચારો જાણવા **અન્જુમને ઇસ્લામ** સ્કુલનાં બોર્ડરોવાળા રૂમમાં જ્યાં, તેવણુનો ઉતારો હતો. ત્યાં મુલાકાતે આવવા મને જણાવ્યું. અને પછી જ્યારે એમની મુલાકાત ઠરાવેલે ઠેકાણે થઇ. ત્યારે તેઓએ હિંદના મુસલમાનોની જે

હાલત બાબે બળાપો કીધો, અને આગળ વધીને હિંદના વેદાંત જ્ઞાન અને પ્રેમભક્તિની પ્રસંશા કીધી. પરંતુ, **બુદ્ધિમત વિશે તેમણે** વિચારો આપીને મને ઇસ્લામનાં પક્ષપાતમાં હિંદુઝમ વેદાંતનું કેવું રહસ્ય સમાયેલું છે તે જણાવ્યું. તેઓ પોતે મારા વિચાર જાણવા માંગતા હતા. પરંતુ તેઓ મને એક અમુલ્ય સબક શિખાવી ગયા. અને એક સુન્ની મેમણ તરીકે તેઓ કેટલા બધા છુટા વિચારનાં છે તે જોઇને હું દંગ થઇ ગયો. મેં મારા રચેલા હઇદર—હુલાસ તથા જમાનાનો જાફરનાં પુસ્તકો તેઓને ભેટ કર્યા, અને તેઓએ **પૃથ્વીની પ્રદક્ષિણા** નામનું પોતાનું પુસ્તક પોતાના કેપટાઉનનાં શીરનામા સાથે મને આપ્યું. અને જણાવ્યું કે, તમો હવે પછી જે પુસ્તક લખો, તે મને છાપવા અગાઉ જોવા મોકલાવશો, તો હું મારા તરફથી તમોને ઘટતું ઉતેજન જરૂર આપીશ.

એ ઉપરથી મેં **સોનેરી સબક**નાં કાવ્યો જે કુરઆને શરીફ-નાં નાનાં નાનાં સુરાનાં તરજુમાનાં હતા તે બતાવ્યા, તે તેમણે જોયાં અને ત્યાર પછી પોતાના તરફથી **ખલીફાની તવારિખનું** પુસ્તક લખવા ફરમાસ કરતાં કર્યું કે જો તે ગ્રંથ મને પક્ષપાત વગર તમો લખી આપશો, તો (રૂ. ૨૦૦૦) બે હજાર હું તમોને આપવા બંધાઉં છું. પણ તે કામ મેં તરતમાં કરવા માથે લીધું નહીં. કારણ કે **ખલીફાઓની તવારીખનું** પક્ષપાત વગરનું એકે ઉર્દુ પુસ્તક મેં વાંચ્યું નહોતું. પરંતુ પાછળથી લખવા મેં ઇચ્છા દેખાડી હતી. જે તેમણે કબુલ રાખી હતી.

આ પરથી મેં મુંબઇમાંજ ઉર્દુ તવારીખ વાંચવાનો ઠરાવ કર્યો. અને તેમાં **"આસમે-કુફી"** નામનાં તવારીખ નવેશે લખેલા ગ્રંથનું ઉર્દુ ભાષાંતર મને મુલ્લાં બાકર (કાળા મુલાં)ની તજવીઝથી વેચાતુ

મળ્યું. અને તે વાંચ્યા પછી મને ઇસ્લામની મુળ ઉત્પત્તિ અને તે વખતના રાજદ્વારી કાવાદાવાઓ સ્પષ્ટ થયા.

આ પછી "ફીરદોસે બરી" નામનું એક ઉર્દુ તવારીખી નોવેલ તરતમાંજ છપાયેલું, એક ગૃહસ્થે મને વાંચી વાકેફ થવા આપ્યું, જે મેં વાંચ્યું, અને તે પછી તેનું ગુજરાતી ભાષાન્તર લખી આપવા રૂા. ૨૦૦) બસોના ખરચે માંગણી થઈ. આ પુસ્તકમાં નામદાર આગાખાનના એક શુરવીર દાઈ હુસન બીન સબ્બાહે ઇશનાઅશરી મઝહબના આલેમો સામે અને ઇસ્લામી સલ્તનત સામે કેવાં સાધન વડે લડત ચલાવી છે. તેનું વરણન રસીકતા અને ખેંચાણુકારક કલ્પના વડે, કોઈ ચાલાક મુનશીએ ઇતીહાસનાં બનાવ સાથે જોડી દીધું છે. અને અજાયબ કીસ્સા તરીકે મુસલમાનમાં ના૦ આગાખાનનાં ઇસ્માઇલી ફીરકાની તોહીન કરી છે; કે તે ઉપરથી નવા ઇશનાઅશરી પક્ષમાં તેની તરફકીની ગણત્રી કરનાર એક ગૃહસ્થ જેનું નામ જાણીને અહીં નથી લખતો કે તેથી તેઓ કોમની ખફગીમાં આવી પડે. તેમણે મને એક બુક ગુજરાતીમાં છપાવવા ઉશકેર્યો. પરંતુ મારામાં પક્ષપાતી (મઝહબી) વિચારો રહેવા નહોતા પામ્યા, પછી એ કામ ઉછાંછળાં પગલાં તરીકે મેં સારી લાગણીથી સ્વીકાર્યું નહીં!

છેલ્લે મને ઇસ્લામની સામાન્ય સેવા કરવા હીંદી પંચ નામનાં અઠવાડીક રમુજી પેપરમાં જે જે તક મળતી, તે લેતો અને સંતોષતો કદાચ રોજીંદા પેપરોમાં ચરચા કરતો. આવા પ્રસંગો ના૦ આગાખાન સાહેબે દેહ્લી દરબાર પ્રસંગે યાદગાર ભાષણમાં પરદાની રૂઢી વિરૂધ જે વિચારો જાહેર કરેલા, તે મુસલમીન પ્રજામાં

ઘણીજ અજાયેબી સાથે ચરચાવા લાગ્યા અને "મુંબઈ સમાચાર" માં મેં કુરઆને શરીફની પરદાની બાબતની જે આયતો મને જણાઈ, તે મેં જાહેર ચરચા માટે ના૦ આગાખાન સાહેબનેજ પુછી, અને તે ઉપરથી મુસલમીન પ્રજામાં એ ચરચાપત્રે ખલભલાટ મચાવ્યો હતો. જુદા જુદા ચરચાપત્રનાં લખનારાઓએ તેના જવાબો લખ્યા હતા. અને આખરે "સમાચાર" ના અધિપતિએ એ ચરચા બંધ રાખવા જણાવતાં કહ્યું હતું કે, જો હવે તમે જવાબ આપશો, તો મારામારી થવાનો સંભવ છે, અને લખનારાઓ અંગત ગાલગલોચ કરે છે, માટે હવે બંધ રાખો તે ઉપરથી એ ચરચા મેં બંધ રાખી હતી. અને તે વખતે મેં મ્હારૂં તખલ્લુશ પ્રથમ "ઇસ્લામી ફરમાનોનો ખરો અર્થ થયેલો ચાહનાર" એ અને પાછળથી બીજા ટુંકા નામથી ચરચા ચલાવી હતી. અને તેવા સંજોગોમાં મને પાછું અમદાવાદ રોકાઈને વરતેજમાં જવાનું થયું. અને મારા ઉપર ધંધાને લગતી આવી પડેલી જવાબદારીનાં લીધે, હું પાછો મુંબઈ તરફ વળ્યો નહીં. જો કે મને ઇશનાઅશરી જમાતના ઘણા મહેરબાનોએ પાછો તેડાવવા મદદ આપવા કાગળો લખ્યા, પણ મારા માતા પિતાની સેવાનાં પણ કારણે હું વતનમાં રહેવા મક્કમ થયો. અને તે ઉપરથી હું ભાવનગરમાં મારી નોકરી દરબારી ખાતામાં થવા કેટલીક કોશેશ કરી, પણ તે માટે ધીરજની જરૂર લાગવાથી તથા ભાવનગરમાં શિયા ઇશનાઅશરી જમાતવાળા આગેવાનો મને ચાહતા હોવાથી, જમાતના અગરેસર શેઠ મહમદઅલી અબ્દુલઅલી અને તેમના પુત્ર મી૦ ફાજલઅલીની માયાળુ વલણના લીધે હું વરતેજના દરવાજે આવેલી હરજીભાઈ જમાલ સ્કુલ મદરેસામાં રૂા. ૧૪) અંકેના માસીક પગારથી મુખ્ય માસ્તર તરીકે ગોઠવાયો. અને અહીં મારા ધાર્મિક જીવનનો ચોથો તબક્કો પુરો થયો હતો.

# પાંચમો તબક્કો—(ભાવનગરમાં.)

(વરસ ૨૯ થી ૩૫.)

આ સાત વરસનો પાંચમો તબક્કો એટલે (૨૯) વરસથી ૩૫ વરસની વય સુધી હું **વરતેજ** અને **ભાવનગરમાં** રહયો હતો.

મુંબઈથી અમદાવાદમાં (૨) માસ સુધી મારી ત્રંકની દુકાને, કે જ્યાં મારો મોટોભાઈ નજરઅલી જીસબ હતો, ત્યાં રોકાયો. અને વેપારની ઘટતી સગવડ ત્યાં કરવાની હતી. દરમ્યાન મારા તાસુબ વગરનાં વિચારોનાં લીધે મને ત્યાં કેટલાક મેમણ ભાઈઓ અને સુન્નત જમાતનાં મોલાઓનો મુલાકાત થઈ અને મારી ઉપર ઘણાજ પ્રેમભાવથી વરતવા લાગ્યા. ધાર્મિક ચર્ચામાં તઅસ્સુબના કાનુનના અભાવથી મને ઘણીજ સુગમતા મળતી હતી. મુખ્ય કરીને શાહ આલમના વંશથી ઉતરી આવેલા તેમના રોજાનાં મુતવલીનાં કુટુંબી જનાબ સયદ બાકરમીયાં સાહેબ, તથા જનાબ જેલાની મીયાં અને મી૦ નિઝીમુદીન એ. કુરેસી અને મોલવી નિઝીમુદીન સાહેબ, તથા કવિ નનામીયાં રસુલમીયાં જેઓ ત્યાંની સ્કુલમા માસ્તર હતા અને પોતે મુસદસે હાલીનું ગુજરાતી છાપામાં ભાષાન્તર કરેલું તે છપાવ્યા અગાઉ મારા કવિતાઈ જ્ઞાન તરફ માન રાખી અભિપ્રાય માટે વાંચ્યું હતું. ઉપરાંત **માદાગાસ્કરવાળા** ઈશનાઅશરી **જમાતનાં** મશહુર સખાવતી શેઠ **મોહુભાઈ** કાનજીનાં મિત્ર સયદ સજ્જાદહુસેન સાહેબની, કે જેઓની બુટની દુકાન અમારી દુકાનની બાજુમાં હતી. તેમની પણ મુલાકાતનો લાભ પ્રાપ્ત થતો. એકાદ બે વખત **રાહેનજાતનાં** અધિપતી

"હાજી નાજી" જેઓ મારા ચાર્જાપત્રનાં વખતથી પોતાના માસીકમાં મારા માટે પોતાનો અભાવ જાહેર કરી ચુક્યા હતા. તેઓ મારી દુકાને ખાસ મજલીસમાં આવવા આમંત્રણ દેવા આવવાની ઉપલક ઈમાનદારી દેખાડી ગયા હતા અને તેમના કાકા મીઠાભાઈ શરીફ જેમના સાથે હાજી નાજીને ઘણીજ મારામારી થઇ ગએલ હતી. અને એક બીજા ઉપર અદેખાઇ કરતા હતા તથા હેન્ડબીલો છપાવતા જેમાં હાજી નાજીની બદગોઇ કરવા હાજીનામું છપાવવાની જાહેર ખબર છપાવી હતી તથા 'આદાબે મુઝા મેઅત' નામની ઇશનાઅશરી મઝહબની બિભિત્સ કારકીર્દીના ચીતારવાળી બુક જે મુંબાઇના ઇશનાઅશરી જમાતનાં આગેવાનોએ હાજી નાજીને ધમકી સાથે છપાવવા તથા વેચવાની મનાઇ મોકલી હતી; તે મુજબ હાજી નાજીએ પોતાની ભુલ જોઇને એ બિભિત્સ ચોપડી બંધ કરી હતી, પણ તેના બદગોઇના ખાતર તેમના કાકા મીઠાભાઇ શરીફે છપાવી હતી, તેની પાંચ નકલો મને મી૦ મીઠાભાઈ તરફથી આપવામાં આવી હતી, અને હાજી નાજી વિશે મેં કવિતા તેમના સ્વભાવ અને ઈર્ષાભરી લાગણી માટે રચી હતી. તે હાજીનામામાં આપવા મને કહેવામાં આવ્યું હતું; પણ એ કાકા, ભત્રિજાના કુટુંબી મારામારી જેવા તોફાનોમાં મારી મઝહબી વસ્તુની ચર્ચાને ઘુસેડવા મેં ના પાડી હતી. ત્યાર પછી એક સયદ આવેલ, જેનું નામ મને યાદ રહ્યું નથી, તેઓ પણ મળ્યા હતા. અને હાજી નાજી વિષેની દંભી ઇમાનદારી અને પોકળપણાની કેટલીક વણસાર વાતો મને ખાસ કરી હતી. તથા તેની પ્રગટ કરેલી કિતાબોમાં મઝહબી વાંધા બતાવ્યા હતા. પણ માત્ર તે મેં તેમના માન ખાતર સાંભળ્યા કીધું હતું: અને એક સઇયદ અને આલેમ શક્ષનાં દીલને રંજીદા કરવાની હાજી નાજીની કુસડાઇ તરફ મારો સખત તિરસ્કાર બતાવ્યો

હતો. અને તેમના કુટુંબમાં દીવાનાપણાની હાલતનો વારસોજ આવ્યો. કારણ કે એમના પિતા હીરજીભાઇ ઉર્ફે પ્રેમાઈની જીંદગીમાં એવા બનાવો વિશે મને જાણ હતી. તેમ તેમના બીજા કાકા શામજીભાઇ (શામલો) જે વરતેજમાં ઘણી મુદત જમાતમાંથી ગાંડાપણાની હાલતમાં ભીખ માંગીને પેટ ભરતા હતા. એ મારા અનુભવમાં હતું, મતલબ કે, મને સામાન્ય ઇસ્લામની લાગણી ઉપરથી, જે ઇશનાઅશરી મઝહબ તરફ અભાવ ઉભરાયો તેનું પહેલું કારણ, એ હાજી નાજી સાહેબનેજ માનું છું.

અમદાવાદથી હું વરતેજમાં આવ્યો, અને ધાર્મિક અનુભવનાં મારા ઉત્સાહમાં હું તાબુત વગરનો થઇ ગયો. મોહોરમમાં કુટવા પીટવાનું ગમતું નહીં. ચાલુ મીજલસમાં જવાના અખાડા કરવા લાગ્યો. અને તેને બદલે મેમણ અને બીજી મુસલમીન કોમ વરતેજમાં પંચપીરની જાણીતી જગાએ રાતનાં મઉલુદ પઢવા જતા, તેનાં સાથે ભેળાવા લાગ્યો. અને ત્યાર પછી ભાવનગરમાં આવતો, તેવામાં વકીલ પ્રભુદાસભાઈનાં સેક્રેટરીપણા નીચે "ગઉરક્ષક સભા"નો વાર્ષિક મેળાવડો દીવાન સાહેબના પ્રમુખપણા નીચે ભરાયો હતો. અને તેમાં મેં મારી એક મુસલમીન છતાં અને માંસાહારી છતાં ગઉમાતની રક્ષા કરો" એ કડીવાળી કવિતા વાંચી સંભળાવી હતી. અને તે કવિતા માટે દીવાન બહાદુર પ્રભાશંકર પટણીએ એજ મેળાવડામાં મારી ઘણીજ પ્રસંશા જાહેર કરી હતી. અને તેથી ભાવનગરમાં મારી ઓળખાણ વધી પડી. અને ખોજા, મેમણ કે ઇસ્લામી ઉપરાંત બ્રાહ્મણ, વાણીયા જેઓ પણ મને ચાહવા લાગ્યા. અને તેવા સંજોગોમાં ભાવનગરમાં હું વરતેજનાં દરવાજે આવેલી "હરજીભાઈ જમાલની ધર્માદા સ્કુલ"નાં મુખ્ય માસ્તર તરીકે, મારા મહેરબાન

મિત્ર ફાજલઅલી મહમદઅલીના ખાસ લાગવગથી ગોઠવાવ્યો હતો ત્યાં મને રૂા. ૨૦) વીસનાં પગારની ગણુત્રી મારા ખર્ચ પુરતી કરી આપી. આવી રીતે મારૂં ભાવનગરમાં રહેવું થતાં, હિંદુ ભાઇઓમાં ખાસ કરીને કાવ્ય સાહિત્યના શોખીન વઇદ બીરાદરો રામજીભાઇ તથા દુલ્લભભાઇ નરોતમદાસની મુલાકાત મારા ધાર્મિક વિચારમાં ઘણી છુટછાટ બતાવનારા થયા. અને ટેકરા ઉપરના મારા મિત્રોમાં મી૦ ઇસ્માઇલભાઇ વલીમામદ લાખાણી, મી૦ માનભાઈ, તથા માસ્તર તાજુભાઈ અને મોલ્વી સાહેબ જનાબ ઉસ્માન મીંયા તથા મેમણ ગૃહસ્થ સલેમાન ગીગાની વિગેરે સુન્ની જમાતના સમજુ ભાઇઓની મુલાકાતો અને બેઠકોથી મને ઇશનાઅશરી વિચારોમાં ભય ઉત્પન થયો. કારણ કે **સુન્નીભાઇઓ** હ૦ અલીની તારીફ કરતા નથી, અથવા માનતા નથી, એવું મેં ઇશનાઅશરી મઝહબનાં દરેક મુલ્લાં આલીમોથી જાણુયું હતું. તે અહીં ખોટું પડતું હતું. કારણ કે, મોલવી **ઉસ્માન** મીયાં અતે બીજા ભાઇઓનાં ધાર્મિક વિચારો એક સરળ મુસલમીનને શોભાવે તેવા અને હ૦ અલીનાં દરજ્જાની ગણુત્રી મોટી માનનારા દેખાયા હતા. વળી હું જુમા મસીદનાં પેશનમાંજ જનાબ **મઉલવી ફાજલ મીયાં સાહેબ**ની સોહબતમાં પણુ માન-પુર્વક બેસતો, અને તેમના પણુ વિચારોથી મારા મનમાં એક સામા-ન્ય ઇસ્લામના તરફ બધા ઇસ્લામીઓ તરફ માનની નજર ઉભરી. અને અવારનવાર હું તેઓની સોહબતમાં વખત પસાર કરતો.

ભાવનગર ખાતેનાં ઇશનાઅશરી જમાતનાં આગેવાનોમાં શેઠ અલાદીનભાઇ દેવજી તદન સીધાને સાદા સ્વભાવના હતા. શેઠ મહ-મદઅલી અબદુલઅલી, દરબારી કોર્ટના જજની પદવીનાં લીધે માન-વંતા ગણુાતા હતા. અને તેમની પુશકળ મુલાકાતો અને વસવાટમાં

એમનાં ધાર્મિક વિચારો ઇશનાઅશરી જમાત તથા મઝહબને અનુ-
સરનારા પણ જુદાં વિચારો નહોતા. બલ્કે સુન્નીને મળતા હતા. શેઠ
દાઉદભાઈ શરીફને ઈશનાઅશરી કે ઇસ્લામ સાથે લાગતું વળગતું
નહોતું, તેઓ એક સુધાં વેદાંતી ગણાતા, અને
મદદગાર વસુલાતી અધીકારી મી૦ નજરઅલી શરીફ નાથાણી
બી. એ. એલ. એલ. બી. એક ખુદા પરસ્ત અને સાચા અંતઃકરણ
ધરાવનાર હતાં. અને ભાવનગરની ઈસ્નાશરી જમાતના ભલાનાં જીવન
રૂપ વકીલ ફાજલઅલી મહમદઅલીની કારકીરદી ઘણીજ ઉપયોગી
હતી. ત્યારે શેઠ ગુલામહુસેનભાઇ તથા શેઠ દાઉદભાઇ પીરભાઇ અને તે
મરહુમ શેઠ દેવજીભાઇ ગુલામહુસેનના ભાઇ પીરભાઇનાં હયાત પુત્રો
હતા, તેઓ પોતાના પીતા અને મોટાભાઇ ગુલામહુસેનભાઇને અનુ-
સરવા અને ઈસ્નાશરી મઝહબનાં પાબંધ અને સાદા મિઝાઝનાં હતાં.
તેમજ મદરેસાના મોઅલીમ જનાબ સઇયદ યાકુબઅલી સાહેબ જેઓ
હઇદરાબાદવાળા મશહુર આલેમ મોલવી ગુલામહુસેનનાં ભત્રીજા થતા
હતા; તેઓની સાથેની મારી ધારમીક મુલાકાતોમાં તેઓ અને અવાર
નવાર ઇસ્નાશરી મઝહબનાં તબર્રાના મારા અભાવ ભરેલા વિચારો
માટે રોકતા, અને ઈમામે ગેબની માનીનતાના મારા ઢચુપચુપણાને
મકકમ કરવામાં ઘણીજ કોશેશ કરતા. અને તેમ કરતાં ઘણા વખત
તેઓની મારા પ્રત્યે માયાળુ લાગણીની કદર કરીને તેમના વિચારોને
માન આપતો. પરંતુ મને એક એવી હવા લાગી ગઇ હતી કે, તબ-
ર્રાના કાનુન અને ગેબ ઈમામની માનીનતા વીશે, પડેલો શક
દુર થવા પામતો નહીં આ વખતમાં અમદાવાદથી હાજી નાજી
પણ પાછા ભાવનગરમાં પોતાના પગ પેસારો કરવા લાગ્યા. અને
તેમના ભાવનગરમાં આવીને વસવા પછી મારી બેઠક શેઠ દાઉદભાઈ
પીરભાઈનાં મકાનમાં થવાથી મી૦ ફાજલઅલી મહમદઅલી, મી૦

ફીદાહુસેન ગુલામહુસેન, મી૦ છગન અલીભાઈ ઘોલેરાવાળા, મોલ્વી જનાબ યાકુબઅલી સાહેબ, મી૦ જમાલભાઈ બાબુલ અને મી૦ નામદારશીની હાજરી વચ્ચે ધારમીક તકરારો અને સંવાદ ઉઠાઉ મનથી થતાં અને "હલેવન–કલબ" તરીકે અમો સતના અગ્યાર વાગે ઘણું કરીને હમેશાં છુટા પડતા અને નવ વાગે રાતે ભેળા થતાં.

હાજી નાજી સાહેબ પણ ક્યારેક ક્યારેક બિરાજતાં અને ચરચા થતી જેમાંથી મારી તબરરા ની ચરચાનો જવાબ સનદ સાથે મને કોઇ ઠેકાણેથી સંતોષકારક મળતો નહી હતો, છેવટે એક વખત એક "ફરીદદુદ્દીન" નામના આલેમ મુસાફરે એ સવાલનો જવાબ આપવા બીડું ઝડફયું. અને મદરેસાના મકાનને લગતા માળ ઉપર અમો બીજા કેટલાક ઇશનાઅશરી ઇમાનદાર ભાઇઓ સાથે, એ હઝરત પાસે તબરરાના સવાલનાં નિરાકરણ માટે ગયા. અને ત્યાં તેઓ સાહેબે ઘણા આડંબર વચ્ચે મારા પાસે સવાલ માગ્યો, ને તે મેં ઘટતી સરળતાથી રજુ કર્યો. ત્રણેક કલાક વાતચિતો ચાલીને છેવટે "કોઇને પણ બુરૂં કહેવુ. એ કોઇપણ ધર્મની નીતિ નથી, તો ઇસ્લામ જે અમાં કરતાં ચર્ચાયાતો છે. તે કેમ કબુલે?" આખરે આ સવાલ પરની મારી મજબુતી જોઇ, એ જનાબ ફરીદુદ્દીન સાહેબે એક પંડિત કરી કહ્યું કે—"હું એનો એવો સરસ જવાબ ઇબરાહીમના કાનમાં કહું છું કે, જે પછી તેઓ પોતાના તબરરાના સવાલ માટે સંતોષ જાહેર કરશે."

આ પછી મને નજીક બોલાવી કાનમાં આહીસ્તે કહી દીધું કે–

"ભાઇ સાહેબ ઇન લોગું કે સામને મેરી ઇઝત રખલો" તુમારા સવાલ ઉમદા હયે, અઉર ઉસકા જવાબ મેરેસે અભ્ભી નહી હો સકતા.

આ ઉપરથી મેં બેઠેલા ઇશનાઅશરી જાણીતા ભાઇ વચ્ચે કહી દીધું કે–"હા! જનાબ યે જવાબ તો બહુત ઉમદા હયે. અગર આપ અયસા આલા દરજ્જેકા જવાબ રખતે હયે, તો પહેલે કીસે કયું નહીં ફરમાયા?"–સુબહાન અલ્લા!!

આ રીતે એ હઝરતની જાહેરમાં પ્રસંશા કરાવીને બીજી કેટલીક વાતચિતો પછી, ત્યાંથી વીસરજન થયા. અને તે દીવસ પછી સેવક તો તબર્રશના સવાલને જ્યાં ને ત્યાં ફરી પુછવા લાગ્યા, અને તે સાથે એ તબર્રશ "જનાબના મકાન"માં ન બોલાવવામાં આવે, તેવો બંદોબસ્ત જમાતનાં આગેવાનો હસ્તક કરાવ્યો, અને હાજી નાજી સાહેબે પગ પછાડયા, પણ પોતાને તેનો જવાબ આપવાનું કહેતાં, તેમણે પગે કમાંડ વાળ્યું કે–"હઇદ્રાબાદવાળા જનાબ સઇયદ મોલવી ગુલામહુસેન સાહેબ પધારે, ત્યારે એનો જવાબ આપણે સંતોષકારક મેળવશું."

ત્યાર પછી મારા વિચારોમાં સંગીન ઉમેરો ભાવનગરમાં સુન્નત જમાતના પધારેલા આલેમ જનાબ બુખારીમીયાં સાહેબની વાયેઝો ઉપરથી થયો હતો. અને તેમની વાયેઝમાં એવી ચમતકારીક અસર મને પેદા થઇ કે, હું ઇશનાઅશરી આલેમોના ઘણા વરસથી વિચારો સાંભળતો, તેમાં એકની એક બાબત સાંભળતાં તેથી મિઠાસ ન આવતી, અને હું અખાડા પણ કરતો, પણ બુખારીમીયાંની વાયેઝો લાગલાગટ (૩) અઠવાડીયાં સુધી સાંભળી, જેમાં મઉલાના રૂમીની મનશવીનાં સિધાંતો એવી ઉમદાઇ સાથે કહેવામાં આવતા હતા કે, મારો સુન્ની, શીયા મતનો મતભેદ નીકળી ગયો, અને ઇસ્લામ અને તેનાં ઉસુલ પર અને તેનાં દુનિયાનાં એકત્રીત ઉંડાણ

તરફ પ્રેમ ઉત્પન્ન થયો. અને મેં જનાબ બુખારીઓવાંની ખીદમતમાં જવા આવવાનું ઇચ્છયું. અને તે મુજબ તેનાં ભાવીકોની મદદ વડે હું તેમના રૂબરૂ ગયો, અને તેમનાં ભાવીક તરીકની લાગણી વડે માન સમજ્યો, પરંતુ તેનો અર્થ ઇશનાઅશરી જમાતનાં સાંકડી દ્રષ્ટીનાં પક્ષપાતભરી તાલીમનાં ખોજા ભાઇઓએ, જુદો કરીને મને ઇસ્લામની એકત્રતા ઇચ્છનાર તરીકે જાહેરમાં ન રહેવા દેવાનો બુમાટો ઉભો કીધો, અને તેથી મારે ઇશનાઅશરી મઝહબ પાળનાર તરીકે જાહેર કરવું પડયું. અને તેમ થતાં ભાવનગરની ઇસ્લામી પ્રજા માટે ઇશનાઅશરી મઝહબની વધુ સાંકડી વલણની ખાત્રી થઈ. ખોજાઓ આ દોષ મારી ઉપરજ ઢોળવા માંડયા અને આવીજ સ્થિતીનો આ બીજો દાખલો હતો, પ્રથમ મુંબઇમાં બાબી પંથવાળાની સોહબતમાં જવા આવવાનો હતો, ત્યારે બીજો જનાબ બુખારીઓવાંની સોહબત માટેનો હતો. આ સ્થિતી રજુ કરતાં મારે સ્પષ્ટ કરવાનું છે, તે એ કે મારે ઇસ્લામની સત્ય તાલીમ અને તેનાં ઉદ્દેશનું જીવન કયાં છે? તે ખાસ જાણવાનું હતું, જે મને ઇશનાઅશરી મઝહબની કીતાબોમાં અને આલીમો અને મુલ્લાંઓની વાએઝોમાં મળવાનું દુર્લભ લાગતું હતું. કારણ કે તે બધામાં મને ખુલ્લો પક્ષપાત અને દ્વેશભાવનાં રજકણો ભેળસેળ હોવાથી તથા ઇમામતની અમલી સ્થીતીનાં લીધે મારી ગુંચવણ ઉકલી નહીં, અને મારા ઉભરા નીચેનાં કાવ્યની કડીઓમા હું ઉચારતો હતો.

કયા કરૂં કોઇ ધર્મ સમજાતા નહી!
દીલમે શક હૈ, વોહભી હટજાતા નહી!
દીલમે આતા હયે કે મય સુન્ની બનું!
તાઅ્મન શિઅ્‌ઓંકા સુના જાતા નહી!

એક બાજુ ઇશ્નાઅશરી ખોજા ભાઇઓની આંખોમાં હું ખટકતો હતો. ત્યારે બીજી બાજુ ભાવનગરની કુલ્લે ઇસ્લામી પ્રજામાં મારૂં નામ માનીતું થયું. જનાબ બુખારીમીયાંની મુલાકાત પછી ટોળે ટોળાં મુસલમીન ભાઇઓ, મેમણ, સિપાઇ, આરબ મને જોવા આવતા. અને મુસાફો કરી મુબારકી દેતા, કારણ કે મેં ઇશ્નાઅશરી ક્રિયાઓ ફેરવ્યા હતા અને સુન્ની ભાઇઓની તાસુબ વગરની લાગણી હ૦ અલીની તારીફ સાંભળવાથી પસંદ કરેલી જાહેરમાં આવી હતી. અને તેની દલીલ જનાબ બુખારીમીયાં પાસેની મારી આવજાવ અને અદબો આદાબ હતા પરીણામે મુસલમીન આગેવાનોમાં મારે માટે માનની તજવીજ થઇ. અને બે દિવસ પછી જુમા મસજીદમાં જુમ્આની નમાઝ માટે મારે ઘેર આમંત્રણ આવ્યું, અને એમ નકી થયું હતું કે, જુમાથી નમાજ પછી કવિ ઇબરાહીમને ભાવનગરમાં વાજતે ગાજતે ફેરાવવો. કોઇએ મીઠાઇ વહેંચવાનું માથે લીધું, કોઇએ વાજાંગાજાંનો ખર્ચ કબુલ્યો. અને આ બાબતમાં જનાબ મેજર સાહેબ જે ઘણા જુસ્સાદાર ધાર્મિક લાગણી ધરાવતા હતા, તે તથા બીજા કેટલાક લાયક આગેવાનોએ ઝંડા ઉપાડવા નક્કી કર્યું હતું. હું આ વિગત જાણ્યા પછી મારા બીજા ભાઇઓ અને આગેવાનોને ધાર્મિક દુખાટમાં રહેવું રહેશે, એમ સમજીને મેં જુમા મસીદમાં જવાના અખાડા કીધા. અને મારા ઉપર નાંખેલી ફરજ તરીકે મેં એક જાહેર ખબર છપાવી કે, હું ઇશ્નાઅશરી મઝહબપર કાયમ છું. આથી આ હીલચાલ દબાઇ ગઇ. તોપણ મુસલમાન ભાઇઓએ મારા તરફ પ્રેમભાવ ઓછો કર્યો નહીં.

આ મારી હીલચાલથી ખોજા અને બીજા ઇસ્લામી પ્રજામાં ભારે ચર્ચા ચાલી રહી. અને મને ઈશનાઅશરી આગેવાનો તરફથી **લખનો અને કરબલા** તથા **નજફ** મોકલાવી, ત્યાંના આલેમો અને ત્યાંના **મુઝતહેદોથી** મારી શંકાનો ખુલાસો થવા ચળવળ ચાલી, પણ આખરે નજીકમાં હેદ્રાબાદવાળા આલેમ જનાબ મોલવી ગુલામ હુસેન સાહેબ પધારનાર હોવાથી, તેમના રૂબરૂ ખાસ મારી શંકાઓનું નિવારણ કરવાનું તરત વેળા ઠેરાવ્યું, અને ત્યાં સુધી બીજી હીલચાલ મોકુફ રહી.

દરમ્યાન થોડા પ્રસંગ ટાંકી લેવા વગર રહી શકતો નથી કે, વકીલ ફાઝલઅલી મહમદઅલીનાં ઘેર એક રાત્રીએ આફ્રિકાવાળા નથુભાઇ પ્રેમજી આવેલા હતા, તેમનાં લીધે હાજી નાજી અને બીજા ભાઇઓ શેઠ દાઉદભાઈ પીરભાઈ, ફીદાહુસેનભાઇ ગુલામહુસેન, મોલવી યાકુબઅલી સાહેબ, છગનઅલીભાઇ વિગેરે ભાઇઓની મંડળી મળી હતી. તેવામાં હાજી નાજીથી મારા એક પ્રશ્નનો ખુલાસો હાજી નાજીએ કરવા માથે લીધું, અને તેમનાં વાયેઝી ધોરણનાં લંબાણ ખુલાસા-માંથી જ્યારે કંઈ પણ તત્વ સિદ્ધ થયું નહી, જે પ્રશ્ન કુરઆને શરીફની એક આયાત બાબતમાં હતો કે ખુદા ફરમાવે છે કે—

**આયત**—"યહદીલ્લાહો બેનુરેહી મંય શાઓ."

એટલે–જેને હું ચાહું છું, તેને મારા નુરવડે હિદાયત થાય છે.

આ બાબતમાં હાજી નાજી સાહેબનું આલીમપણાનું અભીમાન દેખાઇ આવ્યું, અને બેહસ કરવાની આલેમાના પદ્ધતિની ગેરહાજરી-માં સાંભળનારાઓએ તેમને ખુલ્લા શબ્દોમાં કહી દીધું કે, તમારી છપાવેલી કિતાબોનો ભંડાળ જોતાં, અને તમારી દલીલો સાંભળતાં

અમને જણાય છે કે, કવિ સાથેના તમારા વાતચિતના મુદ્દામાં તેઓ માત્ર ફારસી અને ઉર્દુ કિતાબોના ઉતારા કરવા સીવાય, તેઓ કાંઇ સંગીનપણું ધરાવતા નથી. આમ થવાનું કારણ એ હતું કે, મુદ્દાની બાબત કરતાં બીજી વાગેઝી તખીયતનો ઇલ્મ દેખાડવા મંડી પડતા, અને જ્યારે પ્રશ્ન ઉઠ્ઠાવવામાં આવતો, ત્યારે "સલવાત પઢાવવાની ઢાંગી રૂઢી પેશ કરતા; પરંતુ આખરે જ્યારે તેમને એજ પંક્તિના ઉપયોગીતાના ગેરફાયદા જણાવ્યા, અને તેજ રૂઢીમાં જવાબ આપવામાં આવ્યો. ત્યારે ખાનગી રીતે એઓ એકમાર્ગીપણું અખ્તીયાર કરવાની બાબતનાં લીધે, તેઓ બેહસ કરવા માંગતા નથી. એવો ડોળ કર્યો.

એક બીજા પ્રસંગે શેઠ દાઉદભાઇ પીરભાઇનાં મકાનમાં રાતનાજ પ્રસંગે હમેશનાં બેસનાર ભાઇઓની હાજરીમાં મેં એક કુરઆન શરીફની આયાતની હકીકત રજુ કરી હતી કે "હાઝા સેરાતો અલ-ય્ય મુસ્તકીમ" એમ કુરઆને શરીફમાં છે, તેનો મતલબ એ છે કે– આ રસ્તો મારા ઉપર દ્રઢ છે "પણ એ આયાતમાં એમ વંચાય કે "હાઝા સેરાતો અલીય્યુન મુસ્તકીમ" તો "સીધો રસ્તો અલી ઉપર દ્રઢ છે" એમ થાય. અને આ ફેરફાર હરફનો નથી પણ માત્ર અલય્ય શબ્દ ઉપર અરબી કાયદા મુજબ "બે જબર" રાખેલા છે, તેનું બદલે બે પેશ રાખવામાં આવે, તો "અલી ઉપર સીધો રસ્તો છે" એમ થાય. વળી કુરઆન શરીફ નાઝીલ થયા પછી ઇમામ જાફર સાદિકનાં ઝમાના સુધી જબર, જેર, પેશ મુક્યા વગર કુરઆન પઢાતું હતું. અને પાછળથી ઇમામ જાફર સાદિકનાં જમાના બાદ ઇસ્લામી આલેમોએ કીરાત મુકરર કરી, અને તે વખતથી જબર, જેર. પેશ મુકાયા. હવે એ રીતે કીરાતની મુકરર સ્થિતી કરવાવાળાઓનો જમાનો

બની ઉમયયાના વંશજોના હાથમાં ખીલાફત રહી તેથી હતો, અને તે
વખતે માત્ર બે પેશના બદલે જબર મુકીને **અલી નામથી કુરઆને**
શરીફમાંની આ વિગત ઢાંકી દેવામાં આવી હોય, તો તે વખતનાં
ઈમામની મસ્લહતભરી ચુપકીદીના લીધે નવાઈ લાગતી નથી. મારા
આ મુદાને હાજી નાજીએ ખાલીસ દીલથી સાંભળ્યો, અને મને
મુબારકી આપી કે "જે મારા ને તેમના સંબંધમાં આ પહેલોજ
અને છેલ્લો વકત હતો, કે એમ હાજીથી કહેવાયું કે—"હુંદા
ઈસ્ને પાયા." એ મુજબ તમારી હક રસ્તાની શોધને ખુદા પોતે
રસ્તો બતાવે છે. વળી ટેકામાં જણાવ્યું હતું કે—જનાબ મોલ્વી
બાકર મજલસી અ૦ ર૦ ની એક કિતાબમાં મેં વાંચ્યું છે, કે
હુબ્શાનાં મુલ્કમાં હઝરતનો એક ભાવીક ને આલેમ હતો. તે આ
આયાતને તમોએ કહી, તેમ "હાઝા સેરાતો અલીયુન મુસ્તકીમ"
એમ વાંચતો હતો. અને આ હકીકત તે પછીનાં રાહેનજાતનાં અંકમાં
તેઓએ દરજ કરવા ચાહી છે એમ જણાવ્યું હતું.

ત્રીજી એપ્રીલ એક બેઠકમાં દિવસનાં ચાર વાગ્યા પછી, કોઈ
સબબસર હાજી નાજી મને વકીલ ફાજલઅલી મહમદઅલીને ઘે૰
ભેગા થયા હતા અને તે વખતે ત્યાં મી૦ નાથાણી પણ મોજુદ હતા.
હું મનશવી મવલાના **રૂમી**ની વાંચતો હતો. અને તેમાંના હ૦ અલી
ની તારીફના ઉમદા સખુનો તાજુબ તરીકે હાજી નાજીને મેં
જણાવ્યા કે:—

દર સુજાઅત શેરે રબ્બાં નીસ્તી!
દર મુરૂવ્વત ખુદ કે દાનદ કીસ્તી?
દર મુરૂવ્વત અબરે મુસાઈ બતીહ
કામદઝ દે ખાનો નાને બેશબીહ

પણ તેઓએ મનશવી તરફનો અણગમો એટલા માટે રજુ કર્યો હતો કે, **રૂમીએ** તો ખલીફાઓની પણ તારીફ કરી છે, તે **સજાવાર નથી.** કારણ કે તેઓએ હ૦ અલીની ખીલાફતનો હક છીનવી લીધો, અને પોતાના ખીલાફતના વખતમાં હઝરતઅલી ઉપર તોહમત નાંખી હઝરતના હાથ બંધાવ્યા હતા.

હાજી નાજીની આ પક્ષપાતી અને ખાત્રી વગરની વાતને મેં કાપીને જોશમાં કહ્યું હતું કે,–**મવલાઅલી** કે જે ખુદાના શેર હતાં, અને જેની શાનમાં "**લાફતા ઇલ્લા અલી**" મશહુર છે, તેના કોઇ હાથ બાંધે, અને તે ખીલાફત લેવા માગે, ને બીજા ન આપે, એ વાતને હું બીલકુલ ખરી માનતો નથી. કારણ કે તેઓ તો ચાહે તે કરવા મુખત્યાર હતા. અને **અલીને** હું એવા માલેકને મુખત્યાર માનું છું કે, તેના હાથ બાંધવા વિગેરે વાતો તેમની માર-ફતની નબળાઇ છે. અને તેમની શાનનાં ખિલાફ છે. તેના હાથ બાંધ-વાની હકીકત કહેનાર પણ **કાફર મલઉન** છે! મારો જીવ ઉશ્કે-રાયેલો, એટલા માટે હતો, કે હ૦ અલી વિગેરેની ઉમદા અને શાન-દાર તારીફ સુન્નત જમાતના માલેકો જાહેર કરે છે. અને ઇતેકાદ પુર્વક એમની બુઝુરગી ખલીફાઓ કરતાં વિશેશ માને છે. અને તેઓ ખાસ કારણ આપે છે કે હ૦ અલીની **સલાહ** અને મદદ વડેજ ખલીફા સાહેબો પોતાના વખતનો ફતેહમંદ કારભાર કરી શક્યા હતા: મતલબ કે **હાજીનાજી** જેવા આલેમની આ હાલત ઉપર મને અફસોસ થયો કે, તેઓ તવારીખની ખરી બીનાથી નાવાકેફ અને દોરવાયલા છે. ને તેમના ઇલ્મને ઘટતું નહોતું. અને અને છેવટે આ છેડછાડ વકીલ ફાજલઅલીભાઇએ મોકુફ કરાવી અને તરતમાંજ હું ફાજલઅલીભાઇ સાથે બહાર કામે ગયો.

છેવટે મારી ધાર્મિક ચરચા અવારનવાર થયા કરતી, અને તેના પરીણામે ભાવનગરનાં ઇશનાઅશરી સામાન્ય ભાઇઓમાં બે પક્ષ જેવી હાલત થઈ કેટલાકો મારા સવાલની બાજુને ન્યાય દ્રષ્ટિએ પસંદ કરતા, ત્યારે કેટલાકો મારા બાબી તથા સુન્ની થવાની અફવા વિશે તરેહવાર બોલતા. છેવટ જ્યારે હેદ્રાબાદવાળા મોલ્વી ગુલામ હુસેનભાઈ પધાર્યા, ત્યારે ખાસ આ સવાલોનો ફડચો હાજી નાજી તથા મોલવી યાકુબઅલી અને મારા વચ્ચેનો ઇચ્છયો. અને તે વખતે ફાજલઅલીભાઈ તથા ફીદાહુસેનભાઈ અને દાઉદભાઇ પીરભાઇ પણ મોજુદ હતા.

૧—તબરરાનો સવાલ અને અસભ્યતા.

૨—ઇમામ ગયબની માન્યતા.

૩—રૂમીની મશનવી વાંચવી કેમ છે ?

ઉપલા ત્રણે સવાલો બાબતમાં મારી દલીલ તથા હાજીનાજીની દલીલો મોલવી યાકુબઅલીના ટેકા સાથે, અને બીજા સાહેબોની જવાબની ઈન્તેજારી વચ્ચે રજુ થતાં, મોલવી ગુલામહુસેન સાહેબે મારી દલીલો વિશે વિરૂધ જવાની ના પાડીને, ઉતાવળી રૂઢીથી જવાબ આપવા અગાઉ તેની ગંભીરતા વિચારવાની ફરજ બતાવી. અને મને કહ્યું કે–તું એ સવાલો મને લખી મોકલાવજે, ના હું હેદ્રાબાદ જઇને, ખુલાસાવાર લખી મોકલીશ, ને તને સંતોષ થાય એમ કરીશ. એમ કહી તે ઝઘડાને તે વખતે ઢાંકયો અને મારા સવાલની આ રૂઢીનાં વખાણ કીધા—અને હાજી નાજીને ભલામણ કરી. કે–"ઇબરાહીમ કે સવાલકો તુમ ન રોકો. અઉર ન જવાબ દો–મેરે પાસ ભેજો."

ત્યાર બાદ હાજી નાજી અને મારા વચ્ચે સમજુતી અને સલાહ સંપ જળવાઇ રહે, એવા હેતુથી ખાસ જમણનાં મેળાવડામાં તક લેવામાં આવી હતી. આ રીતે મારાં ધાર્મિક જીવનની રૂપ રેખાના અંતે, મને ઈમામ ગયબની માન્યતાનો પ્રશ્ન ઉકલ્યો નહીં. અને તે માટે મારા પાસે તરતનો એકજ ઇલાજ રહયો હતો કે, મારે નમાજનાં પાબંધપણામાં રહેવું અને ખુદા પાસે ખાસ માંગવું કે, તે મને ઇમામ ગયબની હાલતની ખરી સમજ બક્ષે. અને એ માટે મેં નમાજની સુસ્તી દુર કીધી. અને તવારીખે આસમે કુફી, મવલાના રૂમીની મનશવી અને સર સયદ અહમદના ભાષણોની બુકમાં વાંચન ઉપર દીલ લગાડયું. અને બીજી બાજુ નમાજ અને નમાજે શબમાં ખુદા પાસે ખાસ માંગી લીધું હતું કે-"મને ગયબ ઈમામની બાબતમાં ખરી સમજ મને મારી હયાતીમાંજ મળે! શું હું એવો "કમનસીબ કે કોઇ ઈમામની મોજુદગીનાં વખતમાં હું ન જનમ્યો? "કે, જેમનાં દીદારથી અને ખીદમતથી મુશરરફ થવાય! અહાહા! એ "ઝમાનો કયાંથી હોય કે, હું ઇમામની હઝુરમાં હોઉં, ને એમનાં "પવિત્ર વચનો હું સાંભળતો હોઉં. મારી આતમન્નાની બહેતર હાલત "અહીં લખી રજુ કરૂં, તે કરતાં તે માલેક મુખ્તાર બહેતર જાણનાર છે, ટુંકમાં મારી આ જીજ્ઞાસાના પ્રકરણમાં ક્યારેક એમ વિચાર થઇ જતો કે, જો ઇમામ દુનિયામાં ન હોય તે ઇસ્લામના નામથી ખુદાઈ હિદાયતનો અર્થ કાંઇ વિશ્વાસપાત્ર નથી કારણ કે ખુદાઇ હિદાયત નું સુકાન કરબલા કે નજફમાં જે મુઝતહીદોનાં હાથમાં છે, તે જોતાં તો, પરદેશના ઈમાનદારોની હાલત એવા મુલ્લાંના હાથે ચગદાઇ જાય કે, ખુદા જે હિદાયત માટે ખાસ પયગમ્બરો મોકલતો રહે, તે આવા ઘણાજ પાપી જમાના માટે, બેદરકાર રહે, તો તે ખુદાની મનુષ્યો ઉપરની કૃપાથી ઉલટું છે. જનાબ રસુલે ખુદા—રહેમતુલ લિલ

આલમીન એટલે આખી દુનિયાં ઉપરની રહેમત છે, તેનો અર્થ એવો કે હાજી નાજી જેવા કોમમાં પેધા પડેલાઓ, પોતાનીજ મતલબ સારે. કાબા જેવા દોઢ ડાહ્યલાઓજ ઇસ્લામનો ખરો અર્થ કરે, તેને રોકનાર કે અટકાવનાર અથવા તેની ડંફાસો જેવા પોકલ ઉપદ્રવોનોજ ઇસ્લામ મોહતાજ છે? શું બીજા ફીરકાના આલેમોએ પોતાને ગમ્યું, તે શીખાવ્યું, એજ ઇમાનદારોની વલે થાય? એવો ઇસ્લામ ખુદાએ મોકલ્યો. કે જેનો કોઇ મુકરર ધણી ધોરી નહી. ઇસ્લામના ઉસુલનો કે, કુરઆનનો ગમે તેવો અર્થ થાય, તેના માટે કોઇ ખુદાનો પ્રતિનીધી મોજુદ નજ હોય? અને હોય તો તેને આવા જમાનામાં ગયબ રહેવાનું કારણ શું? અને આવી અંધાધુંધીની હાલતમાં કયામતની જવાબદારી આકરી ગણાય, એ ઇન્સાફ છે? શું મહેંદીનાં ઝહુરનાં દિવસો હજીપણ કોઇ વધુ ખરાબી સુધી છેટા છે? ગમે તેમ હોય, પણ હે! ખુદા! મારા ખરાં દીલની લાગણીને ખાતર અને તારી દયાના સાગરને એવી રીતે ઉછાળ કે, મારૂં ટવળી રહેલું જીગર શાંતી પામે! મારી હયાતીના દમ પુરા થાય તે અગાઉ. મને તારી કૃપાના બિંદુ નશીબ થાય,—ઇમામ મહેંદીના દીદાર ઇનાયત થાય!!!

મારા આ ધાર્મિક જીવનના છેલ્લા વલખાંની હાલતમાં ઇદને મુબારક દિવસે શેલારશા પીરની દરગા આગળના જાહેર રસ્તેથી પસાર થતાં એક દોડતા ઘોડાની અડફટમાં હું એક પથ્થરનાં ઓટલા સાથે અફળાયો મારૂં માથું નાળિયેરનાં માફક અડક્યું. અને તરતજ હું બેહોંશ થઇ ગયો. મારા ડાબા કાનમાંથી પુષ્કળ લોહી વહ્યું, અને મને મારી બેભાન હાલતમાં દરબારી ઇસ્પીતાલમાં લઇ જવામ આવ્યો. અને ત્રીજે દીવસે મારા બિછાનાની આસપાસ પોલીસ કોન્સ

ટેબલ તથા એક આરબ છોકરાને અને મારા માબાપ તથા ભાઇઓને વીંટળાયેલા જોયા; હું સમજી ગયો કે મારી છેલ્લી ઘડી છે. મને પુછવામાં આવ્યું કે—"આ છોકરાએ તને ઘોડાની અફટમાં પછાડ્યો કે?" મને તે શોધ નહોતી રહી, તેથી મારા મરણ વખતે ખોટું: બોલી કોઇને ફસાવવાનું મને ગમ્યું નહીં. મને કેટલીક હા, પાડવા માટે કોશેશ થઇ, મેં નાવાકેફી બતાવ્યાથી, તે છોકરાને પોલીસે છુટો કીધો. અને તેનીજ દુવાથી જાણે કે હું, પંદર દીવસ અંદર સાજો થઇ નવી જીંદગી ભોગવવા મારા ઘેર આવ્યો. આ માંદગી વખતે જજ મી૦ મહમદઅલી અબદુલઅલી અને વકીલ ફાજલઅલીભાઇએ મારા ઉપરના તેમના અથાગ પ્રેમના લીધે લીધેલી તસ્દીએ [મારી જીંદગીના દીવસોમાં ભુલી ન શકાય, એવો મને રૂણી બનાવ્યો છે.

આ ઘડો લેવા જોગ જોખમમાંથી હરતો ફરતો થતાં, મેં આઠ ભાષામાં કવિતા લખી, જે આ નીચે ખાસ મારા ઉદગારો અને અને માન્યતા તરીકે રજુ કરૂં છું—

## કવિતા.

ચેતોને હે આદમ! તમે ચેતી ચેતી......ટેક

દુનિયાને ભરોસે ન કર કામ જરાતું;
ફારસી.—કે નીસ્ત પાયેદાર ઇં ગેતી ગેતી!...ચાલોને
શીદ વ્યર્થ કરો વાદ ખુદાને પીછાણવા;
સંસ્કૃત.—વેદેસુ શરૂત્યુચ્ચારણં નેતિ, નેતિ!...ચાલોને
બોલી ફના એ બાળ, જુવાનો, બુઢા, સુણો;
મરાઠી.—કોનાલા નહી સોડણાર મી ઘેતિ ઘેતિ!...ચાલોને

થઇ આળસુ નકામો ગુમાવોછ વકત કાં?
ઇંગ્લીશ.—સેકંડ યુ ડુ પાસ્ટ હુ પ્રેટિ, પ્રેટિ!...ચાહોને
વાવો જો ખંતથી તો લણો અંત લાભનું;
ઉર્દુ.—અયસી કરો જહાનમે બેતિ, બેતિ!...ચાહોને
આપીશ હું દગો નકી આખર તને આદમ;
કચ્છી.—દુનિયા હલી વિનેતી હીં, ચેતિ ચેતિ!...ચાહોને
પલ્લો ન છોડ પાકો કદી એહુલે બચતનો;
અરબી.—કાલ: રસુલ જન્નત્તી બેતિ, બેતિ !...ચાહોને
ઇબરામ કામનું નથી પુર આ જુવાનીનું;
ગુજરાતી.—મુકી જશે નહી કદી વ્હેતિ, વ્હેતિ...ચાહોને

---

## મ્હારો ધાર્મિક વિચારોનો ધખારો.

આ માંદગી ગોયા મારૂ એક મૃત્યુ હતું અને હું એમજ સમજતો હતો, કે મને નવી જીંદગી પ્રાપ્ત થઇ છે. અને તે એવી યાદ સાથે કે, તું કયારે મરી જઇશ તેની તને ખબર પડનાર નથી. માટે હવે પછીની જીંદગીના કલાકો એવા બનાવજે કે, તને મરવાનો ભય મટી અને આનંદ રૂપ લાગે! મરવું એ તો સારૂં હોયજ કેમ? તેમ તે આનંદ રૂપ લાગે શાનું? આ પ્રશ્નોનો જવાબ મારા અંતરાત્માથી એજ મળ્યો કે, જીંદગી અને દુનિયામાં આનંદ જેવું ઘણું દેખાય છે, કે જે તારા સાથે ટકનાર નથી. પણ તું જો મરી જવા પછી કોઇ પણ જાતની જીંદગી ભોગવનાર છે, તો તેને માટે મુક્તિ મેળવવી હોય, તો મોતનાં સ્વરૂપને ઓળખ, તોજ મરી જવા પછીની જીંદગીનું જીવન નકી કરી શકાય. અને દુનિયામાં ધર્મ હોવાનું

આ એકજ સંગીન કારણ છે. જો કોઈપણ ધર્મથી મરણ પછીની જીંદગી વિશેની બાબતોનો અનુભવ જીંદગીના દિવસોમાં ન કરાયો હોય, અને નાહકના બીવરાવનારા ફાયદા વડે ઇન્સાનપણું ગુંગળાવી નાંખે, તો પછી તેને **ધર્મ** કહેવો, એજ અધર્મ. આ રીતે મારી નવી મળેલી જીંદગીની શરૂઆત મેં મારા આગલા અનુંભવની સાંકળ વડે બેધડક કરવા માંડી.

**વેદાંત** માર્ગમાં પ્રવૃત અભ્યાસીઓનું જ્ઞાન જો કે ઘણુંજ ઉત્તમ દેખાતું, પણ એ ન ધણીયાતા ખેતરની માલેકી ધરાવનારાઓની ફીલસુફીમાં શેરહોલ્ડર ( ભાગીદાર ) થવાનું, મને ઇસ્લામના છેલ્લા જુગનાં સિધાંતોથી આગળ વધવાને બદલે પાછા વળવાનું લાગવાથી પસંદ આવ્યું નહીં. ખ્રિસ્તી, તથા યહુદીની હરોળમાં મહુમદીની પણ હાલત તરીકે, કોઇ મુકરર ધણીપતાની વિગતની ગેરહાજરી પણ, મને તેટલીજ મુઝાવનારી લાગી, અને ઇમામ મેંહદી જો ઝહુર ફરમાવે, તોજ આ બધી ફરીયાદોનો જવાબ થઈ શકે ? પણ પાછો પણ પાછો વિચાર આવ્યો કે, દુનિયાના ધર્મોમાં એવો કયો ધર્મ છે ? કે, જેનો સીધો વારસો તે માલેક મુખ્તારનાં હુકમ મુંજબ સત્ય રીતે ધરાવતો હોય? આ સવાલે મારૂ માથું ફરી ઘુમાવ્યું. 'ફ્રીમેશન'ની ગુપ્ત વાતો શું હશે ? ત્યાં કંઇક એવું છે કે, તેમાં મેમ્બર થનાર હિન્દુ, મુસલમીન, પારસી કે ખ્રિસ્તી છતાં તેઓની મેમ્બર થયા પછીની એવી ચળવળ જાણી નહીં કે, જેઓ પોતાની માન્યતા કંઇ ધર્મ સંબંધી ફેરફાર કરતી હોય, મને અંદાજથી લાગ્યુ કે, " ફ્રીમેશન " દુનિયામાં ભાઇચારો ફેલાવનાર " મોહક-મંડળ " છે. અને " થીઓસોફી " મંડળનાં પણ હેતુ એજ છે. " ફ્રીમેશન " ગુપ્ત છે; તો " થીઓસોફી " જાહેર છે, અને અંગરેજ વિદ્વાનોની

યુકિત પુર્વકની દુનિયાને ફાયદો પહોંચાડવાની આ સ્કુલો માટે, મને દરેક માન ઉપજ્યું. પરંતુ જનાબ રસુલે ખુદા અને હ૦ અલી જેઓ આ દુનિયાના છેલ્લા સમયમાં "મહાન-માસ્તરો" થયા, તેની સરખામણીમાં યુકિત પુર્વક અને વિવેકવંતુ જ્ઞાન દુનિયામાં ફેલાવનારી ફીલોસોફી કરતાં, જેઓ પરમાર્થ બુદ્ધિનાં શુદ્ધ હૃદય વડે, જુસ્સાદાર ઢબથી **અલી** ને **નબી**ની માફક ઝળકતા ન લાગ્યા, **અલી** ને **નબી**નાં સરખું દૈવત તેઓના સિધાંતોમાં હોત, તો ઇસ્લામી મેમ્બર, ઇસ્લામી અને હિન્દુ મેમ્બર, હિન્દુ નાત જાત ને વશ વરતત નહીં. આવા આવા વિચારોની ગુંચવણનો ફોટો એક-મેકતાવાળો, મેં તજી દીધેલી **આગાખાની** જમાતમાં દેખાયો. જ્ઞાન (ભજન) જેવાં ગુજરાતી ભાષાની ભકિતનાં પાઠોની ફીલોસોફી "ફ્રીમેશન" જેવી, **મોટા કામ**ની ગુપ્ત ધર્મવાત, અને તેના ના૦ આગાખાન જે હ૦ અલીના વંશપરંપરાના છે, તેમનું મુરબ્બીપણું! એ બેઉ વાતો કેવી છે? તેના અજ્ઞાનપણા માટે મને દીલમાં ફરફોલો ઉપરચો. મેં જાહેર રીતે કરેલ તેની વિરૂધ્ધતાના ઉભરાનો બળાપો, યાદ આવતાં મારૂં માથું ભમ્યું.

આવા સંજોગોમાં આશા રૂપી ફિરસ્તા તરીકે, મી૦ દાઉદભાઇ નામનાં જંગબાર તરફ વસનારા, પણ અસલ ભાવનગર પાસે ઘોઘા બંદરના રહીશ જે પોતાના વતન તરફ જંગબારથી આવેલા હતા. અને મારી જાહેર ચળવળનાં લીધે, મારાથી વાતો કરવી તેને ગમતી, તેમની એક મુલાકાતમાં મારૂં નરમ દીલ જોઇને, જાણે કે હું કેમ આગાખાની જમાત તજી દીધાથી પસ્તાતો હોઉં, તેવું જાણીને મને રાતના વખતે ભાવનગરની એક હોટેલનાં બાંકડા ઉપર ચાય પીતા હતા તે વખતે કહ્યું કે–"ઇબરામભાઇ તમારા જેવા હુશીયાર માણસે ઈશનાઅશરી જમાતમાં સહી આપી એ શું?"

મેં તેના દીલની પરીક્ષા કરતાં કહ્યું કે "દાઉદભાઈ, આગાખાની ધર્મમાં શું ઢંગ ધડો છે, ધરમ કયો પાળવો ? શું તેની કોઇ કિતાબ છે ? નમાજ ન પઢવા, રોજા ન રાખવા તથા કુરઆન ન પઢવું, ઇમામ હુસેનની મજલીસો ન કરવી, વિગેરે, ઇસ્લામનાં કોઇ પણ હુકમની બાબત તો તેમાં છેજ નહીં, તો વળી **ઉસુલેદીન, ફુરૂએદીન** તો હોયજ કયાંથી. ?

તે ભલા માણુસે આ મારા સવાલનો જવાબ એટલો બધો ઢળતો આપ્યો કે, "ઇબરામભાઇ, તમને નમાજ, રોજાની કોણ ના પાડે છે ? મજલીસ ત્યાં ઇશનાઅશરી માફક થતી નથી. પણ તમારે મજલીસમાં જવું આવવું હોય, તો કોણ જોવા બેઠું છે ? આવી બાબતમાં કોઇ પુછતું નથી. હું આગાખાની ધર્મ પાળું છું; છતાં મજલસમાં જાઉં છું" દાઉદભાઈના આ જવાબથી મેં કહ્યું કે–"જો એમ હોય તો હું જમાતમાં ખુશીથી આવવા માંગું છું. પણ મને પહેલાં તો દાખલજ કરશે નહીં. મેં મારા દીલની ખરી વાત કહી. કારણ કે તમારી જમાતનાં વિરૂધ હું બહુ જાહેરમાં બોલ્યો છું".

"કંઈ ફીકર નહી" તેમણે મને દીલાસો આપતાં કહ્યું, "નામદાર આગાખાન સાહેબનો ખાસ હુકમ છે કે, મારા દરવાજા ખુલ્લા છે, જેને આવવું હોય તે આવે ને જવું હોય તે જાય."

"તમો સાદા માણુસ છો" મેં વધુ ઉમેર્યું. "મારી વિરૂધતા માટે નામદાર આગાખાન કંઇ ન કહે, પણ જમાતનાં આગેવાનો જેના હાથમાં એ સત્તા છે, તેઓ મને સારી રીતે જાણે છે. હા ! ઇસાભાઇ વારસ હયાત હોત, તો તે મને ચાહતા હતા."

"તમારે કંઇ હરકત નહી" તેમણે કહ્યું "હું બરાબર તમને દાખલ થવા કોશેશ કરીશ. જો તમો હા, પાડતા હો, તો."તેથી મેં કબુલાત આપતાં કહ્યું કે–"હું તમોને પહેલે મારી વાત ખાનગી રીતે મુકવા રજા આપું છું" મેં ગોઠવણુ બતાવતાં કહ્યું, "જો તેમાં તમને અનુકુળતા લાગે, તો પછી મને કહેજો. હું તમો કહો તેમ કરીશ. પણ યાદ રાખજો કે–મારી આ કબુલાત ઇશનાઅશરીમાંના કોઇને ખબર ન પડે; જો બહાર વાત આવશે, ને ઇશનાઅશરી રૂબરૂ તમે પુછશો, તો હું નાજ પાડીશ."

દાઉદભાઇએ કહ્યું–"બહુ સારૂં" રાજી થતાં ખાત્રી આપી—આ વાતચિતના પરીણામે બે ચાર દિવસ પછી દાઉદભાઇ નિરાશ થઇ આવી ને, મને કહેવા લાગ્યા કે–અહીંના આગેવાનો સમજુ નથી. સાહેબના ફરમાન ઉપર કંઈ ધ્યાન આપતા નથી. તમારા માટે મોટો કજીયો થઇ પડયો છે.

"કાંઈ નહી" મેં તસલ્લી આપી "દાઉદભાઇ હું તમારો ઉપકારી થયો, હું પહેલેથીજ જાણુતો હતો કે–મને તેઓ કબુલશે નહી."

દાઉદભાઇ સાથેની આ વાતચિત પછી બીજે દિવસે "ઇસાભાઇ, દાઉદ" નામના મારા મળતીયા આગાખાની જોડે, મને ખાનગીમાં પુછા થઇ કે "તું શું કામ પેલા દાઉદને ભમાવે છે? બિચારાને બનાવેછ શું કામ?"

મેં તે વખતે બહુજ ગંભીરપણે અને સત્ય હૃદયથી ખુલાસો કર્યો કે, "ઈસાભાઇ, જો ખરૂં જાણુવા માગતા હો, તો દાઉદ ખોટો નથી. અને મેં સાચા દીલથી આગાખાની થવાનો વિચાર રાખ્યો છે. પણ મારી જાહેર વિરૂધતાથી તમો કબુલશો નહી. એ પણ હું

જાણુતો હતો. મારા દીલને ચીરીને જોવું હોય તો દેખાડું, કે મેં આગાખાની વાત સાચા દીલથી પસંદ કીધી છે કે નહીં? હું તો આ ખુલાસો તમોને ખાનગી કરૂં છું, છતાં જો પછી ન માનો, તો કયામતની જવાબદારી ઉપરજ મારે અટકવું પડે છે."

મારા ખુલાસાના જવાબમાં ઇસાભાઇથી કંઈ બોલાયું નહીં. પણ દાંત કાઢતાં કાઢતાં બોલ્યા કે–"જા માળા! તું મને પણ દાઉદ સમજ્યો. મને પણ બનાવે છે, એ તારો ફંદ ખોટો છે."

છેવટે મેં પણ નિરાશ થતાં કહ્યું કે. "ખેર આ વાત સાચી ન માનો તો ભલે, પણ ઇશનાઅશરીમાંના કોઇને ખોટી રીત પણ એ વાત કરતા નહીં, નહીં તો મારી હાલત પેલા ભુખારીમીંયાના વખત જેવી કફોડી થઈ જશે. એ લોકોના દીલ ટુંકા છે."

ત્યાર પછી ઇસાભાઇએ મને ખાતરી આપી કે–"હું કોઇને આ વાત કરીશ નહી. પણ કવિ તું મને બનાવે છે, એમ કહીને છુટા પડયા."

આ રીતે ભાવનગર ખાતે આગાખાની જમાતમાં જવાની બાબતમાં નિરાશ થતાં મને મારા ભડકપણાનો આરીસો દેખાયો. તેમાં મારા હાથે મારા મોઢાપર કરેલા લીસોટાના બ્લેક આકારના લીધે મનેજ મારૂં મોઢું ભયંકર દેખાવા લાગ્યું.!!!

દાઉદભાઇ, બીચારો સાદો સીધો દાઉદભાઇ, ત્યાર પછી ઇસમાઈલી આગેવાનોની વધુ ખટપટનો ભોગ થયો અને બારોબાર સાંભળવા મુજબ તેને કેટલોક માર પડયો. અને પોતાનું કામકાજ બેહુલાસર આટોપી અથવા પડતું મુકીને, જંગબાર તરફ ચાલી ગયો.

"આ દાઉદભાઈ હું ઇસમાઈલી જમાતમાં મુંબઇમાં દાખલ થયો તેની ખબર સાંભળી મુબારકીનો મને કાગળ લખ્યા પછી થોડાક મહીના પછી ગુજરી ગયાનાં સમાચાર આવ્યા. મવલા એ મુત્તકીયાન એમનાં રૂહને શાન્તિ બક્ષે એવી મારી ખરાં જીગરની લાગણીથી ચાહું છું તે મવલા કબુલો."



દાઉદભાઇ સાથેનાં એ હેવાલ પછી મારા દીલમાં ગોયા એક નસ્તર ભોંકાયું હતું. અને આગાખાની ધર્મ અને આગાખાન માટેની મારી વિરૂધતાનો જે જવાબ માસ્તર હાસમ બોઘાએ "નુરે વાહદાનીયત"નાં બીજા ભાગમાં આપ્યો હતો, તે વાંચવા તજવીજ કીધી. છેવટે માસ્તર પીરભાઈ નાનજીએ પોતાની દુકાને બેસીને વાંચી જવા તક આપવાથી મેં તેમ કર્યું. જેમાં મારી જામનગરની કવિતા જે ત્યાં "મકાને-જાફરીયા" હાજીમામદ હાજી જાફરભાઇ શરીફના તરફથી ઇશનાઅશરી જમાતના ઉપયોગ અરથે બંધાએલ હતું, તે વખતે મેં રચીને મેળાવડામાં વાંચેલી કવિતાની થોડાક મુદાની લીટીઓનો જવાબ હતો. જો ખરૂં કહું, તો મને તે જવાબનું વજન એટલા માટે નહી લાગ્યું કે, તેમાં સદરદીનના જ્ઞાનનાં આધારે આપેલ હતો. કે જેને માટે મને બીલકુલ માન ઉત્પન થયું નહોતું. હું તો ઇસ્લામનાં ધોરણની કદર કરૂં. એમ છતાં આ જવાબમાં મુદાની બતાવેલી વિરૂધતાના અક્ષરો જાણે મારા દીલમાં ચોંટી ગયા હતા. સર સય્યદ એહમદની "તહઝીબુલ અખલાક"માં પેજ (૩૪૧) મં "એંહદીના ઝહુર"ના ભરચક તવારીખી નુકતાઓમાંગી બે બાબત, પહેલી એ કે, ઇમામ જેઃલાબદીનનાં જમાના પછી બની ફાતમાઈદ અને બની આબાસીઓની ઇમામ

**મેંહદી**ના દાવાની ગણત્રીના લીધે તેમના પોત પોતાની તરફેણમાં મેંહદી ઝહુરની હદીસનો ઉપયોગ અને છેવટે એ લેખનાં અંતે ઇશનાઅશરીની બારમા ઈમામની ગયબની બાબતમાં તથા એમની ઇમામતની બાબતમાં કરેલ ટચાકની વિગતે મને મારી ઇસ્લામી ઇતીહાસનાં જ્ઞાન ને અભીમાનને ઠોકર મારી દીધી. હું માનતો હતો કે, ઈસ્લામ હુંજ સમજ્યો છું, અને ઇશનાઅશરી મઝહબ દુનિયાના બધા ધરમો ઉપર સરસાઇ ભોગવે છે, અને એ સરસાઇનું કારણ ગયબ ઈમામની માન્યતા જાણતો હતો. અને ગયબ ઈમામની માન્યતા પણ બાર ઇમામ ને ચઉદ માસુમ સિવાય કોઇ વાતને તવારીખનાં અને ઇસ્લામના મહાન ઉદ્દેશના વિરૂધ અને ખોટાં ગણતો હતો. પણ મારી ગણત્રીમાં હું ભુલ્યો છું, અને ઇતિહાસની ખરી હકીકતો કે જે, વિરોધીઓના પણ દફતરોમાં સનદ કરતી હોય, તે જાણવા દીલ તડપ્યું. આ બાબતમાં "આસમે કુફી"ની તવારીખ કે જે મુંબઈવાળા મોલ્વી બાકરનીજ ખાત્રી ભરી ભલામણથી જાણી હતી, તે મેળવી. તેમાં પણ મને જે બાબતો જોઈતી હતી, તે તવારીખી નહોતી. કારણ કે, ઈમામ જાફરે સાદીક પછીની ભરોસાપાત્ર તવારીખની મને આવશ્યકતા હતી. જો કે હાજી નાજીએ "દુરરે બેબહા" ના નામની બાર ઈમામની તથા ચઉદ માસુમની ક્રમવાર તવારીખ ચુંટીને આપેલી છે, તેથી કંઇક અજવાળું પડયું. અને જાણવાનું મળ્યું; પણ હ૦ જાફર સાદેકનાં મોટા ફરઝંદ **ઇસમાઇલ** જેના ઉપર હઝરતનો બહુજ પ્યાર હતો, અને તેમને ઇમામત મળવાનું ગુમાન હતું; પણ હયાતીમાંથી ગુજરી જવાથી **મુસે કાઝીમ** ઇમામ થયા, એ વિગતમાં શક પડયો! અને બારમા ગયબ છે, તે વિગત ગળે નહી ઉતરે એવી, અને બીજા ઇમામની શાનની વિરૂધ રહેવારી વિગતોમાં હું બોળવાયો નહી. કારણ કે **મોઝીઝાથી** ઈમાન

રાખવું, તેના કરતાં સમજીને અને બીજા ઈમામો માફક જાણવું અને દુનિયામાં જાહેર વરતનની વાતોની ગેરહાજરીમાં જન્નતાંજ હરીસ્તાએ આસમાન ઉપર લઈ જવા, ને ત્યાં રાખવા, અને તેનાજ, વિરૂધ બીજી રિવાયતોની બાબત તથા તેમાં કોઇપણ સનદ એવી ન હોઇ કે, માત્ર બોળા થઇને માનવા સિવાય બીજી હકીકત હોય. આમ હોવાથી મેં વધુ જાણવાની ચળવળ શરૂ કરી.

સુન્નત જમાતના આલેમ પણ બાર ઇમામને માને છે, તેઓ માટે પુછયું, તો તેઓ ગયબ ઇમામની માન્યતાના વિરૂધ વાતો કરતા, ને જેવી રીતે ઇશનાઅશરીઓ માને છે કે, સામરાની ગારમાં ગયબ છે; તે સ્વીકારતા નહોતા, પણ તેઓ એમ ઇમામનો એવો ઇતેકાદ બતાવતા કે—"હાલમાં ઇમામ ગયબ છે, એટલે ઈમામની નસલ દુનિયામાં ચાલુ છે; પણ જાહેર રીતે ઈમામ ઈમામતમાં ઇમામતનો દાવો કરતા નથી. અને તેથી એકજ ઇમામ અમુક જગ્યાએ આજ સુધી જીવતા છે; એમ ઠરતું નથી. "જઝીરતુલ અરબ" તરફનાં મુલકમાં હોવા જોઇએ. આ માન્યતામાં મને વિશ્વાસ આવ્યો. કારણ કે "ઈમામ ગયબ છે, અને ખુદાનો હુકમ થશે ત્યારે જરૂર ફરમાવશે" એ મારી નાનપણની તાલીમનો અર્થ બરાબર થતો હતો. અને બીજા ઈમામોની બાબતો જાફર સાદેક પછી કંઇ જાહેરના લાભ માટે ઇમામત દેખાઇ નથી. તેવીજ આ હકીકત અને વળી ઇસ્લામના બધા મુદાઓ વ્હેવારીકપણે બીજા ધર્મ કરતાં વધુ ઝમકદાર છે! તેની પણ આજ પ્રમાણે વડે ખાત્રી થવા લાગી. કારણ કે મોઝીઝા તો હિન્દુઓ, મુસલમાનો જેમ અવલયાની દરગાહને પુજનારાઓ છે; તથા ખ્રિસ્તીઓ માતમોવડીને માનનારાઓ છે તેવી રીતે માને છે. અરે! આ જમાનાચાં જાદુઇ ખેલ દેખાડનારા પ્રોફે-

સરો, શોબ્દાબાજો, પણ ઇમાનદારીને ધોખો પુગાડે એવી, અજાયબી દેખાડે છે! તો પછી આપણું ઇમાન તો મોજીઝાની કીંમતે ખરીદયું હોય તો, તેવા ઘણા ઘરાકો આપણું ઇમાન ખરીદી જાય. અને આ રીતે હું **મોઝીઝા** કરતાં વ્હેવારીકપણાની દલીલોનેજ ભાર આપી મારૂં ઇમાન ધરાવનાર હતો. કારણ કે, ઇલ્મના અનુભવ વગર જેમ જંગલમાં વસનાર ભરવાડ ગામ કે શહેરમાં આવી **ભજીયાં** ને ભાગતાં અંદર રીંગણાં કે, બીજા બકાલાની વસ્તુને બહારથી સીવ્યા કે સાંધ્યા વગરનું જોવે! અને તે એક મોઝીઝો માને, તેવી હાલત થઇ પડે છે! એમ મને ગણત્રી થતી હતી. વળી મોઝીઝાની કિંમતે ઇમાન ખરીદયું હોય, તે ઇલ્મની અજાણથી મોઝીઝાને બ્હાનેજ એ ઇમાન કરી નાંખે. વળી મોઝીઝાના પક્ષપાતમાં આપણા ઇમામોના મોઝીઝાની વાતો **ખરી**, ને બીજા ધર્મવાળાની તેવી વાતો **ખોટી**, એમ જાહેરમાં આપણીજ કીંમત અંકાવે! આવા આવા કારણોના લીધે ઇમામોના મોઝીઝાની વાતો, જો કે ખોટી છે, એમ માનવા વગર તેના વ્હેવારીકપણા ઉપર મારા ઇમાનનો મદાર મેં બાંધ્યો હોવાથી જેમ ખરી સમજનો અધિકારી થતો ગયો, તેમાંજ મને તો **મોઝીઝો** દેખાતો હતો.

મોઝીઝો એટલે સામા પક્ષને આજેઝ કરવું, અથવા અજાયબીથી લાજવાબ કરવો. એવો શુદ્ધ અર્થ હક દલીલોનાં વ્હેવારીકપણા ઉપરજ સ્થિર છે. આ સબબે બારમા ઇમામની ગયબની માન્યતામાં મને કોઈ વ્હેવારીક દલીલ મળી નહીં, માત્ર તેના મોઝીઝાની વાતો, અને તે વળી "ચાળીસ દીવસ સુધી વઝીફા પઢનારને તેની મુલાકાત થાય." તે પણ "મુલાં મજલસી અલય હીર રહેમા" જેવાને, ત્યાં મારી શું ગુંજાશ? આ ગણત્રી મને ઇમામની દુનિ-

યાની ખુદાઇ **હિદાયત** માટે બીલકુલ અઠીક લાગી; **પણ** હું તેને ખુલ્લા શબ્દોમાં જાહેરમાં ચર્ચતો નહીં. આ બાબતમાં **હાજી નાજી-** થી કરેલી વાતમાં કાંઇ તત્વ પામ્યો નહીં, મોલ્વી સયદે **યાકુબઅલી** સાહેબની મુલાકાતમાં કેટલીક હકીકત મળી, પણ તેઓજ પોતે **એ** રિવાયત ઝઈફ છે, **એમ** કહેતા, અને તે **રિવાયત એ** હતી કે. દુનિયામાં "ઝઝીર તુલ અરબના" એક ભાગ પર દરીયાનાં પાણીનો રંગ બદલાય છે, તે પછીની હદમાં ઇમામનો **મુલક** છે. ને ત્યાં તેઓ રાજ્ય કરે છે, અને ત્યાંથી ચોકસ ગામમાં તેમનાં સેવકોને દર વરસે રોઝી માટે એક વહાણ આવે છે, અને તે વહાણમાં એક ઈમામનાં ઇન્તેઝાર મુસાફરને ઇમામે ચિઠ્ઠી લખી તેડાવ્યો, અને તેને બોલાવી **મહેમાનદારી** કરી વિગેરે બાબત હતી. (આ **હકીકત** હાજી નાજીએ સંપુર્ણપણે **અલ્હાદી** નામની **રદ્દે-કાદીયાનીની** બુકમાં હવાલા તરીકે ઉતારી છે,) અને હાજી નાજીનો પણ મદાર તે રિવાયતમાં દેખાય છે; તો પછી આપણા ભાઇઓ કે, જેઓ હાજી નાજી ના ઉપર ઇમાનદારી લટકાવી બેઠા હોય, તેનો હિસાબ પુછવાનુંજ શું હોય? ખેર હું એ રિવાયત ઉપરથી કહેવા માંગુ છું કે, જો એ વાત ખરી હોય, તો **સામરાની ગારમાં** છે. ને ત્યાં રાતને દિવસ જાગૃત પહેરો રાખવામાં આવ્યો છે. અને બળતી મસાલો રાખી, રાહ જોવાય છે, તો એ બે વિગત એક બીજાથી વિરૂધ છે. જો પહેલી સત્ય હોય તો બીજી **ખોટી**, ને બીજી સાચીજ હોય તો પહેલી **ખોટી**. તેવીજ રીતે "**દુરરે બે બહા**"માં ત્રણ રિવાયતો છે, તે એક બીજાની સદંતર વિરૂધતા બતાવે છે, અને બારમા ઇમામની વિગત માટે ઘણી ખાત્રી ભરી તપાસ કરતાં, આ સિવાય કોઇ વધુ વિગત નથી. અને જે છે, તે ઇમામની શાનની ખિલાફ પુરવાર થાય છે. તેમ એક બીજાની વિરૂધ છે. જેવું આમલા કોઇ

પણ ઇમામની બાબતમાં નથી. ભલે મુસા કાઝીમથી અસકરી સુધીનાં ગણાતા ઇમામો અને ઇસ્માઇલથી આગાખાન સુધી ગણાતા ઇમામોની બાબતમાં કેમ તેવા ઢંગ ધડા વગરનાં દાખલા નથી. આ વિગતજ સમજવા માગનારને શંકામાં નાખે છે. અને મેં મારી બેધડક તબીયતમાં ઇસ્લામની નિરમળ હિદાયત સાથે, કોઈપણ જાતની શંકાશીળ બાબત માટે, ખાત્રી કરવા મક્કમતા વાપરવા માંડી. અને એક મસાવલ પુછનારને જન્નતમાં એક ઘર મળે છે, એ રિવાયતનાં ઉંચ ઉદેશ તરફ જોતાં ઇસ્લામની દલીલો ભોળપણે માનવા માટે નહીં, પણ દરેક ઉસુલનાં સવાલો માટે નક્લી દલીલો સમજવા માટેની જાણીને, ખુલ્લાં દીલથી પુછતો. અને જ્યારે નિરાશ થતો, કે વગર મુદાની વાતો કે વાયેઝોથી કે. એહસથી કંટાળતો, ત્યારે પુર્ણ ઇન્તેઝારી વડે, નમાજે શબ વખતે ખુદાથી માગણી કરતો, સલાત બાદ "વઅજજીલ ફરજહુમ"ના વિરદ વડે, આશા બાંધતો, અને આવી ડગમગ હાલતમાં હું પુનાવાળા સુન્નત જમાતનાં મોલવી બુખારીસાહેબની વાયેઝની અસરથી જાણુવાની ઇન્તેસાને ફરજ્યાત રોકવી પડી તે માટે નિસાસા નાંખતો, જો કે બુખારીમીંયાની હ૦ અલીની તારીફ અને મસ્નવીની કુરઆને શરીફની આયાતોનું ઉમદા સમજ સાથેનું વાયેઝી જ્ઞાન મને પસંદ હતું. પણ મારા ઇમાનની તે છેવટની ડીગ્રી છે, એમ માનતો ન હતો, તોપણ એમની મુલાકાત અગાઉ, તેઓ પીરી મુરીદી કરે છે, તે ધોરણ જાણુવા અને સુફીની નિરમળ તાલીમનાં અભ્યાસમાં મને સુગમતા લાગતી, તે ન મળવાથી હું જે એક પગલું મારી ધાર્મિક મુસાફરીમાં આગળ ભરવા જેવું માનતો હતો, તે અટકવાથી ખટકવા લાગ્યું. અને છેવટે મારી નોકરીનાં ગુજરાનનાં સંતોશ છતાં,

મારી દીકરીને જંગબાર તેણીનાં ધણીનાં ઘેર જવા, વળાવા, મુંબઇ સુધી આવવાનું થયું; ત્યારે નાનું સુનું પણ સાધન મળે, તો મુંબઇમાં રોકાઇ જવા અને ત્યાંથી ધાર્મિક જીવનમાં આઝાદી મેળ-વવા ઠરાવ કર્યો. અને મને તેવા ગણુત્રી કરવાને સબળ કારણ એ હતું કે, હું અગાઉ મુંબઇમાં રહી ઇશનાઅશરી જમાતવાળા ઉપરાંત બીજા ઘણા હિન્દુઓ અને ઇસ્લામી ભાઇઓની સોહાબત મેળવી ચુકયો હતો. અને ઇસમાઇલી જમાતમાં ઠીક સુધરેલા અને વિદ્વાન ગણાતા. માસ્તર હાશમ બોઘાની પણ મને એક વખત મુંબઇમાં હાલનાં કાઉન્સીલના પ્રેસીડેન્ટ હાજી આમદભાઇ દેવજીને તે વખતે જે. પી. (જસ્ટીસ ઓફ ધ પીસ)નો ખેતાબ મળ્યો હતો, તેની ખુશાલીમાં "ધી ખંજેભાઇ કલબ"મ માનપત્રનો મેળાવડો થયો ત્યારે મને ખાનગી મુલાકાતમાં સારી વાર્તાચિતો થઇ હતી. તે યાદ આવતાં હું જ્યારે ભાવનગરથી મુંબઇ સુધી વચમાં એક માસ માટે આવ્યો, હતો, ત્યારે મારી ઈસમાઇલી ફીરકા વિરૂધ જામનગર અને મહુવા માં મસજીદને ખુલ્લી મુકતી વખતની મારી કવીતાઓનો જવાબ મજકુર માસ્તર હાશમ બોઘાએ આપેલો. તેથી તેમની ખુલ્લાં દીલથી મુલાકાત કરી, અને તે વખતે માસ્તર હાશમભાઇ બોઘાએ સતપંથીને છાજતી રીતે પુરતા વિવેક અને મિત્રભાવથી મુલાકાત કરી. અને કેટલાક ખુલાસા થયા, જે મારા દીલમાં ઘણા અસરકારક થઇ પડયા હતા, છતાં પણ મારી ઉજળી લાગણીના લીધે મેં તે વખતે ઝાઝી દરકાર કરી નહીં. પણ પાછળથી મુંબઇમાં મારી ઇમામતની માન્યતાની શોધ વખતે તેઓ ભેટયા નહીં. કારણ કે તેઓ ખુદાની રહેમતે પહોચ્યા હતા. (ખુદા તેમના રૂહને શાંતી બક્ષો!) અને તેથી આ વખતે મુંબઇ આવવા અગાઉ પ્રોવીનશીયલ બેંકના મેનેજર

મી૦ બાલુભાઇ જેઓ ભાવનગર ખાતે હતા, તે પ્રસંગે ભાવનગરના દીવાન સર પ્રભાશંકર પટણીની મુંબઇના ગવર્નરની કાઉનસીલમાં સભાસદ તરીકે નીમણુંક થઇ હતી. તેથી ભાવનગર રાજ્યનાં વડા દિવાન તરીકેની એમની છુટી થતી સેવા વખતે ભાવનગરના નામદાર મહારાજા સર ભાવસિંહજી બહાદુર તરફથી તેમનાં અભિનંદન માટેનો એક અંજનવર મેળાવડો, નામદાર મહારાજાના પ્રમુખપણાં નીચે ભરવામાં આવ્યો હતો, જેમાં "વીકટર-સ્કવેર"નાં વિશાળ કમ્પાઉંડમાં રાજકુંવરી મનહર કુંવરબાના તરતમાંજ ગયેલાં લગ્ન સમારંભ પ્રસંગનો આરાસ્તા થયેલો મંડપ હજુ ઉભો હતો, તેમાં આ મેલાવડો થયો હતો. તેવા પ્રસંગે પોતાની કવિતાઓ રજુ કરવાને ભાવનગરનાં રાજકવિ પિંગળશી અને શાસ્ત્રી નર્મદાશંકર જોડે, આ સેવકને પણ ખાસ ચુંટણીમાં પસંદ કરેલ હોવાથી, મારી કવિતા તે પ્રસંગોપાત છ ભાષા મિક્ષવાળી હોવાથી, મેળાવડામાં સાંભળનાર દરેકને ઘણીજ પસંદ આવેલી. તે મી૦ બાલુભાઇએ પોતાની હાજરી વચ્ચે જોઇ હતી. અને મને તે ઉપરથી મુબારકી આપતાં, મારા પ્રત્યે "નેચરલ ગીફ્ટ"નાં શબ્દો વડે વખાણ કીધા હતા, અને હું જો મુંબઇમાં જાઉં તો, પોતા હસ્તની અંકમાં મોભાદાર જગાએ ગોઠવવા આગ્રહ પુર્વક ખુશી દેખાડી હતી, તે વખતે મેં આનાકાની કરી હતી, પણ આ વખતે તે મારા મુંબઇમાં ધાર્મિક આઝાદી મેળવવામાં બહુજ કામે લાગનારી અને જો હું મારી ધારણામાં સફળ નિવડું, અને આગાખાની જમાતમાં મારા જાણનારાઓની મદદ વડે; ખાત્રી મેળવી દાખલ થાઉં, તો ઇશ્નાઅશરી પાર્ટીની મદદ વગર કોઇના એહસાનના બદલે તિરસ્કાર ના કારણ રૂપ થાઉં નહીં, એમ લાગ્યું. અને મેં મુંબઇમાં આવતાં તેનો નિશ્ચય કર્યો, અને તે વખતે માત્ર હું કામ સબબે મારી

"હરજીભાઇ જમાલ સ્કુલ-મદરેસાના" માસ્તર તરીકે હતો, ત્યાંથી દીન પંદરની રજા મેળવી હતી. પરંતુ મારી દીકરીને તેના ધણી સાથે બીજે દીવસે જંગબાર તરફ રવાના કર્યા પછી, હું કોટમાં બોમ્બે પ્રોવીનશીયલ બેંકમાં મેનેજર મી૦ બાલુભાઇને મળ્યો અને મેં તેમની અગાઉની મારા વીશે યાદ આપી નોકર રહેવા ઓફર કરી. જે તેઓએ ઘણુાજ મોટાં મનથી અને પુર્ણ ખુશીથી સ્વીકારતાં કહ્યું કે, "તમો આજથીજ આવી જાઓ, તમોને રૂા. ૪૦) ચાલીશ પગાર આપીશ. મેં એકાદ દીવસની મોહતલ માગીને લાગલો ચકલા સ્ટ્રીટમાં સાલેમામદ પદમશીની કું.વાળા છગનભાઈ-ગુલામ હુસેનને મળ્યો. અને મારી નોકરી મુંબઇમાં બેંકમાં થવાની ખબર આપી, તે જાણી તેઓ ખુશી થયા. કારણ કે, એ ભાઇઓની મારી આગલી ધી પદમાબાઇ સ્કુલના મુખ્ય માસ્તર વખતની માયાકુલ પિછાણ હતી. અને મારા પ્રત્યે ઘણીજ માયાળુ રીતે વર્તતા. અને છગનભાઇએ મારા પ્રત્યેની લાગણીના પુરાવા તરીકે જમાતખાનાની સ્કુલમાં સારા પગારથી નોકરી અપાવવા અગાઉ ખાનગી મહેરબાની દેખાડી હતી. જો કે તે વખતે હું ઇશનાઅશરી જમાતમાં સહી આપી જુદો પડયો હતો. અને તે વખતે મારા વિચારો ઉછળતા અને ઇશનાઅશરી લાઇનને પસંદ કરનાર હતા, તેથી તેમને માનપુર્વક રીતે ના પાડી હતી. પણ આ વખતે મેં તેમની તે લાગણીની યાદ આપીને, મારી ધાર્મિક વાતોનાં ફેરફારની હાલત રજુ કરીને, ઓઝી જમાતમાં તેમની મદદ વડે દાખલ થવા અંતર ખોલ્યું. તેથી તેઓ બહુજ રાજી થયા. અને દરેક મદદ આપવા ખાત્રી આપી. મને તે વખતે જે મદદ જોઇતી હતી, તે બે પ્રકારની હતી કે, હું અહી મુંબઇમાં મારી જાતી ઓળખાણ વડે બેંકમાં નોકર રહું છું. પણ કદાચ ભાવનગરવાળા કે મુંબઇના ઇશનાઅશરીઓ ઇર્ષા કરે. ને મને

મેંકમાંથી કઢાવવા પ્રયત્ન કરે, તો જો કે મી૦ બાલુભાઇ મારા કદર-દાન છે; એટલે દહેશત નથી; તો પણ જો આવી પડે, તો મારી સ્થીતી ઘણીજ કફોડી થઇ જાય. કારણ કે, ટુંકા દીલવાળા ઇશના-અશરીઓ મારૂં ઇશમાઇલી જમાતમાં દાખલ થવાના લીધે આશરો આપે નહી. તેમ ઇસમાઇલીઓમાં લગભગ નવાણું ટકા મારા વિરૂધ વરતનથી વાકેફ હોવાથી જો વિશ્વાસ ન કરે, તો પછી દુન્યવી રીતે મારી હાલત ઘણીજ કપકાપાત્ર થઇ પડે. ને તેવું ન થાય, તે માટે જો પ્રસંગ પડે, તો તરત મને આશ્રય આપવા કબુલાત માગી. તેઓએ "અભય વચન" આપ્યું અને આ રીતે મારી ધાર્મિક જીંદગીનો "પાંચમો તબકકો" અહીં પુરો થયો.

---

## છઠો તબકકો.

### (વરસ ૩૬ થી ૪૨.)

મારાં ધાર્મિક જીવનને છઠો તબકકો એટલે મારી (૩૫) વરસની વયથી (૪૨) સુધીની વયમાં આવતાં ઘણી બાબતો ઉપર ગુપ્તપણે વીચારવું પડયું છે. દેશકાળ, ધાર્મિક ચળવળ, અને મારી ફીલસુફીથી ખોજા કોમમાં થયેલ અસર એ બાબતોથી મુખ્ય જીવનમાં મને થયેલા નવિન અનુભવ, ઉત્તમ ધર્મ વિચાર, જીવન પ્રેરક આશી-ર્વાદ, અને ઉતરોતર માનવંત મુલાકાતો, તથા મિત્રતા વિગેરેનો આ છઠો તબકકો મારા પાંચ તબકકાના સાર રૂપ, અને મને "કુલમ-નાલુલ મોતઃ ઇનકુન તુમ સાદેકીન."ના ખુદાઇ મહાવાકયનાં ભેદની ગમ બતાવનાર અને દુનિયામાં મુખ્ય જીવન મળ્યા પછી, આ-

દુનિયા તજવા અગાઉ પુનર જન્મનો ફેરો મટી જાય, એવો અમુલખ **નવો જન્મ** માનું છું. તે આ નીચે સંક્ષિતમાં રજુ કરૂં છું.

નાનપણમાં સાંભળેલા **પીરોના** વચનોની **સમજ, જુવાનીમાં** જોમમાં ઇસ્લામ, કુરઆન, નમાજ, રોઝા વિગેરે ખુદાઇ **અહકામોમાં** છુપાઇ ગયેલાં જીવનથી મુઝાતું મન, જે ડહાપણની કલ્પીત સાંકળની બેડીમાંથી છટકવાની કોશેશવાળી હીમત, અને ખુદાઇ રચનાનું વિશાળ રમ્ય મેદાન, નિહાળવા ઇન્તેઝાર આંખો, અને એકની એક બાબત પર **કરબલા**ના મેદાનમાં કરૂણારસ બનાવો સાંભળવાથી બેહર **મારી** ગયલા કાનો, અને સત્ય હિદાયતના પ્રગટ વચનોના **ઝણઝણાટ તરફ** ના ખેંચાણે મને **વેદાંત** તથા **ફીલોસોફી**ની જીરમાની વાતોના આત્મારૂપ **સતપંથ** અથવા શિયા **ઇમામી ઇસ્માઇલીયા ખોજા જમાતમાં** મારા બાપદાદાની ખરી ભકિતનો મારા હિસ્સે **રહેલો** વારસા ભોગવવા હું **તતપર થયો**! અને તેમ કરવા **પહેલાં** મેં નિરાતે વિચાર્યું, તો મારી જન્મભુમી, ભોગાણી કુટુંબ, સુખી ખાનદાન, હયાત માબાપ, ભાઇઓ, એકજ દીકરી, અને **જંગબારી** ઇશનાઅશરી જમાઇ, વિગેરેનાં અપ્રિય થવા માટે ભાવનગર મધ્યેના **મારા** ઇશનાઅશરી જમાતના આગેવાનોની મહેરબાની અને **કદરદાની** વડે જામનગરમાં "મકાને જાફરીયા" બાંધનાર **હાજી મામદ જાફર શરીફને** મુબારકબાદીની સાલ ભાવનગરની ઇશનાઅશરી જમાત **તરફની** આપવા **જનાર** ડેપ્યુટેશનની મને મળેલી ઇઝત, મુંબઇ ખાતે નવાબ **મોહસીનુલ મુલ્કને મુંબઇની ઇશનાઅશરી જમાત તરફથી સતકારનાં મેળાવડામાં એકલા બોલનાર તરીકે**, અને ઇશનાઅશરી જમાતનાં **કવિ** તરીકેનાં **માનપાન માટે, તથા પાલીતાણા, ગઢડા**, ચમારડી, **શિહોર, તળાજા, મહુવા, જામનગર, લાલપુર**, હડીયાણા અને અમરેલીની **ઇશ**

નાઅશરી જમાતનાં આગેવાનોના ઘેરમાં મળેલી મીજબાનીઓ, ચાખતી વખતે, તથા મજલીસોમાં લીધેલો મજલીસ પઢવાનો ભાગ તથા નઉહા વડે માતમ કરવાનાં અને કવિતાઓ ગાવાના દેખાવોની રઉનક, માટેનું સઘળું ગઉરવ મને મારા મરણ પછીના આત્માની શાન્તિ માટે અને હયાતીના દીવસોમાં ઇસ્લામ, કુરઆન અને હદીસનાં પવિત્ર વચનો મુજબ, ઈમામની બયત કરવાનો પ્રસંગ મેળવવાના હિસાબે, દિલ દોડાવ્યું અને મહેરબાની તરીકે, કદરદાની તરીકે, મિત્રના પ્રેમ તરીકે, ચાહનાર તરીકે, મારા સંબંધમાં આવનારાઓને આવી રીતે તજી દેતાં, જે ખફગી વ્હોરીશ, તેના બદલામાં મને "ઇમામે મોબીન"ના દરશન મળે તો દુન્યવી, બાબતોને દીન માટે નહી ગણનાર તરીકે મને ગમ્યું! મારી તુટી ફુટી નમાજે, રમજાન શરીફના રોજા અને આમાલો અને મખરઝ દરકાર વગર કુરઆને શરીફનાં ભાવીક દીલથી કરેલાં વાંચન પછી, ગુજરાતી તરજુમા વડે ઉત્પન થયેલી સ્વતંત્ર સમજના સાર રૂપે અને નમાજે શબમાં ઇચ્છેલી દુઆના ફળીભુત થવાથી એકલા એકજ બાકી રહેલા આ રસ્તાને અખ્તીયાર કરવા હું દ્રઢ થયો!! અને તેથી તે બાબતની અરજી ધી બોમ્બે પ્રોવીનશીયલ બેંકમાંથી મારા કલાર્ક તરીકેનાં સ્ટેન્ડ ઉપર લખી તઈયાર કરી અને તે રજીસ્ટર કરી મોકલાવી.

જેના મથાળે નીચેનો દોહરો લખ્યો હતો કે-

**ધાયો સઘળા ધર્મમાં ગુરૂની કરવા ગોત;**
**ઈસમાઈલીમાં આખરે જડી ખુદાઇ જ્યોત.**

મારી આ અરજી બાબત ઈસમાઇલી જમાતમાં **સાલેમામદ પદમસી**ની કું.વાળા શેઠ છગનભાઇ અને શેઠ **મનભાઇ ગુલામ-**

હુસેનને જાણ હતી. અને તે સિવાય મુંબઇમાં મારા કાકા **હુસનભાઈ** મામદ ઇશનાઅશરી જમાતના આગેવાનોમાં **મુખી** તરીકે પંકાઉ હતા, તેમને પણ આ વાત કરી નહી. અને હું મુંબઈમાં આ વખતે વારીદ થયો, ત્યારથી ઈશનાઅશરી જમાતની પાલાગલીવાળી મસજીદમાં જતો, નમાજ પઢતો, મજલીસો સાંભળતો, અને તે વખતે ઈશનાઅશરી જમાતના ચાલુ સેકરેટરી જાનમામદભાઇ સાલેમામદ મારા સગા ફુવા થાય છે, તેમના સાથે તથા ફાજલભાઇ અલુમુરાજ, ગુલામહુસેનભાઈ અલુમુરાજ તથા હાલ ઇશનાઅશરી જમાતમાં દીલસોઝો ગણાતા **હાજી બચુભાઇ** અલીભાઇ વગેરેની માનભરી મુલાકાતો થઇ હતી. તેઓ મારા મુંબઇમાં પાછા વારીદ થવા માટે અને બેંકમાં નોકર રહેવા બાબત ખુશી દેખાડતા અને જમાતનાં શાદી ગમીનાં પ્રસંગોમાં આવવા ખાસ આગ્રહ પુર્વક કહેતા, શેર દલાલ શરીફભાઇ કાસમ ભાવનગરી તથા ડા૦ કાસમઅલી જમાલ જી. બી. બી. સી. **નાથાણી** અને શેઠ જાનમામદભાઇ દેવજી જમાલ જેઓ મારા હમદર્દ તરીકે, મારી આ વખતની મુંબઇમાં થયેલી આમદ માટે મારા કાઠીયાવાડ તરફનાં ઇશનાઅશરી જમાતોની મસજીદ તથા મેળાવડાના કાર્યમાં મારી ઉપયોગીતા વીશે મને યાદ આપી, મુંબઇની જમાતના તેવા કામોમાં ભાગ લેવા લાગણીથી કહેતા અને અબ્દલાભાઇ માવજી તથા ફાજલભાઉ અલુ મુરાજે **ચોપાનીઉં** કે છાપું કાઢવાને મદદ આપવા ખાસ ભાર મુકી કહ્યું હતું. અને મી૦ કાબાને પણ અમો મદદ આપીયે તેના કરતાં તમારા તરફ એક જુની મુલાકાતના હિસાબે વધુ હકદાર ગણીને કહ્યું હતું. અને એકંદરે તેઓ બધાઓની વાતમાં એમજ નીકળતું હતું, કે હવે તમે અહીં આવ્યા તેથી જરૂર અમો મુંબઈની ઈશનાઅશરી જમાતને લાભ થશે. ને અમને મદદ તથા સલાહ આપતા રહેજો!

એક વખત મને કોટમાં બેંક આગળ મી૦ સલેમાનભાઇ સોમજી પારપીયા પાનની દુકાન આગળ મળ્યા. અને તેમણે મને મુંબઇમાં આવેલો તે વખતે જોયો, તેથી બહુ મીઠાસથી વરતી પાન ખવરાવ્યું. અને પોતા પાસે મુંબઈની ઇશનાઅશરી જમાતનાં નવા કાયદા કાનુનો છપાવવાના હતા, તેના પુરૂફ હતાં તે દેખાડયા. અને મને કહ્યું કે, "આ કાયદા તમે વાંચીને મને કંઇ ભુલ હોય તો દેખાડો." એમ મને કહ્યું. પણ મેં પુરૂફ વાંચવાની ફુરસદ તરત નથી, એમ જણાવતાં, મને ખુલાસો કર્યો કે, માત્ર છાપવાની ભુલ તપાસવા હું નથી કહેતો, પણ જમાતને લગતા નવા ઘડેલા કાયદાની મતલબમાં તમો સલાહ આપો, એમ મારૂં કહેવું છે. અને તે તમો એક દીવસ તમારા પાસે રાખો ને નિરાંતે વાંચીને મને આપો. એમ માંગણી કરી, પણ એ વખતે મેં કાયદા ઉપલક નજરે વાંચ્યા, અને તેમાં ગરીબ કાઠીયાવાડી મારા ભાઇઓના હકમાં કેટલીક બોજા વાળી કલમો વાંચીને મેં તેમને રૂબરૂ મળવા કહી પતાવ્યું. કારણ કે, મેં તો ઇશનાઅશરી જમાત નજી આપવા અરજ કરી હતી, તેથી તે જમાતના આગેવાનોના કજીઓ, કાઠીયાવાડી બંદ વિશે મને આગલા વસવાટ વખતે કંટાળો હતો. તે મટાડવા કંઇક અંગત પ્રયત્ન મી૦ નજરઅલી ગીગા રાજુલાવાળા સાથે રહીને કર્યો હતો, તેમાં આ વખતની બાબતથી મને દેખાયું, કે ઇસમાઇલી મોટી જમાતમાં દાખલ થાઉં, તે અગાઉ, મને તેટલી હીલચાલ કરવા મન વધ્યું. અને તેથી મહુવાવાળા મી૦ **નાનજી ઇભરામ** જેઓ કામ પ્રસંગે મુંબઈ આવેલા હતા, તેમને આ નવા કાયદાની બાબત માટે ચેતાવ્યું. અને બોગ જોગે તેઓએ પણ એજ બાબત માટે આગેવાનો સમક્ષ વાંધો ઉઠાવેલો હતો, અને મનમાં વાત વસેલી હતી; તેમાં મારી વાતચીતથી તેઓએ હીલચાલ ઉપાડી લીધી. અને પરી-

ણામે નવા કાયદા અટકયા. આ ચર્ચાને અંતે મારી અરજી કાઉન્સીલે મંજુર રાખી. અને મને બેંકમાંથી તેડાવવામાં આવ્યો, સેક્રેટરી હાજીભાઇ મુખી લાડકે માયાળુ શબ્દો વડે, મારી હકીકત વીશે જાણુ કરી. અને ઠરાવ મુજબ મારી કબુલત નોંધી અને મને પ્રેસીડેન્ટ હાજી આમદભાઈ દેવજીનાં લાગણી યુકત શબ્દો વડે મને ઇસમાઇલીયા જમાતમાં દાખલ કરવામાં આવ્યો. અને તે દિવસને મેં મારા દીલમાં દીવાળીનો ગણ્યો. કારણુ કે મારી હીલચાલ જાણુનારાઓના વધા આડે લાવનારા માટે મને જો કે, વાજબી અને સત્ય ખુલાસો કરવો પડયો હતો. તો પણુ એકાએક મારી ઇચ્છા જાણુનાર ઇસમાઇલીને પણુ ચોંકાવનારી હતી. અને ભાવનગરમાં દાઉદભાઈ જંગબારી જે સવાલમાં નીરાશ થયા હતા, તેમની મારા તરફની ખરી ભાવનાનો આજે પ્રકાશ પડયો.

હું ઇસમાઇલી જમાતમાં દાખલ થવા પછી પહેલીજ તકે કાંડી મહોલાના આતવારીયા પંજેભાઇમાં મેમ્બર થયો, અને ત્યાં તે વખતનાં કામડીયા મનજીભાઇ ગુલામહુસેનની મારા પ્રત્યેની માયાળુ વલણુ સાથે ઘણા જાણીતા કાઠીયાવાડી ભાઇઓની તરફથી મને મુબારકી મળી અને મારા માટે ઘણાજ ઉચા મનથી જોવા લાગ્યા અને ચાહવા લાગ્યા.

હું નાનપણુથીજ જમાતખાનાથી વેગળો રહેલો અને સમજમાં આવ્યા પછી તે તરફ અભાવ ધરાવનાર તરીકે મને જમાતમાં દુવા પઢવા જતાં, દુઆ કરાવવાની, કે દુઆ પઢવાની રીતભાત કાંઈ આવડતી નહોતી. પણુ હું અનુકરણુ કરતો જતો અને ખુલ્લાં દીલથી કહી દેતો કે, ભાઇઓ, મારી ભુલ થાય તો મારા તરફ દરગુજર

કરજો. અને મને બતાવવાની મહેરબાની કરજો. આ રીતે પહેલા રવિવારની રાતે આશરે એક વાગે હું કાંડી મોહલેથી એકલો ઉમરખાડી તરફ કે જ્યાં હું રહેતો હતો, ત્યાં જવા નીકળ્યો. તે વખતે પાલાગલીના નાકે હોટલ પાસે આશરે ૭–૮ ઇશનાઅશરી ભાઇઓ ઉભેલા હતા, અને મને દુરથી આવતો જોઇ વાતો કરવા લાગ્યા; કારણ કે તેઓને મારા ઇસ્માઇલી થયાની વાતની જાણ થઇ ગઇ હતી. અને તેઓ તરેહવાર અટકળ કરતા હતા, તાજુબ થયેલા હતા, અને મને નજીક આવતાંજ પુછ્યું કે, "કવિરાજ ક્યાંથી અત્યારે મોડા આવો છો? માથે કસીદો પહેરીને કયાં ગયા હતા?" આનો જવાબ મેં ખુલ્લા દીલથી હસતા મોઢે તરતજ આપ્યો કે, હું કાંડી મોહલાને ખાનેથી આવું છું?

હેં શું ઇશનાઅશરી જમાત મુકી દીધી!

"જી હા!"–મેં ઠંડા પેટે જવાબ દીધો.

વળી એ શું ફરેબ આદર્યો કે!

"નહીં જી!" મને ગયબ ઇમામની ગારમાં આજ સુધી છુપાં રહેવાની વાત કુરઆન અને હદીસ પ્રમાણે ન લાગી, તેથી ઇમામને અહીં આગાખાન વિશે ખરૂં શું છે? તે જાણવા અને ખાતરી કરવા ઇસમાઇલી જમાતમાં દાખલ થયો છું. મારી આ વિગત તરફ વિશ્વાસથી સાંભળનારાઓમાંના એકે કહ્યું કે–"તમોને ગયબ ઇમામની ખાત્રી કરવી હોય તો, તમે કાલે અમારી સાથે ચાલો, આલીમો પાસે એની ખાત્રી કરાવી આપીએ.'

પોતે ખાત્રી કર્યા વગર ઇશનાઅશરી થએલા તરીકેની તેમની વાતથી મને લાગી આવ્યું કે, પોતે ખાત્રી કરીને કહેવા શીખે તો સારૂં પણ તરત મેં તેમનાં કહેવાનો જવાબ વાળ્યો કે—

મેં એ બાબતમાં ઘણી તપાસ કરી છે, છતાં જો તમોને પણ જાણવાની ઇચ્છા અને લાગણી હોય તો, કાલે મળજો.

"કયે ઠેકાણે?" મેં પુછ્યું.

આ બાજુની હોટલમાં (પાલાગલીના નાકે આવેલી મુગલની બીજી હોટલે.)

ત્યાર પછી છુટો પડી હું ઘેર ગયો, ને બીજે દીવસે રાતરે ઠેરાવેલે ઠેકાણે વ્હેલો આવી બેઠો. અને દશેક વાગે તે જાણીતા આઠ નવ જણા ઇશનાઅશરી ભાઇઓ અને મુલ્લાં બાકર આવ્યા. પ્રથમ મને જણાવ્યું કે, અમોને જમાતનાં આગેવાનોએ ખાસ ભલામણ કરી છે; "કે તમો ઇશનાઅશરી જમાતમાં પાછા આવો, તો તમો કહો તે, તમારે માટે સગવડ કરી આપીએ. કારણ કે તમારૂં નીકલી જવું, ઘણાઓનાં મન દુઃખાવનારૂં છે." પણ જવાબમાં મેં કહ્યું કે, "હું કોઇનું મન દુખાય તેટલા ખાતર નહીં, પણ મને ગયબ ઇમામની માન્યતામાં વિશ્વાસ ન આવ્યો, તેથીજ નીકલી ગયો છું. અને તેથી મારા તરફ સારી લાગણી આગેવાનો ધરાવે છે, એમ હું ખાત્રીથી જાણું છું. તેથી તેમનો એહસાનમંદ છું." ત્યાર પછી ઇમામથી ગેબત વિશે ઘણી વાતચિતો થઈ. અને સવાલો, જવાબો થયા. પણ, એમાં મને કાંઇ નવું કે સંગીન દેખાયું નહીં, અને તેઓ મારા સવાલ જવાબને જીદી ઠરાવી છુટા પડયા. અને તેમાંના

કેટલાકે ટીકા કરી કે, એ તો બહુ જાણે છે; પણ કાંઇક હલ્લો મેળવવા ગયેલ છે. ત્યારે વળી બીજાએ ઉમેર્યું કે, "તે કોઈ માલદાર વિધવા સાથે નીકા કરવા માટે ગયો છે" આવી રીતે પોતાના મનની નબળાઇ દેખાડતા હતા. જેનો જવાબ મેં ગણકારયા વગર અને બેપરવાઇથી ત્યાંથી ખસ્તો થવામાંજ વાજ્યો.

મારી બેંકમાં નોકરી હોવાના લીધે, હું કોઈના પણ દબાણમાં નહોતો, તેથી મને આ વખતે ઘણી રાહત હતી. જો કે મારા ઇસમાઇલી જમાતમાં દાખલ થવાના સમાચાર બહાર આવતાંજ બીજે અઠવાડીયે મને મી૦ વીરજી પ્રેમજી પારપીયા, મી૦ કાસમઅલીભાઈ લધા લખમશી, મી૦ સુલેમાનભાઈ ઇબરામ ઉનાવાળા વિગેરે લેખક મિત્રોની મુલાકાત થઈ અને મને ઇસમાઈલીયા લાઇબ્રેરી હસ્તકનાં માસીક સિતારાના અધિપતિ તરીકે માસીક રૂા. ૫૦) પચાસનાં પગારથી કામ કરવા આગ્રહ થયો. જો કે મને સાહિત્ય પસંદ હતું, પણ હું જો ઇસમાઇલી જમાતમાં કોઈ ઠેકાણે તરત નોકર રહું, તો મારી ગરીબી હાલતનાં લીધે, મારી શુદ્ધ અંતકરણની ધાર્મિક વલણને કલંક લગાડનારી બનાવે. તેથી ગમે તેવા સંજોગોમાં મેં બેંકની નોકરી મુકી નહીં. અને સ્વતંત્રપણે મારૂં ગુજરાન ચાલુ રાખ્યું! અને ઇસમાઈલી જમાતમાં આવતાંજ શેઠ મનજીભાઇ ગુલામહુસેનની મારા પ્રત્યેની માયાકુલ વલણ વડે, મને ઇસમાઇલીશાસ્ત્રોના પુસ્તકો ફ્રી મળ્યાં. જે મેં ફુરસદે વાંચવા માંડયા અને પીર સદર દીન અને હસનકબીરદીનનાં અમૃત વચનો વડે, મારા દીલનાં મેલને ધોવા લાગ્યો અને તેવા સબબ સર ખુબુર્ગ સુખી લાલજી ભાઈ દેવરાજની મુલાકાત થતી. તો તેઓ મારા પ્રત્યે ઘણેક બચ્ચાં

માફકનાં હેતથી વરતતા. અને મને મારી કીંમતને અને ઉત્સાહને ઉતેજીત બનાવતાં. તે પછી મને મી૦ કાશમઅલી લંધા તરફથી, નામ દાર આગાખાન સાહેબનાં ફરમાનોનાં બુક નામે બેહરે-રહેમત સીપી-માં મળી. અને તેનાં પ્રસંગોપાતનાં ફરમાનો એ, મારી રૂહાની કુવ્વતમાં નવું જીવન પ્રેર્યું. અને હું ઇસ્માઇલી તરીકે વિચારોની આપલે કરવા હીમતવાન બનતો ગયો.

ધી બોમ્બે પ્રોવીનસ્યલ બેંકમાંથી ઇસ્માઇલ જીવરાજ મુંબાસાવાળા સાથે ભુલેશ્વર ઉપર કાપડની દુકાનમાં જોડાયો હતો, તે વખતે ઇસ્માઇલી જમાતમાં મારી આવજા માત્ર કાંડી મહોલાના આતવારીયા પંજેભાઇયોની મજલસમાંજ મુખ્ય કરીને હતી, અને ત્યાં જાણે હું ઇસ્માઇલી જમાતનો અને ધારમીક રિતરિવાજનો અભ્યાસ કરતો હતો. શીહોરવાળા અબ્દુશકુર અને બીજા ચુસ્ત પંજેભાઈઓની મારા દાદાના નામની ઓળખાણથી હું દીલસોઝી વચ્ચે પલોટાતો રહયો, અને શેઠ મનજીભાઇ ગુલામહુસેન પદમશીનાં કારભારીપણા તળે, શેઠ રાજનભાઇ મેરાલી અને ગુપતી જમાતનાં તરતનાં બહાર આવેલાં મી૦ નાનાલાલ ઉર્ફે નુરમાહમદ અને માસ્તર હસ મુખરામ ઉર્ફે હાશમઅલીભાઇ તથા નવી ઇસ્માઇલીયા કાઉનશીલનાં પ્રેસીડંટ ખ્મીલદાસ ઉર્ફે કાશમઅલી અને ડાયાભાઈ ઉર્ફે દીદારઅલી કામડીયા અને મી૦ મુરાદઅલી નગીનાવાળાના સહવાસમાં જાહેર રીતે ઇસ્માઈલીયા જમાતમાં પોતાની વણીક અને કણબી તથા બ્રાહ્મણ નાતો, મારી માફક તજી દેનારાઓ, મારી ઇમાનદારીનાં કુવ્વતને જોશ આપનાર નીવડયા,

ભુલેશ્વરની કાપડની દુકાન તરફ એકાદ વરસે છુટો પડી, જંગબાર જવાની તજવીજમાં રોકાણ થતાં મારા અગાઉનાં જાણીતા શહે-

રખાન શેઠ ઈસ્માલભાઈ ઈબ્રામ ઉકાની મહેરબાનીભરી ઓફરથી, અને તેને પ્રેસીડંટ હાજી આમદભાઇ દેવજી તથા મનજીભાઇ ગુલામ હુસેન પદમશીની સહાયથી સેક્રેટરી ડા૦ રજબઅલીભાઇ રામજી લખ-ધીર હસ્તક, હું શિયા ઇમામી ઇસ્માઇલીયા કાઉનશીલનાં કલાર્ક તરીકે એપ્લાઇ થયો. અને શરૂઆતમાં રૂ. ૪૫) પીસ્તાલીશના પગારથી નેમાયો, અને મારા કામકાજની કદર કરીને બીજે વરસે મને રૂ. ૩૦) ત્રીસનો વધારો આપી રૂ. ૭૫) પંચોતેરનો પગાર કર્યો.

કાઉનસીલના કલાર્ક તરીકે નોકર રહેવા પછી **"સિતારા"** માસીકના ઓનરરી અધિપતિ તરીકેનું કામ હાથમાં લીધું. અને તે મારા ઇચ્છીત કાર્ય તરીકે **"ખોજા રિફોર્મર"** નામના **પખવાડીક**નાં એડીટર તરીકે **ધી પબ્લીશીંગ કું.**નો સેકરેટરી મી૦ રમજાનઅલી રજબઅલીની ભલી ગણત્રીથીજ ધાર્મિક લાગણી અને કોમી સેવાના એમના ઉંચા પ્રકારના શોખના લીધે, હું બહાર પડયો. અને એ બેઉ પત્રનાં અધિપતિ તરીકે ઇસમાઇલી ખોજા જમાતની સેવાની મારી તાજી લાગણીના પડઘા પાડતાં, મને ઈસમાઇલી બંધુઓનાં પ્રેમના ઝરાનો લુત્ફ અનુભવાયો. દરમ્યાન નામદાર **આગાખાન** સાહેબ વિલાયતથી પધારેલા હતા, અને એમની પધરામણી પ્રસંગના માનનીય દેખાવોમાં નોંધ રાખવા લાયક પ્રસંગ—લાઇબ્રેરીના મેળાવડામાં એમની મુબારક પધરામણી વખતે, ફારસીમાં મારી અંતરોદગારવાળી રચેલી કવિતા સંભળાવી, એમનાં આશીરવાદ લેવાને ભાગ્યશાળી બન્યો.

**"મારી જીંદગીની એક સોનેરી પળ!"** તે પછી મને નશીબ થઇ. જેના લીધે તે વખતનાં લાઇબ્રેરીનાં ઓ૦ સેક્રેટરી મી૦ અલી મામદ રે.તસા મકલાઇની અવેદાન યાદગારી અને એહસાન

પુર્વક મિત્રતાથી મને ના૦ **આગાખાન** સાહેબની હજુરમાં રજુ થવાનું થયું. મારી આંખોમાં ખુદાઇ રોશનીનું પ્રતિબિંબ પડયું. મારાં મસ્તીખોર અને ફોલાદ જેવા માન્યતાની સ્થિતી સુવર્ણ રૂપે ફેરવાવા લાગી. મારા દીલમાં શંકાના વાદળાં વિખરાઇ ગયાં, ને **ઈમામતનો તેજસ્વી સુર્ય** પ્રકાશમાન થયો. અને કુરઆને શરીફના નીચેના મહા વાકયનો મર્મ સ્પષ્ટ થયો કે–

**"યહદીલ્લાહો, બેનુરેહી મંય શાઓ!"**

એટલે–જેને હું ચાહું છું, તેને મારા નુર વડે હિદાયત કરૂં છું મારા ભણતરનાં, વાચાળપણાનાં, અને વાંચેલી કિતાબો અને ધાર્મિક અભ્યાસનાં પુસ્તકોનાં ડહાપણનાં ગુમાનને ઠોકર લાગી. અને મને નુરાની રોશની પ્રદિપ્ત થઈ. તે જોઇને મેં માની લીધું કે–" ઇનસાન અકલમંદપણાનાં ગુમાનનાં તઉકમાંથી છુટયા વગર અથવા અક્કલનાં મર્યાદીત મેદાનમાંથી પ્રેમનાં અમરીયાદ સાગર તરફ ઢળ્યા વગર, ખુદાઇનુરનું પ્રતિબિંબ પોતાના દીલરૂપી **આઈનામાં** મેળવી શકતો નથી. મારાં દીલમાં જો પ્રેમ ન હોત, અને એકલું ડહાપણજ હોત, અથવા અક્કલથીજ ઇમામતનું નુર જોવા ઈચ્છા હોત, તો હું કદીપણ ગુમરાહીમાંથી આટલો વેગે બહાર આવત નહીં, બલ્કે વિદ્વતાના ભયંકર પરિણામ ભોગવનાર **અઝાઝીલ** અને **અબુજેહલ** માફક હું જીદીજ રહી જતે, મને મારી અજાયબીના ઉભરા આવવાથી મારી આંખોમાંથી એબરૂપી વાળ દુર થયો, અને જે ઠેકાણે મને કાળો ડાઘ દેખાયા કરતો હતો, તે મારી આંખોમાં રહેલા દોષના લીધેજ હતું, તે દુર થતાં તે ઠેકાણે મને ખુદાઇ નુરનાં **ચમકારા** દેખાવા લાગ્યા, મારા કાનોના પરદાની ધાક ખુલ્લી થઇ ગયેલી દેખાઇ, અંદર સંભળાતા **નાદોનું** વર્ણન, વેદીક ગ્નાનનાં ભણકારા રૂપે, સ્પષ્ટ

થવા લાગ્યું ! આત્માનાં અમરપણાનાં વિષયનું ભાન થતાં, દુનિયાંની ક્ષણીક જીંદગીની કિંમત ઘટી ગઇ. વેહદતના ઇશ્કના નિશાની મસ્તી ચઢી. હુરૂ, જીન્નતના મોહકપણાથી અને મંદીર અને મસજીદનાં ભેદથી માહેત થયો. શરીઅતનાં હુકમોનું તાત્પર્ય હકીકતના નુરાની માર્ગમાં મને દેખાયું ! લાઇલાહા ઇલિલ્લાહના પવિત્ર કલમા અંદર **"અલી સહી અલ્લાહ"** નો સબક મળયો ! નિરંજન. નિરાકાર ખુદાની પ્રગટ એકતામાંજ સાકાર ખુદાની પ્રતિમા અનુ ભવવા માંડી. અને આ બધા ધારમીક માનીનતાનો આત્મા અલી નુ નુંર હાલના નામદાર સુલતાન મહમદશાનાં પ્રગટ જીસ્માની લીબાસમાં ચમકવા લાગ્યું !! અને તેની સનદનાં શબ્દો કુરઆને શરીફની સુરે નુરમાં હામી ભરતાં દેખાયા ! આવા આવા ! સત્ય ઉદગારો આવ્યા, તે મ્હેં નીચે મુજબની ગજલમાં મારા વખતો વખતનાં હૃદયના આનંદને ખાતર લખી રાખ્યા કે—

---

### ગઝલ.

[લય બહારે બાગ દુનિઆ ચંદરોઝની—રાહ.]

હું દિવાનો મસ્ત અલી નાં નુરનો,
જલ્વો જોયો આજ કોહે તુરનો,
કાન નાં પડદા અચાનક ફાટતાં,
અનલહક સુર સાંભળ્યો [illegible]
ઇશ્કે વહેદત નાં નિશાઆં મસ્ત થઇ,
દારૂ હકીકી નો પીધા અંગુરનો,

જામ પીધો મોતનો અમૃત ગણી,
ખેલ જાણ્યો જગ્ત ક્ષણ ભંગુર નો,
મંદિરો ને મસજીદો નો મોહ ગ્યો,
મર્મ જાણ્યો અપ્સરા ને હુરનો,
મઝહબી ઝઘડા નો બોજો ફેંકતાં,
નજીક થયો રસ્તો હતો જે દુરનો,
રાહે શરીયત હદ વટાવી બે ધડક,
જોઇ હકીકત માં તજલ્લો નુરનો,
"લાઇલાહ।" માંહે ઇલ્લલ્લા "અલી."
હા! પઢયો હું સબક એ મજકુરનો,
આદિ ને વળી અંત માંહી એ અનંત,
અલખ માં લખ નો ઝલક એ નુરનો,
તે અલી નું નુર સત્ત "સુલતાનશાહ"
સાર એ "વસ્તોજી" સુરે નુરનો.



આવા મારા જાહેર ધાર્મિક જીવનમાં જોશ પ્રાપ્ત થતો રહેતો. પ્રથમ પ્રકરણ તરીકે મુંબઇની ઇસ્માઇલીયા કાઉનસીલના મેમ્બર અને **પંજેભાઇઓનાં** આગેવાન **શેઠ જાફરભાઇ શેરમામદની** મારા પ્રત્યે એક નોકર તરીકેની મારી હેસીયતની ગણત્રી કર્યા વગર પોતાના સતપંથના ભકત કુટુંબના વારસદાર તરીકેના ઉંચા ખાનદાની ખમીરનાં ગુણ વડે, એક મહેરબાન અને કદરદાન મિત્ર તરીકે માન આપવા લાગ્યા, અને તે પછી મુખ્તાર **બોઇ નાનજી, અલીઆમદ જાનમામદ ચુનારા, મીરઝા મહમદ** જીરરાજ, **રજબઅલીભાઇ** કાસમ મેવાવાળા, **રજબઅલી**

ખીમજી, જુમાભાઈ મામદ દમણીયા, કુરબાન અલીભાઈ જીવરાજ વિગેરેનાં પ્રેમીઓનાં સહવાસમાં ભેળાયો. અને મારાં ઇશનાઅશરી સગા અને કુટુંબીઓનાં છુટા પડેલા સંબંધથી એકલા પડી ગયેલા જેવા લાગતા દીલને સાચા સ્નેહી તરીકે ઉછેર્યું. અને તેના પરીણામે મારી સમજ શકિત, લેખન શકિત, અને સત-પંથના નિરમળ સિધાંતોને વિરોધી "આર્ય સમાજ"ના રાધા ક્રષ્ણ પંડીતના (૨૫) સવાલોની મગરૂરી તોડનાર અને ખુદાઇ રસ્તાની જાહેર ઓળખનું પ્રાથમીક પુસ્તક મારા હાથે "આફતાબે હકીકત" નામનું લખાયું, અને તેવા કાર્ય તરફ શેઠ જાફરભાઈ શેરમામદે જે કાળજી અને ખંત બતાવી હતી, તેમાં વિકટ પ્રશ્નોના મુદાના જવા-બોનો સતપંથ શાસ્ત્રોથી એમનાં પુજ્ય માતુશ્રીના યાદદાસ્ત ઇમામો-ના ઘરની ખીદમત ગુજાર ઇસ્લામી સ્ત્રીઓનાં જીવન ચરિત્રોના દાખ-લાઓમાં દિપાવે એવો, મારા જાતી અનુભવ ઉપરથી જોતો. અને મુખી પીરભાઇનું માનવંત ગણાતું ખાનદાન અને ઇમામોની ખીદમત ઉઠાવનાર કુટુંબનાં ઝળકતા દ્રષ્ટાંત રૂપે શેઠ જાફરભાઇ અને એમનાં પુજ્ય માતુશ્રી મિસાલ ઘણા ખોજા કુટુંબોની હકીકતની વાતો જાણતાં. સત્ય અને ખુદાઇ રસ્તાની મારા દીલમાં વધુ ને વધુ ખુબીઓ સમ-જાવા લાગી. અને ઇશનાઅશરી ખોજા બાનુ અને બચ્ચાંઓ તથા માબાપોની ઇમાનદારીના ઉપલક હીસાબનાં ધોરણના મારા ખાસ અનુભવને તે એક આબાદ ઝટકો કરતા જતા હતા. "આફતાબે હકીકત"ના પુસ્તકનું પ્રગટપણું, શેઠ જાફરભાઈ શેરમામદે ધી સાહિ-ત્ય ઉ-તેજન મંડળના બંધારણ સાથે આપ્યું. અને તેમ કરી મંડ-ળનાં મેમ્બરો મારફત મારા તરફ કદરદાની તરીકે એક સોનાનો છેડો અને ઘડીયાળ મારી ઇચ્છા વિરૂધ આપવામાં આવ્યો, અને ત્યાર પછી "ધી દરમાર્દલીયા સાહિત્ય ઉ-તેજન મંડળ" હસ્તક

નીચે મુજબના પુસ્તકો મારા હાથે લખાગેલા પ્રગટ થયા. ઇસમાઈલી ચાબુક નં. ૧ લો, દુઆના દુશમનને ઝટકો તથા ફીતુરી ફતવાને ફટકો, હાજર ઇમામની હિદાયત અને મુનાફીકોનો દુરાગ્રહ તથા "**આગાખાની ખુદાઈનો ઝળકાટ**" એ મારૂં છેલ્લું પુસ્તક એ મંડળ હસ્તકનું બહાર આવ્યા પછી, મી૦ **કાબા** અને **પંડિત રાધા** કૃષ્ણના પુસ્તકોનો જવાબ આપી, વધુ વખત તેમાંજ ગાળવાનો ગમ્યો નહીં. અને હું હાલ મારી ધાર્મિક જીવનની સાહિત્ય તરફની ફરજ ભુલ્યા વગર **સતપંથ**ના નિરમળ સિધાંતોને આખી દુનિયાંનાં એકત્ર-પણાની યોગ્યતાને જાહેર મુકવા તરફ પ્રેરાઉ છું. અને તે એકાદ **અઠવાડીક** કે **પખવાડીક** પેપરનાં સાધન થકી પરીપકવ થાઓ; એમ મારી વાંચ્છનાં છે, જ્યારથી મેં ઇશનાશરી તરીકેની મારી જીંદગી ખલાસ કરી, અને ઇસમાઇલી જમાતમાં "**પુનરજન્મ**" લીધો, ત્યારથી મારી પરવરશનાં સાધન તરીકે ગણાવતાં કહીશ કે, મને મારી દુધમલ બાળક તરીકેની હાલતમાં શેઠ છગનભાઇ અને મનજી ગુલામહુસેનની માયાળું લાગણીરૂપી દાઈની ગોદમાં, નુરી પ્રકાશ તરફ ડગમગ નિહાળતાં, દિવસો ગુજારયાં. અને **પં જેભાઈ કલ્યાણનાં** ખાણાના મેળાવડા અને બીજા કાંડી મહોલા કન્યાશાળાના વાર્ષિક દીવસમાં રજુ કરી, જાણે મારી ઓળખાણ કરાવી, મને જીવંત પરી યંતનો રૂણી કરયો છે. ત્યારપછી ઇસમાઈલીયા સાહીત્યના **પાળણા**-માં જોડી શેઠ જાફરભાઇ શેરમામદ અને હાજી મામદભાઇ રહીમ જે નુલાબદીન અને મુખી લાલજીભાઇ દેવરાજ જેવા **સતપંથ**નાં સાચા સેવકો તરીકે દોરી તાણતાં રહી મને હિંચોળયો. અને મારો પુષ્ટીકારક ખોરાકની સગવડ જાળવતા રહયા. અને તે વખતથીજ **ભાઈબંધીના** જ્ઞાન રૂપ હકો સાચી લાગણી વડે, મી૦ **મુખ્તારભાઈ નાનજી** અને મી૦ **અલીમામદ જાનમામદ ચુનારા** એ બેઉ જાળવતા રહયા. અને

મી૦ મામદભાઇ વલીનાજર તથા અલીમાહમદભાઇ વલીનાજર, મી૦ કાદરહુસેન મેરઅલી, મી૦ કરમઅલી રેમતલા સુતરીયા અને મી૦ રહીમભાઇ અલાભાઇએ જાથુકની મુલાકાતો અને મિત્રભાવનાંનાં પ્રસાદો આપી, મારી ધારમીક જીવનનાં આનંદના સહવાસમાં ઘણી કીમતી મદદ આપતા રહયા છે.

ધી યંગ ઇસમાઇલીયા વિદયાવિનોદ કલબનાં પ્રેમી મેમ્બરો મી૦ લખપતિ, મી૦ ચારણીયા, મી૦ મોદી અને મી૦ અંજારીયા તથા મી૦ હાજી પાણી જેવા ભાઈઓના મારા પ્રત્યે માન થી કલબમાં ધારમીક ભાષણો કરાવી, મને સત્ય રહયનાં ઉદ્ગારો પ્રકાશવા જે તકો આપી મને આભારી બનાવ્યો છે, તે પણ મારા પુસ્તકમાં નોંધવા વગર રહી શકતો નથી.

આ મિત્ર મંડળનો સહવાસ ગોયા એક સતપંથ સરખા મહા-સાગરમાં જુદે જુદે રસ્તે મુસાફરી કરનારા અને અંતે એકજ સંગમ માં ભેળા થનાર વિચારોનાં સમુહ રૂપ હતો.

સનાતન ધર્મની માન્યતા મુજબ પીર સદરદીન અને પીર હસન કબીર દીન જેવા સમર્થ ગુરૂઓનાં વચનો અને ઇસ્લામમાં ઇમામની નસલને પ્રગટ રૂપે વળગી રહેનારા તરીકેનાં અભ્યાસની ઉન્તમતાના મળતાપણા ઉપર, શુધ દીલની દલીલો ધરાવનારા મારા મિત્રો તરીકે તેઓ દરેક મને ચાહતા હતા. એજ મારી નામદાર આગાખાન સાહેબ જેવા હાજર ઇમામની મોહબત ધરાવનાર દીલને પહેલા વિયોગના સમયમાં તસલ્લી હતી: કારણ કે, મને સતપંથ ધર્મની જેમ જેમ અસર વધતી ગઇ, તેમ તેમ સતપંથના શિરતાજ હાજર ઇમામ ના૦ આગાખાન સાહેબનાં વિલાયત સિધારવાથી પડેલા

વિયોગથી, પ્રેમી અંતઃકરણ ભડકવા લાગ્યું અને કલાપીના નીચેના શબ્દો જાણે મારા દીલનો પડઘો થઇ પડ્યા કે—

**ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,**
**હજારો રાત વાતોમાં, ગુમાવી એ કમાઈ છે!**

આ પછી આ બુક છપાવા અગાઉ ઈ. સ. ૧૯૨૦ ની એપ્રીલ માસમાં જ્યારે ના૦ આગાખાન સતપંથના સાહેબ જ્યારે મુંબઈમાં પધાર્યા, ત્યારે તેમની દયાદ્રષ્ટી અને આશીરવૃષ્ટી નાં અલભ્ય લાભથી હું નશીબવંત થયો, અને હાલ મારી જીંદગીના બાકીના વરસો એજ સાહેબલ અમ્ર, ઈમામુઝ ઝમાન, ખલીફતર રહેમાન, શરીકલ કુરઆન, ખુદાવન્દ મવલાના સર સુલતાન મહમદશા દાતારના ફરમાન મુજબની સેવાઓ સાચા અંતઃકરણથી બજાવવા હીંમત કરી છે. તેમાં તેમની દયા વડે હું મક્કમપણે ફતેહ મેળવું, એજ તમન્ના, એજ ઉમેદ છે. તે મંજુર થાઓ. (વસ્તેજી.)



# મારાં મક્કમ દીલ આગળથી પસાર થયેલા બીહામણા દેખાવો!!!

[ઇશનાઅશરી જમાતવાળા તરફથી મારૂં ઇસ્માઇલી જમાતમાં દાખલ થવા બાબત ઘણા બળાપા કાઢવામાં આવ્યા છે, જે સંક્ષિપ્તમાં નીચે મુંજબ હતા — ]

(૧) લો બળાપો—મારો સગો મોટોભાઇ નજરઅલી જુસબ ગુજરી જતાં ઇસમાઈલી જમાતમાં મારૂં કોઇ વલણ સગાં તરીકે શરૂઆતમાં નહી હોવાથી, તેમ ઇશનાઅશરી જમાતમાં મારા કાકા હસનભાઈ મુખીનું કુટુંબ અને મારી ફુઇ વિગેરે હોવાના કારણે ઈશનાઅશરી જમાતમાં સાદ ફેરાવ્યો હતો. અને હું ફાતેહા માટે બાંકડે બેસતો, તે જોઇને ઇશનાઅશરી જમાતના છેલ્લા દાયકામાં ગરીબી હાલતમાંથી માલદાર થવાના જોમમાં એક અહરથે મારા કાકાને કહ્યું કે "કવિ જો બાંકડે બેઠો હશે, તો અમો ફાતેહા કે છ્યારથમાં આવશું નહીં." અને તે ઉપરથી મને જાણ થતાં હું ફાતેહા વિગેરે માટે બેસ્તો બંધ થયો. જો કે ઇશનાઅશરી મઝહબ પ્રમાણે, એ વરતન મારા પ્રત્યે દીનથી વિરૂધ્ધ અને અદેખાઇનું જાણી મારા ઇસ્માઈલી થવાની અસર તે જમાતના આગેવાનોમાં આટલે દરજ્જે થઈ તે જાણ્યું.

(૨) જો બળાપો—કરાંચીવાળા જાફર ફદ્દની મુલાકાત નિશાનપાડા રોડના નાકે રસ્તામાં થતાં મને જોઇને કહ્યું કે, ભાઇ કવિ, તારા નામથી ગાજી હતાં, તે આજે રોવું પડે છે.

(૩) જો **બળાપો**—મારા વિરૂધ ખોટા કાગળો ઈસમાઇલી જમાતનાં આગેવાન મેમ્બરો પર આક્ષેપ મુકી ખાનગી લખવામાં આવ્યા.

(૪ થો **બળાપો—અબ્દલાભાઈ માવજી, મામદ જુમા ભાઇ અનેહાજી બચુઅલી** વિગેરે શરૂઆતમાં મારાથી મોઢું મર-ડતાં ને પહેલા બે આસામીઓએ ખુલ્લી રીતે સલામ કહેવા ના પાડી.

(૫) મો **બળાપો**—લાલપુરના મેળાવડામાં મી૦ કાબાએ નુરે હિદાયતનાં અંકમાં જણાવવા મુજબ **"વરતેજી"** ઇશનાઅશરી જમાતમાંથી નીકળવાથી ઇશનાઅશરી જમાતનું **નાક કપાઈ ગયું !"** એમ આપસમાં માનવું.

મી૦ કાબાએ **હકીકતી બંદગીનો આઇનો** ત્થા **દાવતે ઈમાન** નામની બુકોમાં મારા નામે મનધડત ઉભારા કાઢવાની બા-બત ત્થા મારી......ભવાઇથી કંટાળેલી ઇશનાઅશરી **જમાત ત્થા** હકીકતોનું હડહડતું જુઠાણું !

હું જાસુસી તરીકે ઈસમાઇલી જમાતમાં દાખલ થયો છું; પણ ખરી રીતે ઇસમાઈલી ધર્મ સ્વીકારીને ગયો નથી: તેવું ખોટું અને મન કલ્પીત દીલાસો લેવા જેવી ગપો ઉરાડવી—અને નનામાં પત્રો લખવાં લખાવવાં.

સવંત ૧૯૭૬ ના મહોરમની બારમી તારીખની રાતે મને મારવા થયેલો હુમલો, ગઢડાવાળા નાનજી માધવજી જેવા ભલા માણસે બહારગામ કાગળો લખી, મારા સગાઓમાં ભય ઉભો કરવા-ની કરેલી નાદાની અને તે બાબતમાં મને આવેલ પત્રોની હકીકત.

મેં ઇસ્નાઇલી જમાતમાં વીખવા, માલદાર ખોજા બાઇ સાથે બીજા નીકા કરવા ખાતર, અખ્તીયાર કરેલ ઇસમાઇલી ધર્મની હેમાકતભરી ખોટી અફવા!

મારા શેઠ જુના લેણદારને ઉશ્કેરી મને હેરાન કરવાની નીચ વેતરણ.

આવાં આવા જુઠાણા, બળાપા, અને અફવાનો ભોગ મને બનાવી મેં આડકતરી રીતે મને મારી જાતને નુકસાન પહોંચાડવા, અનેક પ્રકારો જુદા જુદા અદેખા મારા જાણીતા અને મિત્રો જેવા શત્રુ અને સગાં સંબંધીઓ તરફથી કરવામાં આવી છે; છતાં આજે હું જીવતો, જાગતો કોઇના પણ ખોટા આક્ષેપની પરવા વગરનો અને સત્ય અંતકરણથી ઓલાદેઅલી, હાજર ઇમામ, સાહેબ ઝમાન શરીકલ કુરઆન, ઇમામે ઇન્સોવલજાન, ખલીફતર, રહેમાન આગા સુલતાન મહમદશાની દુઆ વડે મક્કમ મનનો, અને અડગ વિશ્વાસુ, અને બુલંદ હીમતનો, એમનાં ગુલામોનાં ગુલામોની પગરજની પ્રસાદીનો ઉમેદવાર, સેવક તાતોચાતો છું. અને ઇશનાઅશરી જમાતના ગણત્રીનાં અભાવના જવાબો તરીકે પુષ્કળ ઇસમાઇલી બંધુઓના ચાહને માનની ભલી લાગણીથી મસ્ત બનતો જાઉં છું!—અહાહા! કેવો સુંદર મારો પુનરજન્મ! અને મુક્તિના માર્ગનો આનંદ.

છેવટે મારે મારા ઉપર થયેલા ઇર્ષાભરયા હુમલામાં આનંદરૂપ ટકી રહેવામાં મારા ધરવાળીનાં દીલાસારૂપ શબ્દો અને તેણીને પણ ખમવા પડેલા મારા લીધે દુખની વખતે, તેણીની સહનશક્તી માટે પણ હું મારો હર્ષ દરશાવીને, આમારાં કથનને બીજા કોઇ વધુ ભલા સંજોગોની ઉમેદ માટે મોકુફ રાખતાં, નીચેની મારી માનીતી કવીતા રજુ કરી આનંદનો અનુભવ કરૂં છું—



## મઝલ.

---

### અઈ હઈ મને આનંદ છે!!!

ભમતાં અગોચર રાફડે અઇ હઈ મને આનંદ છે!
કદી ત્યાં ફણીધર ફાફડે અઈ હઇ મને આનંદ છે!
ફદી દુ:ખના ડુંગર પડે, પીડીત કલેવર તરફડે
શિર આભ જો તુટી પડે, અઈ હઇ મને આનંદ છે!
૧* ગગને ચડી પટકાંઉં તો, ૨* ભુતળ પરે ભટકાઉં તો;
૩* ફાંસી ભલે લટકાઉં તો, અઇ હઇ મને આનંદ છે!
૪* કુચા થકી ગુંગળાઉં તો, ૫* મુરદું બની ગુંથાઉં તો;
૬* કદી અગ્નિમાં ભુંજાઉં તો, અઇ હઈ મને આનંદ છે!
૭* કદી શીર ઉપર કરવત ફરે, છેદાઉં જો બરછી છરે!
કદી લોહીનાં આસું ઝરે, અઈ હઈ મને આનંદ છે!
ચુંથે કે દાટે જોરમાં, બાળે સજીવગણી ચોરમાં;
દખમે, મશાણે, ઘોરમાં, અઇ હઈ મને આનંદ છે!
"વરતેજી" મન ડુંપદ જતાં, તુંમાં મળી તદરૂપ થતાં;
ભય ચીત્ર જેવાં ભાસતાં, અઇ હઇ મને આનંદ છે!

વસ્તેજી.

---

૧* સુલેમાન નબીની માફક. ૨* મુસા નબીની માફક.
૩* ઇસા નબી જેમ. ૪* ઇદરીસ નબી મુજબ.
૫* અય્યુબ નબી મુજબ. ૬* ઇબરાહીમ પેગંબર મુજબ.
૭* ઝીકરીયા નબી માફક.

# ઈશનાઅશરી બિરાદરોને એક સલાહ.

ઓ, મારા જાણીતા મહેરબાનો, મિત્રો, અને સહવાસીયો, હું જો કે; તમારાથી છુટો પડયો છું, તેમ નહીં, પણ તમોએ ખાત્રી કર્યા વગરનાં ઈસલામના સિધાંતોની વિરૂધ સાબેત થતાં "**ગયબ ઈમામત**"નાં ઉસુલનાં એકજ વિચારથી છુટો થયો છું. એમ કહેવું ખરૂં છે, અને હું, મારી જીંદગીનાં કીંમતી દીવસોની મહેનત વડે **ઇસમાઈલી** જમાતનાં મુરબ્બી જે નામદાર આગાખાન **ઇમામે મોજુદ** છે, તેના શરણે ગયો છું, તે ઉસુલેદીન મુજબના દરેક મુદાને ગોખ્યા પછી, તેની સત્ય સમજ મેળવીનેજ ગયોછું...! **ઉસુલેદીન** નાં પાંચ મુદામાં પ્રથમ—

૧ **તોહીદ.** ૨ **અદલ.** ૩ **નબુવત.** ૪ **ઈમામત**—અને ૫ **કયામત** એ પાંચે મુદાથી હરગેજ હું દુર ગયો નથી. બલકે તેની ખરી સમજનેજ મારા ઇમાનપુર્વક વળગી રહયો છું, અને તે હાજર ઇમામ ના૦ આગાખાનની ઇમામત કબુલવા વગર પ્રાપ્ત થઇ શકવું મહાલ છે, કારણ કે જનાબ રસુલે ખુદાનાં **છેલ્લાં યાદગાર વચનો "હદીસે સકલૈન"** મુજબ "**મુગાં કુરઆન**" ઉપર (મોજુદ) "**બોલતું કુરઆન**" એજ હ૦ અલીની સીધી નસલે "**નુરન અલ્લાનુર**" (નુર પછી નુર) ક્રમવાર **બની ફાતમાઇદના** વંશનો વડો અને ઇમામતના હયાત હકદાર વારસ **છે.** **હ૦ જાફર સાદેક** પછી **મુસા** કાઝીમને ઇમામ ગણવાની મામુન રશીદની યુકિતના ભોગ થઇ પડેલાંઓના હાથમાં, આખરે **ઈમામનો** દામન રહયો નહી. અને ખુદા કુરઆનમાં ફરમાવે છે, તે **મુજબ**

તેજ હ૦ અલીનો વંશ ફાતમાઇટ તરીકે, આ દુનિયાના અંત સુધી રહી ઇમામતનો હક ભોગવશે, કે જે ખરો છે ને જાહેર છે. ગયબ રહે, એ માનવું હદીસને કુરઆનની વિરૂધ છે. ઘણી બનાવટી હદીસો-નાં ભોગ થાય છે; તે માફક તમો બનશો નહી. ને ખાતરી કરશો. તોજ મને સંપુર્ણ ભરૂસો છે કે, તમો પણ એજ નામદાર આગા-ખાનની ઇમામતને સ્વીકારશો. હું જાણુવામાં ભોળવાયો હતો, તેમ તમો ભોળવાશો નહીં, ઘણી હદીસોમાં બારમા અને ગેબ શબ્દો પાછળથી પોતાના મતલબ ખાતર ઉમેરાયા છે. એકજ બાબત તેના માટે કુરઆને શરીફમાં સુરેયાસીનની બારમી આયાત બસ છે કે, જેમાં ઈમામે મોબીન લખેલ મોજુદ છે. તેનો અર્થ "જાહેર ઇમામ" થાય છે, અને કુરઆનના શબ્દ વિરૂધ હદીસ હોયજ નહીં જે હોય, તેને માનવી નહી જોઇએ, કારણ ઈમામ જાફર સાદેક ખાસ ફરમાવે છે કે "બનાવટી હદીસો તેને સમજવી કે, જે કુરઆનથી મ-ળતી ન હોય, ઇસલામનું જીવન કયામત સુધી ટકનાર છે. તો પછી હીદાયત હાદી વગર કે હુજજત વગર કોણ કરે ? શું ઉમ્મતને રેઢી મુકી છે ! ગઇબ છે ને જાહેર છે, એવી એવી બનાવટી વાતોની પરખ કરજો, ને તેનો પરખ કરવાનો તમારો હક વેચી નાખશો નહીં. તમે પોતેજ ખાત્રી કરજો. અરબસતાન ને ઇરાનના ઇશનાઅશરી આલ મોની તરફ નિગાહ કરવી નહીં. કારણ કે ઉસુલની બાબતમાં દરેકને તપાસવાનો અને સમજવાનો હક છે. કોઇની સમજ કામે લાગશે નહીં. "મોટા આલેમો કે મુજતહેદો શું નહીં જાણતા હોય! એવા વીચારમાં નબળા થતા નહીં. આલેમો કે મુજતહેદોની હાલતનો તોલ કરવા કુરઆને શરીફની નીચેની આયત સમજજો કે "યહદી-લ્લાહો બે નુરેહી મંયશાઓ"-એટલે ખુદા ફરમાવે છે કે "હું જેને ચાહું છું, તેનેજ મારા નુર વડે હીદાયત થાય છે" તો પછી

આલેમ હોય કે મુજતેહેદ હોય, પણ જો તેને ખુદા ચ્હાય નહીં, તો કેદી હીદાયત થતી નથી. ઈમામનાં વરતન તરફ આપણે કાંઈ કહી શકીયે નહીં. કારણ તે દુનીયાપર સઘને હીદાયત કરનાર એક છે. તો તેની મસ્લેહતમાં દખલ કરવો ઈમાનદારી નથી, અને તે બાબતમાં "ખીજર"ના વરતન તરફજ ખ્યાલ રાખજો, કે જેના વરતનથી હ. મુસા જેવા ઉલુલ અઝમ પેગંબર ભુલી ગયા હતા, પણ તેને પણ તેના વરતન તરફ ધ્યાન રાખવાનો હક નહીં હતો, કારણ કે પરીણામે ઈમામ ખુદાનો પ્રતિનીધી છે, જેવો હક પેગંબરને નથી, ઇમામ તખ્ત નશીન રાજા છે, પેગંબરનો દીકરો પેગંબર થવાનો રૂલ નથી. પણ ઇમામનો દીકરો ઇમામ થાય છે; પણ વજીરનોં દીકરો વજીર થાય નહીં, ઈમામ કરતાં પેગંબરનો દરજજો નીચે માનવો, તેમાં ઈસલામની હીદાયત ખોટી થતી નથી, બલ્કે તે ખરી વાત સમજ્યા વગરનો ઇસલામ માનવો તે ખામી છે. કુરઆનમાં તેનો પણ ખુલાસો છે, કે હ૦ ઈભિરાહીમ પેગંબરને ખુદાએ તેના પેગંબરીના કામથી રાજી થઇ ઇમામ બનાવ્યા. એટલો તેમનો દરજજો વધારયો. તો પેગંબર કરતાં ઇમામને મોટા માનવા તેજ ખુદાના હુકમને માન આપવા બરોબર છે. અલીને નબી એકરૂપ માનવા તેમાં ભેદ માનવો નહી. જેવી રીતે ડાબીને જમણી આંખ છે, પણ નજરનું રૂપ એકજ છે, બે આંખથી બે નજર નથી.

## કુરૂઓદીન.

આ મુદ્દામાં **નમાજ**, રોઝા, **હજ્જ**, **જકાત, ખુમ્સ** અને **જેહાદ અમ્ર બીલમારૂફ** અને **નીહી અનીલમુનકર** એ આઠે મુદ્દા અમલ કરવા લાયક છે, પણ તેની **સમજ** વગર અમલ કરવો, તે ખુદાના હુકમની મશ્કરી કરવા બરાબર છે, **અરબીમાંજ** પઢવાનું કુરઆનમાં ખુદાનું ફરમાન **નથી**, એ બધા ઠસી ગયેલા એહકામો ઉપર નિરાંતે વિચાર **કરજો**. **અને** દુનીયા માટે, કે પોતાનાં ડહાપણ માટે એ ચીજો નથી; **પણ** તેનો સંબંધ ખુદા સાથે છે. તો તેની સમજ ખુદા માટે વિચારતાં તમને જે ઠીક લાગે, તેમ હુકમ મુજબ અદા કરવી. અને ઇસમાઇલી જમાતમાં તેની કોઇ ઠેકાણે અટકાયત નથી. નમાઝ, રોઝ અદા કરનારને માટે પણ સગવડ છે, તેમ તેનો કોઇ વિરોધ કરી શકતું નથી. તેની વાતોની જામીનગીરી જ્યાં માગશો ત્યાં મળી શકશે. પણ કોઇ બીહવરાવે અથવા અનુભવ વગરનો ઇસમાઇલી કહેવાની ઉતાવળ કરે, તો પણ તેની દરકાર કરશો નહીં, કારણ કે ઇસમાઇલી ધર્મના શિરતાજ હાજર ઇમામની મુખ્તારીની વચ્ચે કોઇપણ આવી શકતું નથી. માટે તે બાબતમાં કોઈ ગમે તેમ કહે, તોપણ મારા અનુભવ વડે આ બાબતમાં તમારી હામી ભરૂં છું.

**નમાજ**, રોઝા, અને **કુરઆને શરીફ** પઢવાની માત્ર તરફેણ કરીને મુસલમાન કહેવરાવવું અને ઈમામની ગેબની વાતનાં આધારે મુઝતહેદના કહેવા પ્રમાણે કરવું, તે હકીકત માટે જો **ઈતીહાસ** તપાસશો, તો હ૦ અલી સામે માવીયા અને તેનાં લશકરની ઇમાનદારી અને મુસલમીન ગણાવાની બાબતને નિગાહમાં રાખજો, અને બની શકે તો, **જંગે સીફફીનથી** માહેત થજો અને તેમાં **મુસલમાન** અને

મોમેનની સમજ પડશે કે મોમીન ઇમામની તાબેદારીનેજ ઇસલામ સમજતા હતા. અને મુસલમાનો તેમ નહોતા માનતાં. જેઓ કુર-આન શરીફની અમાન હ૦ અલીએ નહીં સ્વીકારવાથી, ખારજી કહેવાયા છે, તેથી ખુદા બચાવે, એ મારા જાણીતા મહેરબાનો, મિત્રો, તમો ખાત્રી કરો, ને સત્ય સમજો. ખુમ્સ અને દસોંદ એકજ હિસાબ છે,

**પીર** સદરદીને આપણા બાપદાદાને છસો વરસપર જે હીન્દુ હતા તેમને યુક્તી કરી ઇસલામમાં લાવ્યા, તેમ કહેવું સચ્ચાઇથી દુર છે, કારણ કે તેમણે ઇસલામમાં લાવવા યુક્તી નહોતી કરી, પણ વેદ મુજબ ઇસલામને સનાતન ધર્મનો ચોથો અને છેલ્લો ભાગ છે. તે સત્ય રીતે સમજાવ્યું હતું, અને **પીર** સદરદીને ઇશનાઅશરી ઇમામની તાબેદારી સમજાવી છે, એમ કહેવું એ તદન **ખોટું** અને અજ્ઞાનતાભર્યું છે. કારણ કે હું પણ એમજ જાણતો હતો, પણ તપાસ કરતાં મારી તે માન્યતા ખોટી સમજ્યો. અને તોબા કરી છે, કારણ કે પીર સદરદીને "એ **જાહેર** દેવ જંપુદીપમાં બેઠા," એમ જ્ઞાનમાં કહીને, **જાહેર ઇમામની** ઓળખાણ કરાવી છે, પણ ગેબ ઇમામની નહીં. **પીર** સદરદીન છસો વરસપર થઇ ગયા, તે વખતે **બારમા ઇમામ** ગયબ થઈ ગયા તેને ચારસો વરસ થઇ ગયા હતા. ચારસો વરસ સુધી ગયબ રહેલાને મનાવવા આવ્યા હોત તો "**જાહેર** બેઠા" એમ કહે અને હીદાયત કરે એમ માનવું ખોટું છે. પણ ખરી રીતે, તેમણે તે વખતનાં ઇમામ "**ઇસલામ શાહ**" જે મોજુદ હતા, તેમના વિશે ઓળખાણ કરી છે, અને નામદાર આગાખાન જે હ. અલીના વંશમાં છે તે જાફર સાદેક પછી તેમનાં વડા ફરઝંદ શાહ ઇસમાઇલને ઇમામત સોંપી મિસર તરફ રવાના કરયા. તે પછી મામુન રશીદ મુસા કાઝીમની તરફેણ ખાતર પોતાનું દબાણ વાપર્યું પરંતુ મુસા

કાઝીમની નસલ ખુદાના હુકમ મુજબ ગયબ રહીને અટકી. પરંતુ નામદાર આગાખાન શાહ ઇસ્માઇલના વંશમાં આજ સુધી બરાબર ઉતરી આવેલા છે. આ ઇતિહાસીક બીના છે, તેમાં મારૂં કહેવું અને તમારી માન્યતા, બેઉની તવારીખોમાં ખાત્રી કરજો, અને એજ સીધી નર નસલે **નામદાર આગાખાન હાઝર ઈમામ** છે! અને ખુદા કુરઆનમાં ખુદા અને રસુલની ઈતાયત પછી **ઉલુલ અમ્ર મીનકુમથી** જણાવે છે તે એટલે **હુકમ કરનાર ઈમામની તાબેદારી કરો!** તે મુજબ નામદાર **આગાખાન** હુકમ કરનાર **મોજુદ ઈમામ છે;** અને **ગેબ** ઇમામ હુકમ કરનાર થઈ શકે નહીં. તેનો વિચાર કરજો, ને એવો બીજો હોય, તો તે તપાસજો.

## નાયબે ઈમામ.

**નાયબે ઈમામની** માન્યતા પણ ખોટી છે. કારણ કે, અગાઉના ઇમામો નાયબ મોકલાવતા તો તેના પાસે ઇમામની મોહરવાળો તાલીકા (રૂકો) રહેતો. તેવો હાલના **નાયબ ઈમામ** પાસે નથી. તેથી તે **નાયબે ઈમામ નહીં** પણ, નાયબે આલેમ કહેવાય, કારણ કે, તેને આલેમો ચુંટીને મુકરર કરે છે. આ બધા મુદા ઉપર મી૦ જીમના જુદા જુદા સવાલોના મેં જુદા જુદા જવાબો આપ્યા છે નામદાર આગાખાનને ખુદા માનવાની ફરજ નથી. એ બધી વાતો વધુ સમજ મેળવવા ઉપર આધાર રાખે છે, માત્ર **ઇમામની બેયત કરવાની તમારી ફરજ ઉપર વિચાર કરે!** અને જો બધા મુદા થી વિચારતાં તેમનાં ઉપર વિશ્વાસ મુકવા અને બેયત કરવાનું બને તો તે તક મેળવીને અને પછી તેમાં શું ઉમ્દગી હાંસલ થ.ય છે તેની ખાત્રી કરજો, અને બીજા અજાણ્યા મુલ્લાં ને અજાણ્યા આલ

મોનાં આભાઃ ને અમામા ઉપર ભોળવાઇને વિશ્વાસ મુકવો તેના કર તાં નામદાર આગાખાન ઉપર આપણા વડવાઓ જે છસો વરસથી વિશ્વાસ મુકતા આવ્યા છે, તેમાં આપણને શું નુકસાન થયું છે ? જો ડહાપણથી વિચારશો તો જે નાદાન લોકો કહે છે કે ખોજાનો પઇસો લુટીને પોતે માલદાર થઇ ગયા. તમો એમ વિચારતા નહીં, પણ નામદાર પેહલા આગાખાન હીન્દમાં પધારયા; તે અગાઉ ખોજા-ની હાલત અને અત્યારની એમની તાબેદારી સુધીની હાલતમાં તમે કેવી હાલતમાં ફેરવાયા. કે અગાઉ ખોજા ભાડભુંજા કહેવાતા, અને મારકીટના બાંકડાના ભાડુત હતાં. ડુંગળી, મુળા વેચતા—ને આજે વિદ્વતાનાં હકદાર, અને ઝળકતા, તથા ગવરમેન્ટમાં ઇઝતમાં ચઢીયાતા મીલ અને મકાનોની માલેકીમાં ચઢીયાતા, પરદેસ ખાતે પણ વસ નારાઓમાં એક્કા! ખોજાઓજ, હીન્દ ભુમિમાં બીજી કોમમાં દેખાશે એ બધું નામદાર આગાખાનના ભલા આશિષનાજ પ્રતાપે! એમની આશિષથી, ખસી ગયેલ બારભાયા અને ચોડા દશનાઅ-શરીની દીનબદીન ઘટતી જની કુવ્વત જેનો હજી તમોને પુરો ખ્યાલ નથી, તે તપાસો, અને નામદારના આશિરવાદ મેળવનારની ચાલુ જીંદગી જુઓ!



# મારી જંગબારની મુસાફરીની નોંધ.

મારી સંવત ૧૯૭૪ ના આસો માસમાં જંગબાર તરફની મુસાફરી દરમ્યાન નોંધી રાખવા લાયક બાબત થોડુંક નીચે જણાવીને મારી જીંદગીના ચાલુ તબકકામાં ધાર્મિક વલણની અસર રજુ કરૂં છું, તેમાં મુખ્ય બીના એ છે કેઃ–

**મુંબઈથી** રવાના થતાં પ્રથમ ૧૪ મે દિવસે મુંબાસાના કિનારે પહોંચ્યા, ત્યાં ચાર દિવસ સ્ટીમર ખુશરૂ રોકાવાની હતી. અને લાગલાગટ (૧૪) દિવસ સુધી જમીન કે ઝાડના કુદરતી દેખાવો નજરે પડયાજ નહોતા. અને જાણે આખી દુનિયામાં માત્ર "ખુશરૂ" સ્ટીમર એકજ પ્રલયકાળની માફક જળમય દુનીયામાં હતી. અને તેમાં અજાયબ જાતનાં જળચરનો વ્હેવાર કંઈક ખુદાઈ શકતીનું અજબ ભાન કરાવતો હતો! અને આકાશ તરફ નજર કરતાં, તેના અમરીયાદીત વિશાળપણામાં દીવસના સુર્ય અને રાત્રી ઝગમગતા **ચાંદરણાઓનો**, સરદાર **ચંદ્રમા** નુરાની ખ્યાલના બ્હાનારૂપ હતો. અને આથી જમીનપર ઉતરી **મુંબાસા** નિહાળવા ઇચ્છા પ્રગટી. મારી સાથે જંગબાર તરફના **દારસલામનાં** નિવાસી મિશનરી મી૦ હુસેનભાઈ જુસા હતા. અને તેમના સહવાસમાં રહીને ચઉદ દિવસ હિન્દુ, મુસલમીન બ્રાન્તિટાળક **સતપંથના** સિધાંતોનો મારો અનુભવ રજુ કરતાં, બધાંઓને મનગમતી ખુદાઈ માર્ગની વસ્તુ થઇ પડી હતી. અને સાથે કેટલાક ઇશનાઅશરી ભાઇઓ સાથની મારી મુલાકાત અને થયેલા સવાલ જવાબોનું પરિણામ પોતે કામપર નિરાંત મેળવ્યા પછી, ઇર માઈલી જમાતમાં દાખલ થવાની ત્રણ જણની કબુ-

હતો, મારી જંગબાર તરફની મુસાફરીની યાદદાસ્તમાં સફળ સફર સમજાઇ હતી. ઉતરેલા કેટલાક ઇસ્માઈલી પાસીનજરોએ મારા ખુશારૂ સ્ટીમરમાં જંગબાર તરફ જવાની હકીકત ઉપરથી મુંબાસાની શિયા ઇમામી ઈસ્માલીયા જમાતની કાઉનસીલના અગ્રેસરોના આવકારને માન આપી, હું મુંબાસામાં ઉતર્યો. અને ત્યાંની ઈસ્માઇલી દુનિયાનો આનંદી અનુભવ મળયો. ત્યાંની જમાતના મુખી, કામડીયા સાહેબો અને વારસ અબ્દુલ રસુલની વીઝીટ થઇ. પરંતુ કાઉનસીલર શેઠ મદદઅલી અને સેક્રેટરી કાસમભાઈ નુરમામદની મુલાકાતો, હમેશ માટે ન ભુલી જવાય તેવા માનપુર્વક અને ઉપકારભરી થઈ. અને શેઠ કાસમભાઇ માસ્તર સરખા કુશળ અને અનુભવીની કદરદાનીભરી મીજબાની પછીની લાગણીપુર્વકની સહાય, તે સતપંથની સમજ ધરાવનાર તરીકેની મગરૂરી મારા જીગરમાં ચોંટી રહી છે, અને ત્યાં મીશનરી નાસરભાઇની પણ મુલાકાતનો આનંદ મળયો હતો.

મુંબાસામાં ઉતરયો ત્યારે મને ધાર્મિક આનંદ એ થયો હતો કે, અમો સાંઝે દુવા પઢવા જમાતખાને ગયા, ત્યારે ઈસ્માઇલી ભાઈઓ–બાઇઓ અને બચ્ચાંઓનો તથા જુવાનીયાઓનો જમાતખાના તરફ વહેતો પ્રવાહ જોયો! અને લગભગ અરધા કલાકમાં દુઆનો ટાઈમ થવા અગાઉ આખી જમાતના બાઇયો, ભાઇયો જમાતખાનામાં ઉભરાઇ ગયાં! અને ત્યાંની વસ્તીના પ્રમાણમાં મને એમ લાગ્યું કે, જમાતખાને દુવા પઢવા માટે આવવા વગર એક પણ મેમ્બર બહાર હશે નહીં. અને તે બાબતમાં પુછા થતાં મારી અટકળ ખોટી નહોતી. આવો ધરમ પ્રત્યે આપણા ભાઇઓનો પ્રેમ! મારી નજરમાં પહેલો હતો, અને તે આપણા દેશ તરફના ભાઇઓને ધડો લેવારૂપ હતો. વધુ અજાયબી એ જોઇ હતી કે, કાઉનસીલના બધા મેમ્બરો પણ અનુક્રમે બેઠેલા હતા.

પેહલી દોઆ પછી મોહોરમની આગલી રાત્રી હોવાથી રિવાજ મુજબ કિસ્સો વંચાવો શરૂ થયો, અને વધુ અજબ તો એટલા માટે થયો કે, કીસ્સો સિંધીમાં લખેલો વંચાતો હતો, પણુ પઢનાર એવી ઢબ-થી પઢતો હતો કે, આ કીસ્સો તો રોતાં રોતાંજ પઢાવવો જોઇયે. અને તેથી તેમાં એવું બ્યાન આવ્યું કે, હ. ઇમામ હુસેન જ્યારે ઘોડા ઉપર સવાર થઇને યઝીદીઓનાં લશ્કરમાં ગયાં અને ત્યાં ઝુલ-ફીકાર વડે ઘણાં કાફરોને જહન્નમ વાસલ કીધા—આ શબ્દોમાં કંઇ ગમનું બયાન નહોતું, છતાં કીસ્સો વાંચનારે ત્યાં "ઉહુહુહુહુ" કરીને રડવા માંડયું. અને તેને જોઇ કેટલાક ફેવરેબલ ઇમાનદારો પણુ તેની નકલ કરવા લાગ્યા, અને ત્યાર પછી દરેક લીટીએ લીટીએ કીસ્સો વાંચનાર રડતો હતો.!!!!!

આ બાબતમાં અહીંના આગેવાનોનું ધ્યાન ખેંચવા મને મન થાય કે, ખુદાવીંદ હાજર ઈમામના ફરમાનથી કીસ્સો વાંચવાનો અર્થ આવી રીતે લીટીએ લીટીએ રડવાનો થતો નથી, પરંતુ કીસ્સો વાંચ-વાનો મતલબ એ છે કે, તે વખતે ઇમામનાં તાબેદારો સામી બાજુ ની મુસલમાની દેખાવો, નમાજ, રોજા, અને કુરઆન શરીફને પઢના-રાઓ છતાં, ઇમામની તાબેદારીનાં બદલે દુશ્મન થનારાઓનાં ઈમાન, દારીના દેખાવો માટે ડગ્યા નહીં અને ઇમામનો દામન મરતાં સુધી પકડી રાખ્યો. તેનો સાર ગ્રહણુ કરી પોતાના જમાનાના ઇમામની તાબેદારી કરવાનો સબક હાંસલ કરવાનું મુખ્ય છે, તેને બદલે બીજું નહીં સમજનારાઓ માફક રડવાનાજ દેખાવો થતા હોય, તો તે અટ-કાવવા અને કીસ્સાનું તાત્પર્ય સમજાવવા કોઈ મિશનરીને અથવા વધુ સમજુને મુકરર કરવો. જોકે આ ઉપરાંત બીજી દરેક રઉનક હિન્દના આપણી જમાતના આગેવાનોને શિખવા જેવી છે અને આગે

વાનો તરીકે પોતાની ફરજ સમજવા ત્યાંના આગેવાનોની સ્થીતિ અખ્તયાર કરીને **સતપંથના** પાળનાર તરીકે ખરી ખુબી **પ્રાપ્ત** કરવી ઘટે છે. તે પછી પાંચમે દિવસે **જંગબાર** ભણીની રવાનગી પછી બીજી સવારે, જંગબારમાં પહોંચ્યા. પણ કીનારે ઉતરતા અને ત્યાંના (૬) ૭ દિવસની મુલાકાતમાં ઇસમાઇલી જમાતના આગેવાનો ની મારા પ્રત્યેની લાગણીભર્ગી છુટછાટ એ એક રેકર્ડ સમાન હતું. મારી દીકરી કુલસુમબાઇને ઇશનાઅશરી જાણીતા ગ્રહસ્થ કુટુંબ નાસર નુરમામદને ત્યાં પરણાવેલ હતી. છતાં પંજે ભાઇઓની મારા માટેની દીલસોજીનો દાખલો હમેશ માટે મારૂં દીલ જીતનાર હતો. પોપટભાઇના મહેમાન તરીકે તથા સાલેભાઇ ગાંગજીના એક સગા ભાઇ કરતાં વીશેષ માંન માટે અને મુંબઇવાળા જુમાભાઇ મામદના સસરા અને શાળાના મારા સાથેના મિત્રભાવે મને મુંબઇ મુકી જંગબાર વસવાને દોરવનાર હતા આ ઉપરાંત જાણવાજોગ તો એ હતું કે, "જંગબાર સમાચાર"નાં એડીટર સાહેબ માસ્તર ફાજલભાઇ જાનમાંમદ એક ઇશનાઅશરી જમાતમાં હોવા છતાં તદન 'ઇખ્લાસભરી રીતે, મારા પર મહોબત દરશાવનારની ખાસ ગણત્રી, કોઇ ભવિષ્ય સંજોગનાં ભલાપણાનો આદર્શરૂપ માનું છું. તેમજ **મામદભાઈ કરમાલી** અને **હુસનભાઈ વીરજી**ની દાનેશમંદી મુલાકાતો અને મારાં ઇસમાઇલી ધર્મને અનુસરવામાં વગર રાગ-દ્વેશની મુલાકાતો થઇ. તે અને કાઠીયાવાડ તરફ ઇશનાઅશરીઓની ઇમાનદારીને સબકરૂપે કામે લગાડવા જાણે સમજાવતા હતા.

**મી૦ હુસનભાઈ વિરજી** એક કુશળ અને ગણત્રીબાજ ઇશનાઅશરી છતાં કોમની લાગણીની તેમની એકત્ર કોનફરન્સની વાતો, મી૦ કાબાના ડમાડોલ અને દંભી વાતોથી પડતી મુકાય તેને

ઉંચકવા કારણ આપે એવી હતી. અને તેમનાં સાથે મારી થયેલી ધાર્મિક મુદ્દાની દલીલની સત્યતા પ્રત્યે લાજવાબ થતાં બીજા માફક જુદી નહીં દેખાવાનું મી૦ હસનભાઈ પીરજીની અક્કલમંદીના વખાણ ભુલીશ નહીં.

ઇસ્માઇલી મીશનરી મંડળની મુલાકાતમાં, મને જે અનુભવની ઉચ્ચતા દેખાઈ છે, તે મેળવવાને કાઠીયાવાડમાં મિશનરીઓને ભલા મણ કરવામાં હું સતપંથના આંબુપણુ તરફજ ઉદ્દેશ રાખીને કહું છું. શેઠ અલીદીનાભાઇ જાફર સરખા બુઝુર્ગ વિચારવંત અને અનુભવી ની જંગબાર ખાતેની હસ્તી, ઇસ્માઇલી જમાતની એક મગરૂરી છે. તેમની માયાભરી મુલાકાતોની મળેલી તક મને ઘણા જુના ઇતિહાસ તરફ ઉંચો ખ્યાલ બક્ષનાર હતી.

એકંદરે મુંબાસા અને જંગબારના મળી દસ દિવસની મુલાકાતોમાં મેં મારી અનુભવની જંબીલમાં ઘણી હીમત, મેહનત અને મિઠાશની ખરીદી કરી હતી.

વળતી વખત પંજાબ તરફનાં ઇશનાઅશરી ઇતેકાદ રાખનાર જનાબ ( ) જેઓ લડાઇ દરમ્યાન લશ્કરી સેવા બજાવી જેઓ લડાઈ દરમ્યાન લશકરી સેવા બજાવી વતન તરફ જતા હતા. તેમના સાથેની ના૦ આગાખાનને માનનાર તરીકેની મારી વાત ચિતના પરિણામે, તેઓને નામદાર આગાખાનનાં વખાણનારા અને તેમની ઇમામતની કબુલત આપનાર હતાં જેઓ કુરઆને શરીફનું વાંચન

કરતા હતા, અને સાથે મઝહબી સમજ પણ ધરાવતા હતા. છતાં તેઓમાં એક અજબ ગુણ જોયો, તે એ હતો કે, લશ્કરી છતાં સ્વભાવે નમ્ર અને હક મુદા સામે જીદ કરવાથી ડરનાર હતાં. જોકે તેઓની બુઝુર્ગ વય હતી; તોપણ અમો જ્યારે માયાભરી રીતે જુદા પડયા તે પછી કરેલા વાયદા મુજબ મુંબઇમાં ભીંડી બજારમાં એક ટોપીવાળા મિત્રની દુકાને ભેટી પડયા. તે વખતે મી૦ ચુનારા અને હાસમભાઈ નથુ સામે મને પોતાના ઉસતાદ તરીકે ઓળખાવવાની એમનીજ લાયકાત ખુલ્લાં મનથી દેખાડનાર નીવડયા. અને રસ્તામાં ઇસ્માઇલી ફીરકાના સિધાંતો, અને કુરઆને શરીફ અને હદીસના સત્ય મુદાનું સીધું વલણ ના૦ આગાખાનની ઇમામત સિધ કરનાર તરીકેની એમની ખુલ્લા દીલના એ કરારની વાતો, તે પણ મારી જંગબારની વળતી મુસાફરીમાં મને મળેલો ઇશનાઅશરી ખોજા ભાઇઓને અર્પણ કરવાજેગુ તોહફો હતો.



# ઈસનાઅશરી મુલ્લાં તથા આલેમોને મારી મુલાકાત.

---

મુંબઈ ખાતે મારાં ઇસ્માઇલી જમાતમાં દાખલ થવા પછી ડુંગરીના રસ્તે એક વખત જનાબ સયદ હુસન જેઓ ઇશનાઅશરી જમાતમાં દાનેશમંદ વાયેગીન છે, તેઓની રસ્તામાં મુલાકાત થતાં, એમની આગલી ઓળખાણ અને માન સહીત "યા અલી મદદ" ના શબ્દો સલામના બદલે કહેતાં મવલા અલી મદદનો જવાબ આપવા પછી, સલામુન અલયેકુમના શબ્દો પોતે કહ્યા. તે ઉપરથી મેં તેમની દાનેશમંદી માટે જાણુવા માગ્યું હતું કે, "યા અલી મદદ" અને "સલામ" એ બેમાં શિયા ને અલીની પિછાન તો યા અલી મદદમાંજ થાય છે; એમ માનું છું. તે વખતે તેનણે કહ્યું કે યા અલી મદદ તો એક દોઆ છે, પણ હ૦ અલી ખુદ સલામના રિવાજને માન આપતા હતા. તે ઉપરથી મેં કહ્યું હતું કે–"યા અલી મદદ" જેમ દુઆ છે તેમ સલામ પણ દુઆ છે અને યા અલી મદદ અને સલામ એ બે મોમીન અને મુસલમાન ઓળખવાનું ચિન્હ છે આટલી ટુંકી વાતચિત પછી અરસપરસ વધુ છેડછાડ કોઇ નિરાંતની વાતચિત વગર સમજાય નહી; એમ કહી છુટા પડયા.

એજ મુજબ મુંબઇમાં ખડકપરની અલીભાઈ બાબુલની દુકાન ઉપર ભાવનગરવાળા મી૦ ફાજલઅલી મહમદઅલી અને બીજા

જાણીતા ઈશનાઅશરી ભાઈઓ બેઠા હતા, હું ત્યાં જઈ ચડયો, **અને મારા ઈસમાઈલી જમાતમાં દાખલ થવાની ચર્ચા થતી હતી,** તેવામાં રસ્તાપરથી જનાબ **મુલ્લાં બાકર** નીકળ્યા; તેમને રોકાવ્યા અને મેં બોલાવ્યા, અને મેં "**યા અલી મદદ**" બોલવું કેવું છે? તે વિશે સલામને બદલેજ **યા અલી**થીજ મુલાકાત કરી. જવાબમાં **તેઓએ મવલા અલી મદદ**ના માનભર્યા દીલથી કહ્યું; ત્યારે મેં **ફરી યાદ કરી કે** જનાબ મારા કેટલાક કાઠીયાવાડી ભાઈઓ, જેઓ **ઇશનાઅશરી છે,** તેથી હું **યા અલી મદદ**થી મુલાકાત કરૂં છું, તો મારા તે શબ્દો તરફ ધિક્કારથીજ જુએ છે તે કેમ? આ ઉપરથી મુલ્લાં **બાકર** સાહેબે કહ્યું કે "**યા અલી મદદ**" કહેવું સારૂં છે, તે પછી મેં કુરઆને શરીફમાં **સુરેયા-સીનની બારમી** આયાતમાં **ઈમામે મોબીન**નો શબ્દ છે. **તેનો અર્થ** પુછયો, તો તેઓ મારા સવાલની મતલબ સમજી ગયા અને કહ્યું કે, તે બાબતમાં તમો મને ફુરસદે મળો તો ખુલાસો થાય, તે છતાં મેં ફરી આગ્રહ કર્યો હતો કે, જનાબ હું તે અગાઉ એટ-લુંજ જાણવા માગું છું કે અહીં મઝહબી સવાલ લાવતો નથી; પણ **ઇમામે મોબીન**નો અર્થજ પુછું છું. તે જાણતા હો તો કહો, જે ઉપરથી તેમણે કહ્યું કે **ઇમામે મોબીન** એટલે **રોશન ઇમામ** [જાહેર ઇમામ] પણ તરતજ તેઓએ સાંભળનારાના દીલાસાને ગણ વીને કહ્યું કે, તે શબ્દ તો જનાબ રસુલે ખુદાનાં જમાનામાંજ,હઝરત **અલી** માટે હતો. તે ઉપરથી મેં મતલબ લંબાવી હતી કે, '**ત્યારે ઈમામે મોબીન**નો અર્થ **અલી** પછી **હુસેન**ના વખતમાં હુસેન માટે નહોતો? તેના જવાબમાં તેઓએ **હતો** એમ કબુલ્યું. અને તેજ મુજબ દરેક ઈમામનાં [illegible] શબ્દને ફેરવીને [illegible]માં એ શબ્દ કોના માટે છે? કારણ કે ઈમામતો તેમાં [illegible] [illegible] [illegible] તો એ શબ્દમાં

જાહેર ઇમામનો અર્થ છે તો પછી ગયબ ઇમામનાં વખતમાં જાહેર ઈમામ કેમ મનાય?

આ પ્રશ્નનો જવાબ આપ્યો નહીં અને કહ્યું કે "તમે આવો મારા પાસે ફુરસદે, હું એનો જવાબ આપું. અહીં અધવચમાં એ સવાલનો જવાબ કેમ થાય?"

એ ઉપરથી મેં પણ સવાલ બંધ કરયો. અને એ મને માન પુર્વક રીતે કહ્યું કે "હું ધારમીક તકરાર તરીકે પુછતો નહોતો, પણ માત્ર ઈમામે મોબીનનો અર્થજ જણાવા માગતો હતો. તે તમારા પાસેથીજ મળયો છે. જાણીને સંતોષ છે.

વાંચકને અહીં સમજાશે કે "ઈમામે મોબીન"નો અર્થ ગયબ ઇમામ થતો નથી. એજ મારે જાણવાનું તેમણે કહ્યું. પછી મારે વધુ શું પુછવાનું હોય? મેં તો બે ચાર ભાઇઓને મારા ઇસ્માઇલી થવાની હક દલીલનું બહાનું કર્યું હતું.

ત્યાર પછી સવંત ૧૯૭૩ ના મહોરમની અગ્યારમી રાતે, ખાજા મહોલ્લામાં હેદ્રાબાદવાળા જનાબ મોલ્વી ગુલામહુસેન સાહેબ પાસે બારબંદરવાળા નથુભાઈ પ્રેમજી અને મારા મિત્ર મી૦ નુરમામદ ઝંવેર શામણી સાથે ગયો હતો. અને મારે ને નથુભાઇ પ્રેમજી વચ્ચે ઇમામતના સવાલ બાબત વાર્તાચિત થઇ હતી. તેમાં તેઓએ અટકતાં વધુ ખુલાસા માટે મઉસુર મોલ્વી સાહેબ પાસે આવવા કહ્યું હતું. અને તે ઉપરથી અમો ત્યાં ગયા હતાં અને તે વખતે તેમના પાસે જાણીતા ઈશનાઅશરી ઇમાનદાર [illegible] આદિ પણ બેઠેલા હતા, અને અરસપરસ મુલાકાત અને ખાણાપાણી પછી તાજુબ થઇને

મોલ્વી સાહેબે મને પુછ્યું હતું કે "ઇબરાહીમ, તુમ આગાખાની હો ગયા?" મેં કહ્યું કે "જનાબ કલેમો અને ઉસુલેદીનના પાંચે મુદ્દા ઉપર હું બરાબર મુસ્તકીમ છું," માત્ર ઇમામતના મુદ્દામાં ને બાર ઇમામની માન્યતા છે, તે હું માનતો નથી તેથી ઈમામતને કબુલ રાખતો નથી એમ ઠરતું નથી. પણ એજ ઈમામતને માનવા માટેજ હું આગાખાની થયો છું. કારણ કે હદીસ મુજબ જો ઇમામની બયત ન કરૂં તો જાહેલીયતના મોતે મરૂં. માટે બયત કરવા ઇમામની હજુરમાં ગયો છું.

તે પછી બયત કરવાનાં મુદ્દા ઉપર ઘણી લંબાણ દલીલો થઈ. અને તેમના પ્રત્યે પુરતાં માન અને મરતબા સાથે મેં માન્યતાની દલીલો કરી, જેમાં હ. અલીથી અસકરી સુધીના ઇમામો સુધી, જે બયત કરવાનો કાયદો હતો, તે બારમા ઈમામ વખતે ફેરવાય છે! તે તથા કુરઆને શરીફમાં ઈમામે મોબીન છે, જેનો અર્થ જાહેર ઈમામ થાય છે, ને ગયબ ઈમામને માનવાનું કહેવામાં આવે છે, તેથી તથા ખુદા ફરમાવે છે કે, "હું મારો કાનુન બદલતો નથી" તો હ. અલીથી અસકરી સુધીનાં ઈમામોની વય ૧૦૦) સો વરસ દરમ્યાન હતી, ને તેમાં એક હઝાર વરસ સુધી નહીં માની શકાય. તેમાં ઇમામની ઉમરની બાબત હોવાથી, હું ઇશનાઅશરી જમાતમાંથી નીકળીને આગાખાની થયો છું. કારણ કે ઉપરનાં ઇસ્લામનાં બધા મુંદ્દાનો જવાબ એકલા નામદાર આગાખાન છે. તેમ વળી તે હ. અલીની નસલમાં ફાતમાછટ સયદ છે. ને ઇમામતનો દાવો અલી ના વખતથીજ નસલબનસલ થતો આવ્યો છે; અને તેમના વડીલોના વખતમાં અમારા બાપદાદાને છસો વરસ હીદાયત થઈ છે, તેથી મને બીજો કોઇ તેવો જાહેર ઈમામ ન હોવાથી, તેનેજ શરણે જવું પડયું છે.

આ બાબતોમાં મોહની સાહેબે લંબાણુ દલીલો કીધી હતી; પણ પુછેલા મુદ્દાને બંધબેસતી નહોતી. જેમ કે તેઓએ કહ્યું હતું કે બાઈયત કરવા માટે ઇમામની હજુરમાંજ જવાની જરૂર નથી તથા ઈમામ ગયબતે માનવાને કુરઆને શરીફની આયત પડયા કે—

**અલ્લઝીનાં યુઅમે નુન બીલ ગયબ!**

એટલે—

"અને ગયબ ઉપર ઈમાન લાવવું" તેના અર્થને ગયબ ઇમામને માનવાની વાત ઠસાવતાં, તે તથા નામદાર આગાખાનના પહેરવેશ અને રીતભાત અંગ્રેજી ઢબ ઉપર છે; તે ઇમામતને લાયક નથી; એવી વાતોનો ખુલાસો હીદાયત નુમા નહોતો.
કારણ કે-હ૦ અલીની બયત કરનાર હજુરમાં મુસાફો લેતા તથા કુરઆનમાં પણ છે કે—

**"યદુલ્લાહે ફોક અયદીહીમ"**

એટલે—

બેત લેનારનો હાથ ઉપર ખુદાનો હાથ છે, આવી ગલ-લબની વિરૂધ રીતે ઘરમાં બેસીને, બયતની નીયત કરવાની બાબત અને હજુરમાં જવાની ફરજથી વેગળા રહેવાની બાબત, ગયબ ઈમામને મનાવવાની તેમની કોશેશ હતી. અને મારે ઈમામે મોબીન એટલે જાહેર ઈમામની બયતની વાત સમજવાની હતી. તેથી પસંદ પડી નહીં. વળી ગયબ ઉપર ઈમાન લાવવું, તે માટે તરજુ-મા અને તફસીરમાં જન્નતહુર! ફીરસ્તા વિગેરે જે નજરે દેખાતા નથી; તેના હોવા વિશે વિશ્વાસ લાવવાની બાબત માટે ખુદા ફરમાવે

છે; અને તેને ઈમામે માટે ખુદા ઇમામે મોબીન એટલે જાહેર ઇમામ-થી ફરમાવે; તેને ગયબ ઈમામનું સમજાવવાની કોશેશ કરતા હતા. તેથી મને અસર કરી નહીં. જો કુરઆનમાં કોઈ જગાએથી ઈમામે મોબીનના બદલે ઇમામુલ ગયબ એમ બતાવતે, તોજ હું કબુલ રાખત અથવા "મુઅમેનુન બીલ ગયબત ઈમામ" એમ કહેત, તો હું તપાસ કરત પણ તે સિવાયની બાબતો જો, આલેમાના અને વિદ્વતા ભરી હતી. છતાં; તે મને પાછો ઈશનાઅશરી બનાવવાને કારગર નહોતી.

વળી તેમની એક હઝાર વરસ સુધી ઈમામની ગયબની હાલતની દલીલ હ૦ ઇસા અને ખીઝર માટેની હતી. તેમાં પણ મેં ખાત્રી કરેલ હતી. કે ઇસા રૂહાની સ્થીતીમાં હયાત છે; ત્યારે મેહદી જીસ્માની હાલતમાં, તેમ ઈસા ચોથા આસમાન પર છે ત્યારે ઈમામ ગારમાં; આ બાબતો પણ ઇસ્લામની સત્ય હિદાયતના દરજ્જાથી મને વેગળી લાગી. વળી ખીઝર જીસ્માની હાલતમાં આજ સુધી હયાત છે, એ હદીસ સહી નથી. તેની મારા પાસે મોતેબર સનદ વાળી કિતાબ છે. તેથી હઝાર વરસ ઇમામની હયાતી મને ગળે ઉતરી નહી.

મતલબ બરાબર સાડા ત્રણ કલાક દલીલો થયા પછી, નામ-દાર આગાખાનની સિલસિલવાર ઇમામતની દલીલ તથા તેમનાં હ૦ ખીઝરની માફકનાં ખુદાઇ પ્રતિનીધી તરીકેનાં એહકામો અને ખલ-કુલ્લાહની સાથે ઇસ્લામની ઉત્તમ સુકાની તરીકેનાં વર્તન તથા તેમનાં અંગરેજી ઢબની રીતભાત અને પહેરવેશ કલંક રૂપે માનવા કારણ રૂપ નથી. અને જ્યારે અલીથી અસ્કરી સુધીનાં ઈમામોની હજુરમાં

જનારા ઇમાનદારોને નડતર નહોતી, તેવીજ સરળતા નામદાર આગાખાનને ઇમામ માનનારા માટે, અત્યારે હોવાની વાત અને. મારી ફરજ નમાજો તથા નમાજે શબની લાગણીપુર્વકની બંદગી," અને "વઅલ્ઝલ ફરજ હુમ"નાં વિર્દ પછી હાલના જમાનાના મોજુદ ઈમામનાં દર્શન માટેની દોઆને ખુદાએ રાતના પાછલા ભાગના નુરાની વખતમાં, જે કબુલ કરી, તેમાં જુમેરાતના રાતની પાછલી ઘડીઓમાં નુરાની સમયે જે ખ્વાબ લાગ્યું; તેમાં એજ નામદાર આગાખાન સર સુલતાન મહુમદશાનેજ જોવા પછી; મજલસી મુલ્લાં બાકરનાં જેવાને પણ રાતનાં અંધારામાં ઘોડેસ્વાર થયેલાને પેદલ ચાલતાં ઇમામની થયેલી મુલાકાતની પાછળથી થયેલી જાણ છતાં, જે દરશન થવાનું નસીબ નહોતું થયું તે મને પાપ્ત થયું. આમ જણાવતાં, જનાબ મોલ્વી સાહેબે અજબ થઇને દલીલો કરતાં થાકયાં, અને કહયું કે, "ઇબ્રાહીમ તેરે વાસ્તે મઇ અબ કુછ નહીં કહે સકતા, અઉર મઈ તેરે વાસ્તે હેદ્રાબાદસે એક કીતાબ મેરી તસનીફકી હુઇ, ભેજુંગા સો તું ઉસકો જરૂર પહડના.

આ પછી ઘણા માનપુર્વક રીતે તેમની મોહબ્બતભર્યા, "અઉલા અલી મદદના" જવાબ સાથે અને બેઠેલા ઇશનાઅશરી બિરાદરોની અજાયબી વચ્ચે સેવક ત્યાંથી વિદાય થયો.

મારાં આ લંબાણ હેવાલના અંતે બે પ્રસંગ રજુ કરીને પછીજ આગળ વધીશ.

મારાં ઇસ્માઇલીયા જમાતમાં દાખલ થવા પછી બીજે અઠવાડીયે મારી જાણમાં આવ્યું કે ઇશનાઅશરી જમાતમાંથી બાગી થઇ ગયેલા આઠ જણાઓ પઇકી સાત જણાઓ મી૦ નાનજી ઝવેર

ટોપીવાળા, મી૦ ખુશાલ મોતી ધોલેરાવાળા, મી૦ હાસમ નથુ ટોપી-વાળા, મી૦ નુરમામદ ઝવેર શામાણી વીગેરે એ શિયા ઇમામી ઇસ્માઇલી જમાતમાં અરજ કરી પાછા દાખલ થયા. અને તેઓની રૂબરૂ મને મુલાકાત થતાં તેઓ દરેક ઇસમાઇલી જમાતમાં દાખલ થવા માટે પોતાની ખુશી જાહેર કરે છે કે અમો ધાર્મિક બાબતમાં મી૦ મહેરઅલીભાઇ મનજીના લીધે દોરવાયા હતા છતાં અમો પાછા ઇશ્નાઅશરી જમાતમાં તો હરગીજ ભળવા લાગતા નથી. કારણ કે ત્યાં માત્ર ઇસ્લામનું બ્હાનું છે, પરંતુ દુનિયામાં ખુદા માર્ગની ખરી તાલીમ જે બી અમો ઇસ્માઇલી ફીરકામાં જોઈ તે બી બાબી પંથમાં પણ નથી. વિગેરે.

આ સાત જણા પઇકી મી૦ નુરમામદ ઝવેર શામાણીના પ્રેમી સહવાસમાં અરસપરસ વિચારોની આપ લે થઇ તેમાં ના૦ આગાખાન આ જમાનાના હાજર ઇમામ સિવાય બીજા દરેક ધર્મ કે જ્યાં હ. અલીની અઉલાદ અને ઇમામતનો સિધો અને પહેલેથીજ વારસો ધરાવે છે તેવો દાવો બાબી કે કાદીયાની કોઇનો નથી. કારણ કે તેઓ આજકાલ ઉભા થયેલા છે ને મુઝતેહદ તો લોકોના બેસાડેલ છે ઇમામનો મોકલેલો નથી.

મારા ઇસ્માઇલી થવા પછી મને ઘણા ઇશનાઅશરી જાણીતા ભાઈઓની મુલાકાત થઈ, જેના નામો અહીં એટલા માટે જણાવતો નથી કે તેઓ ઉપર મારી મુલાકાતનાં લીધે અંગત દબાણ કરી અટકાવેલા છે તેથી તેઓના નામો જાણીને આપતો નથી તોપણ અમારા કુટુંબી પિત્રાઇ ભાઇ નજરઅલી હસનભાઇ મામદ મુખીનો આવેલો છેલ્લો પોષ્ટકાર્ડ આ નીચે ઉતરોતર આપું છું. તે ઉપરથી સમજુ ઈશનાઅશરી ભાઇઓની વલણ કેવા પ્રકારની છે તે જણાઈ આવશે:—

## યા અલી મદદ.

શ્રી ગણુદેવી તા૦ ૧૯—૧—૨૦.

નેકનામ પ્રીય સુજ્ઞાત્મા,

ઈબ્રાહીમભાઈની સેવામા.

મુંબઈ.

આપે આપેલું આગાખાન ખુદાઇનો ઝળકાટ નામનું પુસ્તક આપના **ઓરીજીનલ આઈડીઆ** અને નામદાર આગાખાન સાહેબ પ્રત્યેની પુર્ણ પ્રીતિનુંજ પાન કરાવનાર પાત્ર સમજાયું છે. ખુદા સર્વે ભાઇઓને તેવા શુધ્ધ પ્રેમી પુર પુરૂષો બનાવે.

**તથાસ્તુ:**

કામસેવા લખશો દીવસ આંઠકમાં હું મુંબઇ આવનાર છું તે પ્રસંગે કામસેવા લખશો વધુ રૂબરૂ.

લી૦ શુભેચ્છક સેવક,

નઝરઅલીના યા અલી મદદ.

...ઈ બંધુ મુખતારભાઇ તથા ચુનારા તથા મીરઠાં આદિ ઓળખીતા ઇસમાઇલીઓને મારા તરફથી યા અલીનું પ્રિય સ્મરણ કરાવશો જેનું ફલ શઉર્યાતિક ઈમાન (પ્રેમ) માં પરીણમો એમ શુભેચ્છા સહિત વીરમું છું. અહીં સર્વ કુશળ છે.

**લી૦** શુ. એ. ન. હ. મુખીના યા **અલી** મદદ.

આ વરતેજીનું વીલમાં મ્હારા પ્રેમી મિત્ર મી૦ નુરમામદ બાબુલ ઉનાવાળાનો ઇસ્માઈલીયા સાહિત્ય પ્રત્યેનાં પ્રેમનો ઉમળકો મારાં ધાર્મિક આનંદ રૂપ રજુ કરી—આ પહેલો જવાબ પુર્ણ કરૂં છું.

# ઇસ્માઇલીયા-રહસ્ય,

## અથવા

# મી૦ જીમને જવાબો.

[મી૦ જીમના ૫૩ ત્રેપન સવાલો પૈકી પેલા સવાલને આ આખો જવાબ—વરતેજીનાં વીલ તરીકે અમો શરૂઆતમાં આપી ગયા છીયે. અને બાકીના સવાલોના જવાબ તરીકે મઝહબી-ચર્ચા હોવાથી "**ઇસ્માઈલીયા-રહસ્ય**" તરીકે—અહીં આપીયે છીએ.]

વરતેજી.

**સવાલ ૨ જો.**

**બીજા સર્વે ધર્મો છોડી અને છેવટે ઇસ્માઈલી ધર્મ અખ્તીયાર કીધું તો તે ધર્મોમાં તમોને શું ખોડ જણાઈ? અને ઇસ્માઈલી ધર્મમાં કેવી ખુબીઓ છે, કે જેમાં તમો આકર્ષાઇ તે ધર્મ અખત્યાર કર્યો તે આમને જણાવો. (યાદ રાખવાનું છે કે, ઇમામે મોજુદ સ્વીકારવો કે નહિ તે ઇસ્લામી આલમમાં વાદવિવાદ પડતી બાબત છે, તે શીવાયની સામાન્ય ખુબીઓ શું છે?)**

જવાબ ૨ જો.

હું ઇશનાઅશરી, બાબી, સુન્ની, કાદીયાની તથા હિન્દુ સંપ્રદાયમાં સ્વામિ નારાયણ પંથ, શંકરાચાર્ય મત, વેદાંતી વર્ગ અને આર્ય સમાજ એટલા ધર્મોના આચાર્યો, આલેમો અને મુજતહદ-મહાત્માઓ, સન્યાસીઓ તથા સાધુ અને માનવંત ફકીરોનાં તથા ફીલસુફોના આસ્થાને ગયો. તેમાં બધેબધ એમની વિદ્વતા અને વ્હોળા જ્ઞાન અને અનુભવની તારીફ કરતાં છતાં એકજ બાબતમાં મારૂં મન ઠર્યું નહી, કારણ કે બધાઓની વાતચિતમાં તે પોતે મહાન છે, અને વિદ્વાન પુર્ણ છે, એવી અસર સ્પષ્ટ કરતા. જો કે એમ મગરૂરી લેવાને એઓ લાયક હતા; તોપણ તેવું પોતેજ દેખાડતા, તે મને પોતાને ગમ્યું નહીં. કારણ કે મને યાદ હતું કે, સોકરેટીસ જે કહી ગયો છે કે "જે જાણે છે, છતાં કહે છે કે હું જાણું છું; તે ખરેખરૂં જાણતોજ નથી." એ મહા વાકય ત્યાં સિધ થતું હોવાથી, અને મારી શોધખોળમાં કોઈ કામેલ કે જે મવલાના રૂમીનાં કહ્યા મુજબ—

**મહેર મે ઇં હોશ જુજ બેહોશ નીસ્ત!**
**મર, ઝબાંરા મુશ્તરી જુજ ગોશ નીસ્ત.**

અર્થ—

જાણનારો જદ તે બેભાન છે;
કાંક ગ્રાહક જીભનો બસ કાન છે.

એવો ન લાગ્યો અને મને લાગ્યું કે, હું મારી શક્તિ મુજબ સઘળે ફરી વળ્યો છું, અને બધે જોયું, પણ મારી આંખની કીકીઓ

જે આ બધું જોતી હતી, તેને જોઇ નથી. તેવાં વમાસણમાં ફરૈસ્તાઈ ખ્યાલો મારી ચક્ષુઓ એક સાફ આરીસમાં શોભાવી અને તરતજ મારી કમકુવત વૃતિઓમાં જીવન પ્રેર્યું. અને હું ચકિત થઇ વધુ જોવા લાગ્યો. તો હાજરાતની માફક જે સ્થળે મને કાળો ડાઘો દેખાતો હતો, તેના મધ્યમાંજ મને સર્વ દેખાયું. અને મેં ઇસમાઇલી જમાતમાં દાખલ થવા મુંબઈ કાઉનસીલને કરેલી અરજીના મથાળે મુકેલ દોહરાની લીટીઓ બોલ્યો કે—

> ધાયો સઘળા ધર્મમાં, ગુરૂની કરવા ગોત;
> ઈસ્માઈલીમાં આખરે, જડી ખુદાઈ જોત!

મને ઈસ્માઇલી ધર્મમાં દાખલ થવા અગાઉ, ધર્મ સંબંધી આઝાદીનું વિશાળ મેદાન દેખાયું! અને તેમાં મને બીજી જમાતોની હરીફાઇમાં લીલાછમ સરખા આબાદ વૃક્ષો! અને તેની શીતળ છાયાં તળે પ્રેમ રૂપી સ્વચ્છ પાણીના ઝરાઓ વહેતા જોયા! સંસારી બગીચાના માળીઓની દેખરેખ અને કાળજીપુર્વક બંધારણ રૂપી કાઉનસીલ એક સંપીનો ઉછળતો કુદરતી ફુવારો! આ બધી રચના મને ઘણા ચઢતા દરજ્જાની લાગી, અને તે ઉપરથી મને બીજા સ્થળોએ બહારથી દેખાતી કારીગરીમાં નાટકના પડદાની સીનસીનેરી કરતાં, આવું સંગીન અને રંગીન અને દીલને ઠંડક આપે, એવા ફીરકાના માલેકની ઉંચી નેમ અને અગાઢ પ્રેમની મને આગાહી થઇ શકી, કકડતી ઠંડીની રૂતુનાં સકાળે જેમ ઠંડા પાણીનાં ઝરણામાં ન્હાવા પડતાં, જેમ મન અચકાય, તેમ કેટલાક પોકળ ઉપદ્રવો અને સાદી ખોડ ખાપણ પર લક્ષ કરતાં અચકયો! પણ છેવટે શુદ્ધ ઉદેશનાં ઝરણોનો અનુભવ લીધો, તો પછી જેમ પાણીનાં ઝરણામાંથી બ્હાર નીકળવું ગમતું નથી, તેજ અનુભવ હાલ કરી રહયો છું.

મુખી કામડીયા વીગેરે અમલદારોના પઈસા કઢાવવાના દબાણનાં ઝુમાટાનું પોકળપણું જાણવામાં આવ્યું ! કાઉનસીલના બંધારણને દુનિયાપર વસ્તી ઇસ્માઈલી ફીરકાની પ્રજાની સાંકળવાળું **સ્વરાજ્ય જોયું !** સ્વભાવથી ભસ્તાં પ્રાણીઓની મસ્તી સમજાઇ, આ બધું સામટું આનંદમય અનુભવનું જીવન માત્ર **એકજ નામદાર આગાખાન** સાહેબ છે, એમ જાણ્યું, જોયું !!! **મુખી, કામડીયા** કે **કાઉનસીલ**ના અમલદારો બધાંઓ ના૦ આગાખાનના **એકજ** હુકમ વડે વશ જોયા ! અને આવીજ રચનાનું **એકતાઇપણું** મેં કોઇ પણ સ્થળે જોયું નહીં એટલું નહીં પણ અત્યારે પણ બીજાઓ એ મુજબ કરવા બેસે, તોપણ કેટલાં વિઘન આવે, તે પણ હું જાણું છું. ના૦ **આગાખાન**ના એકજ તારના ફરમાન વડે બધાં દેશોની ઇસ્માઇલી જમાત **એકતાર** છે! તેમ બીજે કયાંઇ નથી. આ ઉપરાંત મને બીજું સબળ કારણ ઇસ્માઇલી જમાતમાં દાખલ થવાનું એ હતું કે. મેં વિચાર્યું કે હું ઇશનાઅશરી મટીને **સુન્ની મેમણ, આખી મીરઝાઈ** મીયાં કાદીયાની, **આભડછેટીયા હીન્દુપણાને** અખત્યાર કરૂં, તેના કરતાં મારા વડવાઓ લગભગ છસો **વરસથી** જે મહાન **પીરો**ની માયાકુલ તાલીમ વડે ના૦ **આગાખાન**ની જમાત ગણતાં તેમાંજ પાછું દાખલ થવું, એમ નથી. બલ્કે બાપદાદાનાં અને વડવાને પગલે ચાલીને ના૦ આગાખાન જે એક **અલીની ઓલાદ**માંથી અને માનવંત પુજ્ય છે, તેમને **શરણે રહેવું**, તે બધી રીતે શોભા ભરેલું છે. આ મક્કમ ગણત્રી મેં એકલાએ કર્યા પછી-જ, મેં મારા મા, બાપ, ભાઇઓ અને **સગાં** સંબંધીઓ, કોઇની પણ પુછવાની વાટ જોયા વગર-(હા! એક મારા કાકાઇ વડીલભાઈ **નજરઅલી હસન મામદ મુખીને**) જણાવ્યા બાદ મેં ઇસમાઇલી જમાત અને તેના કાયદા કાનુન અખત્યાર કરવાનું પસંદ

કર્યું ! અને જો હું નબળા મનનો હોઉં, તો કહું કે, મેં ગંભીર જોખમ વ્હોર્યું ? પણ નહીં, મને વિનેાી જાતી અનુભવ દ્રષ્ટીમાં, કોઈની પણ સલાહ મને આ બાબતમાં અસર કરે એમ હું માનતો નહોતો. કારણ કે હું જાણતો હતો કે, મને ઇસમાઇલી જમાતમાં દાખલ થવા પુછતાં–હા, કે ના કહે, તે એક બાજુ પણ, મને ફક્ત નામથીજ જાણનારા અને ઇશનાઅશરી મઝહબની તરકકીમાં મારી ચોપડીઓ, અને કવિતાના સાહસો ઉપરથી, મારૂં ઇસમાઇલી થવાની વાત તે એક પોલીટીકલપણું, અથવા મશ્કરીજ સમજે, એમ હું જાણતો હતો. ટુંકમાં મેં સંસારી અને ઇલ્મી તરકકીનાં ઉંચા ધોરણે પહોંચવાના નિશ્ચયાત્મક એક માર્ગ તરીકે ઇસમાઇલી જમાતમાં દાખલ થયો !!! ધાર્મિક મુદ્દામાં જોયું તો. કલેમો અને ઉસુલેદીનના પાંચ મુદ્દાઓ હું જાણતો હતો, તે કરતાં વધુ સત્યતાવાળા અને બનાવટ વગરના અસલ ઇસ્લામ મુજબના જોયા, કે જે દરેક ઇનસાનને પોતાનેજ સમજવાની પેહલી ફરજ છે. અજબ તો એ હતું કે, જે મુદ્દાઓમાં મને તદન ભય હતો, તેજ મુદ્દાઓ મને પ્રાપ્ત થયેલી સુક્ષમ દ્રષ્ટી વડે મારા તારણરૂપ દેખાયા !!!

કલેમો— લાઇલા હા ઇલ્લલા, મોહમદર રસુલીલાહનું રહસ્ય વેદાંતી કે સુફીમતના ધોરણનેજ લગતું દેખાયું ! અલીયુનવલીયુલ્લા અને અલી સહી અલ્લાહનો ભેદ સ્પષ્ટ થયો ! છતાં તે ઇસ્લામની અસલ તાલીમનેજ અનુસરતાં ઉજવળ હતાં, જેમ કે—

હા ઈલાહા ચાંહે, ઈલિહલા અલી !
હા ! પઢયો હું સબક એ મજકુરનો !

તોહીદ–ખુદાઇ એકતાઇનું મહાન તત્વ અલીમાંજ સિધ્ધ થયું.

અદલ–ઇનસાફની ખાત્રી અલીની કારકીરદી જેવી બીજે કોઇ પણ તવારીખમાં દેખાઇ નહીં.

નબુવતની સત્યતામા એક ઓરબી ઉમેરો જાણ્યો કે, તેઓનું સ્વરૂપ હીદાયતના નેતા તરીકે આજ સુધી ચળકતું જોયું, જ્યાં તેને ઈમામતનાં દરજ્જાથી વધુ માનતો હતો, તેને બદલે ઇમામતના દરજ્જાથી સ્હેજ નીચે પણ–અક્ષય રૂપે જાણ્યુ.

ઈમામતની મુકરર સંખ્યાના બદલે એ તખ્ત ઉપર કયામત સુધી બેસનારને જાહેર જોયો !!!

કયામતનાં દીવસથી સત્યતા ઉપરાંત પુનર જન્મનું સરવાયું થતું જાણ્યું !!!

આ હિસાબે હું ઇસમાઇલી જમાતમાં અને ફીરકામાં રહેલી સુંદર બાબતોના આદયંત છેડાઓ તરફ મને આગળ વધવાનું ક્ષેત્ર પ્રાપ્ત થયું ! મારા ઉત્સાહ રૂપી ઘોડાને સપાટ અને વિશાળ અને રમ્ય જગો મળી ! તે અગાઉ જ્યાં ત્યાં અટકતો, ભટકતો, અને મને આગળ વધવાની હરકતો રૂપી ખોટા દંભની ભીંતો દેખાતી હતી.

ઈશનાઅશરી ફીરકાનાં સાલેમ હૈદ્રાબાદવાળા મોલ્વી સાહેબ જનાબ ગુલામ હુસૈન, સાહેબજાત, નુરે ઈમાન અને કુરઆને શરીફની તફસીર ગુજરાતી છપાવનારા–હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ, રફીકના અધિપતી અયન,—ગયન સાહેબ અને બહારે મજલીસનાં અધિપતી જનાબ મુનશી માસુમઅલી ( જબાલપુરા )

સાહેબ મુંબઇવાલા **જનાબ સયદ હુસન** તથા મુલ્લાં **બાકરઅલી** અને મારા ઉસ્તાદ મૌલ્વી **નજફઅલી** વગેરેની ઘણી અચ્છી રીતે મને મુલાકાતો નસીબ થઇ છે, અને સુન્ની જમાતના પુનાવાળા જનાબ બુખારી મીયાં સાહેબ, ભાવનગરના જુમા મસીદનાં પેશનમાંજ જનાબ **મૌલ્વી ફાઝલમીયાં** સાહેબ મૌલ્વી સાહેબ જનાબ **ઉસમાન મીયાં**ની આલેમાતા અને બેતાઅસ્સુબ ખીદમતથી મુશરરફ થયો છું; **બાબી** પંથવાલા મરહુમ મીરઝાં **મેહરમ** અને હાલના, મીરઝાં **મહમુદ** તથા કાદીયાની આલેમો સાથે જે જે તકરારો થઇ, તેમાં મારી સોહબતવાલાઓએ કદી પણ તેઓની સોહબત પસંદ કરી નહીં. બાદ બાબી અને કાદીયાની પંથમાં, છુપી રીતે ઘુસી જાહેર થયેલા, મી० **નુરમામદ ઝવેર શામાણી** મી० **નાનજી** ઝવેર ટોપીવાળા, મી० **હાશમ** નથુ અને મી० **ખુશાલ** મોતી આ સઘળાઓએ છેલ્લાં પાંચ વરસથી **બાબી** પંથ છોડી, **ઈસ્માઈલી** જમાતમાં દાખલ થયા છે! અને તેઓની હાલની મુલાકાતો આનંદરૂપ નિવડતી રહે છે, જેમાં મી० નુરમામદ ઝવેર શામાણીની હાજર ઇમામ પ્રત્યેનો પ્રેમ ઝળકતો છે. ત્યારે હાશમ નથુ જો કે એક ધાર્મિક પ્રેમી નથી તોપણ ઇશનાઅશરી જમાત કરતાં ઇસ્માઇલી જમાતના બંધારણનેજ પસંદ કરે છે. કાદીયાની પક્ષવાલા ખોજા ગ્રહસ્થ મી० **અબદુલાભાઈ**, જે તે કીતાબો છપાવે છે, અને રૂા ૧૦) દસ હઝારની **ચેલેંજ** કરે છે; તેમના સાથે પત્રવ્હેવાર ચાલતાં વાતચિતનો પ્રસંગ મુકરર થયા પછી, કાદીયાની પંથના આલેમોને ખબર પડવાથી કે, જેઓ મારી સાથે તકરારમાં ઉતર્યા હતા. તેમણે મારી મુકરર મુલાકાતો અટકાવી દીધી. છતાં શેઠ ગુલામ હુસેન સચેદીનાની પેઢીપર થઈ ગયેલી અચોક્કસ મુલાકાતમાં, તેઓ ના० આગાખાનની બુઝુર્ગી જાહેર કરતાં હતાં, છતાં **નમાજ, રોઝા** વગેરે

અહકામની બાબતોમાં ગુંચવાઇ ગયલા તરીકે તેઓ વધુ વાત સાંભ ળ્યા અગાઉ, પોતાને જરૂરત જણાવી ચાલ્યા ગયા, તેના ભાઇ **ખાન-સાહેબની**.........મુલાકાતમાં મારી વાતચિત પછી કાદીયાની મુલ્લાં વિશે, અને પોતાના ભાઇ વડીલ અબદુલાની અંધ શ્રધ્ધા વિશે, કચ વાયા! અને નક્કી કરેલ ખુલાસા ઉપરથી કાદીયાની આલેમોને **શા. નેઅમતુલ્લાના કસીદા** વિશેની જુદા ઇમામનાં દાવાની બાબતમાં મને બતાવવાનું કહેતા, મજકુર **કસીદા**ની લાઇનો બતાવી, તે તેમણે મારા રૂબરૂ કાદીયાની મુલ્લાંઓને મજકુર **કશીદાના શેઅર** વંચાવ્યા, અને મજકુર શેઅરની બાબતમાં. કાદીયાંની મુલ્લાંઓ મુનકર થતા હતા. તની ખાત્રી થતાં અબદુલ્લાભાઇનાં ભાઇએ મને તેઓનાં થીંગડા દેવાની સ્થીતિ જોઇને કહ્યું કે, મી૦ **વસ્તેજી** કે એ લોકો **દલીલ** કરતા નથી પણ જીદ કરે છે; માટે વાત માંડી વાળો. આ રીતે તે વખતે તેઓ તેમની આગળ કરેલી બડાઇની વાતોથી લા જવાબ થયા.

[એ કસીદાના શેઅર એ હતા કે—

દોહસ બનામે અહમદ ગુમરાહકુનંદ બેહદ.

**સાજંદ અજદિલે ખુદ તફસીર ફીલ કુરાનઃ.**

એટલે **અહમદ** નામના બે શસો લોકોને બહુ ગુમરાહ કરશે.

અને કુરઆનની મનઘડત તફસીર કરશે.

એ મતલબ કાદીયાનીઓ **અહમદી** કહેવાય છે. તેના વિરૂધ સાબેત થતી હતી, તેથી તે નથી, એમ કહેતાં તે દેખાડી મેં રજુ કરાવી હતી.

હિન્દુ વિશ્નુ સંપ્રદાયમાં મહાત્મા ગાંધીની મારી છેલ્લી મુલાકાતો જાણીતી છે, પણ મેં ઇસ્માઇલી થવા અગાઉ ભાવનગર ના અસલ દિવાન મી૦ પટણીના ગુરૂ (જેનું નામ મને હાલ યાદ નથી) ની મુલાકાત મુબઇમાં થઈ, તેમાં પણ હું સંતોષ પામી શક્યો નહીં; તે બાબતમાં મરહુમ ડૉ૦ ઉતનવાળા અને મારા કાકા ઇ. ભાઇ સાક્ષી છે. કારણ કે તે વખતે તેઓ મારી સાથેજ હતા. હું મી૦ પટણીજીના ગુરૂજીના શાસ્ત્રીના નિપુણપણા માટે માન ધરાવું છું પરંતુ એવું તે પોતે માનતા હતાં, અને તેમ રજુ થતા હતા, તેથી મને ગમ્યું નહીં. અને તે પછી કેટલીક એમના રૂડા ઉપદેશની અને શાસ્ત્રાર્થની હકીકત સાંભળીને પાછા ઘેર આવ્યા હતા.

સ્વામી નારાયણ પંથના અનુયાયીની ગુલાકાતોમાં ગાદી-પતીનાં વાંધા કોરટે ચઢયા પછી, અને તેમનાં સિધાંતો નિરમળ છતાં— "એકોહં બહુસ્યામેયં પ્રજાયાં" એ વેદનું મહાવાક્ય વિરૂધ પોતાના અનુયાયીઓને સાધુડા બનાવી દેવાની રૂઢી ઉપર મને કંટાળો ઉપ-જ્યો. મારા પિતા જુસબભાઇનાં પિતા મામદ મુખીનાં ભાઇ મેઘજી મનજી એ પંથના અનુયાયી હતા, અને સાધુપણે પોતાનો સંસાર અને કમાઇ નિરવંશપણે ગુમાવ્યો. એ હકિકત મને વધુ માર્ગદર્શક થઈ પડી. જેઓ ગઢડામાં રહેતા અને ત્યાંજ મરણ પામ્યા.

શંકરાચાર્ય મતની પ્રતિમા પુજા વેદમાં નહીં હોવાથી, તેમની એ વૃતિ ઉપર મને ભાવ થયો નહીં, તોપણ સનાતન આસ્થા ટકાવી રાખવાનું લક્ષણ આર્ય સમાજીઓ કરતાં ઉંચ્ચ માનું છું. ભાવનગર ખાતે આર્ય સમાજનાં તંત્રી માસ્તર મણીલાલ રઘુભાઇ સાથે સં. ૧૯૬૪ માં ભાવનગરના આજા દીવાની જજ મહમદઅલી અબદુલ-

અલીના રૂબરૂ હિન્દુની મુર્તિપૂજા વિરૂધ જે વાતચિત થઇ, તેમાં આર્ય સમાજી થનારાઓ હિન્દુ છતાં રામકૃષ્ણુની મુર્તિની બેહુરમતી કરવાની અને તેમ કરી મુર્તિ પુજા ઉતારી પાડવાની વાત અને ઉધ-તાઇ કરતાં અવતારની આસ્થા ઉતારી પાડી અધમ સ્થીતિમાં મુક-વાની વલણુ અને માત્ર વેદોચ્ચારણુ ને અગ્રસ્થાન આપવાની વગર જીવનની હીમાયતની સરખામણીમાં થીઓસોફીસ્ટની દરેકના ધર્મ માંથી સત્ય શોધી અસત્યને દુર કરવાની પધ્ધતિ એક તટસ્થ તકરાર તરીકે, અને તેના તટસ્થ નિવેડા તરીકે જજ સાહેબ મહમદઅલીએ મારી તરફેણુમાં ચુકાદો આપ્યો અને તે પછી થીઓસોફીસ્ટોમાં પણુ ભુત પ્રેતની વેહમી વાતોનાં સત્ય રૂહાની ઇલ્મનું તત્વ પુર્ણુ નથી. એવી વાતો થઇ હતી. અને તે ઉપરથીજ થીઓસોફીસ્ટની સામાન્ય ધર્મ પધતી પસંદ કરવાજોગ ગણાવતાં, ખુદાની એકતાઇ જેવું તત્વ ઇસલામના મુજબ મને નહીં લાગવાથી અને ભવિષ્યમાં તારણુ કર-નારના આવવાની રાહ જોવાનું મને મહેદીના ઝહુર માટે વધુ માન ઉત્પંન કરનારૂં લાગ્યું; કે જેવી વાત હિન્દુઓ નકલંક અને ઇસાઇઓ ઇસાની, યહુદીઓ એલીયાની વાટ જુવે છે! તે વગર તારીખની આશાઓ જેવીજ છે.

હરબર્ટ સ્પેન્સર અને ડારવીનના અમુલ્ય વચનો પસંદ કરવા જોગ લાગ્યાં, પરંતુ સોક્રેટીસની ફીલોસોફી જેવું ખુદાઈ એકતાનું તત્વ તેમાં ન હોવાથી, હું ધર્મ સંબંધી વિશ્વાસુ વાત જાણી શક્યો નહીં. ત્યારે મોવલાના રૂમીની મશનવીનાં અભ્યાસ સારૂં મને ઇસ્લા-મની મહત્તાદર્શક નિરમળ તત્વો પ્રાપ્ત! થયા અને બાબીઓ તથા સુન્ની ભાઈઓનું એ પ્રિય પુસ્તક હોવા સાથે હિન્દુ દાનેશમંદોએ તેનું વ્રજ ભાષામાં શાસ્ત્રીય ગ્રંથ તરીકે અનુકરણુ કરેલું હોવાથી, તેમાં

તઅરસુબ (મતભેદ) વગર હ. અલીના માટે નીચેના શબ્દો વાંચતાંજ હું અજબ થયો!

દર શુજાઅત શેરે રબ્બાં નીસ્તી!
દર મુરૂબ્બત ખુદ કે દાનદ કીસ્તી?
દર મુરૂબ્બત અબરે મુસાઈ બતીહ.
કામદજ દયે ખાનોનાને બેશબીહ.

અને તેથી એ મશનવીના અભ્યાસે તથા આસમે કુફીની તવારીખના દફતરે, અને પ્રો. ઇસ્ફાહાનીવાલા કુરઆને શરીફનાં ગુજરાતી ભાષાંતરે. મને જાણે કે ઇસમાઇલી જમાતમાં ના૦ આગાખાન જેવા અલીની ઓલાદનાં શરણે મારા, વડીલોનાં પગલે ચાલવાની મને ફરજ સમજાવી. અને છેવટે એક સંન્યાસી જેઓ વતન વરતેજમાં થોડી મુદત રહેલા, તેમની સોહબત નદીના કિનારે જોહર અને અસરની નમાઝ અદા કર્યા પછી પ્રાપ્ત થઇ, જે વખતે વરતેજ ગામના ભાવસાર કોમના ત્રણ ચાર આસામીઓ અને બીજા વર્ણના હિન્દુઓ તેમના અતરાફ બેઠેલાં હતા, અને તેમણે અગાઉની પુનરજન્મની વાતચિતનાં સંવાદ પછી મારા એક ખ્વાબના ખુલાસામાં જણાવ્યું હતું કે, "બચ્ચા! તેરી બાતે મેં વિચિત્રતા હયે! અઉર મેં તેરી બાતુંસે ખુશ હું! મગર તેરે સુપનકા ફલ અઇસા હૈ, કે તું અપને ઇસ દેહ કે જીવનમેં જો જાનનેકા હય, વો જાન લેગા; અઉર ઇશ્વરકા દર્શન તુઝે હોગા!!!"

ઠંડકમય આ વચનો મેં મારી (૨૧) વરસની વયે સાંભળેલા તે (૨૧) નાં આંકડા બેવડાતાં (૪૨) વરસે આબાદ ખરાં પડેલાં જોઉં છું!!!!!!!!!

## સવાલ ૩ જો.

હદીસુર-સકલેન પુરેપુરી અરબી માયના સહીત જણાવો અને તેમાં ઈમામે ગાયબ સાથે અને ઇમામે મોજુદ સાથે કુરઆનની શું નીસ્બત છે? અને કુરઆન એ એમાં શું વિભાગો પાડે છે? અગર કુરઆનનો સંબંધ મોજુદ ઈમામથી છે તો શું ગાયબ ઈમામ કુરઆનથી સંબંધ નથી રાખી શકતો? તે આમ ઈસ્લામીઓને જાહેરમાં જણાવો.

---

## જવાબ ૩ જો.

### હદીસુસ સલેકન—(સર્વ માન્ય હદીસ).

"કાલ: રસુલિલાહે; સલલ્લાહો અલયહે વસલ્લમ—ઇન્નીતારેકુન ફીકુમ અન તમસકાતુમ બેહી, લનતજલ્લુ બાઅદી અહદ હોમા, અઅજમ મિનલ ઉખર, કેતાબલ્લાહે હબ્લુમ મમદહુમ મેનસ—સમોએ ઈલલ અરજે વઈતરતી અહલબયેતી, વલન યત ફુરરકા: હતાયરદા અલલ હઊજ. ફનઝુરૂ કયફ: તખલ્લે ફુનો ફીહેમા!"

તરજુમો (ઉરદુ)—રસુલે ખુદા સલલ્લાહો અલયહે વસલ્લમને ફરમાયા (કે) મયેં તુમ્હારે દરમ્યાન અઈસી ચીઝ છોડે જાતા હું, કે જબ તક તુમ ઉસકો પકડે રહોગે, કભી ગુમરાહ નહોંગે, એક ઇનમેકી દુસરીસે બડી હયે; વોહ કીતાબ અલ્લાહ એક રસી આસમાનસે જમીન તક લટકી હુઇ હયે. અઉર દુસરી મેરી ઈતરત,

યાને મેરે **એહલે** બયત. અઉર યે દોનું જુદા ન હોંગે, યહાં તક કે, મેરે પાસ હુઉજ કઉસરપર આયે, સો દેખો મેરે પીછે ઇન્કે સાથ કયા કરતે હો :

**મી૦ જીમ!** —તમારા આ ત્રીજા સવાલ મુજબ ઉપરની હદીસુસ સકલયન પુરેપુરી અરબી અને ઉરદુ કીતાબનો તરજુમો કરી સાથે આપેલો છે, તે તપાસી સંભાળીને વાંચજો, અને પુખ્ત વિચારની ગંભીરતા વડે સમજજો, કારણ કે, એ હદીસ સર્વમાન્ય અને ઇસલામથી ગુમરાહ ન થવા માટે આબાદ મુદ્દો, મકકમ હથીયાર છે. તેની તેજ ધાર એવી ચપળ છે, કે તેનો તરજુમો, તેજ ખરી હીદાયત છે! અત્યારે તેનાથીજ ઇમાનની સલામતી છે.

તમો વિચારવંત છો, અને સમજું છો, તેથી અંદરના મુદ્દામાં તમારો જવાબ કયાં છે? તે સમજી લેશો. તો પણ મુદ્દાનાં શબ્દો બલેક ટાઇપમાં મુકયા છે, કે તે ઉપર પહેલે નિશ્ચય કરો.

હવે તે ઉપર તમો સાથે તદન ખાલીસ દીલથી ઉતરતાં જણાવીશ. કે—હ. રસુલે ખુદાએ અગાઉની ઉમમતોની જેમ પોતાની ઉમ્મતમાં ભવિષ્યમાં ગુંથણુ નપડે, અને મુસલમાનો ગુમરાહ ન થાય, માટે પોતાની ત્રેવીસ વરસના અથાગ જહેમતનાં અંતે, છેક છેલ્લી પળે, આ હદીસ ફરમાવી છે, અને તેમાંજ હક મુદ્દાનો ખરો સમાવેશ કરવાની કૃપા કીધી છે. પણ કુરઆને શરીફમાં ખુદા ફરમાવે છે કે,—"યહદીલ્લાહો બેનુરેહી મંય્ય શાઓ" એટલે "જેને હું ચાહું છું, તેને મારા નુર વડે હું હીદાયત કરૂં છું" તો આટલું સ્પષ્ટ છતાં, જેને ખુદાએ ચાહ્યું નહી, તેને તેમની બાદ વસ્વજ હિદાયત થઈ નહીં, એટલે એ હદીસનો પકકો મતલબ આવી,

રલ મોઅમનીન હ૦ અલીએ મુંરતઝાની બેતથી ખીલાફે થઇને જુદું ખીલાફતનું રાજદ્વારી પ્રકરણ રચ્યું. અને જ્યારે **ચોથા ખલીફા** તરીકે હ૦ અલી જાહેર થયા; ત્યાર પછી–જંગે સીફ્-ફીન જે અમીર માવઇયા સાથે થઇ. તેમાં હઝારો માણુસો કત્લ થવા બાદ, પોતાની હાર અમીર માવઇયા એ નજદીકમાં જોયાથી, છેક અણીની વખતે ઉમરઆસની ખટપટી અને અટપટી મસલે હતનાં પરિણામે ઉપલીજ હદીસુસ સકલયનનો પ્રથમ મુંદો એ જાહેર થયો કે, "અઉર યેહ દોનું જુંદા ન હોંગે; યહાં તકકે મેરે પાસ હોજ કઉસરપર આયે" એ વાકયો ત્યાં ઇમાનદારોની આંખો પાસે નમુદાર થયો! અને તે એ કે, "કુરઆન" અને "ઇમામ" એ બે ચીઝો જે જુદી પડવાવાળી નથી, તેને જુદી પાડી કુરઆનને નેજા ઉપર અમાન માટે અમીર માવઇયાના લશકરે હ. અલી સામે રજુ કર્યું!!! અહીં સમજવાનું ખુલ્લું છે કે, હ. અલીએ તે અમાનનો અસ્વિકાર કર્યો; પણ તે અસ્વિકાર કરવાથી હ. અલીથી તેમના લશ-કરીઓ જેઓ શિયા (મુસલમાનં) હતા (અને ઇમામતના દામનમાં રહી તેમનાથી વિરૂધ અમીર માવીયાનું લશકર જે પણ મુસલમાન હતું) તેઓજ આ હદીસના શબ્દો વીસરી ગયા! એટલે હ. અલીને જેઓ ઇમામ જાણુતા હતા, તેમણેજ કહયું—"અયે અલી, તમો કિતાબ એટલે કુરઆને શરીફની મુરૂવ્વત નહીં કરો, અને અમાન નહીં આપો તો, અમો તમોનેજ કતલ કરીશું!!" બિરાદર!, જીમ આ પહેલો તબકકો વિચારવાનો હતો, કે અહલેબયત અને કુરઆન એ હ. રસુલ ખુદાએ ફરમાવેલી ઉપલી હદીસ મુંજબ હોજ કઉસર સુધી જુદા પડનાર નથી, તો પછી હં. અલી કુરઆનની સામે શું કામ વરત્યા? આ એક પ્રશ્ન છે, પણ નહીં, એ બાબતનો ખુલાસો હ૦ અલીએ તરતજ કર્યો હતો કે, "અના કુરઆનુન નાતેક–હાઝા

સામેત!" એટલે હું બોલતું કુરઆન છું. અને આ મુગું કુરઆન છે! છતાં ગુમરાહ થનારાઓએ માન્યું નહીં, કારણ કે ખુદા, જેને ચ્હાય છે, તેનેજ હીદાયત થાય છે, એ અલ્લાહના શબ્દો અંહી થાય છે. અને હરગેજ અમીર માવઇયાના લશકરીઓ, કુરઆન પક્ષે સ્પષ્ટ હતા, તે પણ હ૦ અલીની સામે લડવામાં વાજબી નહીં હતા? અને આ ઉપરથી સાર એ મળે છે કે, **હ૦ અલી ઇમામ છે,** અને **કુરઆને નાતેક** પણ છે; એટલે–ઇમામની હીફાઝતમાં કુરઆન હોય, પણ ઇમામની સામે કુરઆન કદી હોતું નથી. અને તેવીજ બીજો દાખલો હ૦ ઇમામ હુસેન સાહેબનાં કરબલાના પ્રસંગમાં પણ ઇમાનદાર, પરહેઝગાર અને મુસલમીન પક્ષ આલેમ હતાં. અને કુરઆને શરીફની તે હીમાયત કરતો હતો. પરંતુ તેને પણ ઇમાનની સમજ કે ઓળખાણ નહોતી. આ ઉપરથી વધુ સાર એ નીકળે છે, કે–પરહેઝગાર, નમાઝી અને કુરઆન શરીફને જાણવાવાળાઓ, પણ ઇમામની બાબતમાં તદન ગુમરાહ હોય છે. જેને મુલ્લાં મજલસી સનદ આપે છે. અને તેથીજ ખુદાએ ફરમાવેલું સમજાય છે કે, "જ્યાં સુધી તે ચાહતો નથી, ત્યાં સુધી તેને કદી પણ અને કોઇને પણ હીદાયત થતી નથી. એટલા માટે જાહેરી ઇલ્મ અને પરહેઝગારી" ઉપર કોઇ પણ ઇસ્માઇલીઓએ પોતાની, આ કિતાબનો મદાર બાંધવો નહી જોઇએ. અને તેથીજ દાના લોકોએ કહ્યું છે કે—

**"બે હુબ્બે એહલે બયત ઇબાદત હરામ હુવે"**
**"ઝાહેદ તેરી નમાજકો મેરા સલામ હુવે.**

હવે **મી૦ જીમ** હદીસમાં હમેશાં એક ખ્યાલ જરૂર લાવવાનો છે કે, જેમ હ૦ ઇમામ જાફર સાદેક અ૦ ફરમાવ્યું છે કે, કોઇપણ

હદીસ—કે જે કુરઆને શરીફ સાથે સંબંધ ન ધરાવતી હોય–તેને તમો દીવાલની સામે પટકો! એ મુજબ આ હદીસનો સંબંધ કુરઆને શરીફની નીચલી આયાત સાથે સંબંધ છે તે વિચારો.

**આયાત—"વઅ તસેમુ બે હબ્બાલિલ્લાહે જમીઅન વલા તફર્રકું.**

તરજુમો—ખુદાઇ રસી (ઈમામ જે નુરે ખુદા છે **તેને**) મજબુત પકડો, એકઠા થઇને, જુદા પડયા વગર.

આમાં ખુદાઇ રસ્તાને પકડવાને ફરમાન છે, તેજ મુદ્દો આખી ઉપલી હદીસનો છે, કે **કુરઆન** અને એહલે બયત એ બેઉ એક **રસી** છે, તેને પકડનાર કદી ગુમરાહ થશે નહી, અને તે બેઉ હરગેજ હોાજ કવસર સુધી જુદા પડનાર નથી.

આ ઉપરથી આગળ વધીશું તો, ઉપર સાદર કરેલી હકીકત મુજબ ઈમામ વગર, કુરઆન શરીફ હીદાયત કરી શકતું નથી. તેમ ઇમામ અને કુરઆન એ બેઉ એકજ રસી જેમ છે. તે જુદા પડનાર નથી. તો પછી **સીફ્ફીન** અને **કરબલામાં** થયેલાં દેખાવો ઉપરથી એ ધડો લેવાનો છે, કે એ વિકટ પ્રસંગોમાં જેઓએ ઇમામનો દામન પકડયો, તેઓ કુરઆને શરીફના જાહેરી દેખાવથી વિરૂધ દેખાયા હતા. છતાં ઇમામના દામન તળે હોવાથી, તેઓ સત્ય રસ્તાપર હતા.

હવે આ **ત્રીજા** સવાલના બીજા મુદ્દાપર આવતાં કહીશકે. કુરઆને શરીફમાં મારા (૨૫) માં "**હા મીમ**" સુરા**ની** ચોથી આયાતમાં છે કે "**કિતાબુમ મોબીન**" અને સુરેયાસીનની બારમી આયાતનાં

અંતમાં છે કે–કુલોશય્યઇન અહસયના હોંફી 'ઈમામુમ મોબીન" છે. વિશેશમાં જેમ કુરઆને શરીફમાં "વલારતબીન વલાયાબસીન ઈલ્લા ફી કિતાબીમ મોબીન" એટલે લીલી કે સુકી દરેક ચીજનું વરણુન જાહેર કીતાબ (કુરાન)માં છે. પણ તેમાં ભેદની વાતો ઈમામ સિવાય કોઇપણ જાણી શકતું નથી. એટલા માટે કિતાબુમ મોબીનને સમજાવનાર "ઈમામુમ મોબીન"તે પણ ખુદાએ સાથે-જ ગોઠવેલ છે. અને સુરેયાસીનની (૧૨) મી આયાત, અને હદીસુસ સકલયનની મતલબ પણ એજ છે કે કુરઆને શરીફ, ઇમામ વગર સમજી શકાતું નથી. હવે સુરેયાસીનની બારમી આયાતના સંબંધમાં જે વાકય છે, તેનો મતલબ એ થાય છે કે "દરેક વસ્તુનો હિસાબ ઇમામે મોબીન એટલે જાહેર ઇમામ પાસે છે."

આ બાબતમાં મી૦ જીમ કુરઆને શરીફનાં તરજુમા કરનારા ઓ ઈમામે મોબીનને બદલે સ્પષ્ટ કીતાબ—અથવા રોશન કીતાબ એમ કરેલું છે, તો જો કે શબ્દાર્થથી તે ખોટું છે. તો પણ ઇમામને "કુરઆને નાતેક" ગણતા, તેમાં હરકત નથી. તો પણ "કીતાબુમ મોબીન" એટલે "જાહેર કીતાબ" કુરઆને શરીફ અને "ઈમામુમ મોબીન" એટલે જાહેર ઈમામ—(બોલતું જાહેર કુરઆન) એમ સમજવું. એ ઈમામ, બોલતું કુરઆન હોવાથી, તેમાં લખાયલી દરેક બાબતો, ઇમામની મોજુદગી વખતે, લોકોને હીદાયત કરે છે. તેવી બાબત મુંગા કુરઆનથી નથી [illegible]—એટલુંજ. અહીં સ્પષ્ટ કરવાનું છે. અને એ રીતે "ઇમામ મોજુદ"–એ કુરઆને શરીફમાં બતાવેલ ઇમામ છે. ત્યારે "ગયબ ઇમામ" વીશે કુરઆને શરીફમાં કોઇ જગાએ નથી. અને ઈમામ એવી ચીઝ નથી કે, બીજી મખલુક જે ફરીસ્તા કે હુર!—જન્નત! વિગેરે માફક

ગયબ હોય તો ચાલે, કારણ કે, દરેક જમાનામાં હીદાયતનું કારણ ઇમામે મોજુદ ખુદાના ફરમાવવા મુજબ છે. આ બાબતમાં કુલ્લે ઇસ્લામી એક મત છે કે, દરેક મુસલમીનપર ફરજ છે કે, "પોતાનાં ઝમાનાના ઇમામની બયત કરવી જુવે"—સુન્ની કીતાબ તીરમીઝીમાં છે કે, "જે મુસલમીન પોતાનાં ઝમાનાના ઇમામની બયત નથી કરતો, તે જાહેલીય્યતની મોતે મરે છે! અને તેથી તેઓ ઇમામ પોતાને મનમાનતો માની, તેની બયત કરે છે; પણ ગયબ ઇમામની માન્યતા શિયા ઇશનાઅશરી સિવાય બીજા કોઇ ફીરકામાં નથી. અને એ ગયબ ઇમામની માન્યતા જે પ્રસંગથી ઉભી થઇ, તે તવારીખ વાંચતાંજ તેની ગુંચવણ સમજાય છે. અને એક વખત ગળે પડી ગયેલી વાતો, કેમ નથી મુકાતી, તે માત્ર ખુદા ફરમાવે છે, તેવેજ હીસાબે સમજાય છે કે, "ખુદા જેને જ્યાં સુધી ચાહતો નથી, ત્યાં સુધી તેને હીદાયત થતી નથી."

આ બાબતમાં ઇશનાઅશરી ફીરકાના આલેમોએ જે કિતાબો લખી, તેમાં ઇમામના શબ્દ પાસે બાર (ઇમામ)નો શબ્દ પણ ઉમેરી દેવાનો, રીવાજ પોતાના ફીરકાને ફેલાવવાનો ચાલુ રાખ્યો છે. પરંતુ આ તો સ્પષ્ટ છે કે, બાર ઇમામની માન્યતા—અગીઆર ઇમામની માન્યતા સુધી હોય નહી. તેમ નુરે હકીકતમાં મુકેલા પ્રશ્નો પઝ્ઝી (પેજ આઠમે તથા નવમે મુજબ અને બાર) ઇમામને માનનારો ફીરકો—તે (ઇશનાઅશરી) એ નામ કોઇ ઇમામે નહી પણ તેને માનનારાઓએ આપ્યાનું સાબેત થાય છે. છતાં પોતાનાં અને ઇમામનાં નામે વાતો કરે છે, દાખલા આપે છે, તે માની શકાય એવા નથી. કારણ કે, કુરઆનમાં તેવી કોઇ દલીલ નથી. હા! કેટલાકો હ૦ મુસા પયગમબરનાં અને હ૦ ઇસાના બાર

હવારીયુનની હકીકત કુરઆનનાં હવાલા સાથે આપે છે, કારણ કે, **મુસા** ને **હારૂનનો** સંબંધ હ૦ **મહમદ** અને હ૦ **અલીના** જેવોજ ઇસ્લામ માને છે. પણ એ સબંધ સરખાવતાં આપણે અટકવું પડે છે કે, **મુસા** અને ઇસાનો હવારીયુનો તેમનાજ વખતમાંજ બાર જણાની **મંડળી** હતી. પણ અહીં તો નસલે ઉતરી આવનારાઓ એક પછી એકની સરખામણી છે. તે એક ચોખ્ખી થાપ ખવાડનારૂં છે. જો મિસાલ બરાબર હોય તોજ અપાય. જેમ કે **મુસા** પયગમબર હતા અને હ૦ હારૂનની મદદ વડે, હીદાયતમાં કુવ્વત મેળવતાં. અને હ૦ મહમદ મુસ્તફા પણ હ૦ **અલી**ની મદદ વડે તેમ કરતા. હ૦ ઇસાને **વધ-સ્તંભપર** ચઢાવવા લઇ ગયા, ત્યાં સુધી, હ૦ ઇસા સાચા હતા, એમ ગવાહી આપનાર તેનાં બાર હવા રીય્યુનમાંથી એક પણ નહોતા.

એજ પ્રમાણે અત્યારે પણ **બાઇબલ**માં મોજુદ છે!!! **જુવો** **માત્થીની** વાર્તા અને **પીટરના** પણ ત્રણ **ઇનકાર** અને **બારમા** યહુદાના હાથે ઇસાનું પકડાવું? તો **મઆઝ અલ્લાહ**! હ૦ ઇસાના જેવા હ૦ નબી મહમદના **હવ્વારીયુન બાર** ઇમામોને ગણવાં! **તોબા! તોબા! તોબા! ગયબ ઇમામની** માન્યતાની પોકળ વસ્તુને વિચારતાં આવી ખુલ્લી નડતળો છે. પરંતુ ઇમામે મઉજુદ જેમ કુરઆનમાં તેમજ હદીસમાં અને ખલુકલ્લાહની **હોજે કવસર** સુધીની હીદાયત માટે સીધા અને સરળ દાખલા અને વિચારો તથા ઇશારા અને નિશાનીઓ છે. તે તરફ નહીં વળતાં જો હજુ પણ **ગયબ ઇમામની માન્યતા હોય તો**, અને હ. ઇસા, હ. ઈલીયાસ અને યહુદી, ઈસાઇયો અને શિયાઓ ઈમામ **મહેદી**ને માને છે. તેમ જો તમો માનનારા **હો, તો**

પણ તે બદલવાનું કામ માત્ર ખુદાનુંજ છે, કારણ કે ખુદા કહે છે કે "હું જેને ચાહું તેને, મારા નુર વડે હીદાયત થાય છે. અને તે વગર નબી મહમદની હીદાયત છતાં **અબુજેહલ** સમજી શકયો નહીં, તો પછી ત્યાં મારા જેવા એક અદના અને ગુનેહગારની શી ગુંજાશ છે???

હવે **હદીસુસ સકલયન** ઉપરથી એમ સિધ્ધ થાય છે કે, કુરઆને શરીફ અને નબીની **એહલે બયત** ઇતરત (**ઈમામ**) **એ** બેઉ, **એક સાથેમળેલી એક રસી માફક છે ને તે, કયામત સુધી જુદા પડનાર નથી.** તેમ દુનીયામાં (મોજુદ) હોવાનો પુરાવો એ છે કે, તેને પકડનાર ગુમરાહ થવાનો નથી. જો તે **ગયબ હોય** તો, લોકો તેને પકડે કેવી રીતે? દાખલા તરીકે નબી સ. ની બાદ ઈમાનદારોએ હ૦ અલીનો દામન પકડયો. પણ કેટલાકોએ તેમ નહીં કરતાં કુરઆને શરીફને એકલાને પકડયું. કે જે પણ ખુદાઈ રસીનો એક ભાગ હતો, તે જુદો પાડયો કહેવાય, પણ એમ જુદા પાડનારાઓથી, તે જુદું પડી શકતું નથી. કારણ કે **ઈમામ, કુરઆને નાતેક છે** (બોલતું કુરઆન છે) તો **કુરઆને શરીફ** (જે કિતાબમાં **લખા-યેલું** છે તે) **મુંગું** છે, ત્યારે **બોલતું કુરઆન તેજ ઈમામ** છે! અને તેથી જેઓએ ઇમામનો દામન પકડયો છે તે **બોલતાં** કુરઆનની સાથે છે એમ સિધ્ધ છે. પણ કિતાબ અલ્લાહ **લખાયેલ** કિતાબ છે, પણ તે મુંગું કુરઆન છે એટલે ઇમામનો **દરજ્જે** (જે બોલતું કુરઆન છે તે) બરાબર કહેવાયજ નહીં. વળી **મજકુર** હદીસમાં તે પણ ખુલ્લું દરશાવેલું છે કે—

**"એક ઈન્મેકી દુસરીસે બડી હયે"**

**એટલે** એ બેમાં એક મોટી બુઝુર્ગ માનવંત છે. અને તે **ઇમામ તરફજ ઈશારો મજબુત છે. કારણ કે, મુંગું કુરઆન**

ઉપર બોલતાં કુરઆનનેજ શરફ છે. અને તેવીજ રીતે કુરઆને શરીફની અસલ ઇબારત પણ એમજ સિધ્ધ કરે છે કે—

આયાત—લા યાઅલમો તાઅવીલોહુ ઇલ્લલાહ.
વરરાસે ખુન ફીલ ઇલમ, યુકુલુના આમન્ના બેહી.

એટલે—કુરઆને શરીફની કેટલીક (આયાતે મોહક માત) મો-ઘમ વાકયોનો મર્મ (રહસ્ય) ખુદા જાણેજ છે અને ઇલ્મના ગસેખ એટલે ઇમામ જાણે છે. પણ જેઓ ઇમાન લાવેલા છે. તેઓ તેને સત્ય માને છે.

બીજો અર્થ એમ પણ લખે છે કે, "મોઘમ વાકયાનો મર્મ ખુદા સિવાય બીજા કોઇ જાણતો નથી" અને જે આલેમ છે તેઓ કહે છે કે, અમે સત્ય માનીએ છીએ પણ કઝરાહ: (અવળો રસ્તો) ગોતતા નથી. આ બેઉ મતલબમાંથી એકજ મહાન તાત્પર્ય એ નીકળે છે કે, "કુરઆને શરીફના મોઘમ વાકયોના અથ ખુદા જાણે છે અને તેનો પ્રતિનિધી, ઇમામ કે જેમ ખુદા ફરમાવે છે—

ઇન્ની જાએલુન ફીલ અર્જ ખલીફા.

એટલે ખરેખર અમે અમારો પ્રતિનીધી (ઇમામ) દુનિયા ઉપર મુકરર કરીએ છીએ, તે ખુદાનો પ્રતિનીધી ઇમામ સિવાય બીજો કોઇ હોતો નથી, તેથી જેનો ખુદાજ અર્થ જાણે છે, તે તેનો પ્રતિ-નીધી ન જાણતો હોય, તો તે ખુદાનો પ્રતિનીધી કહેવાય નહીં.

આ સ્થળે સ્પષ્ટ કરવાનું એ છે કે, ઇમામ, પેગંબર એ બેઉના માટે જાહેર ઇસ્લામીઓ જેઓ ઇમામ કરતાં પેગંબરનો દરજ્જો

વધુ માને છે, તેઓને પણ ખુદાઇ કિતાબના આ સિધાંતો તરફ દોરીએ છીએ. કે જેમ કુરઆને શરીફમાં છે. કે,

વ એઝીબતલા હો ૨૦ મહુ યા ઇબરાહીમા!
ઇન્ની જાએલોકા લીન્નાસે ઇમામા
"વ કા લ: મી ન ઝુ ર રી ય તી–"
લાયના લો અહુદીઝ—ઝાલેમીન."

અર્થ—ખુદાએ કહયું હે! ઇબરાહીમ ખરેખર હું તને લોકોના ઇમામ (મારો પ્રતિનીધી) મુકરર કરૂં છું.

ઇબરાહીમે કહ્યું કે–મારી ઝુરીયત (વંશ)ને પણ—

ખુદાએ કહયું કે–"ઝાલેમીન (લોકો) મારો કરાર મેળવી શકશે નહીં." અહીં સાબીત છે કે હ૦ ઇબરાહીમ, પેગંબર તો હતાજ, પરંતુ જ્યારે ખુદા તેમના ઉપર પ્રસન્ન થયો, તો ખુદાએ તેમને ઇમામ-બનાવ્યા!! અને તેના વંશને પણ? અને તેને (ઇમામની બયત) જુલમગારો મેળવી શકશે નહીં.

આ રીતે હ૦ ઇબરાહીમને પેગંબરના દરજ્જાથી વધારી ઇમામતના દરજ્જે ખુદાએ ચઢાવવાની ઇનાયત કીધી, તે સિધ્ધ કરે છે કે, પેગંબરો કરતા ઇમામતનો દરજ્જો ખુદા પાસે વિશેષ ચઢતો અને માનવંતો છે! અને જોઇશું તો, એ ઇમામત હ૦ ઇસમાઇલ (નબીયુલ્લાહ) ને વંશપરંપરા વારસા તરીકે મળી. અને હ૦ ઇસ્હાક. જે, હ૦ ઇબરાહીમના નાના પુત્ર હતા. તેમના વંશમાં પેગંબરી ઉતરી હતી. અને તે બાબતમાં વધુ તપાસ કરશું તો એજ ઇસ્માઇલ જબી હીલ્લાહના વંશમાંજ હ૦ અલી બરાબર સીધી નર નસલે

**ઈમામ જાહેર થયા!** અને ૯૦ ઈસમાઈલના વંશમાં હોવાથી મુસાઈ, દાઉદી અને ઈસાઈની ન્યાયી નજરમાં માનવંત હતા.

ઉપલી વંશાવળીના કોષ્ટક ઉપરથી સમજી શકાશે કે, **ઇમામતનો** દરજ્જો પેગંબરી કરતાં મુળથી મોટો છે. એટલે **ઈમામ** તે ખુદાનો **પ્રતિનીધિ** તથા **પેગંબર** તે ખુદાનો સંદેશો પહોંચાડનાર અને આ રીતે ખુદાના પ્રનિનીધિ **(ઈમામ)** વગર દુનિયા ખાલી હોયજ નહીં.

અને હઝરત નબીસં ફરમાવ્યું છે કે—

**"અના મદીનતુલ ઇલ્મ, ફ. અલીયુન બાબોહા"**

અર્થ—"હું ઈલમનું શહેર છું; પણ તેનો દરવાજો **અલી છે.**" આ શબ્દોમાં પણ ઇમામનાં દરજ્જાની ચઢતી સમજ છે. વળી આ શબ્દો મશહુર છે કે, **"લા ફતા ઈલ્લાઅલી"** એટલે "અલી સિંવાય કોઈ જબરો નથી."

આ બધા દાખલાઓ **ઇમામ** જે ખુદાનો પ્રતિનિધી છે, તેનેજ ખુદાની **"બોલતી કિતાબ"** કહેવી જોઇએ, અને તેજ કુરઆને શરીફનાં લેખીત ભેદી વાકયોનો અર્થ સમજાવી સકે. અને તેથી **કિતાબુન મોબીન"** એટલે "જાહેર કિતાબમાં" કે જે ખુદાએ **લીલી** કે સુકી બધી ચીજનું વરણન કરેલું છે; તેને સમયાનુસાર સમજાવનાર **"ઇમામુન મોબીન"** એટલે **"જાહેર ઈમામ,"** જે આ દુનિયાની સાથેજ એકજ **રસ્સી** માફક મળેલા જુદો ન પડે એવો, ખુદાએ અને પેગંબરે સમજાવ્યો છે. તે **"કિતાબુન મોબીન"** સાથે. **"ઈમામે મોબીન"** કુરઆને શરીફમાં ન હોત તો ઇસ્લામને બધાં ધર્મ ઉપરની શ્રેષ્ટતામાં ફરક આવતે! કારણ કે, લખેલું **કુરઆને**

શરીફ તેજ પોતાની મોજુદગીથી ઇસ્લામનાં ફાંટાનું કારણ છે, પણ **ઇમામે મોબીન** એટલે જાહેર ઇમામને **કુરઆને નાતેક** ગણી તેને પકડનારાઓ હજી પણ ગુમરાહ નથી તે સિદ્ધ છે.–ગમે તે દેશમાં,–ગમે તે વર્ણમાં, ગમે તે જાતીમાં, અને ગમે તેવી સ્થીતીમાં, **જાહેર ઇમામને** માનનારા કદી પણ જુદા પડી શકતા નથી. તેમ એકંદરે ખસી પણ જતા નથી. કારણ કે, હર વખતે **ઇમામે મોબીન** ( ખુદાઇ પ્રતિનીધી )નાં સમયાનુસાર ફરમાનો મેલવીને, તે પર અમલ કરી પોતાની ઇમાનદારીનો જોશ ખોઇ બેસતાં નથી. એજ મુજબ હદીસે **સકલઇનમાં** ફરમાવેલ મુદ્દામાં આ ખુબી અખંડ છે કે, **કુરઆન** અને **ઇમામ** એ બેઉની એક તરીકેની માન્યતા ઇસ્લામીઓ સમજે, તો તેની તાબેદારી વડે જ્યારે જ્યારે કુરઆને શરીફનાં ન સમજી શકાય, એવા વાકયોમાં મતભેદ પડે, ત્યારે ત્યારે, **ઇમામુન મોબીન** કે જે પોતાના વકતના ઇમામ પાસે એટલે ( બોલતાં કુરઆન પાસે ) જઇને ગુંચવણ ઉકેલે. પણ તફરકા ન થાય આ સબબ સર, એ હદીસમાં **કીતાબ** અને **ઇમામ** હર ઝમાના માટે **હુવજ કવસર** સુધી છે એમ સમજાવેલું છે, અને કદી જુદા પડનાર નથી, એમ ઓળખવા છતાં, પણ **અલીથી જાફર સાદેક** સુધી અને તે પછી આજ સુધી, **જાહેર કીતાબ** સાથે **જાહેર ઇમામની માન્યતાનું** ધોરણ હોવા છતાં જ્યારે **ઇમામતની નુરી રસી** અટકી, ત્યારે નવી રૂઢીથી ઇસ્લામની માન્યતા ચાલુ કરવી. અને હદીસુસ સકલઇન જેવી મોતેબર સનદોનો મરજી પડે તેમ સમજીને માનવી, મનાવવી, તે દરેક ફીરકાના આલેમને શીરે જાવેદાન બોજો છે.

તમારા પ્રશ્નનો જવાબ **ઇમામે મોજુદનો સંબંધ** કુરઆન **અને હદીસ સાથેનો ઉપર મુજબ સમજાવ્યો છે, પણ હું જાણું છું**

i, ઈમામે ગેબનો મુદ્દો કુરઆને શરીફમાં કોઇ ઠેકાણે નથી???

વળી કુરઆને શરીફ, ઇમામે મોજુદ સિવાય–બીજા કોઇ મુદ્દાનો વેભાગ પાડતું નથી. અને તેથી હવે સમજી શકાશે કે, કુરઆને શરીફનો સંબંધ, ઈમામે મોજુદ કે જે બોલતું કુરઆન છે, તેનાથીજ સંબંધ શબ્દાર્થમાં પણ ખુલ્લો ધરાવે છે. ત્યારે શબ્દાર્થથી કે લક્ષયાર્થથી પણ ગયબ ઈમામનો સંબંધ કુરઆને શરીફ, હદીસ કે બીજા કેશાં સાધન વડે નથી રાખી શકતા. ફીરસ્તા, જન્નતહુરગીલમાન વિગેરે ગેબ (અદ્રશ્ય) વસ્તુઓપર ઇમાન લાવવું, તે સત્ય; પણ ઈમામ તો ખુદાનો (ખલીફો) પ્રતિનીધિ છે અને તેનો દામન પકડવો એટલે હજુરમાં જઇ "યહદિલાહો ફઉક અયદીહલ્લાહ" મુજબ મોમનનાં હાથ ઉપર (ખુદાનો હાથ તે) ઈમામનો હાથ બયત કરતી વખતે હોય છે. તે મુજબ થવા માટે ગયબ ઈમામનો હાથ મોમીનનાં હાથ ઉપર રાખી બયત લેવાની વાતજ નથી. અને તેથીજ તકલીદ કરવાનું અને ધરમાં બેસીને બયત કરી લેવાનું ઈશના-અશરી માન્યતામાં બતાવેલું તે; પણ તે સાબેત કરે છે કે, ઈમામે મોબીન એટલે જાહેર ઈમામનાં બયત લેવાના ખુદાના હુકમથી તદન વિરૂધ અને ધર વરણાઉ થીગડું છે.

---

## સવાલ ૪ થો.

હદીસુસ-સકલયનની રૂએ કુરઆન અને તેના છુપા રહસ્યો ઈમામને જાણવા જરૂર છે કે નહિ, તો અગર કુરઆનની તેવી માયના અને તફસીર મોજુદ ઈમામ તરફથી કરેલી હોય તો જાહેરમાં લાવો.

## જવાબ ૪ થો.

"**હદીસુસ-સકલઈન**"ની રૂએ **કુરઆન** અને તેના છુપા રહસ્યો ઈમામજ જાણતા હોય છે, એટલે તેને જાણવાની જરૂર છે. એવો પ્રશ્ન નથી રહેતો. પરંતુ તે પછી તમોજ મોજુદ ઈમામ તરફથી કુરઆને શરીફની તફસીર થઈ હોય. તે જાહેરમાં લાવવા માગણી કરો છો,—તો બરાબર **જાફર સાદેક** સુધીનાં ઈમામોની માન્યતામાં તો, આપણે સાથેજ છીયે, એટલે તેમના તરફથી કોઇ પણ તમારી જાણ અને માન્યતા મુજબની વિગત શા માટે રજુ કરતા નથી? અથવા એમ કેમ નથી કહેતા કે, **જાફર સાદેક** સુધીમાંના કોઇપણ **જાહેર ઇમામે**, ઈમામ **ગયબ** વિશે ફલાણી આયાતની તફસીરમાં ફરમાવેલું છે, ઇમામો ખુદાના હુકમને જાહેરમાં લાવનારા છે, તેથી કોઇ પણ ઇમામે શું **ગયબ** પાછળથી રહેશે તેના માટે ફરમાવેલું છે? હોય તો બતાવો. **પણ** બિરાદર યાદ રાખજો કે—**બાર ઈમામ થશે** ને તેનાં નામો ગણાવે છે; તેની હદીસ માત્ર ભોળા લોકો પાસે **ઘરમાં** બોલવાનોજ ખોટો **પક્ષપાત** છે!

હા! હ૦ **અલી**, હ૦ **હુસેન**, હ૦ મોહમદ બાકર, અને હ૦ **જાફર સાદેક** સુધી આ એજ હાલનું કુરઆન હતું, **અને** તેમની તફસીર પણ મોજુદ છે, જેમાં **ઇમામ મોબીન માટેનો** ખુલાસો કર્યો છે કે, તે **જાહેર** ઇમામ એક પછી એક **ક્યામત** સુધી આ દુનિયામાં **થનાર છે.** એમ ફરમાવેલું છે, વળી "**નુરેલ અલાનુર**"ની તફસીરમાં પણ ઈમામતનાંજ નુરની સમજ **એક પછી એક ક્યામત સુધી થનાર** તરીકે બતાવી **છે**, **પણ** કોઇ ઠેકાણે નુરે ઇમામત ગયબ **રહેશે, એમ ફરમાવ્યુંજ** નથી. વળી દરેક **જમાનામાં** પોતાના ઈમામની બયત કરવાનાં સવાલને **પણ** એ **ઇમામોએજ**

બાર મુકી આગળ કર્યો છે, કે જેનો અર્થ કુરઆનના **ઇમામ મોબીન** અને હદીસુસ સકલૈઈનનેજ મળતો છે. પણ જો ગયબ ઈમામની માન્યતાની હદીસ કે ફરમાન હોત, તો બેત કરવાની રૂઢી મોમીનના હાથ ઉપર ઈમામનો હાથ એમ **નહોત**. પણ **હ૦ અલીની**, હ૦ હુસેનની બેત કેમ લેવાઇ છે તે સમજવું હોય તો, **"ગદીરે ખુમ"** મા૦ હ૦ **અલીની** બેત પ્રથમ તલહાએ કીધી. એટલે પોતાના હાથ ઉપર હ૦ અલીનો હાથ રખાવ્યો. તે તલહાનો હાથ ઠુંઠો હતો. તેથી હ૦ અલીની બેત અપુર્ણ થશે એમ કહેવાયું છે, તે સાબેત કરે છે કે **બેત** લેવાનો રવઇયો મોમીનના હાથ ઉપર ઇમામનો હાથ પ્રતિજ્ઞા સાથે રખાતો હતો. છતાં મી૦ **જીમ** કઈ રીતે કહી શકશો કે? ગેબ ઇમામની બેયત થઇ શકે?

---

**સવાલ ૫ મો.**

**હદીસુસ સકલયનની રૂએ કુરઆનના હુકમો અને ઇમામના હુકમો એકસરખાં હોવા જોઇએ કે નહીં? અગર ઈમામના હુકમો અને કુરઆનના હુકમોમાં કોઇ જગ્યોએ ફેરફાર જોવામાં આવે, તો બેઉમાંથી ખરૂં કોણ?**

**જવાબ ૫ મો.**

હદીસુસ **સકલઈન**ની રૂએ કુરઆનનાં હુકમો અને ઇમામનાં હુકમો એક સરખા હોવા જોઇએ, એ ખરી બીના છે. પણ કુરઆનનાં હુકમોનું **રહસ્ય** ઇમામજ જાણી શકે છે, તો પછી **ઇમાનદાર** કે

**આલેમ** તેમાં કેમ દખલ્લ કરી શકે ? મતલબ કે કુરઆનના હુકમોં કે જેમાં ખુદાઇ રહસ્ય છે, તે માટે આપણે ખુદાઈ ( **પ્રતિનીધી** ) ઈમા મના ફરમાનો મુજબ, જો ન ગણીએ તો, આપણી ઈમાનદારી અગા ઉના ઇસ્લામી ઇતિહાસોમાં બનેલા દેખાવોને જુઠલાવવાનોજ ગુનાહ છે ! તે વ્હોરી લેનાર થઇએ. કારણ કે, "**અમીર માવીયા**" અને "**ઉમરઆસ**" પણ કુરઆનના હુકમો મુંજબ ચાલનાર હતા, છતાં હઝરત **અલી** જે ઇમામ હતા, તેના વિરોધી હતા. તેવીજ રીતે, ઇમામ **હુસેનનો** વિરોધી **યઝીદ**, અબ્દુલા ઝયાદ અને **શીમ્ર** પણ કુરઆનના હુકમોથી વિરૂધ વરતનાર છે, એમ નહોતા **જાણતા.** કારણ કે, તેઓ મુસલમીન હતા. અને કલેમાગો ઇસ્લામી જગજાહેર હતા. તેઓની ઇમામની તાબેદારી વગરની સમજ, તેઓને જહન્નમ તરફ દોરી ગઇ.

આ ઉપરથી કુરઆનનાં હુકમોમાં ભેદ છે, તેને તાબેદાર રહેનારી ઇસ્લામી પ્રજાને પરખ કરવાનો હક નથી. અને કુરઆન અને ઈમામ એ બેમાં જ્યારે પણ ઈમામ માટે વિરૂધતા દેખાય, ત્યારે સમજી લેવું કે, ઇમામ એ બોલતું કુરઆન છે. માટે ઈમામ જે જાહેરમાં લોકોની બયત લે છે, તેનો એજ હેતુ છે કે, ઈમામના ઉપરવટ કોઈ થઇ શકે નહીં. અને અલીની સીધી નર નસલે ઈમામતનો વારસો ભોગવે, તેજ હંમેશાં સાચો હોય છે. અને તેનો દામન નહીં પકડનાર ગુમરાહ થાય છે. ઈમાનદારની આંખે ઇમામના હુકમોમાં કદી ફેરફાર દેખાતો-જ નથી. પણ તેને ઇશક વગર ઇમાનદાર થવા માગવારાઓજ સમજી શકતા નથી. **અથવા** ખુદા જેને માટે ચાહતો **નથી, તેને** ખરી હીદાયત થતી નથી.

સવાલ ૬ ઠો.

કુરઆને શરીફમાં હઝરતે ઈબ્રાહીમની બાબતમાં (વમીન ઝુર્રીયતી) ની આયત છે. જે ઉપરથી તમો ઝુર્રીયતીના બોલ ઉપર ઇમામતનો પાયો રચો છો. તો શું હઝરત ઈબ્રાહીમની અઉલાદમાંથી સર્વ ઈમામો થવા જોઇએ? અથવા છેવટના દાખલા ઉપર હઝરત અલીની અઉલાદમાંથી વમીન ઝુર્રીયતીની પ્રથા તરીકે હઝરત ઈમામ હસન પણ ઈમામ થવા જોવે તો તેઓને ઈમામ ન ગણવાનું કંઈ કારણ હોય તો તે જણાવો? અગર ઝુર્રીયતમાંથી કોઇ ખુદાના અહકામ ઉપર ચાલનારા ન હોય, તો તે શું ઇમામ કહી શકાય?

જવાબ ૬ ઠો.

આ પ્રશ્નના જવાબમાં પેગંબરી અને ઈમામતના દરજ્જાનાં સવાલની બાબત પ્રથમ સમજવાની જરૂર છે, એટલે પેગંબરનો દરજ્જો મોટો કે ઈમામનો? આ બાબતમાં મશહુર બાબતો એવી છે કે, અને તે ખુદ જનાબ રસુલે ખુદાના મુખ મુબારકથી બહાર નીકળેલી છે તે સિધ્ધ કરે છે કે—

૧. લાફતા ઇલ્લાઅલી—એટલે અલી સિવાય બીજો કોઇ મોટો નથી.

૨. નાદેઅલીથી અલીની મદદ ખુદ રસુલે ખુદાએ સંકટ વખતે માગવી.

આ બે બાબતોમાં હર્ક અલી કે, જે હ૦ ઇબરાહીમના પુત્ર હ૦ ઇસ્માઇલથી નુરે ઇમામત વંશપરંપરા ઉતરી આવેલું હતું તે, બુઝુર્ગીનો સબબ હતું. છતાં એ દલીલોની કુરઆને શરીફની સાબીતી બસ છે કે, જ્યારે ખુદાએ કહ્યું કે "વએઝીબતલાહ ઇબરાહીમ ઇન્ની જાએલોક લીન્નાસે ઇમામા."

એટલે અયે ઇબિરાહીમ, હું તને લોકોનો ઇમામ મુકરર કરૂં છું

હ૦ ઇબિરાહીમે કહ્યું કે—વકાલઃ મીન ઝુરરીયતી.

એટલે મારા વંશમાંથી પણ (ઇમામ બનાવ),

ખુદાએ કહ્યું કે—કાલઃ લાયનાલો અહદીઝ જાલેમીન.

એટલે મારો કરાર જાલીમો મેળવી શકશે નહીં.

આ કુરઆને શરીફનાં ખુદાઇ કલામોમાં આપણે જે મેળવવાનું છે, તે એજ કે હ૦ ઇબરાહીમ પેગંબર હતા, પરંતુ પાછળથી ખુદાએ તેઓને ઇમામ બનાવ્યા! એ હકીકત સીદ્ધ કરે છે કે, પેગંબરીનાં કરતાં ઇમામતનો દરજ્જો બુલંદ છે! અને એ બુલંદ ઇમામતનો દરજ્જો હ૦ ઇસ્માઇલ અને તેની ઝુરરીયત (વંશ) માં હ૦ અલી હતા.

અહીં હ૦ ઇબરાહીમની ઝુરરીયતનો સવાલ સમજવાની જરૂર કે, તે નીચેના કોઠકમાં સમજાશે.






ઉપર દરશાવ્યા મુજબ–ઈમામતનું નુર ઇસમાઇલ અને તેના વંશમાં ઉતર્યું, ત્યારે બીજા ફરજંદ ઇસ્હાકમાં શા માટે ઈમામત નહોતી? અને તે પેગંબર થયા, એનો જવાબ એ કે, ઇમામત અને પેગબરી એ બે દરજ્જા, જો કે, જુદા છતાં, એકજ સ્વરૂપે છે. જેમ કે હ૦ મહમદ અને હ૦ અલી એ બેઉના જીસ્મો જાહેરમાં જુદા હતા, પણ સ્વરૂપ એક હતું, જેમકે–" મનકુનતો મવલા ફ અલીયુન મવલા "–રૂહકરૂહી...........નુરકનુરી એ મુજબ એકજ નુર! એક. રૂહ! અને જીસ્મ એકજ હતું! બેપણું તેમાં

હતું નહીં. છતાં એટલું સ્પષ્ટ છે કે, ઇમામતનો બુલંદ દરજ્જો, એમ સમજવો જોઇએ કે, પેગંબર એ ઇમામનો પ્રતીનીધી છે, ઇમામ ખુદાનો પ્રતીનીધી છે, એકંદરે ખુદા, ઇમામ, અને પેગંબર એ ત્રણ એકજ સ્વરૂપ છે. અને આવી પકકી સમજ ઇસમાઇલી મઝહબમાં પ્રથમ છે, અને તે ઇમામ અને પેગંબરનાં સ્વરૂપને એક તરીકે શાહ અને પીર તરીકે જાણે છે.

આવા ખુલાસા પછી જાણવું જોઇએ કે, ઇમામ ( શાહ ) તખ્તનશીન છે. અને પેગંબર ( પીર ) તેના વઝીર છે, કે જે શાહના મુકરર કરવા ઉપર છે અને તેથીજ પેગંબરનો દીકરો પેગંબર થવો કે ન થવો તે શાહના હુકમ ઉપર આધાર રાખે છે. પણ ઇમામ ( શાહ ) તો તખ્તનશીન એક પછી એક થયા કરે છે. જે રીતે હ૦ ઇબરાહીમના વંશમાં હ૦ ઇસમાઇલ અને તેની નર નસલમાં હ૦ અલી હતા એવીજ નરનસલ હ૦ ઇમામ હુશેનમાં હતી કે, જેનાં પછી વંશપરંપરા ઇમામત કયામત સુધી થતી રહે છે,—પણ મોટાભાઇ હશનને નસલે ઇમામત કહી શકાય નહી. કારણ, તેમની નસલમાં ઇમામત નહોતી અને આ બાબતનો ખુલાસો—જનાબ રસુલે ખુદા અ૦ અને બેઉ સાહેબઝાદાના જનમ વખતે કરેલો મશહુર છે કે જ્યારે હ૦ હસનનો જન્મ થયો, ત્યારે બીબી ફાતમાને રસુલે ખુદાએ કહ્યું કે "આ બચાને દુધ પીવરાવ્યું છે?" જનાબ બીબી ફાતમાએ કહ્યું કે, હા "પછી જનાબ રસુલે ખુદાએ હ૦ હસનને પ્યાર કર્યો અને ફરમાવ્યું કે, અય બેટી બીજો ફરઝંદ અવતરે ત્યારે મને કહ્યા વગર દુધ પાજે નહી." અને તે મુજબના પ્રસંગે જનાબ રસુલે ખુદાએ હ૦ ઇમામ હુસેનનો જન્મ થયા પછી, તેમની માતાનું દુધ પીવડાવ્યા અગાઉ, પોતાની જબાન મુબારક ચુસાવી અને પછી ફાતેમાને મુબારકી આપી કે,

"તારા આ ફરઝંદની નસલમાંથી કયામત સુધી, એક પછી એક ઈમામો જાહેર થયા કરશે!" આ ઉપરથી મી૦ જીમ! સમજાશે કે, હ૦ હસન ઈમામનાં સિલસિલામાં કેમ નથી જણાતા? તે વળી ઈમામનાં બધાં ફરઝંદોને દુન્યવી રીવાજ મુજબ ઈમામ કહેવામાં વાંધો નથી બલકે સારૂં છે.

આ છઠા સવાલનાં છેલા ભાગના મુદામાં જાણવાનું કે ઇમામની ઝુર્રીયતમાંથી કોઇ ખુદાના અહકામો ઉપર ચાલનારા ન હોય તો તે શું ઇમામ કહી શકાય? આ પ્રશ્નનો જવાબ એ છે કે, ઇમામ આપણે જેને કબુલીએ, તેજ ઇમામ થાય કે, ઇમામ ખુદાનો પ્રતિનીધી તરીકે પોતેજ હોય છે? જો આપણે ઇમામને પસંદ કરીએ ને પછી કબુલ રાખીએ, તો બેશક આપણે તેવા આપણા બેસાડેલા ઇમામને, ને તે ખુદાના અહકામો ઉપર ચાલનારા ન હોય તો ઉઠાડી મુકીયે કે કાઢી મુકાયે—અથવા તેવા કોઇ બીજા હરીફ ઇમામને અથવા વગર ઇમામની જમાતમાં ભળી જઇએ. પરંતુ બિરાદર જીમ! આતો એવા ઈમામની બાબતોમાં આપણે સમજવા માગીએ છીએ, કે જે ખુદાનો પ્રતીનીધી હોય—તે શું ખુદાની પસંદગી (અઉઝોલિલાહ) તેના બંદાની પસંદગીની બરાબર ગણીશું નહીં. બિરાદર! તમો સમજુ છો; અને શોધક છો, તેથી મને ઉમેદ છે કે, આ સવાલના આ ભાગ તરફ પોતાની ભુલ સમજશો કે ઇમામ ખુદાના અહકામો ઉપર ચાલનાર છે કે નહી? તે આપણે કેમ કહી શકીયે? આ બાબતમાં હ૦ મુસા પેગંબર અને હ૦ ખીઝરની મુલાકાત જે ખુદાઈનાજ હુકમ મુજબ થઇ હતી, તે યાદ કરો કે—ખીઝરે પોતાની કીસ્તીને કાણું પાડયું. તુટેલી દીવાલને ફરી ટટાર કીધી. અને એક છોકરાને બેગુનાહ મારી નાંખ્યો. એ ત્રણે બાબતોમાં ખુદાઇ એહકામ હતા—જે ખીઝરે

બજાવ્યા, અને તે વખતે હ૦ મુસા એક પેગંબર હતા, છતાં તે સમજ્યા નહી, અને ગુસ્સો કીધો, બદ ગુમાન કીધું, પણ જ્યારે તેનાં ભેદનો ખુલાસો થયો, ત્યારે પોતાની બદ ગુમાનીની હાલત જાણી અને શરમીંદા થયા.

બિરાદર જીમ, જો આમાં સમજો તો, ખીઝર જે તે વખતના ઇમામ હતા, તેમના કાર્યો મુસા નબી જેવા શરીઅતપર ધ્યાન રાખનારને બદ ગુમાની થઇ. જો કે તે જાણતા હતા, કે ખુદાના હુકમ મુજબ ખીઝરની મુલાકાત એક અભ્યાસ પાઠ જેવી હતી, છતાં તે સહન ન કરી શકયા. પણ છેવટે તેવણે લાજવાબ દઈ એકરાર કર્યો કે, "ઇમામો ખુદાના એહકામો ઉપર ચાલનાર નથી, એવું ગુમાન કરવું મને લાજમ નથી." એ રીતે એવા ખુદાના પ્રતિનીધીને ઈમામ કહી શકાય કે નહીં? તેનો જવાબ મી૦ જીમ તમો પોતેજ આ જવાબો વાંચી તોલ કરજો, એવું તમારી દાનેશમંદી ઉપર છોડું છું.

---

## સવાલ ૭ મો.

**હઝરત ઈસ્માઈલ હઝરત મુસા કાઝીમથી મોટા હોવાના કારણે તેઓ ઈમામતના હકદાર ગણાય છે. તો સર્વે ઇસ્લામી આલમ ઈમામ હસનને હઝરત અલીની પછવાડે બીજા ઈમામ તરીકે ગણે છે. તો તમો તેઓને ઈમામ તરીકે ગણતા નથી તેનું કારણ શું?**

## જવાબ ૭ મો.

ઇમામતનો હકદાર મોટો કે નાનો ભાઇ એ સવાલ તાબેદારોને લાજમ નથી. એ બાબતનો ખાસ હક ઇમામનોજ છે કે ગમે તેવા

પોતાના ફરઝંદને ખુદાઈનુર (ઇમામત) સોંપે, અને છઠા જવાબમાં ખુલાસાવાર સમજાવેલું હોવાથી સમજાઇ જશે.

વિશેષમાં જાણવાજોગ એ છે કે,–જેવી રીતે નબી મહમદ અને હ૦ અલી એક રૂપ હતા, તેવીજ રીતે હ૦ હસન અને હ૦ હુસેન હતા. એ બેઉમાં નબી અને અલીની માફક જુદાઇ ગણાયજ નહીં. અને શબાહતમાં નબીની શબીહ હ૦ હસન અને અલીની હુસેનને મળતાપણું સમજાવે છે. હકીકતમાં પણ હુસેન, અલી હતા. અને હસન, નબી હતા. પણ જેમ નબી નસલે ઈમામત ન હોય તેવીજ રીતે, હ૦ હસન નસલે ઇમામત નહોતી, અને આ બાબતમાં કરબલા-ના મેદાનમાં અને હ૦ હશનના ફરઝંદ કાશમે પોતાના પિતાના હસ્તા-ક્ષરથી લખાયલો તાવીજને બાઝુપર બાંધેલ હતો, તે વસીયતી મુજબ રજુ કરી, તેપણ ખુદ હસન પણ પોતાના ફરઝંદને હ૦ ઇમામ હુસેન જે વકતના ઇમામ હતા, તે :ના ઉપર જાન નિસારી કરવાની વસીયતની બાબત તથા નબીની માફક જંગમાં અમીર માવીયાથી કરેલ તહનામાની બાબત અને તેમાં હુસેનનો હક લખાવી લેવાની બાબતો પણ નસલે ઇમામ, હુસેન અને પોતાની વચ્ચેના દરજ્જાની અને એકતાની દલીલ સ્પષ્ઠ છે, અને તેથી હ૦ હશન નસલે ઇમામ નહી હતા, અને હ૦ ઇમામ હુસેન નસલે ઈમામ હતા અને તેથી હસને તહનામું કર્યું, પણ ઈમામ હુસેન તો ઇમામના દરજ્જાને છાજતી રીતે, તહનામું કર્યું નહી.



**સવાલ ૮ મો.**

વમીન ઝુર્રીયતીની આયત કે જે ઉપરથી તમો ઈમામે મોજુદની ઇમામત સાબીત કરો છો તો તે આયતની પછ-વાડે કુરઆને શરીફમાં જણાવેલ છે કે લાયના લો અહદેઝ ઝાલેમીન. એટલે ઈમામનું અહદ ઝાલેમીનને નથી મલી શકતો, તો હઝરતે ઈબ્રાહીમની અવલાદમાંથી કોઈ અગર ખરાબ કૃત્ય કરનાર નીવડે તો તે પણ શું એ હોદાને લાયક થાય છે? સબબ ઉપલી આયત એવા શખ્સોને ઇમામતથી દુર રાખે છે.

**જવાબ ૮ મો.**

લાયના લો એહદીઝ ઝાલેમીન.

એટલે ઇમામનો અહદ ઝાલેમીનને નથી મળી શકતો, આ તમોએ આયાતનો કરેલો અર્થ—જો નિરાંતે અને બારીકીથી વાંચ-વાની અને સમજવાની તકલીફ લેશો તો મને તમારા પ્રશ્ન પુછવાની સમજભરી રૂઢી અને બાહોશી ઉપર એવો ભરૂસો રહે છે કે "ઇમામનો અહદ ઝાલેમીનને નથી મળી શકતો," તેનો અર્થ તમોએ જે રીતે તરતમાં સમજીને પ્રશ્ન કર્યો છે તે તમારો પ્રશ્ન તમારા જવાબ રૂપેજ દેખાશે એટલે જવાબમાં હું પણ એમ કહું છું કે-ઈમામનું અહદ ઝાલે-મીનને નથી મળી શકતો, કારણ કે અહીં ઝાલેમીનનો અર્થ ઝુલમ ગારોનો થાય છે અને ઝુલમગારો સામટા હોય ત્યારે કહેવાય છે, કારણ કે વ્યાકરણના નિયમ મુજબ તે એક વચનમાં નથી :પણ બહુ વચનમાં છે. જો એક વચનમાં હોય તો જુલમગાર હોત પણ અહીં તો જુલમગારો છે એટલે હર જમાનામાં ઈમામ તો એક હોય છે

નહીં કે સામટા મેમ્બરો મળીને ઈમામત ચાલતી હોય જેમ કે પારલામેંટ કાઉન્સીલ કમીટી જો તેમ હોત તો એ જુલમગારોનો બહુવચની અર્થ તમો જેમ માનીને લખો છો તેમ થાત પણ બિરાદર, મારા વિચારવંત બિરાદર, અહીં તો ખુદાનો અહદ ઇમામત એકી વખતે બેમાં હોતીજ નથી; એ ખુદાઇ રૂલ ન ફેરફાર થાય એવો છે, તો પછી "ઝાલેમીનને નથી મળી શકતો" તેનો અર્થ એમ કરતે કે: ઇમામતનું અહદ-(કરાર) (બયત) જુલમગાર લોકોને નથી મળી શકતો! જુલમગાર લોકો, જાહેલ) (અજ્ઞાન) હોય છે, અને જેણે પોતાના વકતના ઈમામનો (અહદ લીધો નથી) (બયત કરી નથી) તે જાહેલનાં મોતે મરશે, એમ જનાબ રસુલે ખુદાની હદીસ શરીફ માન્ય છે. તો બિરાદર, વિચાર કરો કે, એક આલેમ મનાતો હોય, પણ જ્યાં સુધી તે પોતાના જમાનાનાં ઇમામના અહદને મેળવતો નથી; ત્યાં સુધી જો તે મરી જાય તો, અણુ જેહલનાં મોતે મરે છે? એમ ઈસ્લામ સિધ્ધ કરે છે, અને એવી રીતે જાહેલીયતનાં મોતે મરનાર પોતે પોતાના ઉપરજ જુલમગાર સાબેત થાય છે, અને તે જોતાં "લાયનાલો અહદીઝ ઝાલેમીન"નો અર્થ આમજ હિદાયત કરે છે કે હ૦ ઇબ્રાહીમના વંશમાં ઇસ્માઇલની સીધી નસલે ઉતરી આવનાર હ૦ અલી અને તેની સીધી નર નસલે ઉતરી આવનાર પોતાના વકતનાં ઇમામે મોબી- નથી જે બયત કરતો નથી, તે પોતાના ઉપર જુલમ કરનારાઓ માંથી ગણાય અને હ૦ ઇબ્રાહીમથી ઇસ્માઇલના વંશમાં ઉતરોતર ઉતરી આવનાર ઇમામોજ એ હોદ્દાને લાયક ગણાય.



## સવાલ ૯ મો.

નુરે હકીકતમાં તમારા તરફથી રોઝતુશ શોહદાની એક કડીનો ઉતારો આપવામાં આવ્યો છે. કે અલી અલ્લાહમેં હય ઈસરારે મસ્તાં એટલે અલીને અલાહ કહેવામાં મસ્ત પ્રેમીઓનો મહાન ભેદ છે. એ વાકયનો અસલી રોઝતુશ શોહદામાંથી કરેલ ઉતારો અને તમોએ કરેલ ભાષનાનાં વાસ્તે બીજા કોઈ ઈસ્લામીનો ઈનટરવ્યુ જણાવો!

## જવાબ ૯ મો.

આ સવાલમાં તમો સાહેબનો શું ઉદેશ છે, તે કાંઇ સમજાતો નથી, કારણ કે તમો જ્યારે એમ કહી શકતા નથીં કે, નુરે હકીકતમાં મેં જે રોઝતુશ શોહદાની કડીઓ આપી તે, અને તેમાં ફેરફાર જે મુનશી મરહુમ માસુમ અલીએ કર્યો છે, તે સ્પષ્ટ બતાવે આ પછી તમારે તેમાં શક હોય કે વાંધો હોય તો મનેજ પુછવા કરતાં તમારે પોતે તકલીફ લઇને, બતાવવું જાઇએ કે, મેં બતાવેલ ફેરફાર ખોટો છે, પણ જ્યાં સુધી તમો એમ માનતા હો તો ત્યાં સુધી ખાલી સવાલના નંબરમાં વધારો કરવો, તેના કરતાં કોઇ બીજા મુદ્દા ઉપર તકલીફ લીધી હત્તે તો ઠીક હતું તોપણ—

### અલી અલાહમેં હયે ઈસરારે મસતાં.

એનો મજબુત પુરાવો એટલે અલી અલ્લાહ કહેવાય કે નહીં. તે ઇસ્લામના મહાન ઉલ્માઓને પુછશો તો, રોજતુશ શોહદાના શાયર જનાબ વલી ફયાજે જે લખ્યું છે, તે કેટલું બધું સાચું અને ઉત્તમ છે તે સમજાશે.

**સવાલ ૧૦ મો.**

ઈશનાઅશરીઓને અરબી અને ફારસી જુની કિતાબોમાં ઈમામી યા ઈશનાઅશરીયા તરીકે વર્ણવેલ છે. તે તમોએ જોએલ છે કે નહીં? અને ઈમામી ઈસ્માઈલી એ શબ્દ કેટલી મુદતથી જાહેર પડેલ છે. તે આગળની લખીત તવારીખોથી જણાવી શકશો?

**જવાબ ૧૦ મો.**

આ સવાલની તમારી વિદ્વતા તરફ મને ચિડાવું પડે છે કે, **અરબી, ફારસી,** જુની કિતાબોમાં ઇમામી ઇશનાઅશરી લખેલું હોય, પણ તમો **ઇસનાઅશરી** અને ઇસ્માઇલી એ બે નામ ઉપર વિચાર કરશો તોજ જણાઇ આવશે કે ઇશનાઅશરીનો અર્થ તો–

| | | | |
|---|---|---|---|
| ઇશના એટલે | બે | } | એનો સરવાળો અરબી આંક પ્રમાણે |
| અશરી એટલે | દશ | } | બારનો છે. |

અને **ઈસ્માઈલી** એમાં અંકની સંખ્યા નથી. પણ ચોકકસ **નામ** છે. અને (ઇસ્મે અલી) અલીના નામો પણ થાય. આ ઉપરથી **ઈશનાઅશરી** મઝહબ ચોકકસ આંકડા ઉપરજ છે. ત્યારે ઈસ્માઇલી ધર્મ–અલીના નામ ઉપરજ છે અથવા હ૦ ઈબ્રાહીમના ફરઝંદ ઈસ્માઇલના વંશથી છે. અને આ રીતે ઇસ્નાઅશરી મઝહબનું નામ ૧૧ મા સન હીજરી સુધી ન હોતું કારણ કે, તે વખતે ઇશનાઅશરા એટલે બાર ન હોતાં પણ **અગ્યાર** હતા, જે અરબી પ્રમાણે **વાહેદ–અશર** કહેવાય, પણ હીજરી પછીની ગણત્રી જે મુકરર થઇ, તે પછી વાહેદ અશર મટીને ઇશનાઅશર કહેવાયા કે જે ખોટું નથી.

ત્યારે **ઈસ્માઈલી** કહેવરાવવામાં તો જનાબ રસુલે ખુદા અને હ૦ અલી પણ ખુદ પોતે માન રાખતા હતા. અને કહેતા હતા કે **"અમો ઈસ્માલી છીએ"** કે જે કહેવાનો અધિકાર મુસા, દાઉદ, અને ઈસા જેવા ઉલલ અઝમ પેગમ્બરોને હક ન હતો. બિરાદર જીમ આ એક યુકતી પુર્વકની મગરૂરી હાલના ઈસમાઇલીઓ ધરાવે, તેમાં પણ ઈશનાઅશરીની માનીનતા ધરાવનારાઓ, તો હસન અસકરી સુધી ન હોતા. જરા ચીરડાઇને યુકતી પુર્વકનું ખરૂં કહેવાની આ સવાલની વલણ માટે, મારી એ મતલબ છે કે ખોજા તરીકે કહેવાતા છતાં, આપણે આપણા બાપ દાદા અસલ જે લોહાણા હતા તેમાથી ઇસલામી ભુમીમાં શરૂ જનમ લીધો, તે વખતે આપણી હકીકી માતા (પીર સદરદીન સાહેબે) ગળસુદી તરીકે જે શીખાવ્યું છે કે—

"કે પાત્ર નકલંકી ને ગોત્ર ઈસ્માઇલી;
એતો વિશ્નુ શાહ નિઝારીયા:"

પણ આજે એ ધાવણ મુકી દેવાથી, આપણે ઇશમાઈલી પિતા તરફ, ઇશનાઅશરી તકલીદી પરવરીશથી મોહ પામતાં વંકાઇ જવા પામે છે. તેને અસલીયાતપણાનો જ્ઞાન ચક્ષુવડે ઇસમાયેલી જે અલીની સીધી નરનસલે જાફર સાદેક પછીના જાફરી મઝહબની અસલ તાલીમ મળી છે તે મઉલાના શાહ ઇસમાઇલની નરનસલ જે કુરઆને શરીફની સાથે એકપણે હોજ કોસર સુધી પહોંચનાર છે, તે ઇમામતના તખ્તપર બેસનાર છે, તેવી દરેક જમાનાના માફક આજે પણ જાહેર છે, તે જુવો, તો તેની તાબેદારી બાતીનની પણ રોશની પ્રગટાવશે, કારણ કે આપણને આપણા બાપ દાદાથી યુગમાં જન્મતી વખત પીર સદરદીન જેવા માતાએ ગળસુદી પીવરાવી છે, તેની અસર ઉભરવા વગર રહેશે નહી.

## સવાલ ૧૧ મો.

તમો આમ ઇસ્લામીઓથી જેમ કુરઆને શરીફ તથા હદીસે પાકના સીધ્ધાંતોને માન્ય રાખો છો કે નહિં? અને અગર માન્ય રાખતા હો તો સુન્નત જમાઅતની કીતાબો-માંથી કોઈ બાર ઇમામો વાળી હદીસ બતાવે તો તમો માન્ય રાખો કે કેમ?

## જવાબ ૧૧ મો.

આ સવાલનાં મુદા પુછવામાં તમો પોતે પણ મી૦ જીમ થાપ આવો છો, કારણ કે કુરઆને શરીફ તથા હદીસ પાકના સિદ્ધાંતો જે આમ ઇસલામી માને છે, તેને જો શીયા માન્ય રાખે, તો પછી શિયા તરીકે જુદા શું કામ પડે? અને તેમાં પણ "બાર ઇમામની" માનીનતા સુન્નત જમાઅતની કીતાબમાં હોય તો પછી સુન્નીઓ ઇશનાઅશરી મઝહબ કેમ પાળતા નથી? કારણ કે "બાર ઇમામને" માનવું તેજ ઇશનાઅશરી થવું છે. જો આ રીતે તમારા લખ્યા મુજબ "શીયા ઇશ્નાઅશરી" અને સુન્નત જમાઅત બેઉ "બાર ઇમામનેજ" સત્ય માનતા હોય, તો પછી "શીયા ઇશ્નાઅશરી" અને સુન્નત જમાઅત જે "ચાર ઇમામ," "હનફી," "હબલી," માલેકી, શાફઇ, એ ચારેને બરહક માનનારાઓમાં શું તમારો શું વાંધો છે? જો ઇશનાઅશરી બાર ઇમામને સુન્નત જમાત માને, તો પછી તમારે તેઓના ચાર ઇમામને પણ બરહક માનવા જુવે? અને જો તેમાં ઇશનાઅશરી તરીકે વાંધો હોય તો સાબીત થાય છે, કે કાં તો તમો સાચા રસ્તા પર નથી? અથવા તો તેઓ. પણ બિરાદર જીમ! તમો જે રીતે આ

સવાલને રજુ કરો છો કે સુન્ની જમાતની કીતાબમાં બાર ઇમામવાળી હદીસ–છે તો તે બાબતમાં જાણુશો કે શીયા અને સુન્ની વચ્ચે જે તફાવત છે તે મુળ ઈમામતનાં સવાલનોજ છે, જો કે તેઓ ઇમામને માને છે પણ શીયાઓ જે રીતે અલી અને તેની નરનસલે ઇમામ માને છે તેમ સુન્ની ભાઇઓ માન્ય રાખતા નથી. બલ્કે તેઓ ઈમામનો અર્થ કીતાબ ( કુરઆને શરીફ ) કરે છે. આ રીતે બાર ઈમામને માનવામાં ઇશનાઅશરી અને સુન્ની ભાઇયો એક મત હોય, તોપણ તેમ બેઉનાં એતેકાદના આધારરૂપ કુરઆને શરીફમાં સુરે યાસીનની બારમી આયાતમાં–કુલે શયઇન અહસયનાહો, ફી ઈમામમુ મોબીન ” એટલે “ દરેક વસતુની ગણુત્રી જાહેર ઈમામ પાસે છે. ” એ મુજબ અમો ઇસમાઇલીઓ–જાહેર ઇમામ કે જેની હજુરમાં બઇયત કરી શકાય–તે વગરની કોઇ હદીસ હોય, તેને માન્ય રાખી શકતા નથી.

હ૦ ઇમામ જાફર સાદેક પણ એમજ ફરમાવે છે.

---

## સવાલ ૧૨ મો.

જેવી રીતે નુરે હકીકતમાં તમોએ ઈશનાઅશરીને બદલે અરબાઅશરી નામથી મશ્કરી તરીકે જણાવો છો–તેવીજ રીતે તમોને કોઈ સમાની અતુલ અરબ ઇની કહે, તો તમો માન્ય રાખો કે નહિં ?

## જવાબ ૧૨ મો.

નુરે હકીકતમાં જે મેં મી૦ કાબાનો તેમની લાલસા માટે રસ્તો બતાવ્યો હતો, તે મશ્કરી ગણીને તમોએ ઉપાડી લેવાની તકલીફ માટે **મી૦ જીમ?** તમો વાજબી નથી. કારણકે **ઈશનાઅશરી** અને **અરબાઅશરી** એ બેમાં તમોને અત્યારે **અરબાઅશરી** નામ બતાવવામાં મશ્કરી માની, પણ તમો સાહેબ બતાવશો, કે **બાર ઈમામને** માનવું, **ચઉદ માસુમને** માનવાવાળા તરીકે ઓળખાવવું, તે બાર ઇમામનેજ માનવાળી ગણત્રી કરતાં વધુ બુલંદ દરજ્જાનું છે. કારણ કે બાર ઇમામને પણ નબી મુસ્તફાનાં વસીમાંનો છો. અને **બની ફાતમાની** બુઝુર્ગી ઈમામ માટે છે તો બિરાદર **જીમ** મી૦ કાબાનાં ઉછળતાં તુમાખીપણાના ઇમાનદારીના બાબતો માટે, તો મને એ ટચાક સાથે સત્યજ કહેવાનું બન્યુ હતું. પરંતુ તમારી સમજ મી૦ કાબાનાં ઠેકડા મારતાં મઝહબી વિચારોની ઠેકડી તમારે બરની નથી. પણ હવે તો હું એ **ન્યાય** તમારીજ સમજ ઉપર મુકાશ કે-બાર ઇમામને માનનારા ઓળખવા તે સારૂં છે, કે—ચઉદ માસુમને ઓળખાવનારા માનવું તે કારણ ઉપર દરશાવ્યું છે કે જનાબ રસુલે ખુદાનાં વસી અને **બની ફાતમાની** બુઝુર્ગી એ બાબતોથી **અરબા અશરી** ગણાવવું, કે તે એ બુઝુર્ગોની ગણત્રી રહેવા દઇ **ઇશના અશરી** ગણાવવું, એ બેમાં જે તમોને ઠીક લાગે, તે એવા રીતે કહેવાને મહેરબાની કરશો કે, જેથી તમારા સવાલોની મુળ નેમ મુજબ—આમ ઇસલામને સમજ પડે—બાકી—**સમાની** અતુલ અરબઈની—અડતાળીશ—ને માંનવાવાળા તરીકે અમારો હાલનો ચાલતો હિસાબ બરાબર છે. અને અમો અમારી હમેશની બંદગીમાં પણ **હાજર જોમા સરૂ સુલતાન મહમદ શાહ દાતાર ને સમાની અતુલ**

અરબઈની-એટલે અડતાળીશમાં ઈમામ માનીએ છીએ. પણ અમારી માનીનતામાં ઇમામોનો મુકરર નંબર નથી. તે તમો પણ જાણતા હશો, ૯૦ અશીથી આજ સુધી ૧ એકથી ૪૮ સુધીમાં દરેક નંબરની માનીનતા હતી. પણ બિરાદર જીમ તમોને કહીશકે, અમો ઇસમાઈલીયોની ઈમામુલ વકત, સાહેબ ઝમાં, ઈમામુલ અસ્ર સાહેબેલ અમ્ર વિગેરેની માનીનતાવાળા જાણશો.

---

## સવાલ ૧૩ મો.

ખુદાનું નુર હઝરત મહમદ, હઝરત અલી હઝરત, ફાતમા હઝરત હસન તથા હઝરત હુસેનનાં હતું. એ નુર અગર અવતાર રૂપે ગણીએ તો, એ નુર હઝરત આદમથી પેઢી દર પેઢી ચાલ્યું આવ્યું હતું. તો હઝરત આદમથી પયગમ્બર હઝરત મોહમદ સાહેબના જેટલા વડવાઓ થયા તે પણ અવતાર રૂપે ગણી શકાય કે નહિં? તો એ હિસાબે કેટલા અવતારો થયા?

## જવાબ ૧૩ મો.

બિરાદર જીમ, અવતાર અને ઇમામ એ બે શબ્દો લક્ષયાર્થમાં જુદા નથી. અવતાર પણ પ્રભુની જ્યોતી જે દેહમાં ધારણ થએલી હોય છે, તેને કહેવામાં આવે છે. અને ઈમામ પણ જે જીસમમાં ખુદાઇ નુર હોય, તેને કહેવામાં આવે છે જ્યારે સંસ્કૃત પ્રાકૃત ભાષા મારફતે ગુજરાતીમાં પ્રભુએ અવતાર ધારણ કર્યો, એમ કહેવાય. ત્યારે અરબી અને ફારસી ભાષા મારફતે ઉરદુમાં ખુદાઇ નુર

મુનતીકલ થાય છે. એમ કહેવાય છે. જુઓ કે, જે પ્રભુની જ્યોતિ વાઅમનામાં હતી, તેજ જ્યોતિ કુરસીરામ, રામ, કૃષ્ણ, બુધ અને નકલંકમાં છે અને આ અવતાર એક પછી એક પાત્રોમાં થઇને મહાન કાર્ય માટે પ્રગટ થતાં તેવીજ રીતે કુરઆન તારામાંથી આદમ, ઇબ્રાહીમ, ઇસમાઇલ, અને અલીમાં ખુદાઇ નુર મુનતકલ થતું રહ્યું, એમ કહેવાય છે. સારાંશમાં આદમ, શીશ, ઇબ્રાહીમ ઇસમાઇલ અને અલી એકજ વખતે નહોતા—આ હિસાબ એક મનુષ્ય જુદા જુદા ડરેશ પહેરે, તેમ દેખાવ જુદો જુદો લાગે, પરિણામે તો એકજ મનુષ્ય હોય છે. પારસી, યહુદી, ઇસમાઇલી, ખ્રિસ્તી, અને અરબી તેમજ બ્રાહ્મણ, વાણીયા, ક્ષત્રી અને મુસલમીન નાં પહેરવેશ ઉપરથીજ જુદા જુદા દેખાય છે, તેમ એક મનુષ્ય પણ જો એ બધાં ડરેસ પહેરે, તેથી માણસ બીજો હોતો નથી, પણ તેણે જુદા જુદા ડરેસ ધારણ કરી તેવા દેખાવો દીધા—એવીજ રીતે અવતારો જુદા દેખાયા છે. પરંતુ એકજ નુર હતુ—પરંતુ અહી તમોએ જે પ્રશ્ન કર્યો છે, તેમાં હ૦ મહુમદ, અલી, ફાતેમા, હસન, અને હુસેન ૦૮ ખુદાના નુરનું સ્વરૂપ કહેવાય છે, તેના જુદા જુદા શરીરો એક જમાનામાં સાથે હતા, તેથી પાંચ ખુદાઇ નુરનાં સ્વરૂપ હતા એમ કહેવાય નહી? તમો પ્રશ્ન કરો છો, તો બિરાદર, આ સમજવા માટે એક દીવાનું દ્રષ્ટાંત લેઓ, અને પાંચ દીવાના સાધન જુદા જુદા આકારના એકી વખતે હોય, તો તે પાંચ ગણાય કે કેમ? તો જરૂર તે પાંચ દિવા કહેવાય, પણ જેઓ ઇલમમાં પુર્ણ છે તેઓ પાંચ દિવા છે એમ નથી કહેતા કારણ કે પાંચ જુદા જુદા આકાર હોવા છતાં, કાર્ય તો પાંચોનુ એકજ હોય છે કારણકે પાંચ દીવાનાં પાંચ પ્રકાશ પડતા નથી, પણ એકજ પ્રકાશનો જોશ બહાર આવે છે, તેજ મુજબ—એ પંજેતન ( પાંચતને ) એકજ ખુદાઇ નુર

સ્વરૂપને પ્રકાશ કરનાર હતા અને તેની સમજ માટે "**આલે અબાની**" તવારીખ વાંચશો, તો સમજાશે નહી તો **ગદીરે ખુમની** હદીસ વાંચો જેમાં હ૦ રસુલે ખુદાએ અલીની એકતા માટે **લહમક લહમી,** **જીસ્મકા જીસ્મી**–**રૂહકા રૂહી**–નુરકા નુરી. ફરમાવેલું છે. એટલે હું ને **અલી** બે નથી પણ **એકજ છીએ. ગોસ્ત શરીર** રૂહ. અને નુર એક રૂપ છે. તો મી૦ જીમ એ તમે જાણો છો, પણ શી રીતે એક હોય, તેનો વિચાર કરવાથી સમજશો. અને ખુદા એક છે–પણ બહુ છે–પણ બે. નથી–તેનો અર્થ ઇસલામી શબ્દોમાં સમજશો કે,–વાહદતમાં-**કસરત** અને **કસરતમાં વાહદતનો** મસલો કોઇ આલીમ પાસેથી પણ શીખીને એકથી દસ સુધીની સંખ્યા એકનું બહું પણું છે, પણ બે નથી એમ સમજો–પાંચ ઇન્દ્રીઓ છે, પણ એકજ મનુશ છે, બે આંખ છે પણ નજર એકજ છે–અને આવીજ દલીલવેદની શરૂતિમાં છે, કે–**એકોહંબહુસયાયેમ પ્રજાયાં**–એટલે હું એક છું ને બહુ થાઉં–એ વાકય–ઇશ્વરી છે–તેવીજ રીતે કુરઆને શરીફમાં "**કુલહો વલ્લાહો અહદ**" એટલે ખુદા એક છે, પણ સુરતન **નુરમાં**–( ૩૪ મી આયાતમાં છે–અલ્લાહો નુરૂસ સમાવતે વલ અર્જ–એટલે "જમીન અને આસમાનનું નુર તેજ અલ્લાહ છે– આ રીતે **મહમદ** અને **અલી** ગદીરે ખુમમાં એક પણે જાહેર થયા. તેવીજ રીતે **હસન** અને **હુસેન** પણ એક પણે હતા, બીબી ફાતમા તુઝ ઝોહરાને માટે હ૦ રસુલે ખુદાએ કહેલું છે–**બીજ અતુન મીન્ની**–એટલે **ફાતમા** મારા શરીરનો એક ટુકડો છે, તેને કેમ જુદા ગણી શકાશે? અલીનો સબંધ પણ તેને જુદા પાડી શકતો નથી. **હસન** ને **હુસેનની** માતા તરીકેનો સબંધ, તો એકાકારની પુરી સમજ પાડે છે–આ રીતે એ **પંજેતન આલેઅબા** છે અને આયતે તતહીર

તેનો હવાલો છે, તો ઇસ્લામના મુલ્લા તેને ખુદાઇ નુર તરીકે જુદો ગણતાંજ નથી. તેઓ જુદા હતાજ નહિં, એકજ સ્વરૂપે હતા. તેનો અવતાર ગણવાની મી૦ જીમ તમારી પદ્ધતિ ઈસ્લામ મુજબ નથી.

---

## સવાલ ૧૪ મો.

**અગર નુરનેજ અવતાર તરીકે માનીને તેને માન આપવામાં આવતું હોય તો ઈમામ હસનમાં પણ એ નુર મઉજુદ હતું. તો તેઓને ઈમામતમાંથી કહાડી નાંખવાનું કારણ બતાવી શકશો?**

## જવાબ ૧૪ મો.

તમારા સાતમા સવાલના જવાબમાં સમાવેશ થઇ ગયો છે, લંબાણ કરવામાં માલ નહિં, તોપણ અહીં ઇમામના હકના સંબંધમાં ખાસ જાણવાનું છે કે,–જેનો **બાપ ઈમામ** હોય,–**પોતે ઈમામ** હોય, **અને** તેનો **છોકરો** પણ **ઇમામજ** હોય,–આ **નર નસલની** ખરી **વ્યાખ્યા** છે. તેમાં **ભાઈનો** સમાવેશ થઇ શકતો નથી એટલે ભાઇને ઇમામત સોંપાતી નથી, અમે કોઇએ સોંપી નથી, અને કોઇ સોંપ્યાની દલીલ કરે તો, તે ઉપલા મુકરર ધોરણે જુઠી છે.

અહીં મને યાદ આવે છે કે, હ૦ ઇમામ **જાફર સાદીકે**, **હ૦ ઈસ્માઈલને ઈમામત** આપી હતી, "પરતુ તે પોતાની હયયાતીમાં ગુજરી જવાથી–નાના ફરઝંદ મુસા કાઝીમને ઇમામ બનાવ્યા પણ-તે ઇમામતની શાન જોતાં ગલત ઠરે છે. કારણ કે **ઇમામત**

એક ખુદાઈ ખબર છે, અને તે ભવિષ્યમાં થનારે બાબતો પણ જાણે છે, તો જો ઇસ્માઇલને ઇમામત આપી હોય, ને તે ગુજરી જવાના હતા, તે જાફર સાદેક જાણુતા ન હોય, એમ કહેવું તે જાફર સાદેક ઉપર ઈલઝામ લગાડવા સરખું છે. અને તે ઈમાનદારીથી વેગળું છે. પણ એ ખરૂં હતું કે, મુસા કાઝીમને ઇમામત આપવા માટે મામુન રશીદ જે તે વખતનો બગદાદનો વજીર હતો, તે મુસા કાઝમની માતાનો ભાઇ થતો હોવાથી, રાજદ્વારી લડતથી ઈમામત માટે જાફર સાદીકને દબાણ કર્યું–પણ હ० જાફર સાદેકે હ० ઈસ્માઈલને ઇમામત સોંપી મિસર તરફ રવાના કર્યા, જ્યાં સોદાગરનાં વેશમાં ખરા ઇમાનદારોની બયત લેતા હતા–જે તવારીખમાં મશહુર છે–(વાંચો લઇલુન નેહારા) તથા તવારીખે ફીરીસ્તા પણ હ० ઈસ્માઈલને નસ અવ્વલ કર્યા પછી તે હઝરત જાફર સાદેકની હયાતીમાં ગુજરી ગયા, અને તેને દફન કરતી વખતે જાફર સાદેકે જાહેર કર્યું કે–"અપો હન્નાસ" ઈસ્માઈલ ગુજરી ગયા છે, તમે લોકો ભુલ ખાતા નહી–હું ઇમામતનો હકદાર મુસા કાઝીમને ઠેરાવું છું. આ રિવાયત તદન જુદી અને બનાવટી તથા રાજદ્વારી કાવતરાંનું પરિણામ હતું–અને આ સમજ ફેર ના લીધે હતું રાજદ્વારી દબાણુનાં લીધે ઇમાનદારો ચુપ હતા. અને જેવી રીતે હ० અલી અને ઙ० હુસેન સામે રાજદ્વારી દબાણુથી લોકોને લડવા તઇયાર કીધા, તેવુંજ અહીં હઝરત ઇસમાઈલના સબંધમાં બન્યું. અને મુસા કાઝીમથી–બઇયત લેવરાવી, પણ બિરાદર જીમ જેમ હ० અલીનો હક ને હ० ઈમામ હુસેનનો હક ત્યાર પછી જાહેર થયા વગર રહયો નહી. અને રહે પણ નહી, તેવા રીતે શાહ ઇસમાઇલના ઇમામતનાં હકની પણ સાબીતી તેની નસ્લે ઇમામતના પુરાવા સાથે આજ સુધી મઉજુદ છે. જેમ મોજુદ રહેવાનાં કારણ કુરઆન અને હદીસો

પુરવાર કરે છે! બાકી—મુસા કાઝીમની બાઈચત સજદ્દાસી જબરદસ્તીથી ચાલુ કરી, તે ખુદાના! શ્રાપ વડે અટકી ગઈ. કારણકે સુરે કઉસરમાં ખુદા ફરમાવે છે કે,—ઇન્નસાને અકા હોવલ અબતર એટલે—ઇમામતનો હક ખોટો જાહેર કરનારનો વંશ અટકી જશે—(વાંઝીયો રહેશે.) તેવુંજ સુરે હાકકામાં—પણ ખુદા ફરમાવે છે, મિનત તીન, એટલે ખોટા ઈમામની જીવનદોરી હું કાપી નાખુ છું—તે મુજબ હક ચીઝ આજે ઈમામો મોબીનવાળી આયાતનો અર્થ બતાવનાર ના૦ આગાખાન મઉજુદ છે—તે તપાસો.

પણ તમારા આ સવાલનાં જવાબમાં જાણવું કે ઇમામ હસનમાં નુરે પંજતન હતું. પણ નુરે ઇમામત ન હોતું. નુરે ઇમામત તો હમેશાં એકજ જીસ્મમાં હોય છે. અને જ્યાં સુધી તે હ૦ અલીમાં મોજુદ હતું, ત્યાં સુધી—હુસેનમાં પણ ન હોતું. જેવી રીતે ઈમામ હુસેને કરબલામાં જેનુલ આબેદીનને શહીદ થવા જવા અગાઉ જે વખતે નુરે ઇમામત સોંપ્યું ત્યારેજ એ નુરે ઇમામત જેનુલ આબેદીનમાં ઝળકયું તો બિરાદર જીમ! એ રીતે. હ. હસનમાં નુરે પંજતન હતું પણ નુરે ઈમામત ન હોતું અને તે બાબતમાં તમારા સાતમાં સવાલના જવાબમાં દાખલા સહીત વિગતે સમજાવ્યું છે. તે વાંચશો તો સમજાશે કે—હ૦ હસનમાં નુરે ઈમામત હતુંજ નહી. તો કાઢી નાંખવાનું શું હોય?



સવાલ ૧૫ મો.

હદીસે શરીફ "અનામદીન તુલ ઈલમ વ અલીયુન બાબોહા" એટલે પયગમ્બર સાહેબે ફરમાવ્યું કે હું ઈલમનું શહેર છું અને અલી તેનો દરવાજો છે. તો શહેરનો મરતબો વિશેષ કે દરવાજાનો? નાદે અલી પઢીને પયગમ્બર સાહેબે હ૦ અલીની મદદ માગી, તેથી કરી હઝરત અલીનો મરતબો વધારે છે. એવું આપ માનતા હો, તો તેના પ્રમાણ દાખલાઓ આપો. અને મજકુર નાદે અલીથી હઝરત અલીનો મરતબો પયગમ્બરથી વધે છે, તે બાબે ઇસ્લામી આલમ એક ઈસ્લામી તરીકે માને છે કે કેમ?

જવાબ ૧૫ મો.

"અનામદીનતુલ ઇલ્મ અલીયુન બાબોહા એટલે હું ઇલ્મનું શહેર છું, અને અલી દરવાજો છે' એ હદીસથી હ૦ અલીનો મરતબો વધારે છે તે સમજવાને પુરતું છે. તમારી ગણત્રી તો નબીનો મરતબો શહેર તરીકે મોટો ગણવાની છે, પણ આ પ્રશ્ન તો-અક્કલ બડી કે ભેંસ-એના જેવો શીયાઓ માટે કહેવાય-તોપણ હું તમારા સાથે ખાત્રાપણે દલીલ કરીશ. અહીં સમજવાને નુક્તો છે-કે-શહેર અને દરવાજો એ બેમાં કોની વધુ કીમત ? એમ તપાસીશું,-ધારો કે, એક શહેરમાં જરૂરી ચીજો માટે-એક મુસાફર જવા માગે છે, પણ જો તે શહેરનો દરવાજો બંધ હોય, તો તે મુસાફરના શા હાલ?-પણ કોઇ ચોર કે લુટારો હોય, તો દરવાજા વગર પોતાનું કામ સારે છે-પણ તે ગુન્હેગાર ગણાય છે. આ હદીસનો મુળ હેતુ-જોશું, તો તે પેગંબરી અને ઇમામના દરવાજાની કીંમત

બતાવનારો છે,–એટલે હ૦ રસુલે ખુદાએ ફરમાવ્યું કે મારો દરજ્જો એક શહેર મિશાલ છે, અને **અલીનો દરજ્જો** તે શહેરના **દરવાજા** માફક છે,– એટલે પેહલો **દરવાજો** અને પછી **શહેર**. તેવી રીતે ઇમામનો દરજ્જો પેગંબરી, કરતાં પેહલો અને ચઢીયાતો છે. જો **ઈમામત ન હોય** તો પેગંબરી કોઇ વસ્તુ નથી–**પેગંબર** એ ઉમતનો પ્રતિનીધી, અને રાજાના વિશ્વાસુ તરીકે **વજીર** જેવો છે, ત્યારે **ઈમામત** તખ્ત નશીન **શાહ** જેવો છે! અને એજ મતલબ હ૦ ઇબ્રાહીમના સંબંધમાં કુરઆને શરીફમાં મશહુર છે, કે–**વએ ઝીબતલા–ઈબ્રાહીમા ઈન્ની જાએલોકા લિન્નાસે** ઇમામા–એટલે **ખુદાએ** ફરમાવ્યું કે–અયે ઇબરાહીમ, હું તને લોકોનો **ઇમામ બનાવું** છું, તો **પેગંબરને ઈમામ** બનાવીને, તેના દરજ્જાની બુલંદી વધારી, એટલે વજીર હતા તેમાંથી **શાહ** બનાવ્યા! અને હ૦ ઇબરાહીમની નસલમાં **હ૦ ઈસમાઇલને** ઇમામતનાં તખ્તપર મનસબ કીધા–અને **હ૦ ઈસ્હાક** ( બીજા નાના ફરઝંદને ) વજીર એટલે પેગંબર બનાવ્યા– મી૦ જીમ, હજી પણ કહેશો કે, પેટ અને મોઢું એ બેમાં મોઢાનો દરજ્જો વિશેશ છે,–કે **પેટનો?** પેટ શહેર મીસાલ છે ને મોઢું તેનો દરવાજો છે–તેવીજ રીતે તમો **નાદેઅલીની** બાબતમાં પણ સમજો કે–

**નાદેઅલીયન** મઝહરલ અજાયેબ
તજદહુ અઉનન લકા ફીન નવાયેબ
કુલો હમ્મીન વ ગમ્મીન સયનજઅલી
બ વેલાયતેકા **યા અલી, યા અલી, યા અલી,**

એ મુજબ–હ૦ અલી, અઝાયબાતનો જાહેર કરવાળા, અને તમામ હમગમને મટાડવાવાળા અને સાહેબે વિલાયત હે અલી! હે અલી! હે અલી!–આવો મદદ કરો–એ શબ્દોનો અર્થ અલીની મદદ–એક તાબેદાર

જેવી હતી કે-ખુદાઈ મદદ હતી? કારણકે ખુદાની પણ મદદ માંગવામાં આવે છે, અને **નસરૂ મેનલ્લાહ** એટલે **ખુદાની મદદ** આ શબ્દો ખુદાને માટે વપરાય છે, તો અલી પણ ખુદાના પ્રતિનીધી હોવાથી ખુદાના કાસીદ ( હ૦ રસુલે ખુદા ) જો ખુદાના પ્રતિનાધી અલીની મદદ માગે, તો તે હક છે, પણ તેનો અર્થ મી૦ જીમ નિરાંતે વિચારોને સમજો. જો કે આમ ઇસલામ-**નાદેઅલીની** આવી મતલબ "**અલીયુન અઝીમ**" જે ખુદાનું નામ છે, તેનેજ પોકારવાનું સમજે છે. અને તેનાં ઘણા ફાયદાઓ માને છે. પણ સુન્નત જમાત માફક-અલી નામથી ખુદાઇ મદદનો અર્થ શિયાભાઇયો કરે? તે અજબ જેવું! ખયેર જેવા જેની સમજ. ખુદા નેક તોફીક અતા કરે!

---

## સવાલ ૧૯ મો.

**હઝરત આદમથી ખુદાઇ નુર પેઢી દર પેઢી ઉતરતા એ નુરનાં બે વિભાગો હઝરત અબ્દુલા ( પયગમ્બર સાહેબના પીદર સાહેબ ) તથા અબુ તાલીબ ( હઝરત અલીના પીતાશ્રી) મારફતે થયાં એમ ઇસ્લામીઓ માન્ય રાખે છે, તો એ હિસાબે હઝરત અલીમાં ખુદાઈ નુરનો અરધો હિસ્સો કહેવાય કે નહિં? અને તે પ્રમાણે હઝરત અલીને અરધા ખુદા કહેવા કે આખા?**

## જવાબ ૧૬ મો.

આ સવાલના જવાબની મતલબ અગાઉના પંદરમાં જવાબમાં આવી ગઇ છે, કે ગદીરેખુમ ઉપર હ૦ રસુલે ખુદાએ એનો ફેંસલો કરયો છે. પણ તમો તે છતાં અરધા ખુદા કે આખાનો પ્રશ્ન કરીને તમારૂં ડહાપણ નાહક ડોળો છો. આવું ગણીત ઇલમીયતથી વેગળાપણું દેખાડે છે. મા અને બાપ થઇને માવતર શબ્દ કહેવાય છે. વજીર અને શાહ થઇને એક રાજ્ય ચલાવે છે. પેટ મોઢાં વાટે વ્યવહાર કરે છે, તેમાં અરધા આખાનો ભેદ પાડનાર મુર્ખજ કહેવાય; કારણ કે તે એક રૂપ છે. જેમ પ્રકાશનો ભાગ પડતો નથી, અને પાડે તે અધુરીઓ કહેવાય, તેવીજ રીતે ખુદાઇ નુરનાં વિભાગ પાડવા, ઇસલામી ઇલમથી હ૦ રસુલે ખુદાનાં ફરમાન અને ખુદાના કલામથી ઉલટું છે. હ૦ અબ્દુલા ( પેગંબરનાં બાપ ) તથા હઝરત અલીના પિતાજી-એ બેઉમાં ખુદાઇ નુર હતું એમ ઇસલામી માનેછે, પણ તેનું સ્વરૂપ જુદુ પાડીને માનતા નથી. એમ પણ માને છે, તો પછી તમારો અરધા કે આખાનો સવાલ હું મારા પોતાના હિસાબે એમ કહું કે, ઇશનાઅશરી એ બાર ઇમામને માને છે, તેમાંથી પહેલા લગભગ છ ને ( હ૦ હસન સિવાય ) જાફર સાદેક સુધી અમો ઇસમાઇલીઓ માનીએ છીએ, એટલે કે તમારા હિસાબ પ્રમાણે, અમો અરધા ઇશનાઅશરી ગણાઇએ, અથવા અમો અડતાલીશમાં ઇમામને માનીએ છીએ, ને તમો બારને માનો છો, તો શું તમારાથી ચાર ગણા વધારે માનનારા એટલે બાર ચોક અડતાલીશને માનનારા ગણવા ગમે છે? બિરાદર. આ સવાલ તમારી સમજવાની વિરૂધ હોવા છતાં, તમોને અળખા ન રહે, તેટલા માટેજ આવાં કોષ્ટક ઉપર જવાબ કરવો પડે છે તે આ

કરજો–પણુ છેવટે એટલું પણુ સમજાવાની તક . હદીસ કે હ૦ અલી અ૦ ઇમામ હતા, તે એક સુર્ય રૂપે અને નબી સાહેબ, એક સાફ આરીસા મીસાલ હતા. જેમાં અલી રૂપી ઇમામતનાં સુર્યનો પ્રતિબીમ્બ પડતો હોવાથી પ્રતિબીંબને બીજો સુરજ માનનારા જેવા તમારા સવાલની હાલત થાય છે, અથવા કે સુર્ય અરધો અને સાફ આરીસામાં દેખાતો મલીને અરધો સુર્ય મલી એક એમ કહી શકાય, ખુદાની ઝાત વાહેદ છે, તે કુરઆને શરીફમાં પણુ ઇન્ની જાએલોન લીન્નાસે ફીલ અરજે ખલીફા–એટલે દુનિયા ઉપર હું મારો પ્રતિનીધી ( ઇમામ ) કાયમ રાખીશ. એ મુજબ ખુદાનો પ્રતિનીધી હમેશાં સુર્ય રૂપે એકજ હોય છે. અને રસુલે ખુદા ખુદ ફરમાવે છે કે, હું સાફ આરીસા મીસાલે છું, એ દલીલ ઉપર વીચાર કરજો.

ગુફ્ત મન આઇન અમ મકબુલે દસ્ત
તુરકો હિન્દુ દર મન આં બીન્દ કે હસ્ત.

---

## સવાલ ૧૭ મો.

નુરે હકીકતમાં ઇમામ બેસો કે ત્રણુસો વર્ષ પછી ગાયબ રહેશે, એવી હદીસની તમો માગણી કરો છો તો એવી હદીસો તમોને બતાવવામાં આવે, તો તમો માન્ય રાખો કે કેમ?

## જવાબ ૧૭ મો.

નુરે હકીકત નામની બુક મારી લખેલી છે, જે નુરમામદભાઈ બાબુલ ઉનાવાળા તરફથી તે ચોપડી બહાર પડી છે. તેમાં ઈમામ બસો કે ત્રણસો વર્ષ પછી ગેબ રહેશે, એવી હદીસ બતાવવા પુછ્યું છે. જો તેવી હદીસ નીકળે અને તે કુરઆન સાથે સંબંધ ધરાવતી હોય તો તે બેશક માનીશ.

પણ યાદ રાખજો બિરાદર કે હદીસોમાં એટલો બધો ઘોંટાળો પક્ષાપક્ષીને લીધે તથા બીજી ખામીને લીધે થએલ છે કે, તેવી હદીસ કુરઆન સાથે સંબંધ નહી રાખતી હોય, તો તે ખોટીજ સમજીશ. અને આવી હદીસો ખોટી સમજવા આપણા ઇમામ જાફર સાદેકે ફરમાવેલું છે.

તમો બસો કે ત્રણસો વર્ષ પછી ઇમામ ગેબ રહેશે તેવી હદીસ આપો તે પહેલાં વિચાર કરજો, કે સુરે યાસીનની ( ૧૨ ) મી આયાતમાં ખુલ્લું છે કે—"કુલો શય્યઇન અહસયનાહો ફી ઇમામ મોબીન" એટલે દરેક વસ્તુનો હીસાબ જાહેર ઇમામ પાસે છે. તો એ રીતે જાહેર ઇમામની કુરઆનની મજકુર આયાતને ખોટી પાડવા, જેવી તમારી તજવીજ ગણાશે. પછી તમારી મરજી.

હા એક બાબત છે કે મેં આગલા સવાલોના જવાબમાં બતાવ્યું તેમ "ઈન્નશાને અકાહોવલ્ અબતર"—એટલે ઇમામતનાં નુરનાં વિરોધીની નસલ કતઅ થશે, નિરંવશ જશે, એને તમે ગેબ રહે છે, એવો અર્થ ગોતીને—અરધા આખા ખુદા જેવો સવાલ ઉભો કરી અક્લમંદોથી વિરૂદ્ધ વરતન દેખાડો છો? કારણ કે ડુબતો ફીણને વળગે તે મુજબ આવી દલીલો તો મી૦ કાબાના માટેજ રહેવા દેઓ.

**સવાલ ૧૮ મો.**

ઈમામતનું નુર એક ઈમામમાં મઉજુદ હોય અને તે ઈમામને પાછલથી ઈમામ ન ગણવામાં આવે તો તે નુર કયાં જાય છે? દાખલા તરીકે ઈમામ હસન તથા ઈમામ હુસેન એ બેઉમાં નુર મોજુદ હતું, હવે એમ વિચારીએ કે જયારે ઈમામ હસન અને ઈમામ હુસેન બેઉમાં એ નુર હતું ત્યારે આપણે ઈમામ હસનને ઈમામ ન સ્વીકારી ઇમામ હુસેનને ઈમામ તરીકે સ્વીકાર્યું ત્યારે ઈમામ હસન નું નુર કયાં ગયું?

**જવાબ ૧૮ મો.**

મી૦ જીમ, આ સવાલમાં નુરે ઇમામતની સમજ જે આગલા સવાલમાં આપી છે કે–નુરે ઇમામત તે નુરે ખુદા છે ને ખુદા એક છે, જેથી તેનું નુર પણ હમેશાં એકજ જીસ્મમાં હોય છે અને એ નુર જયારે ઈમામ પોતાના ફરઝંદને નસ કરે,–ત્યાર પછી એ નુરે ઇમામત જલવાગર થાય છે. જયાં સુધી નસ કરવામાં આવતી નથી, ત્યાં સુધી તેમના ફરઝંદમાં નુરે ઈમામત છે એમ મનાયજ નહી. દલીલ—જેમ એક રાજા પોતાના ગાદી વારસને ગાદીયે બેસાડે ત્યારથી–પોતાની આણુ કે હુકમ બંધ કરે છે ને જે ગાદીયે તેનાજ હુકમને માન અપાય છે, ત્યાં સુધી કે ખુદ પહેલે જે રાજા હોય તે પણ ગાદીયે બેસનારનેજ બીજા માફક માન આપે પણ જયાં સુધી ગાદી ઉપર બેસાડવાની ક્રિયા ન કરવામાં આવે ત્યાં સુધી તે પાટવી કુંવર કહેવાય છે, પણ તેનો હુકમ ચાલતો નથી. તેવીજ રીતે ઈમામ જયારે પોતાના ફરઝંદને ઇમામતની મસનદપર બેસાડવાની ક્રિયા કરે

ત્યારેજ તે ઇમામ ગણાય, પણ ઇમામ ગુજરી ગયા પછી તેમી ફરઝંદને ઇમામતની મસનદ પર બિરાજવું થાય છે, એમ માનવું ધોરણુંથી વિરૂદ્ધ છે. ગદીરે ખુમ તથા કુફાની મસજીદ અને કરબલામાં એજ ધોરણે ઇમામ જાહેર થયેલા છે અને અલીને ઇમામ જાહેર કરયા પછી નબી ઉપર વહી આવતી બંધ થઈ. હ૦ અલી કુફાની મસજીદમાં ઝખમી થયા અને હુસેન કરબલાનાં મેદાનમાં શહીદ થયા તે અગાઉ ઇમામતનું નુર સોંપાયેલું છે અને તેથી એક વખતમાં બે ઇમામ હોય એ સવાલ થઇ શકતો નથી અને નુર સોંપ્યા પછી અલી કે હુસેનને પણ ઇમામ કહેવાય અને તેવી સમજની ગેરહાજરીમાં ઇશનાઅશરીઓ આમ ઇસલામથી વિરૂદ્ધ રીતે અલીને હુસેન માટે માતમ કરે છે, કુટે છે, પીટે છે.

( વાંચો મુશ્કેલાતની બુક. )

તો એ હિસાબે હ૦ હસનમાં નુરે ઇમામત ન હોતું પરંતુ હ૦ હસને જ્યારે હઝરત હુસેનને ઇમામ તરીકે જાહેર કરયા, જેવી રીતે રસુલે ખુદા (ઈમામ નહી હતા, ) તેણે હ૦ અલીને ઇમામ તરીકે જાહેરમાં ઓળખાવ્યાં, તેવી રીતે હ૦ હસને હ૦ હુસેનને ઓળખાવ્યા, અને તેથી ઇમામતનું હ૦ હસનમાં એ નુર હતુજ નહી તેથી કયાં ગયુ? એ સવાલ રહેતો નથી પણ હ૦ ઇમામ હુસેનને પોતાના ફરઝંદ હ૦ જેનુલાબદીનને કરબલાનાં મેદાનમાં જ્યારે ઇમામતની પર બેસાડીને નુર સોંપ્યું—ત્યારથીજ હ૦ ઇમામ હુસેનમાં નુરે ઇમામત હતું તે હ. જેનુલઆબેદીનમાં જલવાગર થયું. એટલે હ૦ ઇમામ હુસેનની હયાતીમાંજ જનુલાબદીન ઇમામ થયા અને તે પછી હ૦ હુસેન ઇમામ હતા અને ઇમામ તરીકે શહીદ થયા એમ કહેવું ખરૂં નથી. કારણ કે નુરે ઇમામત હ૦ જેનુલાબદીનને સોંપાયું ત્યારથીજ હ૦ જેનુલાબદીન ઇમામ કહેવાય પણ હુસેન નહી. અને

તેથી જો બેઉને ઇમામ કહેવામાં આવે, તો હર જમાનામાં ઇમામ બેઉ હોય છે પણ બે નથી હોતા એ કહેવું ખોટુ ઠરે. અને એજ સબબથી નુરે ઇમામતને કોઇ વખતે કંઇપણ નુકસાન આવતું નથી. અને "ઉલુલ અમ્ર મીનકુમ" એટલે—હુકમ કરનારને તાબે રહો. એટલે ઇમામત દીનની હુકુમત કરનાર છે, તે જેને સોંપાય, તેજ ઇમામ બને ને તેથી હ૦ જેનુલઆબદીન ઇમામ થયા પછી, તેમનો હુકમ મેલવીને હ૦ હુસેન શહીદ થવા મેદાનમાં ગયા તે વખતે કહ્યું છે કે

કહે એના મુજે અબકર વીઘતું
જલગ નહી શીમર ને કાટા હૈ સરકું (રોજતુશ શોહદા)

એ મુજબ—ઇમામનો હુકમ લઇને હ૦ હુશેન શહીદ થવા ગયા.

આ ઉપરથી સમજાયું હશે કે, નુરે ઇમામત દરેક સમયે એકમાંજ હોય બેમાં હોય નહી. તેથી દરેક ઇમામનાં જમાનામાં ઇમામ એકજ હોય છે. આ બાબત બહુ નાજુક રીતે સમજવાની જરૂર છે. પછી બાપ હોય, અને ફરઝંદને ઇમામત સોપે, તો બાપ—ફરઝંદની રજા વગર એટલે ઇમામનનાં નુરનાં સબબે દીની હુકમ કરી શકતો નથી. તેથી ખરી રીતે બાપ દીકરાનો સંબંધ નુરે ઇમામતનાં સબબે ફેરવાઇ જાય છે જેવી રીતે હ૦ અબ્બાસ-ઇમામ હુસેનને ભાઇ છતાં આકા કહેતા હતા

આ રીતે તમારા સવાલનો જવાબ છે કે—હ૦ હસન ગુજરી જવાથી તેમનું નુર કયાં ગયું તે સવાલ નકામો થાય છે.



## સવાલ ૧૯ મો.

**હઝરતે ખીઝર આજ દીવસ સુધી દુનીયામાં હયાત છે. એવી માન્યતા તમામ ઇસ્લામી ફીરકા કબુલ કરે છે (તમારા સીવાય) તો એ હદીસને તમો સહી નથી માનત તેના પ્રમાણો તમારી પાસે શું છે, તે જાહેર કરો?**

## જવાબ ૧૯ મો.

મી૦ જીમ, આપણા ઇશનાઅશરી ભાઇયોમાં એક એવી નકામ માનીનતા થઇ ગઇ છે કે,—અમારા સિવાય બીજો કોઇ કાં જાણતું નથી જે અમે નિર્ણય કરયો છે, તેજ દુનિયામાં સત્ય છે. ભલે એ માનીનતા માનનારાને અમો કંઇ કહેતા નથી. પણ—દાનાઇ એ કે—ઇલ્મ એવી બહોળી વસ્તુ છે કે, તેનાં પુર્ણપણાનો દાવો ઇમામ સિવાય બીજો કોઇ કરી શકતું નથી. ભલા કે પેગંબર પણ હોય અને આમ હક વાત છતાં હ૦ ખીઝર આજ સુધી હયાત છે, એમ મારા સિવાય દુનિયામાં કોઇ ઇસલામી માનતું નથી, એમ જ્યારે તમે કહો છો, ત્યારે મારો ખુલાસો એ છે કે હું પુર્ણ ઇલ્મનો કદી દાવો કરતો નથી. અને મેં માંન્યું હોય, તો કુરઆન અને તેનો મર્મ ઇમામે બતાવ્યો હોય તેવા આધાર વગર હોય નહી, એટલી ખાત્રી રાખજો. અને જ્યારે જ્યારે મારા તરફ મારા વિચારો પુછવાની મહેરબાની કરો, ત્યારે તમારા સવાલ પુછવાની ઢબ મુજબ હમેશ દલીલ માંગશો તો, મને યકીન છે કે, જો તમો પોતાનેજ સાચા અને પુર્ણ માનનારાઓ હોવ તો, સવાલનાં દરેક બાગને નહી ધારેલ મુદામાંથી કઇંક નવું પ્રાપ્ત થશે. કારણ કે મેં મારા ગજા મુજબ દરેક ઘટતા સવાલો માટે ખાત્રી મેળવી છે. અને તે સવાલમ

જે યાદ હશે, તે ખાતરીથીજ રજુ કરીશ. ખાત્રી વગર કદમ ઉંચાવું એવો નથી, તો પણ તેની ખાત્રી મારા જવાબમાં જોઇ શકશો.

**ખીઝર** અને **ઇલીયાસ** હયાત છે, એવું સહીહ હદીસોમાં નથી એમ જે મેં નુરે હકીકતમાં નોટ તરીકે જણાવ્યું છે, તે છતાં (તમારા સિવાય) એ શબ્દો મુકયા વગર તમારે જાણવા ખાતર કહેવું જોઇએ કે, એવી હદીસો કઇ છે? અથવા—તેનો આધાર મેં કયા દફતરમાંથી લીધો છે? તે પુછવાનો તમને હક છે. અને જો મારી મન ઘડત બાબત તમો જાણતા હો, તો મહેરબાની કરીને યાદ રાખજો કે ઇસ્લામ અને ઇમામ એવી વસ્તુ છે કે, જયાં મારા સરખા તો ઠીક પણ મહાન આલેમે હોય તેનો પણ ખુદાઇ કલામો માટે ગુજર નથી, અને તેટલા માટે કુરઆને શરીફમાં ખાસ મોગમ વાકયો માટે ફરમાવેલું છે કે "કુરઆને શરીફના મર્મની વાતોમેઇમામ સિવાય કોઇ જાણી શકતું નથી. તો પછી હું કોણ માત્ર? હા. પણ ઇમામોની હક વાતનો આધાર માગી તેવી હીમત ગમે તેવા હીમત ગમે આલેમના સામે સત્ય તરીકે રજુ કરવા અચકાઇશ પણ નહી.

**ખીઝર** અને **ઇલીયાસ** હયાત છે, એમ જે ઇશ્નાઅશરી ભાઇયો માને છે અને તેથી બારમા ઇમામની ગયબતને સીધ કરવા મથે છે તે તદન નકામું છે. કારણકે **ખીઝર** અને **ઇલીયાસ** હયાત છે, એ માનવું ખુદાના કલામ વિરૂધ છે, કારણ કે, ખુદા ફરમાવે છે કે **"વલન તજેદીલે સુન્નતિલ્લાહે તબદીલા"** એટલે ખુદા કહે છે કે "હું મારો કાયદો કદી ફેરવતો નથી." તો જે કાયદો હ૦ રસુલે ખુદા માટે, હ૦ અલી માટે અને હ૦ હુસેન માટે ફેરવાયો નથી, અને તેઓ સો વર્ષની ઇનસાનની જીંદગીનાં ગણત્રી ધોરણે આ દુનિયા છોડી મુલ્કે બકા તરફ "કુલ્લો અલય

હાફેઝ" અથવા "કુલ્લો નફ્સીન જાએકતુલ મવ્તિ"ને આખિર થએ તો પછી ખીઝર અને ઇલ્લીયાસની હયાતી સાથે બારમા ઇમામની જીરમાની હયાતીનો સબબ એવો કોણ સાબેત કરી શકશે, કે જેથી ખુદાએ મુકરર કરેલા કાયદાને તોડે.

૯- મુસા નબીને ખીઝર મળ્યા તે વાત કુરઆનમાં છે, એમ માનવામાં આવે છે, તે વાતમાં ખીઝરનાં નામથી કંઇ સંબંધ નથી; પણ ઇમામની હયાત વ્યક્તી સાથેનો સંબંધ પુરવાર કરે છે, તે ઉપર વિચાર કરશો, અને અહાદીસે ગેરમઅતમદની વિગત હઝરત અલ્લામા-મઝહુનીન શીરોઝઆબાદીના હવાલા સાથે સર સઇયદ અહમદ-જેઓ એક ઉપયોગી સમજ અને સનદ સાથે લખે છે અને આધાર વગરની હદીસો જે મુસલમીનોમાં મનાતી આવે છે-તેને નહી માનવામાં અસ્લ દીનદારી છે, એમ જણાવતાં ખોટી હદીસો જે ખરી તરીકે મનાય છે, તેની (૪૬) હદીસોની ટીપ રજુ કરી છે તેમાં ૭ મેં નંબરે જણાવે છે કે:-

"ખીઝર વ ઇલ્લીયાસકી ઉમ્ર : અઉર. ઉસકી દરાજીકી બાતમેં કોઈ હદીસ સહીહ નહી હયે" (સફા ૧૭૮ તહઝીબુલ અખલાક.)

બિરાદર જીમ આ તમારા માગવા મુજબનું પ્રમાણ અને ઇસ્લામની સત્ય માનીનતા આરા જે વાંચવામાં આવ્યા પછી મારી માનીનતા આધાર તરીકે છે, તે અહીં રજુ કરી છે. તેની તમો પણ ખાત્રી કરશો. અને ખીઝર અને ઇલ્લીયાસ ગયબ રહીને હયાતી માનીને તે મુજબ બારમા ઇમામની માનીનતાનો આધાર કયાં મુકશો? તે વિચારજો!

## સવાલ ૨૦ મો.

**શયતાન હજી સુધી જીવતો છે કે નહિં, તે વિશે તમારે શું માનવું છે, અને અગર શયતાન જીવતો હોય તો આ હીસાબે તેની ઉમર આજ દિવસ સુધી કેટલી થઈ?**

## જવાબ ૨૦ મો.

આપના જોવું છે કે, આ સવાલમાં તમો શયતાન અસલ સુધી જીવતો છે એમ પુછો છો! શયતાન દુનિયામાં બની આદમની હસ્તી સુધી રહેનાર છે, પણ શું તમો શયતાનને ઇનસાન સ્વરૂપમાં બારમા ઇમામની માફક જીવતો ગેબ છે (છુપો છે) એમ માની જો પ્રશ્ન કરો છો તો તે તમારી સમજ બહાર છે. કારણ કે શયતાન એક સુક્ષ્મ હવસનું સ્વરૂપ છે અને તે દરેક ઇનશાનમાં પોતાની શકિત વાપરી શકે એવો છે ને તેને "જીન્ન" અને "ઇન્સ" એવાં નામથી વસવસો કરનાર તરીકે કુરઆને શરીફમાં ઓળખાવેલ છે, આ એક ઘણીજ ઉમદા અને જાણવાલાયક બાબતોમાંની એક છે તેમાં તમો તેની આજ સુધી કેટલી જીંદગી થઇ એમ પુછો છો, એ તમારો સવાલ તમારી માનીનતાની ખુબીને ઢાંકી દીએ છે.

જાહેર ઇસ્લામી દલીલ એ છે કે તે એક એવી વ્યકતી હતી કે, તેના અમલ વડે તે ખુદાની મહેરબાનીથી ફરેસ્તાઓમાં ઉસ્તાદના દરજ્જે મુકરર હતો. પણ ઇનસાન સ્વરૂપમાં ખુદાઈ નુરને સીજદા કરવામાં અયેબ સમજી ઇનકાર કર્યો, ને અકલ વાપરી તાબેદાર ન થયો, તો તેની બધી ઇદ્દમીયતનું સ્વરૂપ દુધના હાંડામાં લીંબુ પડવાથી જેમ બગડી જાય

છે, તેમ બગડી ગયું અને ખુદાની દયાથી દુર થયો ત્યારથી તે ઈનસાન જાતનો દરેકનો શતરૂ ગણાયો, દરેક ઇન્સાનની ફરેસ્તાઈ ખસલત સામે તેની સમજમાં .શક ઉત્પન કરી, મગરૂરીના મારગે ગુમરાહ કરે છે, પણ તેથી શયતાન માણસ હતો, અને તે આજ સુધી ગેબ હાલતમાં જીવતો છે; એમ કહેવું ઇસ્લામના પવિત્ર સિધાંતોથી ઉલટું છે. તેમ વળી ખુદા અને તેના પ્રતિનીધી (ઇમામ)નો તે શતરૂ છે તેથી તેની સીફતની સાથે શયતાનને સરખવવાની તમારી ઉંડી નેમ અમોને માનવાને કારણ આપે છે કે, હક વાતની દલીલ માટે હક દલીલો જોઇએ, તે તમો રજુ કરી શકતા નથી તમારો આ સવાલજ તમારા જવાબનાં સ્વરૂપમાં ઉભો છે, વિચાર દ્રષ્ટિથી જોવા તસ્દી લેશો.



## સવાલ ૨૧ મો.

ઈમામ વાસ્તે ખુદાએ કુરઆને શરીફમાં ફરમાવેલું છે કે અતી ઉલ્લાહ વ અતી ઉર રસુલ વ ઓલીલ અમ્ર મીનકુમ એટલે ઈતાઅત કરો ખુદાની અને ઈતાયત કરો રસુલની અને ઈતાયત કરો ઓલીલ અમ્રની તો આ એ આયતમાં ખુદાએ ખુદા રસુલ અને ઓલીલ અમ્ર એવા ત્રણ વિભાગો પાડયા છે, તો હજરતે અલીને ખુદા ગણીએ તો ખુદા રસુલ અને ઓલીલ અમ્ર એ ત્રણે વિભાગો કુરઆને શરીફમાં છે તેનું કેમ?

## જવાબ ૨૧ મો.

મીત્ર! આ સવાલમાં તમો ખુદા, રસુલ અને હુકમ કરનાર **ઇમામ**ના વિભાગો માનો છો, એજ વાંધા ભર્યું છે. કારણ કે એ ત્રણની સંકલના એવી તો ઉમદા અને હીદાયત ભરી ચોખવટ છે, કે આપણને તેમાંથીજ મોજુદ ઇમામની દલીલ આબાદ મળી શકે છે— અને "અલી, અલ્લાહ" છે, તેને માનવાનું કામ તેની મારફત (પિછાણવાળા **નુસેરી** અને **સલમાન ફારસી** અને બીજાઓ માટે ખાસ રહેવા દો, કારણકે આપણે હજી ઇમામ ગેબ કે હાજર, તેનો નિર્ણય કરતા હોઇયે, ત્યાં "**અલી અલ્લાહ**" છે, એ વાતને સિદ્ધ કરવાની જગા નથી, પરંતુ કુરઆનમાં—અલ્લાહનું માનવતું નામ "**અલી**" છે, તેજ જાણો, જેથી આમ ઇસલામી સાથે આપણા ઇમાનદારોનો વહેવાર વગર વાંધે નિભસે.—પરંતુ ખુદાનું નુર **આદમમાં** હોવા છતાં, તેને સિજદો કરવાનું ન માનનાર સયતાન થયો, તે વિગત તમારાને મારા વચ્ચે હવે અજાણી રહી નથી. હવે આ સવાલની મુખ્ય મતલબ એવી છે કે—"**અતી ઉલ્લાહ, અતી ઉર રસુલ વ ઉલુલ અમ્ર મિનકુમ**" એટલે—ઇતાઅત કરો ખુદાની, ઇતાઅત કરો રસુલની અને ઇતાઅત કરો, તમારા ઉપર હુકમ કરનારની, તો મારા પ્રીય મીત્ર મી૦ **જીમ**, આપણે દરેક ઇસલામીયે ખુદાની રસુલની અને હુકમ કરનારની તાબેદારી ઉઠાવવી એ ફરજ છે. એટલે આપણે ત્રણે જણાના ત્રણ હુકમ ઉઠાવવા એમ નહી, પરંતુ એ ત્રણે એક બીજાની સાંકળ છે. તેથી એમ સિદ્ધ થાય છે કે, ખુદાની તાબેદારી કરવી એજ રસુલની તાબેદારીનું (મુળ) છે અને રસુલની તાબેદારી એજ હુકમ કરનારની તાબેદારી કરવાનો હેતુ છે અને તેથી ખુદા રસુલ અને હુકમ કરનારનું એકજ સ્વરૂપ છે—

એટલે જો હુકમ કરનારની તાબેદારી કરીયે તો તે રસુલની તાબેદારી કરવા બરોબર છે, અને રસુલની તાબેદારી કરવી, તે ખુદાની તાબેદારી કરવા બરોબર છે,—અને એ રીતે હુકમ કરનારની તાબેદારી કરવી તેજ રસુલ અને ખુદાની તાબેદારી કરવા બરોબર છે. ખુદા હુકમ કરતો હતો, તે રસુલે ખુદા હુકમ સંભળાવતા હતા અને રસુલે ખુદા, હુકમ કરવાનું અલી અને તેની ઓલાદને વંશપરંપરા સોંપીને વફાત થયા. પછી તે હુકમ કરનાર ૯૦ હુસેનને—તેમણે જેનુલાબદીનને—તેમણે મહમદ બાકરને અને તેમણે જાફર સાદેકને હુકમ કરનાર જાહેર કર્યા. અને તેમના હુકમો, રસુલ અને ખુદાના હુકમોની બરાબરજ હતા. આવી રીતે રસુલે ખુદાના હુકમો મુજબ હુકમ કરનાર અલીની નસલમાં એક પછી એક થતા ગયા—પણ આજે હુકમ કરનાર એજ અલીની નસલમાં ઇશનાઅશરી માનીનતા મુજબ હોઇશું, તો હુકમ કરનાર એબ છે! અને તે હુકમ કરે છે, એવું અગાઉના જાહેર ઇમામોના હુકમ કરવાની વિરૂદ્ધ રીતે હોવાથી, તે માન્ય રાખી શકાય એમ નથી. કારણ કે કુરઆને શરીફમાં ખુદા અને રસુલની તાબેદારી કરવાનું કહેલું છે, જે કુરઆને શરીફમાં અને ઇસલામી કીતાબોમાં છે પણ—હુકમ કરનારની તાબેદારી તો કયારે થઇ શકે, કે હુકમ કરનાર પોતે હુકમ કરતો હોય, ત્યારે. શું મી૦ ૯૮૧, ઇશનાઅશરી ફીરકામાં હુકમ કરનાર જો ઇમામ છે, તેની એબની હાલતને ખરી માનીયે, તોપણ શું તેના હુકમો અને નાયબે ઇમામનાં હુકમો એક સરખા બનાશે? શું નાયબે ઇમામ ફરમાવે તેજ ઇમામનો હુકમ છે, એમ ખાત્રી થઇ શકશે નહીં; બીલકુલ નહીં. હરગેજ નહીં: કારણ કે નાયબે ઇમામ એટલે ઇમામે મુકરર કરેલો પોતાનો પ્રતિનીધી! તો શું હાલના કહેવાતા નાયબે ઇમામો, જે ખુદા—અને ઇમામે મુકરર કરયા છે, એમ નથી, તો પછી તેમનાં હુકમને કઇ રીતે માન્ય રાખવાં? કદાચ તમો

કે ઇમામત બની ફાતમાઇટ સઇયદના સિવાય, બીજા કોઇપણ સયઇદને તેનો અધિકાર નથી. અને એ હિસાબે હ૦ જાફર સાદેકના વડા ફરઝંદ શાહ ઇસ્માંઇલ અને મુસા કાજીમ એ બેની ઓલાદનેજ હક છે. અત્યારે હુકમ કરનાર ઇમામ મુસા કાજીમના વંશમાં કોઇ મોજુદ નથી. ( પણ ગેબ છે. ) ત્યારે તેમના મોટાભાઇ ઇસમાઇલની ઓલાદ સીધી નસ્લનસ્લે હાલના નામદાર આગાખાનજ છે, ને તે બાપ દાદેથી ઇમાયતનો વારસો ભોગવતા આવ્યાની પ્રખ્યાત તવારીખ છે. તેમ ખોજા કોમની ઉત્પતી એજ ઇસમાઇલની નસલના ઇમામ ઇસલામશાહ તરફથી હિદાયત માટે મોકલાવેલા પીર સદરદીનથી થઇ છે. તેમ આવીજ રીતે હ૦ ઇબરાહીમનાં બે દીકરા મોટા ઇસ્માઇલ ને નાના ઈસ્હાકના વંશમાં પણ થયેલું છે. પ્રથમ ઈસ્હાકના વંશમાં પેગંબરી ચાલી, તે ઈસા સુધી રહી. તે પછી ઓલાદ વગર ખતમ થઇ. અને ત્યાર પછી પાંચસો વરસે ઇસમાઇલની ઓલાદમાંથી હ૦ અલી અને નબીએ ઇસલામની રોશની ફેલાવી, પોતાનો હુકમ ચલાવ્યો. અને ઇમાનદાર યહુદી ઈસાઇયો ઇસ્હાકની ઓલાદની ગેર હાજરીના લીધે ઇસમાઇલની ઓલાદનાં હુકમને તાબે રહી ઇસલામથી મુશરરફ થયા.

---

## સવાલ ૨૨ મો.

ઈમામ રસુલથી મોટા કે ઉતરતા? ખુદા રસુલથી ઉતરતો કે ચડતો? પહેલે પયગમ્બર કે ઇમામ? પહેલે ખુદા કે પયગમ્બર? ખુદા રસુલ અને ઇમામમાં ફરક શું?

## જવાબ ૨૨ મો.

મી૦ જીમ! આ બાબતમાં અગાઉ ૨૧ માં સવાલના જવાબમાં ખુલાસો લખાયો છે તોપણ ખાસ અહીં વધુ ખુલાસા તરીકે ખાસ જણાવીશ કે:-

ઇમામ અને રસુલ આ બેમાં મોટો દરજ્જો ઇમામનો છે, કારણ કે કુરઆને શરીફમાં સુરે બકરમાં ખુદા ફરમાવે છે કે

"વએઝીમતલા ઇબિરાહીમા, ઇન્ની જાએલોકા લીન્નાસે ઇમામા"

એટલે-કે અયે ઈબિરાહીમ, હું તને લોકોનો ઇમામ બનાવું છું.

આ ઉપરથી સમજી શકાય છે કે, હઝરત ઇબ્રાહીમ પેગંમ્બર તો હતાજ પણ તેમને મોટે દરજ્જે ચડાવી ઇમામ બનાવ્યા તો તેમાં ઇમામનો દરજ્જો પેગંબર કરતાં મોટો છે, એ સિદ્ધ છે. અને ખુદા, રસુલથી ઉતરતો કે ચડતો એ સવાલ તમોએ ગમે તે ખ્યાલ રાખી પુછયો હોય, તોપણ એકજ જવાબ થાય છે કે રસુલથી ખુદાનો ચડતો દરજ્જો છે. પણ તમો પહેલે ઇમામ કે પેગમ્બર! એમ પુછો! તેના જવાબમાં જાણવાનું કે પ્રથમ પેગમ્બર જાહેર થાય છે, ને તે લોકોનો વિશ્વાસ મેળવી ખુદાના (ખલીફા) (પ્રતનીધી) (ઇમામ) ને ઓળખાવે છે અને છેલ્લા મુદામાં તમો ખુદા કે પેગમબરી એમ પુછો છો? તો ખુદા હમેશાંથી છે ને હમેશાં રહેશે. ને તે એવો પહેલો છે કે, જેની પહેલા કાંઇ ન હોતું અને તે એવો છેલો પણ છે કે, જેની છેલે કોઇ નહશે. અને તેમના પછી પેગેમ્બર ગણાય, પણ દુનિયામાં પેગેમ્બરને

પહેલે ઓળખે, તોજ ખુદાને ઓળખાય છે. એ હિસાબે પહેલે પેગંબર-ને ઓળખવાથી તે પોતાની પહેલે ખુદા છે, એમ ઓળખાવે છે.

તમેં પુછો છો કે ખુદા, અને રસુલ અને ઇમામમાં ફરક શું? તો ખુદા જમીન અને આસમાનનું નુર છે જૈસા કે "અલ્લાહો નુરુસ્સમાવાતે વલ અર્ઝ" રસુલ તેના મોકલેલા છે, હીદાયત માટે તેનો સંદેશો પહોંચાડનાર.

ઇમામ ખુદાનો પ્રતિનીધી અને હાદી છે, જે દુનિયાની શરૂઆતથી અંત સુધી એક પછી એક મોજુદ હર જમાનામાં હોય છે. ( તે એમ રહેલો નથી )

---

## સવાલ ૨૩ મો.

અતીઉલ્લાહ વાળી આયત મુજબ દરેક હાકમને ઇમામ તરીકે ગણી ઇતાઅત કરીએ અને તેમાંથી કોઈ ઇમામ ખુદા અને કુરઆને શરીફના વિરૂધ્ધ વર્તન સુચવે તો તે માન્ય રાખવો કે નહિં? અને અગર તે માન્ય રાખતા ખુદાના હુકમો અને કલામે શરીફના હુકમોની વિરૂધ્ધ વર્તન થતું હોય તો દોઝખના હકદાર તો નહિં ગણાય?

## જવાબ ૨૩ મો.

મારા પ્રિય મિત્ર જીમ! પહેલે એક સલવાત પડો અને પછી આ જવાબ શાંતિથી વાંચશો અને પછી તે ઉપર વિચાર કરજો કારણુ કે તમારા મનમાં વખતો વખત આવતી ( આડ ) ફરી પાછી આ સવાલમાં આવીને ઉભી રહી છે કારણું કે આ પ્રશ્ન દરેક ઈમામોની વખતમાં જે ઇમાનદારોના મનમાં ઉપજતા હતાં અને તેઓ હકરાહ-થી ગુમરાહ થઇ ગયેલાના દાખલા મોજુદ છે.

તમો જાણો છો કે "**અતી ઉલ્લાહ**"વાળી આયાતમાંના, ઉલુલ અમ્ર હ૦ અમીરૂલ મોઅમનીન **અલી** હતા અને લોકો જંગે સીફ્ફીનમાં–એ ઇમામની સાથે રહીને **અમીર માવીયા** સામે જેહાદ કરતા હતા. તેઓ જયારે હ૦ અલીએ કુરઆનની પનાહને નહિં સ્વીકારવા હુકમ કર્યો, ત્યારે એજ સવાલ ઇમાનદારોને ગુમરાહ કર-નાર ઉભો થયો હતો કે, ખુદા, રસુલ અને કુરઆન વિરૂધનો હુકમ અલીએ કર્યો, માટે તે બરાબર નથી. અને તેજ કારણુથી હ૦ અલી ને શીયાઓએજ કુરઆનની પનાહ સ્વીકારવા, નહિ તો કતલ કરવા ઠરાવ જણાવ્યો. શું બિરાદર જીમ! આ લોકો ખુદા, રસુલ અને કુરઆનના હુકમને, હ૦ અલીના પ્રસંગોપાતનાં હુકમને સરખો ગણુતા હતા ? જો સરખો ગણુતા હોત તો હરગેજ ફતેહનો વાવટો ફરકાવતાં અટકાવવાના વાંધા ઇમાનદારોના બહાને ઉભા ન કરત. શું હ૦ અલી અ૦ ખુદા અને રસુલનાં હુકમની વિરૂધ હુકમ કરનાર હતા? એમ કહી શકશો ? અને જો એમ ન કહો તો શું? જેઓએ હ૦ અલીના આ હુકમ સામે વાંધો લીધો, તે ખુદા, રસુલ અને કુરઆને શરીફ સમજતા હતા, છતાં ગુમરાહ હતા એમ નહિ કહો? શું સાથે રહી લડનાર હતા, છતાં તેઓ લાલચમાં આવ્યા હતા એમ

કહેશો? તો કહો કે કંઇ લાલચ હતી? પણ નહી, બિરાદર અહીં ખાસ **ઈમામ** એ **ઉલુલ અમ્ર** છે; એટલે હુકમ કરનાર છે, તેને તાબે રહી હુકમ બજા લાવવો એજ ઇમાનદારી છે, તેનો પહેલો તબકકો હતો, અને તે એમ સમજવાને કે ઇમામ ખુદાનો પ્રતિનીધી છે, અને તેનો હુકમ ઉઠાવવો એજ કુરઆને શરીફમાં બતાવેલી આયાતનો **અથ** છે. **પેગમ્બર શરીઅત** ચલાવનાર છે. **ખુદાના હુકમ મુજબ,** પણ ખુદાનો પ્રતિનીધી ઇમામ શરીઅતનો **માલેક** છે. તેની દખલગીરી દેખાતી હોય, પણ તે ખુદા અને રસુલના હુકમ મુજબની મસ્લેહતવાળી હોય છે, કે **જે** ખુદા અને ઇમામજ જાણી શકે છે. તેના સિવાય બીજો કોઇ સમજતો નથી.

**ખીઝર**ના ભયંકર દેખાતા કામો, હ૦ મુસા જેવા ઉલુલ અઝમ્ર પેગંબર છતાં સમજી શકયા ન હોતા, એ મશહુર છે. તેવીજ રીતે જાહેરમાં ઈમામો શરીઅતના માલેક હોવાથી, ગમે તે દેખાવ (કાર્ય) કરે, તેમાં આપણે કંઇ પણ ચુનો ચરા કરવાનો હક નથી. કારણ કે આપણે તો "**ઉલુલ અમ્ર મીન કુમ**" મુજબ હુકમ કરનાર ઈમામને તાબે થવામાંજ ઈમાનદારી છે એમ માનવાને બંધાયલા છીએ.

વળી ઇમામ હુશેનનાં દાખલામાં પણ એજ સબક મળે છે કે, મુસલમીનપણામાં પુર્ણ, અને કુરઆને શરીફ પોતાનાજ ગળાંમાં હોવા છતાં, અને આપણા કરતાં અરબી ભાષાને વધુ સારી રીતે જાણવાનો હક ધરાવનાર લોકોજ ઇમામ હુસેનની સામે હતા. અને ઇમામ હુસેનના પક્ષમાં કુટુંબના માણસો અને થોડાક મિત્રો હતા. પણ તેઓ કદી પણ સામા પક્ષની મુસલમાનીનો ખ્યાલ કરતા ન હોતા, પણ ઈમામ હુસેનનાં હુકમનેજ સર્વસ્વ સમજતા હતા, તેમના હુકમને ખુદા રસુલ અને કુરઆનના ફરમાન મુજબ જાણતા હતા, નહીં તો

મુસલમાનોએ, આપસમાં લડવું નહી, એક બીજાને ભાઇ ગણુવા જોઇએ, એવું ખુદા, રસુલ અને કુરઆનમાં છે, તેવું શું ઇમામ હુસેન જાણુતા ન હોતા? નહીં, ઇમામ કે જે હુકમ કરનાર ઉલુલ અમ્ર છે, તેનો હુકમ તેજ તેઓની ઇમાનદારી હતી. અને તેની ઉપર તેઓ દ્રઢ હતાં. બીરાદર જીમ! તમારા સવાલના શબ્દો ફરી પાછા ગોઠવો કે!–

ખુદા અને કુરઆને શરીફના ફરમાન વિરૂધ મુસલમીનોને, ભાઇ ગણુવાનું, મેલીને શતરૂ ગણુવા ને, આખરમાં જંગ મચાવવા જેવું હ૦ અલીએ અને હ૦ ઇમામ હુસેને વર્તન સુચવ્યું, શું? તેથી તેમનાં હુકમને માન્ય રાંખવો કે નહીં? તેનો વિચાર કરો, એજ તમારો જવાબ છે. અને ઇમામના હુકમને માન્ય રાખતા, ખુદા અને કુરઆને શરીફમાં જે મુસલમાનોએ પોત પોતામાં ભાઇચારો રાખવાનો જે હુકમ ફરમાવેલ છે, તે વિરૂધ નાઇનેફાકી અને મારામારી, કાપાકાપી કરવા જેવું વિરૂધ વર્તન થતું હોય, તો દોજખનો હકદાર ગણુાય કે નહીં, તેનો પણુ સાથેજ વિચાર કરજો. મારા વહાલા દોસ્ત જીમ!– આ બાબતમાં ખાસ હવે મારે સાફ કહેવાનું છે તે એ, જે ઇમામ એજ ખુદાનો **પ્રતિનીધી** છે, ને તે એક પછી એક અલીની ઓલાદમાં બની ફાતમાઇ ખાનદાનમાંથી હોવો જોઇએ, કારણુ કે સુરે **યાસીન**માં **ઇમામે મોબીન**નો ખાસ શબ્દ છે. જેનો અર્થ જાહેર ઇમામ થાય છે. પણુ કોઇપણુ ઠેકાણે **ઇમામે ગેબ** એ શબ્દો નથી તેવીજ રીતે **ઉલુલ અમ્ર**નો અર્થ પણુ હુકમ કરનારની ખુલ્લી મતલબ મોજુદ હાલત બતાવે છે, તો પછી એ રીતે જે ઇમામનું નુર ધરાવનાર હોય, તેના હુકમની તાબેદારી ઉઠાવવમાંજ ઇમાનદારી છે. અને ખુદા, રસુલ અને કુરઆને શરીફનાં હુકમથી કદી વિરૂધ હોતુ નથી, પણુ આપણે તો જાણુનાર ન હોવાથી **ખીઝરની**

હીલચાલના દેખાવથી હઝ મુસા નબીની માફક કાચા હોવાથી, ઇસલામ વિરૂધ છે, એમ સમજવાને નાહકનો ફાંફો કરી, ગુમરાહ થઇયે છીએ. કારણ કે ઇમામ તો ખુદાઇ પસંદગીથી એક પછી એક થતા રહે છે, તેમાં ઇમાનદારોની **મેજોરીટી**નું કામજ નથી. આપણે ઇમામને પસંદ કરી શકીયેજ નહીં, ખુદાની પસંદગી એજ આપણી ઇમાનદારી સમજવી જોઇએ. જો ખુદા અને રસુલના હુકમને માન આપનાર હોઇએ તો, તેઓ **ઈમામે મોબીન** એટલે **જાહેર ઇમામને** પકડી રાખવા હુકમ કરે છે. પણ પસંદ કરીને ઠીક લાગે **અથવા** ખુદાના એહકામ તમોને દેખાડે તેને પસંદ કરો, અથવા તાબેદારી **ઉઠાવો એમ** કહ્યું નથી, હા. જે કહ્યું છે, તે એજ કે, બાપ દાદેથી **ઇમામતનો** વારસો ભોગવતો **હોય**, એક પછી એક ઇમામત કરતા આવ્યા હોય, અને આગલા ઇમામે એમની જાહેરમાં **નસ** કરેલી હોય, તેનેજ ઇમામ માની તેને દામન પકડી રાખો એટલે, તેની તાબેદારી કરો, તો તમો ગુમરાહ થશો નહીં. **કુરઆન** અને **ઈમામ** એ બેઉ એકજ સમાન છે, કદી જુદા પડતાં નથી અને જ્યારે જુદા પડે છે, એમ દેખાય છે, ત્યારે **ઇમામ** અને **કુરઆન** બેઉ ઈમામ પાસેજ હોય છે. કારણ કે ઇમામ કુરઆને **નાતેક છે, ને તે (મુંગા) લખાયલા** કુરઆન ઉપર ફઝીલત ધરાવે છે. તો પછી એ બોલતું **કુરઆન** જે બોલે. તેજ ખુદાનો હુકમ કહેવાય. પછી લખાયલાં કુરઆન કે જેનો ભેદ કોઇપણ માણસ ઇમામ સિવાય જાણતું નથી, એ બધાનો સાર છેવટ એકજ છે કે, કંઇપણ ચુનો ચરા કરતાં **તમારે** જાહેર ઇમામ જે હુકમ કરનાર છે, તેની તાબેદારી ઉઠાવવી; જેથી કદી પણ ગુમરાહ થવાનો ભય નથી. **આમ છતાં પણ** જેને ન સમજાય, તેને ખુદા પોતાની ખાહેશ વગર હીદાયત કરવા દેતો નથી. એજ આયાત સિદ્ધ થાય વધુ શું ? ? ! !

**સવાલ ૨૪ મો.**

**કુરઆને શરીફની રૂએ નમાઝ રોજા વિગેરે અહકામોને હુકમ કરે તે ઇમામ? કે કુરઆન શરીફના પાક કલામો વિરૂધ્ધ હુકમ કરે તે ઇમામ? અગર પાક કલામે શરીફથી વિરૂધ્ધ અને ઇમામોના હુકમથી વિરૂધ્ધ વર્તન કરીએ, તો હદીસુસ સકલેનની ગણત્રીમાં ફેર આવે છે કે નહિ?**

**જવાબ ૨૪ મો.**

ભાઇ **જીમ**–ઇમામને ઓળખવાની શરતોમાં બતાવશો કે, કુરઆને શરીફમાં એ **નમાઝ**, **રોજા** વિગેરે અહકામોનો હુકમ કરે, તે ઇમામ હોય છે? અને કુરઆને શરીફના પાક કલામો વિરૂધ્ધ હુકમ કરે તે ઇમામ ન હોય, એવું કોઇ કિતાબના આધારે બતાવશો. કારણ કે ઇમામ ઓળખવાની નીશાનીઓ, એક હું જાણું છું કે, જે અલીની ઓલાદ હોય અને બની ફાતમાઇ હોય. અને જેમના પા[illegible] [illegible] પીતા પેઢી દર પેઢી ઇમામતનો વ[illegible]ત [illegible] [illegible] મનસુસ હોય, આપણે બયાન કરવાને માટે તમનો મુબારક [illegible] જાહેર રીતે મેળવી શકીએ, એજ **ઇમામ!** ને ઓળખવાની **નિશાની** છે. બાકી બારમા ઇમામ ને ગેબની માનીનતા પછી ઇસ્લામની જે નવી શરતો આલેમોએ મુંઝાઇને ઉભી કરી હોય, અને તેમાં હક ઇમામની પિછાનતથી મેહરૂમ રાખવાના, ધોરણે, ઠરાવેલું, તમો મન ઘડત ઉભું કરતા હો, તો તેની સાબેતી તમારે કુરઆને શરીફ, અથવા હદીસે **મુસ્તનદ**થી બતાવવું જાુવે, અમારી કોઇ પણ દલીલ, ઇમામને ઓળખવાની છે. તે કુરઆનનાં કે ઇનીજાંસના વિરૂદ્ધ છે, એમ સાબેત કરીને પછી તમારી નવી

અથવા પાછલી રૂઢી માટે કોશેશ કરજો. કારણ કે કુરઆને શરીફ અને ઈમામોના હુકમથી વરતન કરવાથી હદીસુસ સકલઇનીની ગણુત્રીઓ મુજબ, અંશેઅંશ મળતી આવે છે, અને તે એવી રીતે કે–

ખુદા કુરઆને શરીફમાં ફરમાવે છે કેઃ–

ઉલુલ અમ્ર મીનકુમ

એટલે–હુકમ કરનારને તાબે રહો.

વળી " વ અતસેમુ બેહ બલીલ્લાહે જમીઅન વલાતફરકુ

અર્થ–ખુદાઇ રસીને એકઠા થઇને મજબુત પકડો અને જુદા થાઓ નહી.

એ મુજબ ": નુરનઅલા નુરની " તફસીરમાં ઇમામ જાફરે સાદીક ફરમાવે છે કે

"નુરન અલાનુર" એટલે પ્રકાશ ઉપર પ્રકાશ, તે અમારી ઇમામત છે કે, જે એક પછી એક કયામત સુધી જારી રહેશે. વળી એજ હીસાબ હદીસુસ સકલઈનમાં છે કે–

કુરઆન અને ઈમામ એ બેઉ એક રસી જેમ મળેલાં છે, તે હરગેજ જુદા પડનાર નથી, તેને પકડી રાખનાર ( નહી કે પસંદ કરનાર ) ગુમરાહ થશે નહી.

આ બધી બાબતોનું સ્વરૂપ એક બીજાથી જુદું નથી. હુકમ કરનાર અને ઇમામે મોબીનનો અર્થ ગેબ ઇમામ કરવો, તે ગલત છે. તેને પકડી રાખવાની વાતને પસંદ કરવાનું કહેવું, એજ ગુમરાહી છે. અને એવી બાબતોજ હકવાતની વિરૂધ સાબેત થાય છે.

**સવાલ ૨૫ મો.**

સુરેયાસીનમાં કુલ્લો શયઇન અહ્સનાહો ફી ઇમામે મોબીન છે એટલે દરેક વસ્તુની સમજ (હિસાબ) જાહેર ઇમામ પાસે હોય છે. એવું તમો નુરે હકીકતમાં જણાવો છો, તો મજકુર આયતની માયના ઇસ્લામી તફસીરોના પ્રમાણોથી આપો? અને તેજ હીસાબે કોઇને ઇમામ માનીએ તો તે ઇમામમાં પાક કુરઆને શરીફનું પુરેપુરૂ જ્ઞાન હોવું જોઇએ કે નહિ? અને તેવા પ્રમાણો અગર ઇમામે મોજુદના કલામોમાં હોય તો, વિગતવાર દર્શાવો? દરેક વસ્તુની સમજ જાહેર ઇમામ પાસે હોય છે, તો એ હિસાબે દુનિયામાં ચાલતા દરેક પ્રકારોના ઇલ્મો તેમજ દુનિયામાં વપરાતી સર્વ ભાષાઓ ઇમામને જાણવું જરૂરી છે કે નહિં?

**જવાબ ૨૫ મો.**

કુલ્લો શયઇન અહ્સયનાહો ફી ઇમામે મોબીન

એટલે દરેક વસ્તુની સમજ ( હીસાબ ) જાહેર ઇમામમાં હોય હોય છે. ઇસલામી તફસીરોમાં ઇમામે મોબીનનો અર્થ સ્પષ્ટ કીતાબ કરેલ છે, એટલે કુરઆનનો હવાલો આપે છે. પણ કીતાબુલ મોબીન સુરે "તા૦-હા૦" મા. લખાયલું છે તે સાબેત કરે છે

૨૫૪ કીતાબનો અર્થ અહીં કુરઆને શરીફ માટે ખુલ્લો છે, તેવો ઉપલી સુરે યાસીનની ૧૨ મી આયાતમાં નથી. કારણ કે શબ્દાર્થ મુજબ કીતાબુમ મોબીન અને ઈમામુ મ મોબીન એ બેઉ શબ્દાર્થ જુદા છે. પણ લક્ષ્યાર્થ બેઉમો એકજ છે. તેથી કીતાબુમ મોબીનની માફક ઈમામુમ મોબીનનો અર્થ કરયો છે. પરંતુ તેનો શબ્દાર્થ નીચે મુજબ "ફિરહંગુલ લુગાતે કુરઆન" મુજબ લખેલ છે તે તપાસીએ

**ઈમામ**-પેશવા રાહનુમા. (જમઅ.) આઈમ્મતુન.

**મોબીન**-ખુલ્લા. જાહેર. રોશન.

**કેતાબ**-લીખના. લીખાહુવા. કોતોબ. (જમઅ.)

**મોબીન** ખુલ્લા. જાહેર. રોશન.

આ શબ્દાર્થ મુજબ **ઈમામે મોબીન** એટલે જાહેર **રાહનુમા** અને કેતાબે મોબીન એટલે જાહેર લખેલું થાય છે.

અને તે ઈમામે **મોબીન** જાહેર આગેવાન જાહેર રસ્તો બતાવનાર થાય છે. અને તે કીતાબ નહી પણ **ઈન્સાન** જાત તરફ ખ્યાલ આપે છે. કારણ કે રસ્તો બતાવનાર અને આગેવાન ઇન્સાન બીજી મખલુક કરતાં અશરફ છે. પરંતુ **ખુદાઇ** કલામ કુરઆને શરીફ જેમ સ્થળે સ્થળે **કેતાબે મોબીનના નામથી** ઓળખાવી છે, તે પણ જાહેર ખુલ્લી, અને રોશન કીતાબ

ફરી તેનેજ **જ્ઞાની** તરીકે પકડી બેઠા, વિગેરેનો જવાબ મારા દરેક ઇશનાઅશરી ખોજા ભાઇઓને ખાસ પોતાની મેળેજ સમજવાની મુનસફી ઉપર મુકું છું. જો કે મીં૦ જીમ! તમોએ આ સવાલમાં પોતાની મેળે દરેક ચીજનો હિસાબ કર્યો છે, અને તેમાં મારા ધારવા પ્રમાણે, તમારી માનીનતાની મકકમતાના કારણે રૂપ હોવું જોઇએ, કારણ કે જ્યાં સુધી હક વાત ખુલતી નથી, ત્યાં સુધી એમ બને છે, અને મને એ બાબતમાં સંપુર્ણ અનુભવ છે, તેથી તમારૂં દરદ સમજી શકું છું, પણ બિરાદર! આજે જે હું ઉપર લખી ગયો છું, તેમાં તે ખુદાએ પાકનાં કસમ છે કે, જેનાં કબજા-મારો રૂહ છે, કે તે સઘળું એવા વિચારથીજ લખ્યું છે કે, આપણા ભાઇઓ ૦૪ હક રસ્તાપર ઇસ્માઇલી ફીરકામાં હતા, અલીની ઓલા-દના ઇમામનો જાહેર દામન જે આપણા મરહુમ વડીલોએ પીર સદરદીન જેવા મહાન પકવ અનુભવીના હાથે, જે દામન મેળવ્યો હતો, તે આજે જમાતના આગેવાનોના કચવાટનાં કારણે હક રસ્તા (સતપંથ)ના રહેંબરને તજી દેવાનું બન્યું છે, એમ જાણીને ખરી લાગણીથી–એક **છેલાં વિલ, વસીયત** તરીકે, તમારા સત્ય અંતઃ કરણ ઉપર ટ્રસ્ટ મુકીને લખી જાઉં છું કે, જેમ મને મારા સત્ય અંતઃકરણે, તમો મારા જાત ભાઇઓ હોવાથી મારા જાતી અભી-માનના કારણે, જે જાણ્યું છે તેજ ખરી રીતે કહું છું. પછી માનવું કે ન માનવું, તે દરેકની મુનસફી છે, યાદ કરો ખીઝરને કે જે તે વખતનાં ઇમામ હતા, અને હ૦ મુસા પેગંબરની મુલાકાતમાં હ૦ મુસાને પણ ખીઝરના કામ ખુદાના એહકામ જેવાં લાગતાં નહોતાં, બલ્કે ખુદાનાં હુકમ મુજબ–એ તાલીમ લેવાની મુલાકાત હતી, છતાં પેગંબરી ઇલમથી હ૦ મુસા નબી જેવા ઇમામનાં વર્તન માટે કંટાળી ગયા.

પ્રથમ—જે વહાણમાં બેઠા તેનેજ ફાંકુ પાડી ડુબાડવા જેવી તઝવીઝ કીધી,

બીજું—ખંડેર થયલા મકાનની દીવાલને માત્ર ચણાવી.

ત્રીજું—એક જુવાનને કંઇ પણ ગુનાહ વગર મારી નાખવો.

આ ત્રણે બાબતો દેખીતી રીતે હ૦ મુસા જેવા ઉલુલ અઝમ પેગમ્બરને પણ, ખુદાના એહકામ વિરૂધ્ધ લાગ્યાં હતાં, પરંતુ જ્યારે તેના ખુલાસાથી ખુદાઇ હીકમતની તાલીમ થઇ, ત્યારે તે સમજ્યા કે:—

૧—વહાણને ફાંકુ પાડીને તે વહાણ લુટવાની વાટ જોતાં બેઠેલા લુટારાના સંકેતથી બચાવવાની ગેબી ઇલમની બરકત હતી.

૨—ખંડેરની એક બાજુની દીવાલનું નાહકનું દેખાયલું ચણતર કામની નીચે એક હકદારનો ખઝાનો જાળવી રાખવાનો હતો.

૩—એક માણસનું ખુન—તે હજારની જીંદગીની બહેતરીનો સબબ હતો.

આ કારણોમાં ખુદાઇ મર્મ છે, જેને દરેક જમાનાનો **ખીઝર (ઇમામ)** જાણે છે, તેને આપણે પારખવાની ગુંજાસ રાખવી, તે મુસા પેગમ્બર કરતાં વધુ ઉંચા દરજ્જાની તકુબરી સરખું છે, મતલબ કે એ **"કેવો ઇમામ જોઇએ?"** એ પ્રશ્ન કરવો, તે બંદાનું કે ગુલામનું કામ નથી, પણ નહિં બીરાદર, ઇમામ કેવો જોઇએ એમ નહિં પણ—ઇમામને કેવી રીતે ઓળખવો? કે તે નીશાનીઓ જેવી રીતે **ખીઝરને** ઓળખવા હ૦ મુસાને આપી હતી, તે મીસાલ ઓલાદે અલી, અને બની ફાતમાઇટ, ખાનદાનમાંથી પેઢી દર પેઢી

ઇમામતનો જાહેર વારશો એજ એને ઓળખવાની ખરી નીશાની છે. તે મુજબ ખુદાના કલામ અને રસુલની હદીસ મુજબ છે બીજી નવી નીશાનીઓ અને પારખ કરવાની રૂઢીઓ તે સરીયામ ગલત છે, નવી અને તકલીદી છે એ બાબત ઉપર વિચાર કરશો, અને તમારા આ સવાલના પાછલા ભાગોમાં તમો જણાવો છો કે:-

ઇમામને કુરઆને શરીફનું પુરેપુરૂ જ્ઞાન હોવું જોઇએ કે નહિં? અને હોય તો તેવા પ્રમાણો તથા ઇમામે મોજુદના કલામોમાં કયે ઠેકાણે છે, તેની વિગત મેળવવાની તમારી એ વૃત્તિ અને ઇમામમાં દરેક પ્રકાશના ઇલ્મો તેમજ દુનિયામાં વપરાતી સરવે ભાષાઓ ઈમામને જાણવું જરૂરી છે કે નહી?

એ તમારા સવાલના બધા મુદાઓ, મુસા પેગમ્બરના વખતના ખીઝરની હકીકતમાં તપાસજો. તો તમોને સમજાશે કે, એ સવાલો પુછવાને હ૦ મુસાનું પણ ગજું નહોતું ! તો પછી આવા સવાલો ઈમાનદારની અથવા ઇટમીઅતની ખોટી તકબ્બરી રાખનારને તે સમજાશે ! મી૦ જીમ ઇમામ કેવા જોઇએ, એવા મતલબ નીચેના તમારા મુદા, શું કુરઆન કે હદીસમાંથી છે ! શું અલીથી જાફર સાદેક સુધી કોઇ ઇમાનદારે પુછેલા છે, નહીં બીલકુલ નહીં, માત્ર એ ભુલાવનારી ઇમાનદારીનું દ્રષ્ટાંત છે. જેણે એ સવાલો મનમાં રાખ્યા, તેના હાલ તપાસો, શું એ લોકો ઇમાનદારીમાંથી કેવી રીતે છટકી ગયા છે, તે તપાસો. તે ઉપરાંત બીરાદર જીમ, કીલવામાં આપણા ખોજા ભાઇઓએ જે સવાલો ૧૯૦૫ માં હાલના હાજર ઇમામની

હજુરમાં જે જે પ્રશ્નો મુકયા હતા, તેના જવાબો અને આ સેવક તરફથી તેનો ખુલાસામાં રજુ કરેલ વિગતની બુક નામે હાજર ઈમામની હીદાયતની બુક છપાઈ છે, તે વાંચી જવાની ફરી તક-લીફ લેશોજી.

---

## સવાલ ૨૬ મો.

નુરે હકીકતમાં તમો જણાવો છો કે ઈસ્લામનું જીવન કુરઆન અને ઈમામ છે, અને કુરઆનનું જીવન ઈમામ છે. તો ઈમામ વગર કુરઆન સમજાય નહિં. અને ઈસ્લામ સમજ્યા વગર દુનિયાનું પાર પમાય નહિં, એવું જણાવો છો, તો એ હિસાબે ઈમામને કુરઆને શરીફનું પુરેપુરૂ જ્ઞાન હોવું જોઇએ કે નહિં? અને તે જ્ઞાનનો ઉપદેશ તમામ ખલકતને કરવો જોઇએ કે નહિં? તો પાક કુરઆને શરીફના શીક્ષણના ફરમાનો ઈમામે મઉજુદ તરફથી કેટલા પ્રમાણમાં થયાં છે? અને કુરઆનની તફસીર ઈમામે મઉજુદ તરફથી થઇ છે કે નહિ? અગર થએલ હોય તો પબલીકની જાણને માટે બાહેર કેમ નથી પાડતા?

## જવાબ ૨૬ મો.

વ્હાલા મિત્ર જીમ—તમારા આ સવાલમાં મારો આખો સવાલ જે નુરે હકીકતમાં છે તેજ—જેનો તમોએ એવી રીતે સ્વીકાર કર્યો છે, કે હવે મારે તેમાં એટલોજ જવાબ આપવાની જરૂર છે, કે

તમો ઇમામે મોઝુદના ફરમાનો જેટલા પણ, હાલ છે તેટલા **એહુરે રહેમત**ની બુકમાં છે, જે તે વાંચવામાં આવેલ છે તેથી તમો જાહેર મુકવા તરફ ઇશારો કરો છો, અને એમ માનીને કે, એ ફરમાનની બુક, જાહેરમાં નથી, તેથી જ્યાં સુધી જાહેરમાંજ આવે, ત્યાં સુધી કેટલાક અજ્ઞાનો બેહકે અને જો તેમજ હોય, તો તમો શું જાણુતા નથી, આપણે જાફર સાદેક સુધીનાં ઇમામોમાં હ૦ હસન સિવાય છે, અને તે કીતાબોમાં આગેવાન અને રાહનુમા પણ છે, પણ અહીં એ બેઉની અછકયતા હ૦ અલીએ જે સમજાવી છે, તેનો લક્ષાર્થ એ છે કે **ઇમામે મોબીન** પણ ખુદાઇ કીતાબ ( કુરઆને શરીફ ) છે; પણ તે નાતેક એટલે બોલતી છે. અને **કેતાબે મોબીન** જો કે, જે પણ ખુદાઇ કીતાબ કુરઆને શરીફ છે, છતાં તે **સામેત** એટલે મુંગુ છે અને મુંગા ઉપર બોલનારને ફઝીલત હોય છે. અને તેવો ખુલાસો ખુદ હ૦ અલીએ જંગે **સીફ્ફીન**માં પણ કરેલ છે કે, "અના કુરઆનુન નાતેક" એટલે હું બોલતું કુરઆન છું ને આ મુંગું છે આ હિસાબે **ઇમામે મોબીન**ની તફસીર જો કે કુરઆન છે, એમ કરી છે તો તે કુરઆને **નાતેક** તરીકે ઇમામનોજ અર્થ સિદ્ધ કરે છે. અને તે **કેતાબે મોબીન** ઉપર ફઝીલત ધરાવે છે અને જો ઇસલામના **મહાન** સિદ્ધાંતોની એકતાનાં ધોરણે જોઇશું, તો, **કેતાબે મોબીન**ને સમજાવવા માટેજ **ઇમામે મોબીન** તેની સાથે આ દુનિયામાં એક રસી મિસાલ સાથજ રહે છે. ને તે કયામત સુધી જુદાં પડનાર નથી. અથવા એ બેઉ પોતાની એકતાઇથી છુટા થતા નથી. કારણુ કે કુરઆને શરીફની અંદર દુનિયાની દરેક લીલી ને સુકી ચીઝનું વરણુન છે. અને તે દરેક ઝમાનામાં તેના સિધાંતો સરેહતાં ભોગવે એમ ખુદાઈ ફરમાન છે. તેથીજ તેને કયામત સુધી મુકરર કરી છે. પણ તેની જામીનગીરી ઇમામે મોબીન સિવાય બીજાના હવાલામાં

નથી. કારણ કે **કેતાબે મોબીન** એકલી હોય, તો તે મુંગાપણાની
હાલતના લીધે **ખુલ્લી, જાહેર** અને **રોશન** હોવા છતાં, ખુદાઈ
માર્ગના આગેવાન અને રેહનુમા તરીકે બોલીને બતાવી શકતી નથી.
અને ખુદાઇ રસ્તાના મુસાફરો માટે એકતાઇ, ખુદાઇ આશીરવાદ સમાન
ખુદાઈ રચનાં છે. એટલે કુરઆને શરીફમાં ઝમાના મુજબના સિધાંતોનો
અર્થ કરવો. અને તેથી લોકોને હિદાયત મળે, એવો હક માત્ર
**ઇમામનોજ** છે એ ઇમામની બઇયત વગર ફીરકા થઇ ગયા છે. જે
દરેક જમાનામાં એકજ હોય છે. અને તેથી ઇસલામના સિદ્ધાંતો
જમાના મુજબ સમજવા ઇચ્છનારને એકજ તરેહનો હક મતલબ
પ્રાપ્ત થાય. કારણ કે, આ એક ખુદાઇ ઇલ્મની ખુબી છે કે, આજથી
તેરસો વરસ ઉપર કુરઆને શરીફ નાઝીલ થયું, ત્યારે લોકો જેવા
અજ્ઞાન અને જીદ્દી હતાં, તેવાજ આજે નહીં હોય, તો પછી આજ-
ના લોકોને પણ ખુદાઇ રસ્તાની તરફ ઉમદા સીદ્ધાંતો વડે, દોરનાર
આ જમાનાના ઇમામનેજ નાઝીલ થયેલા, વગર ફેરફારવાળા કુરઆને
શરીફમાંથીજ તેનો મર્મ કે રહસ્ય સમજાવે, કે જે ચાલુ જમાના
મુજબ, ખુદાઇ માર્ગમાં અધ્યકયતા પ્રકાશમાન કરનાર, હોય, પરંતુ
લોકોની પક્ષપાતી વલણથી–કુરઆને શરીફ કે જે **સામેત** ( મુંગું )
જાહેર થયેલું છે, તેનેજ **નાતેક** (બોલતું) ગણીને **અલી** અને
તેની નસલને **ઇમામ** તરીકે અથવા કુરઆને નાતેક તરીકે ગણવાનું,
જે સબબોથી નથી ગમ્યું, તેમાં આજે શિયા પંથના ઇમાનદારોની
દોરવણીનું મુળ હ૦ **જાફર સાદેક** પછી મુસા કાઝીમને ઇમામ ગણુતો,
અસકરી પછી ઇમામ ગેબની હાલત ઉભી થઇ. તેનાં લીધે હવે,
ઇમામે મોબીનને પણ **કેતાબે મોબીન** સાથે ગણવાનો રસ્તો પક-
ડવો પડે છે, છતાં આ ખુલ્લું છે કે, **ઇમામે મોબીન** તે ઇમામ
અને કુરઆને નાતેક બેઉનાં એક રૂપ છે, અને અધ્યકયતાની તાલીમ-

નું મુલ છે, એ તાલીમને માત્ર **ઈમામે મોબીન** એટલે જાહેર ઇમામને માનવાની વલણુ અખ્તીયાર કરવાની હદને ખાતર–કુરઆન માં "ઈમામે ગેબ" **એવા શબ્દો નથી**, છતાં **ઈમામે મોબીનની** કુરઆનના શબ્દો સામેની માનીનતામાં ગ્રહણુ કરી બેડા છે, ખુદા તેઓને હક રસ્તાની હિદાયત કરે.

બિરાદર **જીમ!**–હજી એક વધુ ખબર, આ સવાલના પેટામાં ઇમામને ઓળખવાની શાહદતો નીચે મુજબ ટાંકી જાઉં છું, તે ઉપર વિચાર કરી હકવાત અખ્તીયાર કરો.

**હદીસમાં** છે, કે દરેક ઇસ્લામીએ પોતાનાં જમાનાના ઇમામને ઓળખાવો જોઇએ. અને તેની બયત કર્યા વગર જો મરશે તો તે જાહેલીયતના મોતે મરેલો ગણુાશે.

એ હદીસનો મતલબ ગેબ ઈમામની માનીનતાને ખુલ્લી રીતે રદ કરે છે. બલ્કે, જાહેર ઈમામની બયત માટેજ સખ્ત તાકીદ કરે છે, જેનો અમલ કરવા **ઇશનાઅશરી** મજહબમાં પન્તોજ નથી, અને તેઓને બયતને બદલે–મુજતેહદની તકલીદ કરવાની નવી રૂઢીને તાબે થવુ પડે છે.

વળી કુરઆનમાં છે કે:–

" કુલ્લે નદઉ ઓનાસિમ બે ઇમામે હિમ "

એટલે-દરેક મનુષ્ય પોતાના ઈમામની સાથે રોજહસરમાં ઉભો થશે.

આ હિસાબે બાર ઈમામને માનવાવાળાઓ બારે ઇમામની સાથે ઉભા થશે. એ માનીનતા ખોટી પડે છે, કારણ કે, ઇમામ તો એકજ હોય છે. જે લોકોએ હ૦ અલીની બયત કરી હશે, તે અલી સાથે, ને જેણે ઇમામ હુસેનની બયત કરી હશે, તે હુસેન સાથે, તે મુજબ જેણે જેણે જે ઇમામના વખતમાં હોય, તેની બયત કરી હશે, તેજ તેના સરદાર તરીકે કયામતમાં આગળ હશે. અને અસકરી સુધીના ઇમાનદારો માટે બયત કરનાર દરેકને એક ઈમામ પ્રાપ્ત થએલ છે. પરંતુ ત્યાર પછી બારને માનવાવાળા, કે જેણે કોઈ પણ ઇમામની બયત કરી નથી, છતાં તે બારેને પોતાના ઇમામ તરીકે આગળ કરશે, કેવી રીતે? કારણ કે પોતાની નજરથી કોઇ ઇમામને તેણે દીઠા નથી, અને દરેક જમાનામાં ઇમામ એકજ હોય છે, તો પછી બાર ઈમામની માનીનતા રાખવી, તે અલીથી અસકરી સુધીના ચાલતા આવેલા ઇસલામનાં પવિત્ર ધોરણથી ઉલટું છે. પણ તેને સુલટું કરનારજ ગેબ હોય, તો પછી તે સમજાય કયાંથી? ખઈર. એ સઉ સઉનું ઇમાન સઉ સાથે, પણ બીરાદર જીમ, આ હદીસ ઉપરથી જે સાર ખેંચી શકાય છે, તે એટલોજ કે દરેક ઇમાનદારોએ પોતાના જમાના ઇમામનીજ બયયત કરવી. જેથી રોજે હશરમાં તેના સાથે તેનો હશર થશે.

આ સ્થળે કોઇ સાદા મનથી એમ બેસે કે, અમે કયાં? ઇદમ જાણતા હતા? અથવા અમારા આગેવાનો અને મુલ્લાઓ, આલેમો તે બાબતમાં જોખમદાર છે. કારણ કે અમારે મનથી તો ઈમામનોજ પ્રેમ હતો, વિગેરે, તો બિરાદર જીમ, અલબત, આ બાબતમાં બહેતર જાણનાર ખુદા છે, તોપણ તેજ ખુદાએ અને રસુલે પોતાના જમાનાના ઇમામની બયયત કરવાને દરેક ઇમાનદારોને કેટલી બધી

સખત તાકીદ અને જરૂરી કહી છે, તેનાથી બીજાના જોખમે ચલાવી લેવું ખોટું, અને એટલા માટે પોતાના જમાનાના ઇમામની શોધ ખોળ કરવી અને કુરઆનમાં જ્યારે ઈમામે મોઅમીન અને ઉલુલ અમ્રથી નિશાની આપી છે, તે ઉપરથી તો ખુદા કહેશે, કે મેં જાહેર ઇમામને ઓળખવા કહ્યું, ત્યારે તમો ઇમામ ગેબ માની બેઠા, મેં જ્યારે હુકમ કરનાર તરીકે ઓળખાવ્યો, ત્યારે તમો હુકમ કરનાર અને જાહેર હોવા છતાં, તમે તેને તમારા પોતાની નજરાઇથી ઈમામ તો આવો જોઇએ? એવી દોરવણી અને અજ્ઞાન ગણત્રીથી અને નહી ઓળખીને બેત પણ કરી નહી. અને જાણવાની મુળ વાતને જાણી નહી, ને અજ્ઞાન રહ્યા છતાં, પોતાની મેળે અર્થ એકજ દમના છીએ. તમારી દલીલ તે અમારી દલીલ. ને અમારી દલીલ તે તમારી દલીલ. માત્ર તમારાને અમારી માનીનતાનો એટલોજ ફરક કે, તમો ઇમામને પરખ કરીને માનો છો, અને અમો ઓળખીને માનીએ છીએ. એમ છતાં તમો કે અમો માત્ર આપણા પાસે અરબી ઉરદુ ફારસી કે ગુજરાતી જે કીતાબ આવી, તેના ઉપર આધાર છે. તમો ઈશનાઅશરી આલેમે લીખેલી કીતાબોજ ખરી માનો છો, હું તેમ માની માનીને છેવટે હક વાતમાં ભય લાગ્યો, ત્યારે ભાગ્યો, અને ઇશનાઅશરી આલેમની આપણા માટે વગર મફતની સરેષ્તા ઉપર ઇમાન લાવું, તેના કરતાં આપણા બાપ દાદાએ જેની સરેષ્તા સ્વિકારી, અને જેણે આપણા બાપ દાદાને હક હીદાયત માટે મોકલવાની મહેરબાની કરી, તેનાજ શરણમાં ઓળખીને ગયો. અને લગભગ છસો વરસથી જે તાલીમ આપણી ભાષામાં અપાઈ તેનેજ તપાસ્યું, તો બધુ મળી આવ્યું. જે જાણવાનું હતું અને તે એટલું બધું સમજ્યો કે, આજે હું જાણું છું, એમ બોલતા અચકાઉં છુ, કારણ કે મને જાણવાની બુદ્ધિ આપનારની દયા નજર ઉપરજ મારૂં જીવન જાણું

છું. અને તમો તમારી ઈલ્મીયતથી જે દલીલ કરશો, તેમાં હજારો મત ભેદ નીકળી આવશે, અને અર્થ કરવામાં પણુ બીજાની મોહતાજી વગર ચાલશે નહી. તમારા અર્થને જે વિચાર તોડી પાડનારા ઇમાનદારો ઉભેલા છે, પણુ શુક, ખુદાના, કે, મને ખુદાના પ્રકાશની મદદનાં લીધે મારાં સ્વચ્છ થતા જતા દીલના આરીસામાં એ મોજુદ પ્રકાશની દીલમાંની રજુઆત એમ સાબેત કહી રહી છે કે આ સવાલ અલીથી જાફર સાદેક સુધી શા માટે સમજવામાં નથી આવતો? એટલે અલીથી જાફર સાદેક સુધી જાહેર ઇમામ હતા, ગેબ નહી હતા, તો એ જાહેર ઈમામો અને જે કોશેશો જેટલા પ્રમાણુમાં જાહેર કરી, તે આજે પણુ થતી રહે છે. કુરઆને શરીફના શિક્ષણુ ફરમાનો, જેવા, એ ઇમામોના વખતમાં હતા, તેવાજ આજના પ્રસંગને છાજતી રીતે, ઈમામે મોજુદ તરફથી થાય છે આગલા ઈમામો કુરઆનની તફસીર બધાએ કરી નથી કારણુ કે ઈમામ એજ કુરઆને નાતેક બોલતું કુરઆન હોય છે, પછી તેની તફસીર કરવી, તે તેને ખરી રીતે માનનારા કરતાં નહી સમજનારાઓ માટે, તો આજે પણુ ઈમામે મોજુદને માનનારાઓની સ્થીતી તમારા સવાલનાં રૂપમાં જેવી હોય, તો શાહ નાસર ખુશરોના ફારસી કલામો વાંચો મઉલાના રૂમની મશનવી વાંચો. દીવાને શમસ વિગેરે પુસ્કળ કીતાબો છે, તે વાંચો, તો કુરઆને શરીફની તફસીર જેવીજ બદકે અસલ મુદ્દાના ઝવાહીરો જેવા કીમતી ગ્રંથો છે. સાહેબ, આ બધા તમારા સાથે હવાલામાં મારા હવાલા સરખાવશો. પબ્લીકમાં આજે દીવાને શમ્સ અને મશનવી એક ગવરમેંટની તાલીમનાં પુસ્તકો તરીક, શાળામાં શીખવાય છે. કવ્વાલીયોમાં ગવાય છે મસ્ત પ્રેમીનાં મિઝાઝમાં હોય છે, પણુ તમો જે ચીઝને ધ્યાનમાં રાખીને બેઠા છો, તે ગ્રંથો ઇશના અશરી સિવાય બીજા કયા ઇસલામીઓને

ત્યાં અને કયારે વંચાય છે, તે બતાવશો? ખબરદાર થાઓ, **મી૦ જીમ!** મેં જે ગૃંથોના નામ આપ્યા છે, તેઓ બીલકુલ **ઈશનાઅશરી** હતાજ નહી, પણ **ઇસમાઈલી ઈમામો** અને તેમનાંજ સેવકો હતાં, એ સિદ્ધ છે, તો હવે સમજી જાઓ બીરાદર, કે મોજુદ ઈમામને માનનારાઓ આપણે ખોજાઓ એકલાજ નથી, બલ્કે **ચિતરાલ બદખશાન, અરબસ્તાન, સીસ્તાન, ઈરાન, તુરકસ્તાન મિસર** વીગેરે દેશોમાં અને ઇસલામી ઇલ્મનાં ધોરણેજ **કુરઆને શરીફ નમાજ, રોઝા** એ બધા ખુદાઈ એહકામોનો ઉંચા દરજાનાં સારને સમજીને પાળનારાઓ આજે મોજુદ છે, અને જોનારાઓને માટે વિશાળ મેદાન છે. નહી કે મક્કે હજ કરવા જતાં **ઈશનાઅશરી** તરીકે જાહેર થયા વગર તકીયામાંજ મઝહબ પળાય છે, કે સત્ય ધર્મને વળગેલાંઓ પોતાના જાનનાં જોખમે **ઈમામે મોજુદને** માનનારા છે. આપણા બીકણ ભાઇયો જેવા પોચાઃ નથી કે, ઈસ**લામી**ના સત્ય મુદ્દામાં પૈસા આપવાથી કે **મુખી કામડીયાના** દબાણના બ્હાને પરાયો ધર્મ અખતીયાર કરીને વળી પોતાનેજ મોટા માને, આ પ્રશ્નમાં જરા તમારા તરફ મારાથી એવું વરતન થયું છે કે, જેમ જેમ મીત્ર તરીકેની મોહબત વધતી જાય ને પછી જેમ છુટ લેવામાં આવે, તેવી છુટ લીધી છે, જો મન કચવાયું હોય તો ક્ષમા **કરશોજી.**



## સવાલ ૨૭ મો.

ત્રુરે હકીકતમાં તમો જણાવો છો કે ઈમામના હુકમની તાબેદારી કરવી, તે ખુદાનું ફરમાન છે. પણ ચુનોચરા કે તેને પસંદ કરવાનું કામ નથી. માત્ર તેનો હુકમ ઉઠાવવો, કે જે ઈમામ હઝરત અલીની સીધી નસલે ઇમામને દાવો કરનાર હોય. તો તમારા જણાવ્યા પ્રમાણે ઈમામનો દાવો કરનારનો હુકમ હોય કે રોજા રાખો નહિ, અને પાક કુરઆને શરીફમાં રોજા રાખવાનો હુકમ છે, તો રોજા રાખવા કે નહિં? એટલે કે કુરઆને શરીફમાં જે બાબતનો હુકમ હોય તે ઇમામના હુકમથી ન કરીએ તો ગુનેહગાર ખરા કે નહિ? અગર કુરઆને શરીફથી વિરૂધ્ધ વર્તન કરીએ તો હદીસે સકલેનની રૂએ કુરઆનને મુકી આપ્યો કહેવાય, તો ઈમામ કુરઆને શરીફના શિક્ષણથી વિરૂધ્ધ સુચના કરે તે ઈમામ કહેવાય કે નહિં!

## જવાબ ૨૭ મો.

આ સવાલનો જવાબ ( ૨૫ ) માં સવાલમાં આપ્યો છે અને ખીઝર અને મુસાની મુલાકાત ઉપરથીજ ઈમામને સાબેત કરનારનો સંબધ છે.

ઈમામ એટલે આગેવાન અને રાહનુમા ( ઇમામ ) અને ઇમામ એટલે ઉલુલ અમ્રૃ મીનકુમ એટલે હુકમ કરનાર, એ શબ્દો ઉપરજ લક્ષ રાખશો, તો પછી હુકમ કરનારનો હુ.ન માનવો એજ ઈબાદત છે. તેની ના ફરમાની તે ગુનાહ છે. પછી પશ્નજ નથી કારણ કે

ખુદાનાં અને રસુલનાં મુકરર કરેલા એહકામોને બતાવનાર ઈમામ એ બેમાં ઇમામ અને અહકામમાં ઇમામનો દરજ્જો કે, એહકામનો! તેનો વિચાર કરશો તો સમજાશે આ તો ખુલ્લુ કહીએ છીએ પણ માનવું ગમતું નથી કે જાહેદ તેરી નમાજ કો મેરા સલામ હયે બે હુજ્જે એહલે બેતકો ઇબાદત હરામ હય નમાજ અને કુરઆનમાં નમાજનો દરજ્જો મોટો કે કુરઆનનો? તો ફુરૂએદીનને હિસાબે નમાજ દરજ્જો ધરાવે છે, તેમજ નમાજના ટાઇમે કુરઆન પડવા બેસી રહેવાય નહી, કારણ કે નમાજ વાજેબ છે, કુરઆન પઢવું સુન્નત છે. એટલે સુન્નતને વાજેબ માટે તરક કરવી પડે. તો એ હિસાબે ઇમામની મોહબત વગર નમાજ (બંદગી) સુન્નત તરક કરવા જેવું છે, પણ હરામ છે, એમ માનતા હો, તો પછી વિચાર કરો કે, ખુદાનાં એહકામોનો દરજ્જો વધશે કે ઇમામની મહોબત ઉડાવવી? કે તેમના હુકમને માન આપવાથી ખુદા રાજી થશે, તમો જરા ગેબ ઇમામની માનીનતાને થોડા વખત માટે મુકી આપો, અને મોજુદ ઇમામની કારકીરદીના આધલા ઇતહાસમાં નજર કરો, તો જણાશે કે ઇમામની સામે લડનારાઓની પરહેજગારી, ઇમાનદારી અને કુરઆને શરીફ ખુદાના અને રસુલના એહકામો કરવાની ગણત્રી કેવી કહીએ, અને એક ભોળો અને માત્ર ઇમામનાં બોલ ઉપર કામ કરનારો. પછી ભલે તે ખુદા રસુલના એહકામો ન બજાવતો દેખાયો હોય, જેમ કે આપણે બીલાલ અને કમ્બર કેવી ઈબાદત કરતા હતા, તે જાણતા નથી. પણ તે કેવી ફરમાનદારી કરતા હતા તે વાંચ્યું છે, સાંભળ્યું છે, તો તેઓ ઇમામોનો હુકમ જે મોઢામાંથી નીકળતો, તે હુકમોને કેટલે સુધી ગણતા હતા, તે ઉપરથી કહી શકશું કે, શીમર જેવા પરહેજગાર નમાઝી, ઉમર આસ જેવો સમજદાર જેવા કરતાં ઘરનુ કામકાજ કરનારાં ગોલાં, બાંદીઓની ઈમાનદારી વધુ માનને પાત્ર હતી. શું

ઇમામ અને કુરઆનના શિક્ષણની બાબતમાં સમજાયું નથી, કે ઇમામ છે, તે બોલતું કુરઆન પણ છે, પછી કુરઆને શરીફ જે મુંગુ છે, તેની વિરૂધતાનો અર્થ નથી સમજાતો. આવી વાતોનો એઠવાડ માત્ર જેના ભેજામાં લાંબી મુદતનો છે. તેથી સમજાવવા છતા, જાણુવા છતાં ઇમાનદારીના વાસણુમાં જે શુધ્ધ દુધની હીદાયતી વસ્તુઓ પડે છે, પણ તેમાં તરતજ વાસ મારે છે, ને બગડી જાય છે. તેનું છે. અને તેથી આવી ગણત્રી મુકી ઇમામના દરજ્જાનો વિચાર કરતી વખતે, ઘડીવાર. દુર કરવી જોઇએ, અને હું જાણું છું, મારે જાણુવાની જરૂર નથી, એ માનીનનતાને બદલે, **હે ખુદા તું મને હક રસ્તાની હીદાયત જલદી કર!** એવી અરજ આજેજી શાંત વખતે કરતા રહેવું જોઇએ જેથી દીલના વાસણમાં શુધ્ધતા આવે, અને હીદાયતનું શુધ્ધ દુધનું મીજાન જળવાય. અને આવા સવાલોનો જવાબ તરતજ સમજાય; ખએર. જેવી તમારી પ્રતી આપણા બાગન ભાઇઓને માટે છે, આ વાતો કરવાની તકને તમારા નામે કરવા પ્રસંગ પડયો, તેટલા માટે તમારી સહન **શીતાળનો** ઉપકાર એક મિત્ર તરીકે જાહેર કરૂં છું.

આ ઉપલા મુદા ઉપરથી બીરાદર જુમ! ખાત્રી રાખશો કે **ઇમામ** ઉલુલ અમ્ર છે, એટલે ખુદા અને રસુલના ફરમાન મુજબ ઇમાનદારો ઉપર હુકમ કરનાર છે. અને તે હુકમ કરનાર મોજુદ હોય તોજ હુકમ કરે, ગેબ. રહીને નહીં. તેનો વિચાર કરો કે, મોજુદ ઇમામ જે ખુદાઇ પ્રતિનીધી હોય, તે જે હુકમ કરે, તેમાંજ ખુદા અને રસુલની ખુશનુદી હોય, યાદ કરો. ખીઝર ઇમામનું વરતન અને **મુસા** પેગંબરની ખફગી? તો સમજાશે કે, આપણી નજરે જે ખરાબ અને વિરૂધ દેખાય છે, તે ઇમામની નજરે હીકમત ભરવું

અને ખુદાઇ એહકામ મુજબનું અને બહેતર હોય છે અને આપણુને જે વિરૂધ્ધ દેખાય, તેથી ઇમામનું કાર્ય ખુદાઇ શાંનથી વિરૂધ્ધ છે. એમ ઘડીભર માનવું, તે મુસા પેગમ્બરના ખુલાસા મળવા અગાઉની ઉતાવળ કરવા જેવું ગણાય. આ એક ફરમાનદારીની પહેલી ફરજ પહેલો સબક છે, કે, ઉલુલ અમ્ર એટલે હુકમ કરનારની તાબેદારી કરવી. પણ હુકમ કેવો કરે છે, નમાજ રોજાની મના કરે છે કે નહીં? તે તપાસવાનું આપણું કામ નથી. એવું ઉલુલ અમ્રના વાકય ઉપરથી સિધ્ધ થાય છે. જો તમારો બીજી ગણત્રી હોત, તો બતાવી હોત, પણ ત્યારે હુકમ કરનારની તાબેદારી કરો એમ હુકમ છે. પણ હુકમ કરનારને પસંદ કરો અથવા પરખ કરો કે, તે સારા હુકમ કરે છે કે નહીં—અથવા સારા હુકમ ન કરે તો તેને માનો નહિં, એવું કોઇ ઠેકાણે ઇસ્લામીના હક રસ્તાની હીદાયતમાં નથી,—હા! ઓળખાણની જરૂર છે, જે ઓળખાણ આગળ જણાવ્યા મુજબ જેવી રીતે ૯૦ ઇસ્માઇલથી અલી તેવી રીતે અલીથી આજ સુધી એક બાદ એક જાહેર હોય, તેને તેની નસલમાંથીજ નસ કરેલાને ઓળખો પણ તે "લાયનાલો અહદીઝ ઝાલેમીન" એટલે પોતાના નફસ ઉપર જુલમ કરનારાઓ (તેવા ઇમામનો) અહદ (બયત)ને મેળવી શકશે નહિ, અને જો જોઇએ છીએ, તો જાફર સાદેક પછીથી આજ સુધી ઘણાઓ તરેહવાર રીતે ગુંચવાયલા અને અધવચ લટકતા રહી ગયા છે. ને હજી સુધી એજ અલીની નસલ એક બાદ એક નસ થતા આવેલા છે, છતાં મુસલમાનોમાં કલહ ઉતપન કરનાર તરીકે નહી, પણ બીજી ગેર મુસલમીન કોમોમાં હીદાયતનો સિલસિલો જાળવનાર જાણતા છતાં, પોતાના બાપદાદાને હક રસ્તો બતાવી આશીર્વાદ દેવા છતાં, પણ ઇમાનદારી, બહારની મતલબી દોરવણીથી, એનો દામન મુકી હદીસુસ સકલયન પ્રમાણે કુરઆન નાતેક મુકી,

ફુરમાને સામેતને વળગી વિમુખ થઇ ગયા, અને મોમીનના દાવાને મુકી **મુસલમાનીનો દાવો** કરવામાં એક પગલું પાછળ હઠીયા, તો પણ જંગે સીફ્ફીનમાં અલીથી ફરી બેઠેલા શીયાઓ મુજબ પોતાની ઇમાનદારીની વાર્તામાં, જેમ અલીને લવાદ નેમવાનું કામ ખુદા રસુલના હુકમ વિરૂધનું તોહમત મુકી ખસી ગયા, તે માફક વરતતાં હતાં અને "**વઅ તસેમુ બેહુબ લિલ્લાહ જમીઅ વલી વલા તફર્રરકુ**" એટલે ખુદાઇ રસી (ઇમામ)ને એકઠા થઇને મજબુત પકડો, એ ખુદાઇ હુકમ હદીસુસ સકલયન મુજબનો છતાં, તેનો અનાદર કરી, **નમાજ**, રોજા વિગેરે ખુદાઇ એહકામના બહાને હ૦ અલી અને ઇમામ હુસેનના વિરૂધ જેવું કાર્ય કરવામાં, ઇમાનદારી સમજે, તો પછી ભલે એહલે બયત, (બયત લેનાર) ઇમામની મોહબત વગર નમાજ રોજા વિગેરે અહકામ બજાવે.

---

## સવાલ ૨૮ મો.

ઇમામનાં (ફરમાનો) હુકમો સામાન્ય હોય કે નહિં? અથવા મકકામાં એક અને મદીનામાં બીજો ફરમાન હોય, અને મજકુર બેઉ ફરમાનો એક બીજાથી ઉલટા જણાતા હોય તો કયા ફરમાન ઉપર વર્તવું જોઇએ?

## જવાબ ૨૮ મો.

બીરાદર જીમ, આપને ઇમામના હુકમને તાબે રહયાની ફરજ વિશે ઘણું લખ્યું છે. તેથી સમજ્યા હશો કે ઇમામની ઓળખાણ ફરજ

છે, શેઠનું કામ શેઠજ કરે, જે કામ નોકરનું છે, તે નોકર કરે, શેઠનું કામ કયા છોકરાને પોતાની તિજોરીની ચાવી સોંપવી છે, તે છે, પણ તે નોકર કદી તે વાતમાં દાખલ કરી શકતો નથી, એ મુજબ તમારા આ સવાલમાં ઇમામનો હુકમ સામાન્ય હોય કે નહી, અથવા મકકામાં એક મહીનામાં બીજા એમ જુદા જુદા હોય, તો કયા ફરમાન ઉપર વરતવું? તે એ સવાલ એક નોકરે શેઠનો કયો હુકમ માનવો, તે ઉપર આધાર રાખે છે.

શેઠ પોતાનાં બધા નોકરોને પોત પોતાની ફરજ બજાવવાનું સોંપે, એ સામાન્ય હુકમ છે. પ્રમાણીકપણે વરતવું, ટંટા કરવો નહી, સત્ય બોલવું, એ સામાન્ય હુકમ બધા નોકરને લાગુ પડ છે, પણ શેઠ મુંબઇની પેઢીના નોકરને પોતાને બહાર જવા હુકમ કરે કે, ભાઇયા! જા ગાડી લઇ આવ, " તો પુરૂં નહી સમજીને બળદ ગાડી લાવવી, તે મુરખાઇ છે. પણ તેનો અર્થ ઘોડા ગાડી કે મોટર ગાડી જેવો પ્રસંગ અને થાન હોય, તે મુજબ નોકરને પોતાને સમજવાનું છે, પણ તેને બદલે પેલો નોકર બીજા ગામોના નોકરોને તાર કરે કે શેઠે ગાડી મંગાવી છે, તે શું? તો હુકમ બધા નોકરોને લાગુ પાડે તો વાજબી કહેવાય? મી૦ જીમ આ સવાલોથી તમારી મતલબ એવી મગુત્રીથી તને કાઢો છો કે, તમો હુકમ કરનાર ઇમામ શહેઝાદાની કહેવતને અનુસરતો વિચારો કરે તેવું છે પણ જેને માથે ધણી હોય, તે બીજા પાસે છાની રીતે પણ આવા વિચાર કરી શકે નહીં, કારણ કે, પોતાના ધણીને કાને જો વાત આવશે, તો ઠપકો મળશે, એવી બ્હીક તેના પેટમાં હોય છે, બાકી તમો ખાસ અમારા હાજર ઇમામ નામદાર આગાખાન સાહેબના ફરમાનો જુદા જુદા સ્થળે થયેલા છે, ને તેના ઉપર ખુલાસો કર્યા મુજબ ખાસ હુકમ અને જનરલ હુકમો (ફરમાનો) થયેલા છે. તો આપેલા દ્રષ્ટાંતો ઉપર

વિચાર કરશો, તો હ૦ અલીએ જંગે સીફ્ફીનમાં માલેક અશતરને તરવાર મ્યાનમાં નાંખી લડાઇ બંધ કરવા હુકમ કર્યો, તે પ્રથમ માન્યો નહિં, તેથી હરગીજ તે બેફરમાન કહેવાય નહિં, કારણ કે તે પ્રસંગ તેવો હતો, તેવી રીતે-એ ફરમાન ઉપરથી કદી લડાઇ કરવી નહિ, એ વિચાર પણ સીદ્ધ થતો નથી. વળી નબીએ, જે કુરઆને શરીફની તાઝીમ તકરીમ સમજાવી, તે છતાં હ૦ અલીએ જંગે સીફ્ફીનમાં હું બોલતું કુરઆન છું ને આ મુગું કુરઆન છે, એમ કહીને નબીએ કે ખુદાએ, નહિ કરેલ ખુલાસો જાહેર કર્યો, હ૦ હસને સલાહ કરી, તહનામુ અમીર માવીયાથી કર્યું. તેમજ હ૦ હુસેન ઇમામ યઝીદનું લશકર મુસલમાન હતું, વળી નમાજ અને એહકામ ને બજાવનારૂં હતું, કુરઆને શરીફ માનનારૂં હતું, છતાં તેની સાથે લડાઇ કરી, હ૦ જેનુલઆબેદીન, હ૦ મહમદ બાકર અને હ૦ જાફર સાદેકે પોતપોતાના સમયમાં હિદાયત અને ફરમાનો પ્રસંગોપાત દીધા હતાં, એકજ ઇમામના ફરમાનો એકજ તરેહના નહી, પણ સમયાનુ સાર છે. તેજ મુજબ નામદાર આગાખાનના ફરમાનો શમયનુ સાર હોય, તેથી કયા માનવા? અને કોણે માનવા, એ સવાલ તો દરેક ઇમાનદારની સમજ ઉપરજ હોય છે, શું ઇમામ હુસેન કે અલી એ, કે પેગમ્બરે અને જેનુલઆબેદીને અથવા મહમદ બાકર કે સાદેકે કોઇ ઇમામે, ઇમામ હુસેન પાછળ છાતી, કુટવી પીટવી એમ ફરમાવેલું છે? જો નથી ફરમાવ્યું, તો પહેલે શા શા માટે એ રિવાજને બંધ કરવામાં કોશેશ કરતાં નથી? શું એ કુટવું પીટવું બંધ કરાવવું, ઇમામનો હુકમ ન હોવાથી સવાલનું અથવા હીદાયતનું કામ નથી?

શું કામ જુદા જુદા મુઝત હેદોના, ઇખતેલાફી મસલાને દરેક જણ જુદો જુદો વળગી રહે છે, તેમાં બેદાદી દેખાતી નથી? મીત્ર આ બાબતોનો વિચાર કરવાનું કામ ઘણુંજ આસન છે, પણ જો સમજાય તો હું આ મીત્રદાવાથી મારી ખરી લાગણીની બાબતો આ પ્રસંગે યાદ કરી જણાવું છું અને તે કોઇપણ રચના નથી, એમ આપ જરૂર વિચારશો તો દેખાશે.

---

**સવાલ ૨૯ મો.**

હઝરત અલી (અ૦) ફરમાવ્યું કે અના અબ્દુલ્લાહ વ અખુ રસુલિલ્લાહ—એટલે હું ખુદાનો બંદો છું, અને રસુલનો ભાઇ છું, તો આ ઠેકાણે ખુદાના બંદાનો અર્થ શું? ઉપરાંત બહરે રહમત સીંધીમાં રહમત (૨૨) મી માં આગા સાહેબે ફરમાવ્યું છે. બાગામોયામાં કે હઝરત મવલા મુરતઝા અલી એક દીવસ ખુદા પાસે દુવા માગી કે યા ખુદાવંદ હું બેહેસ્ત અથવા દોજખની ધાસ્તીથી ઇબાદત કરતો નથી, હું સમજું છું કે તું ખુદાવંદ ઇબાદતને લાયક છે તો એ હિસાબે હઝરત અલી શું પોતાનીજ બંદગી કરતા હતા? અથવા જે ખુદા કે જેને તમામ સ્રષ્ટિ (નાસ્તિકો સીવાય) નિરંજન નિરાકાર માને છે. તેની બંદગી કરતા હતા?

## જવાબ ૨૯ મો.

પ્રિય દોસ્ત **જીમ,** આ તમારા સવાલનો જવાબ આપવા પહેલાં મરી વિનંતી એ છે કે, તમોએ જે હદીસ રજુ કરી છે કે " અના અબ્દુલ્લાહ વ અખુ રસુલીલ્લાહ " વાકયના ફકરા કબ્ર ફીતાબના છે, તેના સાથે કયો પ્રસંગ હતો, અને તેની શાંહદત શું છે? તે બતાવો તો તમોને શોધતાં જણાશે કે, એ ફકરા હ૦ અલીએ બીજા જે જે ફરમાન, ખુત્બા અને પોતાની દલીલો કરી છે, તેમાં સચાઈ દેખાશે નહી. ત્યારે **નુસેરી** તેને ખુદા કહેતો હતો. **સલમાન ફારસી** જે કામેલ ઇમાનદાર હતો, તેના સંબંધમાં જે જે અજાયબ હકીકતો ઇસલામી દફતરોમાં નોંધાયેલ છે. તે તથા મેરાજ ઉપર નબીએ હ૦ અલીનો અવાજ સાંભળવો, હ૦ અલીનો હાથ જોવો, અને તેમાં આંગલીમાંની વીંટીની સનદ. વળી **ખઇબરના** જંગ વખતે ૪૦ દીવસે વાયદાના અણીના દીવસે સવારમાં **નાદે અલી** નબી સાહેબે પડયાં, મદીનાથી હાજર થવાની અજાયબી !!!

આ શક્તીયો ખુદાઇ દલીલ છે, અને તે ઉપરાંત **નહુજુલ બલાગામાંનાં** ખુત્બાઓમાં ખુદાની તારીફ જે રીતે અલીએ કરી છે. તેમાં પણ અલી ખુદાના બંદા છે અને નબીનાં ભાઇ છે એ શબ્દોનો ભાવાર્થ દેખાતાંજ નથી, પરંતુ "અના કુરઆનુન નાતેક" હું બોલતું કુરઆન છું તથા **મઝહરે જાતે ખુદા** ખુદાની જાતને જાહેર કરનાર **વજ્હુલ્લાહ** ખુદાનો ચહેરો **યદુલ્લાહ** ખુદાંનો હાથ વિગેરે પુશકળ મુદ્દાઓનાં સ્પષ્ટ વરણનમાં તમો જે સવાલમાં દરશાવો છો, તેવો ભાવ છેજ નહી. અને તેથી તમારી અથવા એ પક્ષપાતી હદીસના

ફકરાનો સ્વિકાર અલીની ખુદાઇ પાવરની સમજ વિરૂધને ખાતર કરતો નથી. જ્યાં સુધી કે, તમો તેની સનદમાં હુકમ આપો. વળી આ હદીસ વિરૂધ નીચે હદીસ છે, તે ઉપર વિચાર કરો. અને પછી કઇ હદીસ હ૦ અલીની શાનમાં બહેતર છે, તે કદાચ તમારા આ સવાલના ફકરામાંથી તમારા અંતકરણમાંથી વાસના દુર ન થતી હોય, તો તેનો ઇલાજ છે, કે એ હદીસનો ભાવાર્થ જીસ્માની છે. અને ઇમામનો રૂહાની અથવા નુરાની અર્થ ખુદા છે એટલે અલીના જીસ્મને ખુદા કહેવું અમો ઇસ્માઇલીયો બુત પરસ્તી સમજીએ છીએ, પરંતુ ખુદાઇ પાવર નુર છે તે અમે ખુદા કહીયે છીએ, અને આ રીતે અલી ને અલ્લાહ કહેવા તમો હ૦ અલીની મોહબત તરીકે કહો, હ૦ અલી ફરમાવ્યું છે કે "**અનલબારી વઅનલ મુસબીરો ફીલ અરહામ**" એટલે સર્વે પ્રાણીયોને માતાના ઉદરમાં પેદા કરનાર હું છું, વળી પણ બીજી હદીસ છે કે "**અના અકમ તુસ સમાવાતે સબઆ બુનેરી વકુદરતલ કામેલ**" એટલે અલી ફરમાવે છે કે, મેં મારા નુરમાંથી આસમાનો ખડા કીધા છે, અને સંપુર્ણ કુદરત મેં નીપજાવી છે. વિગેરે.

હદીસે ( અલી ) અના ઉહલી વઉમીતો
અના અખલુકો વઅર ઝુકો
અનસ સમીઓ અનલ બસોરો
અનલ અવ્વલો વઅનલ આખેર

અર્થ–હું જગતને જીવન બખશું છું, અને મરણ પમાડું છું, હું પેદા કરનાર છું, તથા રોજી આપનાર છું, હું સાંભળનાર જાણના ગ્નાન ધરાવનાર છું, હું અવલ છું, હું આખેર છું,

નો હીસાબ ઇસલામમાં અરદેત સારો સંબંધ ધરાવે છે. બીજા

કહેવું આ વાજબી નથી, પણ પોતે દરેક ઇમાનદાર જ્યારે સમજે ત્યારેજ એ **અલ્લી અલ્લાહ**ના ભેદને નુર તરીકે કહે. અને આ રીતે ઇસલામ દીનનો સંબંધ પણ દુનિયાના ધર્મોની હરીફાઇમાં નુરની સમજ ઉપર સરસાઇ ભોગવનારો છે, બાકી તો હીન્દુને મુરતી પુજક ગણી કાફર કહેવા અને મક્કામાં "હજર અસવદ" તથા **કબર** અને બીજા ઇસલામી તાબુત, **અલમ મીમબર** વિગેરેને પુજ્ય ગણવાં એનું નામ **મુરતી પુજા** નહી, એમ કહેવું ઇસલામની સરસાઈને ખોટી રીતે વરણવવાનુ છે, અને અમો જાહેર ઇમામને ઓળખનાર અને તેની બઇયત કરનારાઓનાં ઇતિકાદથી તદન ગુમરાહી છે.

**બિરાદર,** તમારો મુળ વાંધો **અલીને અલ્લાહ** કહેવા ઉપરથી છે. **અલીનું** નુર હમારા હાલના મોજુદ ઇમામ નામદાર આગાખાનને કહેવા માટેનો છે, પણ એ વિષય ગહન છે, તેમ સમજવા માટે અને તેનો ન્યાય કરવા માટે, ઘણા બહોળા અનુભવની નુરની પરતેશની અને **જીસ્મ** તથા **રૂહને નુર** એની પકકી સમજની જરૂર છે. દાખલા તરીકે હીરા મોતીને તોળવા માટે જેમ ચણોઠી વાલ અને **તોલાના** સાધન સાથે એવા નાજુક અંદાજનાં કાંટાની જરૂર છે, તેના બદલે ધનજી કાકાનાં રીંગણા તોલવાના ત્રાજવાં અને તુટેલા કુંડલાંના છાબડા અને ઘસાઇ ગએલાં કાટલાંથી વપરવા એ નેમ ઠીક નથી. તેવીજ રીતે **ઇમામ** અને તેના નુરની સમજ માટે બહુ દાનેશમંદી અને અથાગ પ્રેમની આવશ્યકતા છે. અને તેવું તમારા સવાલમાં નથી, તો પણ તમારા ઈતિકાદમાં કુરઆને શરીફ છે. પરંતુ તેમાં બતાવેલ **ઈમામે મોબીન** જાહેર ઇમામની બઇયત બદલે તેથી ઉલટું જે કુરઆનમાં નથી, તેવા **ઇમામે** ગેબની આસ્થાને લીધે, **એક** આંખ વગરના પક્ષ માફક મારફતના ગગનમાં તમારી ઉડવાની કોશેશ અને

તેનાંથી મળતા લાભો માટેની તમારી વાંચ્છનાં, જોના આપનું ધ્યાન કુરઆને શરીફની એકજ આયાતમાં ધ્યાન ખેંચ્યું છે કે, કદાચ તે તમોને હીદાયતનુમા થઇ પડવાનુ તમારૂં પસંદ કરેલું બને. અને તે આયાતો નીચે મુજબ સંનદ સાથે છે.

(સુરતલ સાદ)માં આયાત-૭૧-૭૨-૭૩-૭૪ માં છે.

"ઈઝકાલ : રબ્બોક : લિલ મલાએકતે ઈન્ની ખાલેકુમ બશરમ્
"મિનતીન ફએઝા સવ્વય્યતોહુ વનફખતો ફીહે મીનર રૂહી ફકઊ
"લહુ સાજેદીન. ફસજદલ મલાએકતો કુલ્લોહુમ અજમઊન ઇલ્લા
"ઇબલીસસ તકબર : વકાન : મેનલ કાફેરીન."

અર્થ—"જ્યારે ત્હારા પરવરદેગારે ફરેસ્તાઓને કહ્યું—કે ખરે-
"ખર! હું એક પુરૂષ માટીમાંથી પેદા કરૂં છું, પછી જ્યારે હું તેને
"પુર્ણ આકાર આપું છું. અને તેમાં મારા રૂહથી ફુંકુ છું, ત્યારે
"તમે તેને સિઝદો કરતા મ્હોંભર પડો. પછી ફરેસ્તાઓ સઘળાઓએ
"તેને સિઝદો કર્યો. પણ ઇબલીસે કર્યો નહી. તેણે આપ વડાઇ
"કરી, અને તે કાફરોમાનો હતો."

મી૦ જીમ, ઉપરની આયાત. હદીસ, રિવાયત કે બીજી કિતાબો માંથી નથી. જેથી તેના વિશે આપણને શંકા કરવાનું રહે; પણ કુરઆને શરીફ જેના ઉપર તમારા ને અમારા ઇમાનનો મદાર છે. હવે એમાં ખુદાનાજ વચનો છે, નબી કે અલીનાં કે બીજા કોઇનાં પણ નથી. પણ જો શરૂઆત જોશો, તો તેમાં કહેનાર ખુદા પોતે છે, છતાં એમ કહે છે કે "ત્હારા પરવરદીગારે ફરેસ્તાઓને કહયુ" તો શું આ ઠેકાણે કહેનાર, ખુદા નહી પણ પેગંબર હતા, એમ

શકશો? અને શું તેથી તમોએ પુછેલા સવાલની મતલબ માટે જવાબ નથી? કારણ કે, જો ખુદા કહેનાર છે, ને મહમદ પેગંબર સાહેબને અથવા બંદાને કહે છે, તો મ્હેં ફીરસ્તાને કહ્યું, એમ કેમ નથી? પણ ત્યાં તો "પરવરદીગારે કહ્યું"—એમ હોવાથી, શું વચમાં બીજો કોઇ સમજવો, અથવા ખુદાના શબ્દો નથી એમ કહેશો? નહિં બિરાદર! આ મુદ્દો જેમ તમો સીધો કરીને સમજી શકો છો, તેમજ હું પણ જાણું છું. પરંતુ કુરઆને શરીફમાં છે. તેવું બાહેર રહેમતમાં ન હોય. એવા તમારા ગુમાનોજ અહીં રોકું છું.

આપે બાહેર રહેમતની (૨૨) મી રહેમતમાં, જે ફરમાવ્યું છે કે, (બાગામોયામાં) કે હઝરત મોલા મુરતઝાઅલીએ એક દીવસ ખુદા પાસે દુવા માંગી કે "યા ખુદાવંદ! હું બહેસ્ત અથવા દોજખની ધાસ્તીથી ઇબાદત કરતો નથી," "હું સમજુ છું કે, ખુદાવંદ, ઇબાદતને લાયક છે."

આ શબ્દો અલી અને તેના નુર આગાખાને—જેમ ઉતરોતર ફરમાવ્યા તે ઉપરથી કુરઆને શરીફની આપેલી આયાતમાં "તારા પરવરદીગારે કહયું"—જેવાજ સંબોધનનો અર્થ છે. એટલે એ શબ્દો ખુદાના તે બંદાની તાલીમ માટેનાં છે, ને ઈમામનાં મોમન માટે હીદાયત નુમા છે. કુરઆને શરીફમાં દરેક સુરા (પ્રકરણ) "બીસમિલ્લાહ હીર રહેમાન નિર રહીમ" છે, એટલે "શરૂ કરૂં છું સાથ નામ અલ્લાહની કે જે રહેમાન અને રહીમ છે." તો શું અહીંઆ શરૂ કરનાર ખુદા છે, તો તે કયા ખુદાના નામથી શરૂ કરે છે? પણ નહીં, એવા હલકા ગુમાન સાથે હું તમારો જવાબ આપવાજ માંગતો નથી. પણ ખરૂં એ છે, કે એવા શબ્દો ખુદાનાં

બંદાની તાલીમનાં હોય છે, કે તે પ્રમાણે આપણે દરેક શરૂઆત ખુદાના નામથી શીખવું જોઈએ. અને તેવીજ રીતે ઈમામનાં હીદાયત નુમા શબ્દો પણ મોમીનને તાલીમ માટેજ એક માસ્તર જેવા હોય છે. દાખલા તરીકે જેમ એક માસ્તર ભણતરની બધી ડીગ્રી મેળવીને પરીપકવ થયો હોય, છે. પણ તે સ્કુલના બાળ વર્ગનાં છોકરાને અથવા પોતાના છોકરાને ઘરમાં તાલીમ શરૂ કરે, તો છોકરાને કહે કે બે બોલ "એકડે એક" અને આ ઉપરથી બીજા ટીકાકારો એમ કહે કે, જોયું! આ માસ્તરને તો એકડે એક આવડે છે. તે બીજું જાણતો નથી. નહીં તો એકડે એક શું પોતે બોલે? એતો અભણ બોલે વિગેરે, સારાંશ એકે, તમો આ ખુલાસા ઉપરથી સમજી ગયા હશો, કે અલીએ જે ફરમાવ્યું, અને ન૦ આગાખાને જે બાગામોયા-માં તે ફરી ફરમાવ્યું કે, "યા ખુદાવંદ! હું બેહુસ્ત અથવા દોજખની ધાસ્તીથી ઈબાદત કરતો નથી. એટલે હે! મારા સેવકો. તમો ઉપર મુજબ કહો. કારણ કે બહેસ્તમાં જવાની લાલચ અને દોજખની ધાસ્તીથી ઈબાદત કરવી, તેના કરતાં, ખુદાની ખુશીથી ઇબાદત કરવી, તેનો દરજ્જો બુલંદ છે. અને તે બાબતમાં આપણા ઈમામ હઝરત ઇમામ જાફરે સાદેકની હદીસ પણ છે કેઃ-

નમાજ ત્રણ પ્રકારની છે.

એક જન્નતની લાલચથી.

બીજી દોજખની ધાસ્તી માટેની.

ત્રીજી ખુદાની ખાસ ખુશીની.

આ ત્રણેમાં ત્રીજા પ્રકારની નમાજનો બુલંદ દરજ્જો છે. તો આ હીસાબે નામદાર આગાખાનનું બાગામોયાનું ફરમાન ઇમામ

જાફર સાદેકના ફરમાનને મળતું હોવાથી, ઇમામતની દલીલની સત્યતા પુરવાર કરે છે. અને તમારા સવાલમાં ઇમામોને ખુદા કહેતા હતા, તે દલીલ જોઇતી હોય તો વાંચો, "રાહુનેજાત" વર્ષ ૯ )ના અંકમાં કે, જેમાં દુર્રે જાફરી નામની કિતાબનો ચાલુ વિષય છે. તેમાં જણાવેલું છે કે " એક વખત હઝરત ઇમામ જાફરે સાદેક અ૦-નો ગુલામ બગદાદના ખલીફા હારૂન રસીદના બગીચામાં પાણી ભરવા ગયો, ને ત્યાંના વડાની રજા માગી, ત્યારે તેણે ટીકા કીધા કે, શું, તારા ખુદા માટે પાણી ભરવા આવ્યો છે?

આ દાખલો બતાવી આપે છે કે, " ઇમામોને તેના ગુલામોને ખુદા ગણવામાં આવતા હતા. ને હ૦ અલી પછી જાફરે સાદેક સુધીની કારકીરદી પુરવાર કરે છે. આ ગણત્રી ઇશનાઅશરી ખોજા ભાઇયોનાં ઇમામરૂપ ગણાતા માસીક ચોપાનીયામાંજ હોવાથી, અલીથી સાદેક સુધી તેના ગુલામો ઇમામને ખુદા માને, તેમાં વિરૂધ જેવું માત્ર આપણા ખોજા ભાઇયોજ સમજે છે, જેઓ છેલ્લા થોડાં અર્ધદગ્ધ તાલીમના લીધેજ છે, એ વિષયનો ઉમદા પાઠ કુરઆને શરીફની સુરતુસ સાદ ઉપરાંત સુરે હેજરની આયાત ૩૨ ૩૩ ૩૪ ૩૫ માં વધુ અજવાળું પાડે છે, મઝકુર આયાતમાં છે કે,–

ખુદા–' કાલયા ઇબલીસો, માલક: અલ્લા તકુન: મઅસ સાજેદીન?

અર્થ–ખુદાએ કહ્યું હે! એબલીસ તને શું છે? કે તું સીજદો-કરનારાઓ સાથે સામેલ થયો નહીં?

એબ્લીસ–કાલ: લમ અકુન લે અસનોદ: લેબશરીન. ખલકત-હુ મિન સલ સાલીન મિન હમઈન મસનુન.

અર્થ—તેણે કહ્યું કે, હું એવો નથી કે, હું તે મનુષ્યને સીજદો: કરૂં કે, જેને તેં કાલી વાસ મારતી સુકેલી માટીમાંથી પેદા કર્યો છે.

ખુદા—કાલ: ફખરૂઝ મિનહા ફઇન્નહા રજીમ, વઇન્ન અલયકલ-લઅનત: એલા યવમીદ્દીન.

ખુદાએ ફરમાવ્યું—ત્યારે તું ત્યાંથી બહાર નીકળ હવે ખરેખર તને હાંકી કાઢવામાં આવે છે. અને ખરેખર બદલો આપવાના દિવસ સુધી તારા ઉપર લાઅનત છે.

મી૦ જીમ, આ કુરઆને શરીફના પવિત્ર ખુદાઈ વચનો તરફ નેગાહ કરો કે, ખુદાએ એબલીસને સિઝદો નહી કરવાનું કારણ પુછ્યું, ત્યારે તેણે જે કહયું છે, તે મુજબ આજે પુશકળ ઇમાનદારો પણ ખુદાનું નુર ઇમામમાં હોય છે. એમ માને છે, છતાં તેને સિઝદો કરવાનું એમ કહી વાંધો લે છે કે, મનુષ્યને સિઝદો કેમ થાય? આ ઠેકાણે જરા ફરી વખત એબલીસે જે કારણુ રજુ કરયું છે. તે વાંચવા તસ્દી લેશો તો, જણાશે કે, એબલીસે એટલા માટે સિઝદો નહી કરયો કે, મનુષ્ય છે. અને કાલી વાસ મારતી માટીથી પેદા થયેલ છે.

આ શબ્દો દરેક મનુષ્યની ઉતપતી માટે પણ વાપરી શકાય છે. પણ તેથી એમ સાબેત નથી થતું, કે દરેક મનુષ્યને સિઝદો કરવો, પરંતુ આ ચોકસ સમજવાનું છે. જેમ મનુષ્યના દેહમાં ખુદાઇ નુર હોય છે. કે જે આદમથી ઉતરોતર હ૦ ઇબ્રાહીમથી હ૦ અલી સુધી અને હ૦ અલીથી જાફર સાદેક સુધી અને તેમ કરી અમો ઇસ્માઇલીઓ નામદાર આગાખાન સુધી માનીયે છીએ, તે દરેક શરીરમાં જ્યારે જ્યારે ખુદાઈ નુર (ઇમામત) તરીકે જલવાગર હતું, ત્યારે

તે મનુષ્ય (ઇમામ)ને સિઝદો કરવો, એમ ઉપલી આયાતમાં-ની મતલબ ઉપરથી સાબેત થાય છે. અને એ હિસાબે હ૦ **અલીમાં** ખુદાઈ નુરનો હિસાબ **નુસેરી** સમજ્યો હતો, અને તેથી તેને સિઝદો કર્યો, અને **સીંતેર** વખત કતલ કરવા છતાં મકકમ રહયો. અને તેવીજ રીતે ઇમામની શાન **શનાખત**નો હિસાબ **મુસલમીન** તરીકે નહી, પણ **મોમન** તરીકે ઓળખાતા ટોળામાં નિભતો આવ્યો છે. પરંતુ એ રિવાજ ખુફયા (ગુપત) એટલા માટે હતો કે, મુસલમીન રાજકર્તાઓ **ઈમામો**ના વિરૂધ સખ્ત વરતતાં. અને તેથીજ **સુન્ની મુસલમીન** અને **શિયા મોમન**નો લકબ ભોગવતા આવ્યા છે, પરંતુ આજે એ મોમીન લકબના હકદાર, આપણા ખોજાભાઇઓ, મુસલમીનપણામાં ઈશનાઅશરી તરીકે, ઇમામના જાહેર દામનની ગાયબપણાની માનીનતાથી દેરવાયલી છે. અને આ હાલતના વાકેફગાર, એટલે શિયા અને મોમીનનાં દાવામાં છતાં, **ઈમામ**ના ખુદાઈ પાવરને સિઝદો કરવાની દલીલો ભુલાઈ જતાં તેઓ **એબલીસ**ને **લાનત** કરે છે, પરંતુ લાનત કરનાર પોતે **એબલીસ**નાં માફક ખુદાઇ નુર, જે **આદમ**થી ઉતરોતર **ઇમામ**માં ચાલ્યું આવે છે, તેને **સિજદો** કરવા મનુષ્યપણાનો વાંધો કરે છે, તેથી એક **બયત**માં પોતાનો બળાપો કાઢ્યો કે:-

**"કયા હંસી આતી હે મુજકો, હઝરતે ઈનસાનપર:**
**"ફેલે બદતો ખુદ કરે, લાનત કરે શેતાનપર:**

આ બાઇયતનો ઉમદા મતલબ સમજવા માટે, હવે **મી૦ જીમ** વધું વિલંબ નહી લાગે, એમ માનું છું. વળી અરજ કરૂં છું કે, સુરે હેઝરની ઉપર આપેલી છેહલી આયાતનો મતલબ પણ તપાશો કે,

જેમાં ખુદાએ **એબલીસને** સઝા ફરમાવી લાનત કહી છે, તે પ્રથમની આયાતમાં તેના પાસેથી કારણુ જાણી લીધા પછી, એટલે **એબલીસે** **આદમના** મનુષ્યપણામાં "**વન ફખતો મિનર રૂહી**" એટલે "**મેં મારા રૂહને ફુંકયું.**" તેને ખ્યાલ કરયા વગર માત્ર **આદમના મનુષ્યના આકારનોજ ખ્યાલ કરયો**, ત્યારે તેજ કારણથી ગુનહો ગણ્યો, અને સઝા ફરમાવી. આ રીતે મનુષ્યના આકારમાં કે, જ્યાં ખુદાનું રૂહ એક પછી એક આદમથી આજ સુધી ફુકાતું રહ્યું છે, તેને **સિઝદો** ન કરવો, અને મનુષ્યને સિઝદો **કેમ કરવો? એમ** કહેવું, તે ખુદાએ કુરઆને શરીફમાં ફરમાવેલ મુસલમીનનાં ઇતેકાદનાં પાયારૂપ હુકમ મુજબ ગુન્હો છે. પછી **મુસસલમાનો કે મોમીનો** શીયાએ કે સુન્ની ભાઇયો, એ હુકમના વિરૂધ વરતે, તેને માટે તમો સાહેબ ઇનસાફ દ્રષ્ટીથી ન્યાય કરશો, કે, અમો ઇસમાલીઓ **અલી**-થી **આગાખાન** સુધી ખુદાઈ નુર, નુરે **ઇમામત** તરીકે એક પછી એક સીધી નર નસલે ફુંકાયું, એટલે તેને જાહેર **જામાને** સિજદો કરવા, વાજીબ માને, તે ખરા ખુદાઈ હુકમ **મુજબ** છે, કે તેથી વિરૂધ વાતો ખરી છે?

અને હવે ઉપલા ખુલાસા પછી સમજશો કે, આપે પુછેલા સવાલનો મતલબ ઇમામોનાં વચનો, મોમીનોને હિદાયતનાં સબક જેવા હોય છે, તેઓને ઇબાદત માટે ફરમાવે છે, તે ખુદા જેમ **ખુદાના નામથી શરૂ કરૂં** એમ કહીને શીખવે છે, તેવીજ રીતે શીક્ષણુ રૂપ હોય છે, પણ બિરાદર! જો ઉપર મુજબ ખુદાઈ નુર આદમથી નરનસલમાં અનુક્રમે **ઇમામમાં** આજ સુધી મોજુદ હોય, અને તે કયામત સુધી રહેશે, તો પછી, ખુદા નિરાકાર કે સાકાર, **તેનો** ભેદ સમજ્યા હશો, એટલે ખુદા પ્રથમ નીરાકાર રૂપે હતો, જ્યારે

સાકારમાં પોતાનો રૂહ ફુંકયો, ત્યારે પણ તેનાં નુરનાં નિરાકારપણાને કાંઇ જીસ્મનાં આકારપણા સાથે નિશબત નથી. જેમ કે, એક શાયરે ઠીક કહ્યું છે કેઃ-

જમીંકી ગર્દ પોંહચે, તા બ અફ્લાક.
ચે નિસ્બત ખાકરા બા આલપાક.

અને એવીજ મતલબનો એક વધુ પ્રચલીત શએર અહીં આપના ખ્યાલમાં રજુ કરૂં છું કેઃ-

આદમ કું ખુદા મત કહો, આદમ ખુદા નહી.
લેકીન ખુદાકે નુરસે, આદમ જુદા નહી.

આ બયત કુરઆને શરીફની આયાતો જે ઉપર બતાવી છે, તેજ મુઝબ સમજણ સમજાવેલી છે, આદમના મનુષ્યના આકારને ખુદા કહે નહી, પણ તેમાંજ ખુદાઇ નુર છે. તેને ખુદાથી જુદા ગણવું નહી. એટલે મનુષ્યના આકારમાં ખુદાનું નિરાકાર નુર, આદમથી અલી સુધી અને અલીથી આગાખાન સુધી, એકેક જીસ્મમાં ક્રમવાર ઉતરતું રહયું છે, તેજ સિજદો કરવાને પાત્ર છે! અને સિઝદો ખુદા સિવાય બીજા કોઇને થાય નહી. એ કાયદા મુ૦બ ઇસ્લામની પુરી તાલીમ પછી આ કુદરતી થાય છે. અને ત્યારે આ વાત પકી સમજાય છે. ત્યારે શંકા રહેતી નથી. અને ત્યારેજ તે ઉપર અમલ કરાય છે. તેનેજ ખુદાની મારફત કહેવામાં આવે છે, અને આવી રીતે મનુષ્યના આકારમાં ખુદાઈ પાવર ઇમામ હોય છે, ને દરેક જમાનામાં તે એકજ હોય છે. અને ખુદાઇપાવરયુકતનુર ઇમામની બયત કર્યા વગર વિદ્વાન પણ હોય, તો પણ તે મરી જશે, તો [illegible] ગણાશે. એવી હદીસ ઉપર વિચાર કરો. અને ને ગેબ

નહી, પણ સુરે યાસીનમાં બતાવ્યા મુજબ ઈમામે મોબીન એટલે જાહેર ઈમામ હોય છે. અને ઉલુલ અમૃ એટલે હુકમ કરનાર દરેક વખતે મોજુદ હોય છેજ.

---

## સવાલ ૩૦ મો.

બંદગીનો ભાવાર્થ શું? નામદાર આગાખાને કોઈ સ્થળે એવું જણાવ્યું છે, કે હઝરતઅલીની અથવા મારી બંદગી કરો. અને તેવું જણાવ્યું હોય, તો પબલીકની હિદાયતના વાસ્તે જાહેરમાં લાવો?

## જવાબ ૩૦ મો.

બિરાદર જીમ, આ સવાલમાં અગાઉ હું મી૦ કાબા સાથે ઉતરયો છું. પરંતું તેની લાયકાત મુજબ તે ઝટકો હતો તેની તમારા સાથે મારી આ વાત જો કે નથી, તો પણ ખુલાસા સાથે ફકત હું કહીશ. જેનાથી તેવા થવું, બંદગીનો આપે ભાવાર્થ પુછયો છે, એટલે બંદગીનો હેતુ શું? એમ કહીયે, તો બંદગીનો હેતુ એજ કે " બંદાએ પોતાના પેદા કરનારને અને પાળનારને એના ગુણવાળા નામ અને કામ સાથે યાદ કરવો અને પાડ માનવો."

અને આ રીતે સામાન્ય બંદગી, સ્તુતી, પ્રાર્થના, નમાજ, દુઆ

**સલાત** એવાં એકજ હેતુના ઘણા નામ છે. **અરબીમાં સલાત** કહે છે, ફારસીમાં **નમાજ** કહે છે. તેવીજ રીતે હિંદુસ્તાનનાં પ્રદેશોમાં ગુજરાતીયો **સ્તુતી,** પ્રાકતમાં **પ્રાર્થના,** અને ઉરદુમાં **બંદગી** સીંધીમાં **દુઆ,** કચ્છમાં "**દુઆ**" વિગેરે અને કાઠીયાવાડમાં **વખત** પઢવી એમ કહે છે, અને તે ધારમીક નામે બોલાતા ખાસ શબ્દો હોવાથી, **ભાષા** મુજબ જુદા જુદા દેશોમાં પણ એકજ મુકરર નામથી પોતાના રિવાજ મુજબ પાળે છે, ને બોલે છે, અને મોટા ભાગે એક દેશમાં મુકરર કરેલ તે બીજા દેશોમાં પણ ધારમીક ગંધ થવાથી માન્ય થાય છે. જેમ કે, ઇરાનમાં **નમાજ** કહે છે, તે શબ્દને હીંદુસ્તાનમાં **બંદગી** કે **દુઆ** કહેવી જોઇએ, પણ ધારમીક સંબંધ અને તાલીમના લીધે ઇરાનની માફક **નમાજ** બોલાય છે, તોપણ અઝાનમાં તો **સલાત** બધા દેશમાં એક સરખી રીતે બોલાય છે. જેમ કે, "**હય્યાથી સલાત**" ને બદલે હય્યા અલલ અલન–નમાજ નથી બોલાતુ, જો કે, તેમ પણ બે ટું નથી, અને તેવીજ રીતે "**હય્યા અલદ દુઆ**" પણ કહી શકાય. પરંતુ એ અરબી શબ્દના જેમ **સલાત** કે **નમાજ**નો અર્થ કરી, ઇસમાઇલીયા મહાન પીરોની તાલીમ અને ઇમામના હુકમ મુજબ અમો "**દુઆ પઢવી**" એમ કહીયે છીએ. અને સમજાય તેવી માદરી ભાષામાં પઢીયે છીએ, તેવીજ રીતે **અઝાન** પણ બોલાય છે, અને તે પણ માદરી જબાનમાંજ છે, કે, **દોઆ પઢો, દોઆ પઢો,** આ અઝાન ( બાંગ )ના **એકાબાહુ**ના મુજબ **હય્યા અસલ** સદલાહુના અર્થ માફક છે, અને તેમાં શબ્દોની મારામારી બાદ કરતાં જણાશે છે. કે, **સલાત, નમાજ બંદગી** કે **દોઆ** કે **સ્તુતી** એ ભાષાના શબ્દો જુદા છતાં, એકજ મતલબના છે. અને તે ખુદાને તો બધી ભાષા સમજાય છે, પરંતું બંદાએ ખુદાએ પાસે રજુ થવા માટે. જે **ભાષા** પોતાને **સમજાતી**

હોય, તેમાં જો પઢવામાં આવે, તો નહી સમજાતી ભાષા અથવા માદરી ભાષા નહી. તેના કરતાં માદરી જબાનમાં એટલે પોતાના દેશની અને રૂઢીની આદત વળી ભાષામાં, જો ખુદાની બંદગી થાય, તો ખરેખર મી૦ જીમ તમારી બંદગીના ભાવાર્થને પુછવાની મતલબ છે, તેજ મુજબ બંદો, સેવક પોતાના માલેકને ખરા અંતઃકરણથી રજુ થઈ શકે. કે, જેમ રજુ થવા માટે, દરેક ધર્મનું ફરમાન છે. અને જે નમાજ કે બંદગી ખુદા પાસે "હજુરે કલ્બથી" એટલે તલ્લીનપણાથી થાય, તે ખુદાને વધુ પસંદ પડે. અને બંદગી મકબુલ થાય. જેમકે-"અલ ઈબાદતો યશફી કલ્બો હુમ." એટલે-ઈબાદત કલ્બ (દીલ)ને રાહત આપનારી છે. અને એ હિસાબે, દરેક ધર્મમાં દેશને કાળને અનુસરી બંદગીના શબ્દો મનુષ્યને તેની માદરી ભાષામાં ધર્મ ગુરૂઓએ બતાવેલા છે, અને એ બાબતમાં ઈસ્લામ ધર્મમાં કે જે દુનીયાના બધા ભાગમાં જુદી જુદી ભાષાના લોકોને એકજ અરબી ભાષામાંજ નમાજ પઢવાની વડાઈ અત્યારે મનાય છે. પણ જો એમ સીધજ કરવામાં આવે, તો ઈસ્લામની તાલીમ ઘણીજ બોજો કરનારી અને ખુદાના હુકમ વિરૂધ્ધ સાબેત થાય. કારણ કે, બધા દેશના મુસલમાનોએ પ્રથમ અરબી ભાષા શીખવી જોઈએ, અને પછી ઈસ્લામને અરબી ભાષામાંજ ખુદાએ, રસુલે ખુદા અને હ૦ અલી મારફત સમજાવ્યો છે, તેજ સમજવો, જો એમજ હોય તો ઈસ્લામ તેના સીધાંતો વડે દુનીઆના ધરમો કરતાં જે આસાન છે, તે મુશ્કેલ થઈ પડે, પણ નહીં તે બાબતમાં મોજુદ ઈમામોની માનીનતા વગર એ આસાની કેવી રીતે અખ્તીયાર કરવી, તે મળી શકવું ન હોવાથી અથવા તેમાં ખુદા કેમ રાજી છે, તેની દુરૂસ્તી હીદાયત કરનાર ઉલુલ અમ્રુ હુકમ કરનાર ઈમામ વગર બીજા કોઈપણ દેશનાં

ઇસલામીઓ **અરબી** નમાજના ધોરણને પોતે સમજી કે ન **સમજી** ઉચારી શકે, કે નહીં ? અથવા **ગલત** પડે, કે **સાફ** પડે, એમાં એક **નમાજ** જેવાં ઇસલામના મુળ એહકામને, મુસલમાનો અદા કરવામાંજ ખુદાની ખુશનુદી માને છે, પણ જો બીજા **ધર્મ**વાળાના તેવા બંદગીના ફરમાન સાથે સરખાવીશું તો જરૂર નમાજ ને અરબીમાંજ નથી. તે પઢવાથી રૂદી એક મહાન બોજા સમાન સાબેત થશે, **ખએર**, આ બાબતમાં ખાસ વડાઇ લેવાને કે, લડાઇ કરવાને ખાતર નહી, પણ બીરાદર **જીમ** તમો **બંદગી**નો ભાવાર્થ જાણવા માગો છો, તો **ભાવાર્થ**નાં શબ્દમાં **ભાવ** અને **અર્થ** એ શબ્દો છે. અને **ભાવ** એટલે **પ્રેમ** અને **અર્થ** એટલે **સમજણ** એટલે **બંદગીનો ભાવાર્થ** એમ સાબેત થાય કે, “**પોતાના પેદા કરનાર અને પાળનારને બંદાએ પ્રેમથી અને સમજીને ભજવો**” અને તેની પાસે આજેઝી કરી દયા માગવી, અને તેના વખાણ કરવા. અને આ રીતે બીરાદર **જીમ!** ફોનોગ્રાફમાં બોલાતા ગાયનો મુજબ જેમ ફોનોગ્રાફ ખુદ કંઇ જે પોતે બોલે છે, તે જાણતો નથી. કારણ કે, તેમાં **એક** બોલાયેલા શબ્દોની **છાપ** છે; પડયો છે. તેવીજ રીતે જે બંદો ખુદા પાસે આજેઝી કરે, અને જે બોલે, તેનો અર્થ ન જાણે, અને **પોપટ** માફક પઢી જાય છે, તે સારૂં કે, પોતાની જબાનમાં આજેઝી કરે, તે ઠીક. આનો **ન્યાય** તમો પોતેજ કરી લેશો. જો કે, આ મુજબ હાલના બ્રાહ્મણો પણ વગર સમજી ગોખેલા **શ્લોકો** પઢે છે, તેની પણ એવીજ કફોડી હાલત સમજી શકાય છે. પણ **ઇસમાઇલી** જેઓ, **દુઆ** પઢીએ છીએ. તેમાં મુખ્ય બંદગીના શબ્દો પોતાને સમજાય, તે ભાષામાં હોવાથી, અને ઇસમાઇલીયો પણ દુનીયાના જુદા જુદા દેશોમાં હોવાથી, માનનારાઓની દરેકની ભાષાના શબ્દો શામેલ હોવાથી; દરેકને **દુઆ**ના શબ્દો સમજાશે. ને **દુઆ**માં પીરોએ મતલબ ગોઠ-

વવાની દુર અંદેશીથી, એકજ **અરબી** ભાષામાં પઢાતી **નમાજ** જેવી ફરીઆદ રહેતી નથી. અને દુઆના શબ્દોજ એક એવી શરેષ્ટ સાબીતી છે, કે દુઆની રૂઢી દરેક જુદા જુદા દેશનાં લોકોને પણ ઈનસાફ આપનારી અને સર્વમાન્ય છે. તેવી બીજી કોઇપણ ધર્મની બંદગીની તાલીમ નથી, અને તે બતાવે છે કે, **મોજુદ ઈમામની બયત** નીચે **બંદગી** કરનારાઓને જમાના મુજબ ઇનસાફ મળે છે. એટલે-ઈસમાઇલીઓ **દુઆ** પઢે છે-તેનો અનુકુળ મતલબ-**અરબ, ઇરાન, પંજાબ, સીંધ, કચ્છ, ગુજરાત** વિગેરે દેશોમાં, કે જ્યાં **ઇસમાઈલીઓ** વસે છે, તે દેશના બીજા રહેવાસીઓ પણ સમજી શકે, કે આ બંદગીના શબ્દો છે. પણ જો અરબીમાં પઢાતી નમાજ બતાવેલા દેશોના ઇસ્લામી રીવાયનાઓને તો **ખએર**, પણ ખુદ ઇસ્લામી હોય છે, તેને જો **અર્થ** પુછશો, તો જણાશે કે **બંદગીનો ભાવાર્થ** કઇ રૂઢીમાં સર્વમાન્ય છે. તે જણાશે, **નમાજ** કે દુઆમાં બિરાદર **જીમ!** આ ઉપરનો જવાબ કોઈ ન્યાતનો પક્ષપાતથી નહીં, પણ મને પોતાને ,, ઇશનાઅશરી મટીને **ઈસમાઈલી** જમાતમાં દાખલ થયો, ત્યારથી જે **નમાજ** અદા કરતો અને **દુઆ** પઢતા શીખ્યો, તે ઉપરથી એમ ખાતરીથી કહી શકું છું, કે એક મોટા બોજામાંથી આસાનીમાં અને ગુંચવણમાંથી સરળતા પામ્યો છું. અને નમાજ પઢતો ત્યારે **મતલબ** પર ધ્યાન કરતાં **મખરજ** ભુલતો, ને ધ્યાન **મખરજ** પર રાખતાં **મતલબ** ભુલતો, તેવી હાલતમાંથી મારા રૂહને તાઝગીમાં મુકવા સમાન અનુભવ કરૂં છું. તે ઉપરથી લખેલ છે. જો કે, હું કદી પણ **આબીદ** છું, અથવા **ભગત** છું, એવો દાવો કરતોજ નથી, કારણ કે હું ઘણોજ **ગુન્હેગાર** અને ખુદાના નુરની રોશનીના પ્રતાપેજ મારી રૂસ્તગારી સમજું છું.

નથી મેં કરી તાહરી બંદગી!
મફતમાં ગુમાવી બધી જીંદગી!
નથી ધર્મ કરમે મેં પાયજ ધર્યો;
નથી દુષ્ટ ડગલાંથી દીલમાં ડર્યો.
સુનીતિની રીતીને ચીતી ધરી.
અનીતિથી પ્રીતી અતી આદરી.
સબુરી હજુરી મેં સંતાપમાં;
નથી પાર રાખ્યો જરા પાપમાં.
કુડા કામનો આમ દરિયો ભર્યો;
બધુ બાપ રહેમી તું જોયા કર્યો.
કૃપા આપની એટલી વાહાવાહ!
નમું સર્વદા સહાય થા શહેનશાહ!

બિરાદર જીમ—આ મુનાજાતના શબ્દો મેં ઘણા વરસ ઉપર રચેલી મારા ગુન્હાની તોજેશ માનું છું! અને મારા સત્ય દીલથી કહું છું કે, હું નમાજનાં લગભગ બધા વાકયોનો અર્થ—જાણવા મેં કોશેશ કરેલી છે, પણ નમાજ વખતે, મને ખુદા પાસે રજુ થતાં, જે રૂહાની આનંદ થતો ન હતો, ને દુઆના શબ્દો મારી માદરી જબાનને મળતું હોવાથી, મને તે ઉચારતાં બહુજ ભકિતભાવ ઉભરેછે. આ મારી સમજ મુજબની હકીકત છે, તે સિવાય તમો ભાઇ જો નિર્ણય કરો, તો કુરઆને શરીફમાં તેની દલીલ છે, તે વાંચો—" ઈન્ના અનજલનાહો કુરઆન ન અરબીયન, અલ્લા કઉમીત તઅ મલુન.

આયાતનો અર્થ કે—મેં કુરઆન અરબી જબાનમાં નાઝીલ કર્યું છે, કે જે આપ તમો અરબો જાણો છો તો દુઆ નહિ જાણનારા

તમો અરબીમાંજ—આ સવાલમાં તમોએ હ૦ **અલીએ**, કે **આગાખાને** પોતાની બંદગી કરવા કહયું છે કે નહિ, તે જાણુવા ઇચછો છો તો કહીશ કે—આ પ્રશ્ન જો તમો શરીઅતની હદમાં રહીને જાણવા માગતા હો તો, તેનો જવાબ અમો હકીકતીઓ પાસે તમારા માટે કંઇ નથી. કારણ કે, એ બાબત શરીઅતની પછી આગળ વધનાર ઇસલામીઓ, જેઓ સુફી છે, પછી ભલે સુન્નત જમાતમાં હોય, તો તે તમારા સવાલના જવાબને ઘણીજ ખુબી વડે સમજી શકે, પણ તમારો સવાલ **પબ્લીક**ની હિદાયત માટે છે, માટે તે બાબતમાં એટલુંજ જણાવવું બેહતર છે કે, **નાદે અલી** પઢવી, દરેક ઇસલામી કીતાબોમાં મુફીદ વર્ણવેલ છે. કારણ કે, હ૦ રસુલે ખુદાએ એ **નાદે અલી** પઢીને અલીની ખુદાઇ શક્તીનો લાભ ખયબરના જંગ વખતે લીધેલો નોંધાયેલ છે. અને તે **નાદે અલી** પઢવી, તે પણ એક બંદગી છે. અને તે બંદગી અલીની છે, અને એજ અલી નુર હાલ ના૦ આગાખાનમાં છે એટલે **અલી** કે **આગાખાન** અમારી માનીનતા મુજબ જુદા નથી. અને તેમાં ખુદાઇ પાવર છે, તે બંદગીને લાયક છે. અને તે **નાદે અલી**ના વિરૂધ જેમ સુન્નત, શિયા દરેક ઇસલામી પઢવા સવાબ જાણે છે. ત્યારે તે અમારી બંદગીનો મુખ્ય ભાગ છે. આ હિસાબે અમો **અલી** કે **આગાખાન** ખુદાઇ પાવર સમજીએ છીએ. એટલે અમારા એતેકાદથી તેની બંદગી કરીયે છીએ. પણ **અલી** કે **આગાખાન** એમના ખુદના ફરમાનોમાં એવું કંઇ હોય, એની કંઇ જરૂરત નથી. અને તે પબ્લીકના હીદાયતને માટે નહી, પણ ખાસ હકીકત ઇસલામની સમજ ધરાવનારને માટે મુકરર છે. અને ખુદા અને રસુલ તથા હુકમ કરનાર (**ઇમામ**)ની ઇતાઅત બંદગી કરો. એજ કુરઆને શરીફની આયત છે. કે, અતી "ઉલ્લાહા વઅતી ઉર રસુલ ઉલુલ

અમ્ર મીન કુમ" એ મુજબ ઇમામની પણ બંદગી કરવી એ સિદ્ધ છે, અને તે મુજબ અમો દુઆ પડીએ છીએ.

વળી બોલતું કુરઆન ઇમામ છે, ને કુરઆનમાં સુરે નુરની ૩૬ મી આયાત છે કે–ફી બોયુતીન અજેનલ્લાહો યુઝહરે વયુસબોહુ વિગેરે.

એટલે–દરખાનાઓમાં બંદગી કરવા ખુદાએ હુકમ આપ્યો છે. તે ત્યાં તેનું એટલે અલી અથવા ઇમામનું નામ અલ્લાહ તરીકે મોટે આવાજે ઉચારવા રજા છે.

મી૦ જીમ, આ તમારા સવાલનોજ પુરતો જવાબ છે.

---

## સવાલ ૩૧ મો.

નામદાર આગાખાન પોતે બંદગી કરે છે કે નહી? અને જો કરતા હોય તો કેની?

## જવાબ ૩૧ મો.

સુજ્ઞ જીમ, તમારો આ સવાલ મારા અંતકરણના ખરા ખુલાસાના કારણ રૂપ છે કે, ના૦ આગાખાન બંદગી કરે છે, કે નહી. અને કરતા હોય તો કોની!

આ પ્રશ્ન હું જ્યારે ના૦ આગાખાનને ઇમામ તરીકે કબુલ કરી ચુકયો, ત્યારે મને પ્રશ્ન તમારા માફક ઉભો થયો હતો. અને એ

સવાલની મહત્તામાં મેં એકલાએજ વિચાર કરયો, તો મને હ૦ અલી-ની બંદગીનાં દ્રષ્ટાંતો મારી નજરે તરવા માંડ્યા. કારણ કે, ના૦ આગાખાનને હું ઇમામ તરીકે તેજ અલીનું નુંર માનું છું, અને હ૦ અલીએ એક વખત અસરની નમાજ અદા કરી ન હોતી, ને મગરીબનો વખત થઇ ગયો, પણ જ્યારે હ૦ અલીએ અસરની નમાજ માટે વિચાર કર્યો, તો સુર્ય પાછો રહેજ દેખાયો કે, જેથી હ૦ અલી નમાજ પઢયા.

વળી એક બીજો દાખલો પણ યાદ આવે છે. કે, લડાઇમાં એક વખત હ૦ અલીને પગમાં તીર વાગ્યુ હતું, તેને ખેંચતા હ૦ અલીને દરદ થવા લાગ્યું, તેથી રહેવા દીધું. પણ જ્યારે હઝરત નમાજમાં ગયા, તો તે વખતે ઘણીજ આસાનીથી તીર ખેંચી લેવાયું. આ ઉપરાંત દરેક ઇમામનાં દાખલામાં તેઓ નમાજ અદા કરતા હતા, અને તે મુજબ ના૦ આગાખાન નમાજ પઢે છે કે નહી? એ પ્રશ્ન ઉઠે છે. શાહ હસનઅલી અને અલીશાહ વિશે એ સવાલ ઉભો થતો નથી, કારણ કે, તેમના માટે તો તેવા દાખલા મોજુદ છે. આવા પ્રશ્નમાં મને ના૦ આગાખાનની ખાનગી રહેણી કરણી વિશે જ્યારથી માલુમ થયું, ત્યારથી એ પ્રશ્નની શંકા દુર થઇ. કારણ કે, તેઓની જીંદગીના બનાવો ઉપરાંત તેમની કોશેશોની વિજલીક જાગૃતી ઇનસાન તરીકેના આપણા વ્હેવારોવાળી આંખોથી એ નામદારની પવિત્રતા વિશે કદીપણ પુરો ખ્યાલ કરી શકીયે નહી. તેમનાં વરતનની ઉમદાઇની દલીલો, એક બંદગી કરનાર ઉપરની તેમની રોશની એવી ચમકે છે. કે, તેમનાં વિશે આવા પ્રશ્ન કરનારની આંખો સુરજ સામે નજર કરનારની જેમ અંજાઇ જાય છે. અને આંખો બંધ કરનારને તો દેખાયજ ક્યાંથી? તોપણ મી૰ જીમ એટલું તો નકી સમજ્યાનું છે. કે,

ઇમામોને જે ખુદાએ હુકમ કરનાર ઓળખાવ્યો છે. નહી કે, **હુકમ પાળનાર!** આ ઉપરથી હુકમ પાળનાર, હુકમ કરનાર વિષે કંઇપણ વિચારવાને અથવા પ્રશ્ન કરવાને અશક્ત છે! કારણ કે, **ઇમામો** તો **હુકમ કરનાર** છે. એમ ખુદા કહે છે. તેને બદલે આપણે **હુકમ પાળનાર** જોવા માગીયે, તો તે ખુદાનાં હુકમ વિરૂધ છે. અને જે કામ ખુદાનાં હુકમ વિરૂધ હોય, તેમાં દાખલ કરવો, તે હઝરત **આદમે** કરેલ નાફરમાની મુજબ ગુનાહ કરવા જેવું છે. દાખલા તરીકે એક **શાહેનશાહ** કે, જે હુકમ કરનાર છે, તે રઇયતને કે, જે હુકમ પાળનાર છે. તેને શાહી હુકમ પાળવાને બદલે **શાહ**નાં સ્વતંત્ર હક ઉપર, કે, જેમ કરવું રઇયત તરીકે યોગ્ય નથી, તે બાબતમાં શું ન્યાય કરી શકે? નહી કદી નહી તેવીજ રીતે **ઇમામ** એક જમાનાનો **શાહ** છે, અને **ઇમાનદાર** તેની **રઇયત** છે. તે પણ પોતઃનાં **ઇમામ** કે, તે જેની **બઇયત** કરે છે, તેનાં **સ્વતંત્ર**પણામાં પોતાની મગરૂરી માને નહી કે, તેને ખરાબ નજરથી જુવે, તો જેમ હ૦ **ખીઝર**નાં વરતન ઉપર હ૦ **મુસાએ** જે જે ગુમાન કર્યું, તે જો કે જાહેરને માટે ખોટું નહોતું, પણ હ૦ **ખીઝરે** કંઇપણ ચુનોચરા કરવા વગર મુંગે મોઢે જોયા કરવાની શરત, હ૦ મુસા માટે પહેલે બોજા રૂપ દેખાતી હતી, પરંતુ પાછળથી તેની હીકમતની સમજ મળતાં, હ૦ **ખીઝર**ના સ્વતંત્રપણામાં માથું મારવાની ગણત્રી પશેમાન કરનારી તથા વધુ હીકમત જાણવાની તકોથી બેનસીબ રહેવાનું બન્યું. તેવીજ રીતે હુકમ કરનાર **ઇમામોને**, હુકમ પાળનાર તરીકે, ઓળખવાની **દ્રષ્ટી** અથવા વિચાર કરવા કરતાં ચુપકીદી વધુ ફાયદામંદ છે. આ તક **મી૦ જીમ** હું જરૂર એક બાબત તમારા જાણવા માટે કહીશ કે, આવા વિચાર જાણવાની જીજ્ઞાસા થવાનું કારણ એજ છે કે, **પ્રથમ** તો જેઓ ઇમામોનાં જમાનામાં તાબેદારી કરતાં, તેનાથી **અણવાકેફ**-

ગારી અને હાલ ગયબ ઈમામની માનીનતાથી મળેલ બેપ્રીકરાઇ છે. કારણ કે ઇમામની હજુરમાં રહેનારા અને તાબેદારી ઉઠાવનારાઓ કદી પણ આવા પ્રશ્નો ઉભા કરી શકતા નહોતા, કારણ કે આ પ્રશ્નોમાં એક શયેતાની હરકત છે. અને તે એ કે ઈમામની તાબેદારીમાંથી છટકવાના છીદ્ર શોધવાનું આવા પ્રશ્નોજ મુળ છે, આ બાબતમાં તમારે વિગતોથી વાકેફ થવું હોય તો. જુવો, જંગે સીફ્ફીન કે જેમાંથી કહેવાતા ઈમાનદારો હ૦ અલી વિશે કેવા કેવા વિચારોથી છેવટે શિયા અને નમાઝીયો પક્કા હોવા છતાં, ખારજી કહેવાયા ! ! અને હ૦ અલીનું કુરઆને શરીફની અમાનને નહી કબુલવાની વાતનો, હ૦ અલી વિરૂધ આરોપ અને પરાણે કરાવેલા "સવાદ નામા" માટે હ૦ અલી ઉપર અપાયેલ ફતવો ! એ વિગતો અને તે પ્રસંગે જે જે તાબેદારો તરીકે હતા, તેઓ હઝરત અલીના વરતન વીશે કેવા કેવા વીચારો કરતા ? તો તે ઉપરથી સાર લેવાનો એ છે, કે ઈમામ ખુદાનો પ્રતિનીધી છે, અને હુકમ કરનાર છે. તેમ એક પછી એક કયામત સુધી જાહેરમાં ઇમાનદારોની બયત લેનાર છે કે જેની બયત લીધા વગર દરેક ઇમાનદારનું ઈંહિમ, જાહેલીયત જેવું જનાબ રસુલે ખુદાએ ફરમાવેલું છે. અને બયત લેનાર પોતાનાં ઇમામના હુકમને વશ રહીને હુકમ મુજબ વરતે છે, તેના ઇમાનની સ્વતંત્રતા ઉપર વીચાર કરવાનો બીલકુલ હક નથી.

મારા દાનેશ મિત્ર મી૦ જીમ-અહીં તમારી દાનેશમંદી ઉપર એક દ્રષ્ટાંત આપું છું કે, તમોને મારા આ આખા જવાબની કદર થાય.

તમો આ સવાલનું ચિત્ર ત્યારેજ પોતાની મેળે પુરૂં સમજી શકશો કે, કોઈ સુફી મુરશીદની તાલીમ પામેલાને પુછો, અથવા ખુદ જાતે અખતરો કરો. જ્યાં સુધી આ બેમાંથી એક ચીઝ અખ્તીઆર નહી કરો, ત્યાં સુધી તમોને ભરૂસો આવશે નહીં, પણ અનુભવતો ત્યારેજ થશે કે, તમો ઇંઆમની બયત કરો, આ એક ખરૂં કારણ છે. તમો "ફ્રીમેશન"ની બાબતમાં જાણતા હશો કે, તેઓ બહારના કહે છે કે, બી એન્ડ સી એટલે તમે ફ્રીમેશન થાવ અને જુવો!!

જેમ એક જુવાન કુમારીકાએ પોતાની સહી જે તરતમાં પરણીને આવેલી હતી તેને પુછ્યું કે, બહેન! પુરૂષના સમાગમમા આનંદ કેવો હોય છે, ત્યારે તેણીએ કહ્યું કે, તું પુરૂષનાં સમાગમમાં આવ અને આનંદ મેળવ, તે વગર એ આનંદ કેવો છે તે હું કહી શકતી નથી, કારણ કે, એ પોતેજ અનુભવ લીધા વગર ન સમજાય. તેવીજ રીતે મી૦ જીમ, તમારા પ્રશ્નની સ્થીતી જુવાન કુમારીકા સરખી પણ નથી, કારણ કે, જુવાનીમાં મદમસ્ત સ્થીતી કોઈ ધણીના છાયા નીચે પોતાનું ઘર, મા, બાપ અને કુટુંબી મુકીને પણ જવાનું પસંદ કરે છે. પણ તે સ્થીતીમાં ન આવે, ત્યાં સુધી, મા બાપનુંજ ઘર પ્રિય લાગે છે! ને ધણીની તાબેદારી ઉઠાવવા કરતાં, નિડરપણું ગમે છે! પણ ખુદા તો ફરમાવે છે કે, હુકમ કરનારની તાબેદારી ઉઠાવો, અને રસુલે ખુદા કહે છે કે જે, હુકમ કરનારની તાબેદારી ઉઠાવતો ન હોય, તે વગર તેનું ઈલ્મ નહિં પણ અજ્ઞાનપણું છે, હદીસમાં છે કે "મા અરફ ફી ઈમામે ઝમાનેહી માતા મયતન જાહેલીયતન,"

એટલે—જે કોઇ પોતાના વકતનાં ઇમામને ઓળખતો નથી, અને તેની બયત કરીને તેનાં હુકમ મુજબ વરતતો નથી, તે શખશ જાહેલીયતનાં મોતે મરે છે.

તો એ મીત્ર જીમ તમો જો ઝમાનાના ( હુકમ કરનાર ) ઇમામ ને ઓળખો, અને તેની બયત ( રૂબરૂમાં જઈ પ્રતિજ્ઞા ) કરો તોજ, તમારા આ સવાલનો મતલબ પોતેજ સમજી શકશો. ત્યાં સુધી મારો ઇશારો નહી સમજી શકો. અને યાદ રાખવાનું કે ઇમામ ( હુકમ કરનાર ) હોવો જોઇએ. અને તેની બઇયત તેમની હજુરમાં જઈ, તેમનો દસ્ત મુબારક જયાં સુધી તમારા હાથ ઉપર ન રહે, ત્યાં સુધી બઇયતનાં હુકમ કરનારનાં અને જાહેર ઇમામના બીજા ગુંચવણ ભરયા અરથોપર ધ્યાન આપવું, તે નમાજ, રોઝા અને બીજા કોઇપણ એહકામોની કે ઈલમની કંઇ કીંમતી નથી. બલ્કે ચોખ્ખી ગુમરાહી છે.

---

## સવાલ ૩૨ મો.

દશ અવતારો માટે હઝરતઅલી અથવા ઇમામ જાફર સાદીકે કયાં પણ પ્રમાણ આપેલું છે, અગર આપેલું હોય તો જણાવો? દશ અવતારમાં કચ્છા, મચ્છા, વારાહ અવતારો વગેરે આવે છે. તે મુજબ ( મઆઝઅલ્લાહ) હઝરત અલીને તમો મજકુર દશ અવતારોના દશમા અવતાર તરીકે માનો છો કે નહિં? અને ખુદાને દુનિયામાં અવતાર લેવાની શું અગત્ય હતી તે જણાવો?

## જવાબ ૩૨ મો.

ખુદાઇ દસ અવતારો માટે હ૦ અલીએ હ૦ જાફર સાદિકે ફરમાવ્યું છે કે નહીં, તે જો તમે તેમની કીતાબો વાંચી હોય, તો કહી શકું. મ્હેં માત્ર થોડી બાબતો જાણીને સંતોષ મળવા પુરતી વાંચી છે, અને તેમાંથી ખુદાઇ દસ અવતારો વિશે કહી શકું છું.

દુનિયાના ધર્મો કરતા ઇસલામ બુલંદાવાળો પુરણ દલીલ રાખનાર છે. અને હ૦ અલી અને હ૦ જાફર સાદિક વિગેરે ઈમામો, એ ઈસલામનાં જીવનરૂપ છે, એ ચોક્કસ છે. ઈમામ, ઈસલામનું મુળ એવી રીતે છે, જેમ આપણા શરીરમાં જીવ છે. અને તેનું જીવન રૂપ આપણા શરીરની મધ્યમાં ધોરી નસ કે, જે વાટે શ્વાસો શ્વાસ લેવાય છે, એ ધોરી નસ આપણા શરીરમાં જીવન ટકાવી રાખનાર છે. જો એ ધોરી નસ કપાઈ જાય, તો આપણું શરીર નકામું થાય, ( આપણે મરી જઇએ ) તેવીજ રીતે દુનિયાનું જીવન ઈસલામ છે. અને ઇસલામનું જીવન ઈમામ છે. જો ઈમામ ન હોય, ( કે ગેબ હોય. ) તો ઇસલામનું નામ રહે નહી. અને ઇસલામ ન રહે તો, દુનીયા પણ રહે નહી. એ મુજબ આ દુનીયાનું મુળ ઇમામ છે. અને ઇમામ હ૦ અલીના નામથી સ્થિત છે. અને એ હ૦ અલીને ખુદાનાં દસ મુખ્ય અવતારોમાં છેલ્લા સ્વરૂપને કહેવામાં આવે છે. અને ખુદાને ઓળખવા માટે હ૦ અલીએ ફરમાવ્યું છે કેઃ-

" મન અરફ " નફસ હુ ફકદ અરફ " રબ્બાહ "

એટલે જેણે પોતાનાં નફસને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો.

એ મુજબ જો આપણે ખુદાને ઓળખવા માગતા હોઇએ, તો આપણે તેના દસ અવતાર છે કે, નહી? અથવા નિરંજન નિરાકાર છે કે, નહી. કે સાકાર છે. એવા વિચારથી નહી ઓળખી શકીયે, પણ હ૦ અલીના ફરમાવવા મુજબ એમનુ મહા વાકય, આપણે પ્રમાણ રૂપ ગણી આપણે પ્રથમ આપણા નફસને ઓળખવાનીજ જરૂર છે, અને એ વચનમાં દરેક ઇમામ એજ નુર હોવાની, સમંત છે, એમ માનવું જોઇએ.

આ આપણા નફસને ઓળખવાની બાબતમાં, આપણો નફસ કોણ? કયાં છે? કેવો? તેની તપાસ કરવા વિચાર કરશું, તો તે આપણાજ શરીરમાં છે, એમ નકી કરયા પછી, અગાઉ આપણા શરીરનોજ વિચાર કરીયે, તોજ સમજ પડે.

આટલા માટે અત્યારે આપણા શરીરનાં આકારને આપણે પોતાની આંખોથી પુરણ જોઇ શકતા નથી. અને તેટલા માટે આપણે એક મોટા સાફ આરીસામાં નજર કરીશું, તો દુનીયામાં આપણા જેવો કોઇ બીજો જોડીયો નહી હોય, તેવા આપણે એક એકલા દેખાશું. અને તે ઉપર વિચાર કરતાં, કાલે કયાં હતું, તે વિચાર તો કરી શકતા નથી. માટે આપણી આગલી સ્થિતી અથવા આકારનો વિચાર કરીયે, તો આપણે દસ વીસ વર્ષ પહેલાં એક દાઢી મુછ વગરનાં ( યંગ ) યુવક હતાં. તે અગાઉ જો વિચાર કરીશું, તો આપણે એક નાનાં નિરદોષ બાળક રૂપે માતા અથવા પાળનારનાં મોહતાજ હતાં. અત્યારની આપણી સ્વતંત્રાની મગરૂરીએ, તે દીવસે જન્મ લીધો ન હતો. અત્યારે મશ્કરી કરી હસીયે છીએ, પણ તે વખતે આપણી

ગરજ માટે લાચાર હાલત માટે, રડી પડતા હતા. અને આવી હાલતમાં આપણે માતા. અને પ્યારમાં જીંદગી ગાળતા હતાં. માતાના સ્તનમાંથી પવિત્ર દુધનાં ઝરાનું પાન કરતા હતા, જો કે, તે વખતે, આપણે ચાલી કે બેસી નહી શકતા હતા. જેવી રીતે અત્યારે પલાંઠી વાળી કે ખુરશીપર અરડાઇને મગરૂરી માનીએ છીએ. પણ હા, તે અગાઉ આપણે માતાનાં ગર્ભમાં હતા. ત્યાં આવવા અગાઉ આપણે વીર્યનું ટીપું, હતું. અત્યાર આપણે આકાર અને શરૂ વિર્યનું ટીપું હોવું કોઇપણ રીતે મળતું આવતું નથી. કરોડો દલીલો એ માટે નકામી લાગે, પણ નહી. આપણે અનુભવથી, એ બાબતને ખાત્રી ખરી રીતે હા પાડીએ છીએ માતાના ઉદરમાં નવ માસ સુધીનો આપણો વિકાસ અને એક વીર્યનાં ટીપાંથી બદલતો જતો ઘાટ તે આજનાં આપણા આકારને મળતાં આવતા પણ ન હોય, તોપણ આપણે ખાત્રીથી માનીયે છીએ. કે, એક વિર્યનાં ટીપાંની શરૂઆતથી આજ સુધી આપણેજ હતા, અને આપણાપણું ટકાવી રખનારૂં જીવન પણ ત્યારથી આજ સુધી છે, પણ જો આપણે કહીયે કે, આપણે એક વિર્ય તરીકે ટીપું હતું. ત્યાર પછી આપણો આકાર ઝીણા માછલાં જેવો થયો, ત્યાર પછી કાચબા જેવો થયો, અને પછી આપણો વરાહ જેવો આકાર થયો, અને ત્યાર પછી મનુષ્યાકાર અને સિંહનાં આકાર સાથે મિશ્ર દેખાવ થયો. ત્યાર પછી મનુષ્યનો સંપુર્ણ આકાર બન્યો. ત્યાર પછી એ મનુષ્યકારપણાથી માતાના ઉદરમાં ગતિ મેળવવા લાગ્યા. અને તે પછી એક બાળક રૂપે અવતર્યા. પછી બે વરસે જે તે વસ્તુ પકડતાં, કદાચ સરપને પણ પકડવા બીતા નહી. અને તે પછી આપણે કંઇક ગંદા, ગોબરા રહેતા. અને ત્યાર પછી કે, જ્યારે હરતાં, ફરતાં ચપળ બાળક તરીકે

આપણે દુનીયાદારીની હલ ચલ કરવાની શરૂઆત કરી હતી. શું, આ આપણી સ્થીતિનો ફેરફાર ન હતો? અને હતો. તેથી તો આપણે આજે એ સ્થિતી માટે, મઆઝ અલ્લાહ કહેશું? વળી આપણે અત્યારે સ્વાદીષ્ટ પકવાન ખાનારા સ્હેજ કચરાવાળું કે, કાચું અનાજ ને અડકતા છીટ, આવે, તે આપણે માતાનાં ઉદરમાં મળમુત્રથી પોસાયેલા નથી? શું, એ સ્થીતી મઆઝ અલ્લાહ કહેવા લાયક છે, કે ખુદાની એ વખતની નવાઝશોનાં સ્વિકારમાંજ અત્યારે “ અલ-હમ્દો લિલ્લાહ ” કહેવા જેવું છે? નહી. મીત્ર! આપણુને એ બાબતો સમજવી. જો ખુદાઈ નુર ન હોત, તો આપણે આપણી એ સ્થીતીને ફેરફાર પણ ન કરત. પણ શરૂઆતથીજ આપણુને એ તાલીમની સમજ મળતી રહે છે. પણ વિચાર કરતાં, અત્યારે ભુલી ગયા છીએ, અને તેથીજ હઝ અલીએ ફરમાવ્યું છે. કે, ખુદાને ઓળખવો હોય, તો પ્રથમ તારા નફસને ઓળખ અને નફસને ઓળખવા આગાઉ આપણા શરીર કે, આકારની હાલતમાં જે જાણ્યું, તેમાંજ વિચાર કરીશું, તો ખુદાઈ નુરની સ્થીતિ સમજાય તેમ છે, તોપણ આ તો આપણા શરીરની હાલત છે, પણ આપણી રૂહાની હાલતનું શું? તો આપણે ઉપલા જીસ્મનાં વિચાર સાથે સાથે એટલું જરૂર કહી શકશું કે, આપણાં શરીરના ગમે તેવા આકાર બદલાયા, પણ આપણા રૂહની હાલત તો એકજ હતી. અને અત્યારે પણ એકજ હાલત છે. તેમાં કંઇ ફેરફાર થનોજ નથી. પણ આપણે પોતાને કંઇ જાણતા ન હતાં. અને આજે આપણે આપણુને જાણી શકીયે છીએ એટલો તફાવત છે.

માના ઉદરમાં આપણી રૂહાની હાલત વિશે કંઇ કહેવું, તે કરતાં નિર્દોષ બાળક અને જાણનાર તરીકેની જીંદગીમાં જો આપણે કહીશું

તો, આપણે એક બાળકની તરફ નજર કરતાં, સમજાશે કે, રાત્રીના વખતે આ દુનીયાના વઇભવમાંથી માત્ર ચાંદ તથા બતિની રોશની તરફ ટગમગ ટગમગ જોયા કરતું. અને આનંદથી ઉછળતું દેખાય છે! એ આપણુને ખ્યાલ આપે છે કે, ઈનસાનનું જીવન પ્રકાશ તરફ-જ અંકાય છે. પ્રકાશજ તેનું અધિષ્ટાન છે. નુર તરફજ તેનું વલણુ છે. નુરની રોશનીજ તેનાં જીસ્માની બદનને આનંદમાં ઉછાળે છે. આ ઉપરથી એક મહાન તાત્પર્ય ઉપર આવી શકાય છે. ઇનસાનના રૂહનો આનંદ પ્રકાશ છે! આ રીતે ઇનસાનના શરીર અને પ્રકાશ બે ભાગ છે. પણુ બેઉ એક રૂપે હોય, ત્યારેજ કાર્ય કરી શકે છે. જો પ્રકાશ ન હોય, તો રૂહને આનંદ નથી. અને રૂહને આનંદ ન હોય તો, શરીરનું વરતન બે ફાયદા છે. ત્યારે હ૦ અલીએ ફરમાવેલ મહા વાક્ય મુજબ આપણા નફસને ઓળખવાથી ખુદાને ઓળખી શકાય. તે બાબત એમ સમજી શકાય છે કે, આપણે સાકાર છીએ. માટે ખુદા પણુ સાકાર છે. આપણું રૂહ એક જીવન છે. તેવીજ રીતે સાકારમાં રૂહ તેનું સમાપ છે. અને રૂહનું જીવન નુર છે! તે મુજબ સાકારપણામાં રૂહના આનંદ રૂપ નુર, તેજ ખુદા છે. જેમકે કુરઅ.નમાં છે કે, અલ્લાહો નુરૂસ સમાવત વલ અર્જ અર્થ—જમીન અને આસમાનનું નુર તેજ અલ્લાહ છે. ( સુરે નુર. )

આ રીતે આપણી વિર્યનાં ટીપાંની શરૂઆતથી, ઉતરોતર થયેલ ફેરફાર આપણે સાકાર છીયે, આપણા સાકારપણાનું જીવન રૂહ છે. અને રૂહનું જીવન મુળ નુર છે!!

તેજ મુજબ હ૦ અલીના ફરમાન મુજબ ખુદા પણુ સાકાર છે, અને સાકારનો મુખ્ય ફેરફાર દસ અવતારો ઇનસાનનાં બદલાંતા

આકાર પેઠે છે. અને સાકારપણાનું જીવન (રૂહ) જીવ છે, અને **આત્માનું જીવન નુર છે!**

જીસ્મમાં ફેરફાર થતો રહે છે, પણ રૂહ પ્રત્યેક સ્વરૂપમાં ખીલતો દેખાય છે. પણ નુરનું સ્વરૂપ અખંડ છે. જીસ્મનો ફેરફાર છતાં, તેનું અખંડપણું આદિથી **અંત સુધી અચળ** છે અને તે **અમર** છે: આ રીતે ઇનસાનનાં આકારની શરૂઆત **મચ્છ** કચ્છથી, દસ આકારમાં ઉપર સમજાવ્યું. તે મુજબ ખુદાનાં સાકારપણાનાં **દસ અવતારો** સમજવા જોઇએ. કારણ કે, હ૦ અલી ફરમાવે છે. કે, જો ખુદાને ઓળખવો હોય, તો પોતાને ઓળખો! એ રીતે પોતાની **ઓળખ** તેજ ખુદાની ઓળખ દલીલ છે. ખુદા **અસલ** છે: ત્યારે **ઇનસાન** તેની **નકલ** છે. ઇન્સાન અશરફ ફુલ **મખલુકાત** છે. અને ખુદા પણ **અશરફુલ ઇન્સાન** છે. જેને ઇમામ કહીએ છીયે. અને **ઇમામ** એ ખુદાનાં નુંર સ્વરૂપનું સાકારપણું છે. વેદ તેને પ્રભુનો **અવતાર** કહે છે. ત્યારે **ઇસ્લામ** તેને **ઇમામ** કહે છે. એ **ઇમામના** મુખ્ય સ્વરૂપ દસ તે **ઇશ્વરનાં દસ મુખ્ય અવતારો** મુજબ છે. **દસમું** સ્વરૂપ **અલી** છે. **અવલ** અલી, આખર અલી **બાતીન** અલી **જાહેર અલી** એ મુજબ **અલી** નામ ખુદાનુંજ માનવુ છે. કે, જે ખુદા દુનીયાની શરૂઆતમાં હતો, અને **સાકાર** સ્વરૂપમાં **ઇમામ** તરીકે, આ દુનીયામાં પ્રગટ થતો રહયો અને છેલ્લા (**દસમાં**) મુખ્ય સ્વરૂપ તરીકે **એ અલી** નામથીજ ઓળખાયો! અને દરેક **ઇમામ** એજ **અલીના નુર** તરીકે, કયામત સુધી જાહેર રહેશે અને આ દુનીયામાં શરૂઆતથી તે ઇન્સાન આકારમાં પોતાને **ઓળખવાની** રૂઢી મુખ્ય રાખી અને ઇન્સાનને બીજી માયાની ગુંચવણોમાંથી, પોતાને ઓળખનારને મુક્તી આપવી, એજ **તેનું કર્તવ્ય** છે. **પેગંબરો-**

તેનાં હુકમ મુજબ આ દુનીયામાં તેને ઓળખવાની વાત કરતા રહ્યા છે. એ સિવાય ખુદાએ એમ શું કામ કર્યું તેનો જવાબ એક બદની ગુંજાસની બાહેર છે. પેગંબરો પણ એ સવાલ પુછી શકતા નથી. કારણ કે, તે હુકમ કરનાર છે, અને ઈમામો તેજ ઇશ્વરી અવતારો છે. અને તે આ દુનીયામાં હીદાયતને વાસ્તે તેના રસ્તાની જરૂર હોવાથી, તેઓ ખુદઇ નુર તરીકે, પ્રગટ થતા રહયા છે.

તેઓનું બોલવું, ચાલવું, ઇબાદત છે. અને તેમનાં દીદાર કરવા, તે ઇમાનદારોની ઇબાદત છે.

---

**સવાલ ૩૩ મો.**

આપણે હિંદુ કે મુસલમાન? હિંદુ અને મુસલમાનમાં ફરક શું? મહાત્મા ગાંધીની રૂબરૂ તમોએ જણાવેલ કે "કલમેકા વિરૂદ રહે ઓર વેદ પે ધ્યાન રહે હમ અવસે સતપંથી હુએ ખોજે. ન હિદુ ન મુસલમાન રહે" એમ કહેલું છે તો એ હિસાબે તમો ન હિંદુ કે ન મુસલમાનોમાં ગણાઓ તો તમો કુરઆને શરીફ તથા હદીસોના પ્રમાણથી ઈમામે મોજુદની ઈમામત પ્રગટાવો છો, તો ઈમામતના વાસ્તે વેદમાંથી પણ પ્રમાણો આપો કે જેથી હિંદુઓ પણ ઈમામે મોજુદને માન્ય રાખે?

**જવાબ ૩૩ મો.**

દાના દોસ્ત જીમ, તમારો આ સવાલ મને આગલા સવાલો કરતાં ઘણોજ ગમ્યો. કારણ કે, આ સવાલમાં કોઇપણ ધર્મનાં પક્ષ-

પાત વગરની એટલે હીન્દુ કે મુસલમીનની પક્ષપાતી ખેંચતાણુથી નિરાળાપણું સમજવાનું છે.

આપે પુછ્યું કે, આપણે **હીન્દુ** કે, **મુસલમીન** અને હીન્દુ અને મુસલમાનમાં ફરક શું? તો એ બેમાંથી કહીશ કે, હીન્દુ અને મુસલમીન એમાં જે ફરક બેઉ પક્ષ માને છે, તે માત્ર મતવાદીયોનાં ઉભા કરેલા અથવા પોતાનેજ મોટા અથવા ભલા, ધર્મને બહાને ગણુવાના બહાના છે. કારણુ કે, ખુદા કે ઈશ્વર એકજ છે. તો તેની બનાવેલી મનુષ્ય સિવાયની બીજી ખલકત, પશુ, પક્ષી વિગેરેને આપણે હીન્દુ કે, મુસલમીન નાતથી છે. એમ કહેતા નથી. પણુ મનુષ્યોએ પોતાનાં અભીમાનપણુાથી આ માનીનતા ઉભી કરીને વરણુવી છે. અને **અકલ** ધરાવનારાઓની ઇલ્મ વગરની વિદ્વતાનું પરીણુામ છે.

કુરઆને શરીફમાં કે, વેદમાં હીન્દુ અને મુસલમીન એવો ભેદ નથી. માત્ર **યા અય્યો હુન્નાસ યા બની અદમ** એટલે હુ **મનુષ્યો** એવુંજ સંબોધન કરેલ છે. અને વેદમાં પણુ તેમજ છે. **અલહમ્દો ઇલ્લાહે રબ્બીલ અલમીન**, એટલે વખાણુને પાત્ર અલ્લાહ છે તે તમામ દુનીયાને પાળનાર છે. અહીં પણુ આખી દુનીયાનાં પ્રાણીયોનોજ સમાવેશ છે.

આવીજ રીતે મઉલાના હાફીઝ પણુ એમજ સુંએધે છે. **"બની આદમ અઝ આજાયે યક દીગરન્દ."**

એટલે મનુષ્ય માત્ર એકજ શરીરનાં અવયવો છે.

વળી કવિ દલપતરામે પણુ કહ્યું છે કે:—

ભલે હોય; હીન્દુ ચિના કે યહુદી,
નથી જન્મ કે, મોતની રીત જુદી;
જુદા કયાં જશો ગોળો ગુંથાણો,
તમો મિત્ર મારા વૃથા વાદ તાણો.

આ હીસાબે એજ સિદ્ધ છે કે, હીન્દુ કે, મુસલમીન યહુદી કે, પારસી કે, નસારા એ બધાં મનુષ્યોએ પોત પોતાનાં મતમતાતર વડે, પાડેલાં નામો છે. અને જે એક ખુદા, વહદહુને માનનારા હોઈ તેનાજ બંદા છે. અને મનુષ્ય જાતી એકજ છે. એ સિવાય જાતી ભેદ ખરી સમજ નજીક નકામો છે. અને આ રીતે હીન્દુ કે, મુસલમીનમાં ઈન્સાન જાતી તરીકે કંઈ ફરક નથી. કારણ કે, શરીરનાં અવયવો જે ખુદાએ રચ્યા છે, તેમાં કંઇપણ ફરક કરયો નથી.

ત્યારે હીન્દુ કે, મુસલમીન એવા પક્ષપાતી નામ ધર્મના નામે પાડેલાં છે. પણ ખરી રીતે ધર્મનાં ને તેઓનાં નામે તે કહેવા તદન ગલત છે.

કારણ કે, હીન્દુ, મુસલમીન એ એક મોઢાંનાં દેખાવ અને પહેરવેશ ઉપરથી પાડેલ નામ છે. પણ આત્મા ( રૂહ ) ને હીન્દુ કે, મુસલમીનપણું કહેવાય નહી પણ હાલ અત્યારે વેદોની પવીત્રતા અને કુરઆને શરીફની પવિત્રતા એક બીજાઓ વરણવીને વેદને કે, કુરઆનને ન છાજે, તેવી રીતે વિરૂધતા દેખાડે છે. તેનાં કારણમાં ખરૂં એ છે કે, વેદનું ચલણ બંધ થયું છે, પણ તે વેદનાંજ પ્રોગ્રામ મુજબ ચોથા વેદ અથર્વ ( ફુરકાન ) નું ચલણ છે. અને ઉતરોતર જે વેદનું ચલણ હોય, તેનાં કરતાં ગુરૂનાં હુકમ મુજબ વરતવું જોઈએ. અને તેનાં મંત્રનો ઉપયોગ થવો જોઈએ. આ હીસાબે હીન્દુપણું

અથવા વેદની માનીનતા તે પ્રાચીન હીન્દુપણું અને અરવાચીન વેદ તે ઈસલામ અને જેના મહાન ગુરૂ હ૦ મોહમદ મુસ્તફા અને અથર્વ વેદનાં મંત્ર લા ઈલાહા ઈલલ્લાહુ મોહમદ રસુલીલ્લાહ આખી દુનીયામાં પ્રવૃતિ રહયો છે. પરંતુ અત્યંત દીલગીરી એ છે. કે, મુસલમીનો પોતાની વડાઇ ઇસલામના નામે હીન્દુને કાફર કહેવામાંજ માને છે, તે છે. નહી તો, ખરી રીતે જ મુસાઇ, ઇસાઇની મનસુખ (કિતાબ) અને ચલણુ માને છે, તેમ હીન્દુપણું મનસુખ માનવું જોઇએ. પણ ઇસલામની ઉતાવળી તાલીમનાં લીધે "રદ હીન્દી અને વેદ જુઠા," પુરાણ ગપોડાં, ને હીન્દુઓ કાફર આવા આવા ન છાજતાં વિશેશણોથી ઇસલામની તાલીમની વિરૂધ વરતન થઇ રહ્યું છે. અને તેમાં એકજ ખરો વાંધો એ છે કે, ઇસલામીયો જમાનાના ઈમામને તાબે રહી, વરતતા નથી. અને મુળથીજ પેગંબર સાહેબની પછી કુરઆન સાથે ઈમામ તરીકે હ૦ અલી અને તેનાં વંશોનોનાં તાબે રહી, ઈસલામની તાલીમ લીધી નહી. અને એકલાં કુરઆને શરીફ ઉપર હદીસુસ સકલઇન અને ઉલુલ અમ્ર એટલે હુકમ કરનાર ઇમામે મોબીન એટલે જાહેર ઇમામની બઇયત વગર ઈસલામનાં આડમ્બરથી આ એક પધતિ પુરવકની વાતોમાં ખામી રહી ગઇ છે. અને તેથી હીન્દુ અને મુસલમીન એવા પક્ષપાત આપસમાં ધારમીક મતભેદ પડી ગયો છે.

પણ આવી સત્ય તાલીમ ઈમામે ગેબની માનીનતા રહીત ઈમામે મોજુદની વંશમાની સીધી નર નસલે ચાલી આવતી જાફર સાદિક પછી શાહ ઇશમાઈલથી આગાખાન સુધી થયેલા ઈમામો પૈકી સાહ ઈશલામ શાહનાં વખતથી હીન્દ ખાતેની ધારમીક અઇકતા સતગુર નુર, પીર સમસ તબરેઝ, પીર સદરદીન અને

પીર હસન કબીરદીન તથા તાજદીન, જેવા જે ઇમામતની મસનદ પર બિરાજનારા મોજુદ ઈમામોનાં હુકમ વડે તાલીમ આપતા રહ્યા. અને તેથી માત્ર ખોજા મુમનાં અને બીજી ગુપતી જમાતો ઉભી થઇ તે હીન્દુ મુસલમીનની ભાવના કે, મતભેદ વગર અઈક્યાતાની તાલીમ પામ્યા. અને આજે હીન્દુ અને મુસલમીનપણાનો અભેદ માર્ગ માત્ર તેઓમાંજ નીભ્યો છે. પણ કૃષ્ણ પછીના હીન્દુઓ અવતારની ગેર હાજરીનાં લીધે અને મુસલમાનો ઈમામની તાબેદારી વગર જુદાજ ગણાવા લાગ્યા પણ ખરી રીતે જોતાં, હીન્દુ જે મુખ્ય દસ અવતારોને સનાતન ધર્મ મુજબ માને છે, તેમાં તેઓ શ્રી કૃષ્ણ પછીનાં બુધ અને નકલંક બે અવતારોને કળીયુગ છતાં માનતાં કે, શોધતાં નથી. એ તેમની ધારમીક ભુલ છે. અને તે ભુલનું સાધન હઝરત આદમથી બુધ અવતાર શરૂ ગણાતા તે નવમાં અને હ૦ અલી દસમા નકલંક અવતારની અને અલીથી આગાખાન સુધા નકલંક અવતારનાં પાત્રો અને બુધ આદમથી અલી સુધી બુધ અવતારનાં પાત્રો અગાઉનાં અવતારો માફક થતાં રહ્યાં છે. તેમનેજ વશ વરતીને ધર્મ પાળવાની ફરજ છે. જે અલી પછીથી મુસા કાઝીમનાં ઈશના-અશરી સુધી અટકેલા વંશ ઇમામતના અને તે પછી ગર્ભ ઇમા-મની ઇસલામી ધોરણને નવા ઉત્પન કરેલી તાલીમમાં ખરાપણું ન હોવાથી તથા સુન્નત જમાતનાં આલેમો ઈમામ વગરની તાલીમથી તે સમજી શકયા નહી તેમ બીજાને સમજાવી એક ખુદાની ધારમીક સચાઇ બતાવવાને બદલે ઇસલામની તાલીમનાં ધરમને હલકો ગણી ઇસલામનીજ મહત્તા ઘટાડી નાખવાનાં ભયંકર કૃત્યો આદરયા ત્યારે એજ ખુદાની અને રસુલની મહત્તા સાથે ઇસલામની ફઝીલત વેદ અને સનાતન ધરમની બાકી રહેલી તાલીમનાં ધોરણે ખરા ખુદાઇ મારગની હીન્દુ મુસલમીન પક્ષપાત વગરની તાલીમ દસમાઇલી પીરોએ

સતપંથ (ખરા રસ્તા) એ નામે બતાવી અને આજે એનો મહાન પ્રભાવ અને સત્ય રોશની હીન્દુ મુસલમીન ધર્મના વચ્ચે એક સ્થંભ તરીકે પ્રગટ કરતી રહી છે. જ્યારે આજે હીન્દુપણાની અટકેલી માનીનતા અને મુસલ્લમીનોની ઇમામની તાબેદારી વગરની ઇમાનદારી શીથલ થઇ ગઇ છે. અને તેથીજ શિયા કહેવાયા છતાં ઇમામતનાં ધોરણને પાછળનાં નવા ઉભા થયેલા રૂહને લીધે તમો સાહેબ પણ એક વિદ્વાન હોવા છતાં આ ૩૩ માં સવાલમાં પુછો :છો કે, આપણે હીન્દુ કે મુસલમાન? પણ કેમ નથી જાણતા કે, આપણે હીન્દુ મુસલ્લમીન કરતાં એકજ ખુદાનાં સરખા બંદા છીએ. હીન્દુ તરીકે કંઇ ઓછું નથી. તેમ મુસલમીનપણા તરીકે કંઈ વિશેષ નથી. પણ તમોને જે તાલીમ ઈમામે મોજુદ વગર મળી છે અથવા ઇમામતની અલામતની ખરી પિછાન વગર ઈમામે મોજુદની મળેલી તાલીમ વગર ઇસલામીની પેઠે માનવાની ઉતાવળ કરી તેને પરીણામે આજે તમારી દ્રષ્ટિમાં ભેદ સમાયો છે. મઉલાના રૂમ ફરમાવે છે. કેઃ–

પાક કુન દુ ચશ્મરા અઝ મુએ આઇબ,
તા બબીની બાગે સરવસ્તાને ગઇબ.

એટલે–તું તારી જ્ઞાન ચક્ષુમાં અવગુણ જોવારૂપી વ્હેમનો વાળ છે. તે દુર કર તો તને વગર ભેદની ખુદાઇ અજબ કારીગરીનો બગીચો નજરે પડશે.

હીન્દુ શાસ્ત્રમાં પણ એજ તાલીમ છે કેઃ-

શ્લોક–જન્મના જાયતે શુદ્રો, વ્રત બંધા દ્વિજોચ્યતે,
વેદા દયયને ભવેત વિપ્રો, બ્રહ્મં જાનાતિ બ્રાહ્મણઃ

એટલે-જન્મથી બધા શુદ્ર છે. જનોઇ પહેરીને દ્વિજ બને છે. વેદ પઢીને વિપ્ર કહેવાય છે. પણ બ્રહ્મને જે ઓળખે તેજ બ્રાહ્મણ.

આ રીતે હીન્દુ ધર્મમાં વરણાશ્રમ જેને તેઓ જુદા જુદા ફાંટામાં વળગી રહ્યા છે. તેનો નિશેધ છે અને કહે છે કે, બ્રાહ્મણનો દીકરો તે બ્રાહ્મણ માને છે તે ખોટું છે. પણ જે ખુદાની માઅરેફત રાખે. તેજ બ્રાહ્મણ.

વળી જેમ ઇસલામમાં કહ્યું છે કે, ઇમામની બઇયત વગર ખુદાઇ રસ્તો સમજાતો નથી. તેવીજ રીતે હીન્દુ શાસ્ત્રમાં પણ છે.

શ્લોક—કેવળં શાસ્ત્ર મુદસ્ય, નહી કર્તવ્યો હી નીર્ણય
યુક્તી હીને વિચારે તુ ધર્મ નાશઃ પ્રજાયતે

એટલે—કેવળ શાસ્ત્રમાં લખેલું છે. તેથી કોઇ સિધાંતનો નિર્ણય થતો નથી, કારણ કે, શાસ્ત્રમાં જે વચન છે. તે યુક્તી વગરનો વિચાર માની લેવાથી ધર્મનો નાશ થાય છે. અને તેથી અજીજ્ઞાસુ ગુરૂ મુની સુપાત્ર જોતં એટલે જે જાણતો નથી તેણે ગુરૂ કનેથી શિખવું જોઇએ.

આ રીતે ખુદાઇની આગલી તાલીમ હીન્દુપણામાં અને છેલ્લી તાલીમ ઇસલામમાં ગુરૂ પાસેથી જ્ઞાન મેળવવાની વાતો છે. માત્ર સમયનાંજ ફેરફાર છે. અને તેની ખરી સમજણ લેવા જો હીન્દુઓ કોશેશ કરે. તો યહુદી ઇસાઇયો માફક બધા ઇસ્લામની તાલીમનેજ આધીન થાય. અને ઇસલામીયો જો ઇમામની બઇયત કરે અને તેના હુકમ મુજબ વરતે તો ઇસાઇ યહુદી અને ગણાતા હીન્દુની ઇન્જીલ, જબુર, તોરાત, અને આગલા વેદોની તાલીમનો અને સમય સમજી અને તેને અત્યારે રદ છે કે જુદા છે, એમ નહી પણ મનસુખ થયલાં સમજે અને આ રીતે મીં જીમ, તમો સમજ્યા હશો

કે, આપણે હીન્દુ કે, મુસલમીન એકેમાં પક્ષપાત અને ખુદાઈ અવતાર કે, જેને ઈમામ કહે છે તેની બઇયત કરવા વગર છે. એમ જાણુશે. અને આપણે મુસલમીન નહી, પણ મોનીન છીએ. એમ જાણુશે. કારણ કે, ખુદા રસુલ અને કુરઆન તથા નમાજ રોઝા વિગેરે જાણનારનું હુકમ ઈમામની બઇયત વગર જાહેલીયત છે એ હદીસ છે. ત્યારે આગલા જમાનામાં લોકો તરીકે હીન્દુ યહુદી અને ઈસાઈની પણ એજ હાલત છે. ત્યારે મોમીન તરીકે આપણે મોજુદ ઈમામની બઈયત કરવી જોઈએ, અને હીન્દુ અને મુસલમીનના દાવા કરતાં તે વધુ બહેતર છે, એમ સમજશો. અને હીન્દુ મુસલમીન એ પક્ષપાત છે. અને તેના દાવા કરતાં મોમીનનાં દાવામાં શું ઉત્તમતા છે તે જાણુશો. અને આ વાતોજ મેં મહાત્મા ગાંધી રૂબરૂ કરી હતી. અને ખુદાઈ ધર્મની એકતા સમજ્યા પછી પણ તેણે આગાખાની ધર્મ પાળનારાએને માટે મત ભેદ દુર કરીને પોતાના સત્ય રહસ્યને જાહેર કરયું હતું.

મી૦ જીમ, સત્ય રહસ્ય તો, મહાત્મા ગાંધીનુંજ મને લાગ્યું કે, જેણે એક માનેલા વિરોધની પોકળ બાજુ જાણ્યા પછી લગભગ છઠ્ઠો પોતાનાં બોલાવેલા હીન્દુ ધર્મવાળાઓ સમક્ષ ખુદાઈ રસ્તાની અદ્ધિકયતા માટે ખરૂં કહ્યું છે.

મી૦ જીમ, તમારા આ સવાલની માફક હીન્દુસ્થાન પત્રમાં આવેલા રિપોર્ટ ઉપરથી મુંબઇમાં બે મેમણ ભાઇયો મને ઠપકો દેવા આવ્યા કે, તમે લોકો કેવા કેવા રીતના લગાડો છો, ને નામદાર આગાખાન સાહેબના ઇસલામનો સેવાએ ઢાંકી દયો છો ને કહો છો કે, અમો હીન્દુ તો નહી, પણ મુસલમીનનાં દાયરામાંથી નીકળી જાઓ છો ને કહો છો કે, અમે આગાખાનીયો મુસલમાન પણ નહી.

આ ઉપરથી મેં તેઓ ભાઈયોને તેમની ભલી લાગણીની કદર કરીને જવાબ આપ્યો હતો કે, આપ સાહેબ કુરઆને શરીફની આ એક આયાત જાણો છો કે, ખુદાએ ફરમાવ્યું છે. કેઃ-

અલ્લા હુમ મગફરેલીલ મોઅમેનીન વલ મોઅઝી
નાત મુસલેમીન વલ મુસલેમાત.

એટલે-હે ખુદા તું મુસલમીન શખશો અને મુસલમાન ઓરતોને અને મોમીન શખશો. અને મોમીન ઓરતોને માફ કર.

તે બે સાહેબોમાંથી એક સાહેબે એ આયાત પોતે પઢી પુરી કીધી હતી અને તેનો અર્થ ઉપર મુજબ કરયો હતો.

તે પછી મેં પુછ્યું હતું. કે, અંહી મુસલમીન અને મોમીન એ બેમાં ભેદ શું કામ પાડે છે? તે સમજાવશો?

તેમણે કહ્યું કે, તેથી તમારો શું મતલબ છે ત્યારે મ્હેં ઉપલી આયત મુજબ મુસલમીન અને મોમીન બે ટોળાં છે, તો અમો આગાખાનીઓ, એ હીસાબે મુસલમીન નથી.

તેઓએ કહ્યું કે, જો તમે મુસલમીન નથી. તો તમે કોણ છો? મેં કહ્યું કે, અમો **મોમીન** છીએ.

તેમણે કહ્યું કે, મુસલમીન અને મોમીનમાં ફરક શું?

ત્યારે મેં કહ્યું કે, ખુદા રસુલ અને કુરઆનની તાલીમ પ્રમાણે ચાલનાર મુસલમીન છે, પણ અમો હ૦ **અલી** અને તેના વંશપરંપરા હાલના ના૦ આગાખાને ઈમામ માનીયે છીએ, અને તેની બઈઅત કરીયે છીએ. તેથી અમો મોમીન છીએ. અને આ હિસાબે હીન્દુઓ

દમ અવતાર નકલંક નામે **અલી** અને તેના પાત્રો તરીકે તેના ઉતરી આવનારનેજ માનવાની ફરજ છે. આ ખુલાસા ઉપરથી, તે ઉશ્કેરાયલા પણ ભલા દીલનાં સમજુ મેમણ ભાઇએ શાંત થઇને સુચના કરી કે, ત્યારે તમો આવો ખુલાસો કેમ નથી જાહેરમાં મુકતા? કારણ કે, આ તમારો ખુલાસો ઈસલામ મુજબનો છે.

તે વખતે મ્હેં તેમની આ સુચનાનો સ્વિકાર કરતાં જણાવ્યું હતું કે, મહાત્મા ગાંધી સાથેની મારી વાતચિત માત્ર સનાતન ધર્મ મુજબ ઇસલામપણ વેદ મુજબ છે અને ચોથા જુગ કળીયુગનાં ગુરૂ હઝરત પેંગમ્બર સાહેબ અને તેનો મંત્ર તે પવિત્ર કલમો છે. અને તેથીજ મ્હેં કહ્યું હતું. કેઃ-

કલેમા વિરદે રહે, અઉર વેદપે ધ્યાન રહે,
હમ સતપંથી હયે ખોજે, નહીન્દુ ન મુસલ્લમાન રહે.

આ વાતચીત ઉપરથી તેઓ સાહેબ એક મિત્ર તરીકે રોકાયા. અને તેમનાં કેટલાક સનમાન પછી મુલાકાતમાં આવતા રહેવાની પોતાની ખાહેશ દેખાડી મારા ઉપર ઉપકાર કરયો.

બિરાદર જીમ, તમારા સવાલનો બધો મતલબ અહીં ખુલ્લો થાય છે. અને મહાત્મા ગાંધી સનાતની, અને મેમણભાઈ એક ઇસલામી તરીકે બેઉ અમારા સતપંથના સાહેબ નામદાર આગાખાનની ઇમામત અને હીન્દુ મુસલમીન પક્ષપાત વગરની એકય તાલીમથી સંતોષ પામ્યા. પણ તમો સાહેબ કઇ સ્થીતિમાં છો? તે તો તમે આ જવાબ વાંચ્યા પછી જે પ્રગટ કરો તે ખરૂં.



## સવાલ ૩૪ મો.

**ન હિંદુ કે ન મુસલમાન એવા ફીરકાને બીજા ઈસ્લામી ફીરકાઓ ઈસ્લામની એક શાખા તરીકે માન્ય રાખે છે કે નહિં? અગર રાખતા હોય તો તેના પ્રમાણો આપો?**

## જવાબ ૩૪ મો.

મી૰ જેમ ઉપલા ૩૩ માં સવાલનાં જવાબમાંજ તમારા આ જવાબનો મતલબ સ્પષ્ટ છે અને તેથી પુનરૂક્તિ કરવાથી તમો કંટાળશો, મારી તો ફરજ છે કે, આ સવાલનો જવાબ તમોને તેના સવાલની પદ્ધતી મુજબ આપું. કારણ કે, કંઈને કંઈ નવા મુદ્દામાં લખાશે. તોપણ સત્ય ધરતાની ખુબી તરીકે જણાવાશે અને તેટલા ખાતર જણાવીશ કે ન હીન્દુ કે, મુસલમીન એવા સાચા ખુદાઈ ધરતા સતપંથને હીન્દુ પણ કબુલ રાખે છે કારણ કે, તેમાં વેદની તાલીમ અને સનાતન ધર્મનું બાકીનું સમયાનુસાર શિક્ષણ છે. અને ઈસલામી ફીરકાઓ પણ એટલા માટે કબુલ રાખે છે કે, ઈસલામની મર્યાદા વિશાળ છે. અને ફકત લા ઈલાહા ઈલલલાહ અને મહમદ રસુલીલલાના પવિત્ર કલમાને કબુલ રાખનારને ઈસલામના દાયરાની બહાર કાઢી શકાય નહીં. અને અમો સતપંથીઓ સદરહુ કલમો બરાબર અમારા એકીનથી પઢીએ છીએ. અને તેથી હાલના ધોરણ મુજબ અમારા ફીરકાને શિયા ઈમામી ફીરકાની સંખ્યામાં ગણવાની ફરજ સમજે છે. મુંબઈમાં ઈ. સ. ૧૯૦૩માં જ્યારે આર્ય સમાજી પંડિત રાવા કાણે આગાખાન ધર્મપર વિરૂધ્ધતા કરી, ત્યારે મુંબઈની અંજુમને જીયાઉલ ઈસલામનાં હમદર્દ સાહેબોએજ એક ફીરકા તરીકેનો સવાલ પેશ કર્યો હતો, આ રીતે ઈસલામીઓ પણ

ઇસમાઇલી આગાખાનીની માનીનતાને એક ઇસલામની સાખા અને ફીરકો માને છે. નાo આગાખાન માટે કેટલાક ( છુપા મુરખોએ ) ઇરાન અને તુરકસ્તાન તથા અરબસ્તાનમાં શેખુલ ઇસલામ અને મુગ્રત-હેદોનાં વગર સનદાનાં નામનાં ઓઠા તરીકે કાફરનો ફતવો જાહેર કરયો, ત્યારે પણ અમૃતસરનાં વકીલ ઉરદુ પત્રે, તેનો જે ભાંડો ફોડયો હતો. તેમાં પણ એવો ફતવો આપનારાઓનાં ભોપાળાં ખોલ્યાં હતાં, અને નાo આગાખાનનાં વડવાઓ જેણે મિસરની ખીલાફત ૩૦૦ ) ત્રણુસો વરસ સુધી ભોગવી હતી. તે વખતે પણ હાલની માનીનતા હોવા બાબત અને ઇસલાલામાગો એ તકરીર નહી કરવા બાબત જાહેર રીતે ઉલ્લેખ કરયો હતો. તેમાં પણ ઇસલામી આગાખાની ફીરકાને ખુલી રીતે ઇસલામનો ફીરકો જણાવીને, તેના વિરોધી થનારાઓની સખત ઝાટકણી કાઢી હતી. આ દાવા સમાન દલીલો છતાં જો તમારી જાણમાં ન આવી ન હોય, તો ફીતુરી ફતવાને ફટકો એ વિષયપર મીo કાબાની જ્યાં દરાજીપર વિવેચન કરયું છે, તેમાં મજકુર ઉરદુ વકીલ પત્રની સનદ વાર નોંધ પણ આપેલી છે તે વાંચી વાકેફ થશો અને સમજશો કે, ઇસમાઇલી આગાખાનની માનીનતાં પણ એક ઇસલામની શાખા છે. અને તેને માનનારાઓ ખોજાઓજ નહી. પણ અરબસ્તાન મિસર અને અફઘાનીસ્તાન વિગેરે દેશોમાં રહેનારા મુસલમાનો પુષ્કળ સંખ્યામાં છે. અને જો ખરૂં કહું, તો ખરા મુસલમાનોજ ઇસમાઇલી આગાખાનીગો છે. કારણ કે, હo અલીથી આજ સુધી ઉલુલ અમ્ર મીનકુમ એ કુરઆને શરીફનાં વાકય મુજબ હુકમ કરનાર અને મોજુદ ઇમામની બઇયત લેનાર માત્ર ઇસમાઇલીયો સિવાય બીજા કોઇ નથી. કે, જે મુજબ ઇમામની બઇયત કરવા વગરનાંઓને ઇસલામીનો દાવો, શિયા સુન્ની આલેમો કબુલ કરે છે. તે હદીસ મુજબ જાહેલનાં મોતે મરનાર મુસલમીન

જેવો ગણાય. અને આ રીતે ઇસમાઈલી આગાખાની જમાઅત ખરી મુસલમીન એટલે મોમીન કહી શકાય. અને તેની રીતે બીજા મુસલમીનો જેઓ, પોતાને મળેલી તાલીમ વડે, **અલી**ની નસલ સિવાયનાઓને પણ **ઈમામ** માને છે. અને તેની બઇયત કરે છે. પરંતુ તેઓની બઇયત હયાત અને હુકમ કરનાર **ઇમામ** તરીકે હોય છે. પણ બીરાદર જીમ, જેઓ ઇમામે ગેબ માને છે. જેને માટે **કુરઆને શરીફ**માં ગવાહી નથી. તેવા **ઈમામ હુકમ** કરનારને કહી શકાય નહી. તેમજ **ઈમામે મોબીન** એટલે **જાહેર ઈમામ** ન કહેવાય, તેવી માનીનતાની સરસાઇમાં મુજતેહેદો જેને **નાયબે ઇયામ** કહે છે. તેના હુકમ પ્રમાણે વરતે છે. તેઓ ઇસલામ મુજબ નથી એમ કહેવાને અહીં જગા છે. કારણ કે, જે મુજતેહેદ અત્યારે ચાલુ છે, અને જેનાં સુકમ મુજબ વરતે છે, તે **ઈમામનો** હુકમથી વરતે છે, એમ સાબેત નહી શકે, કારણ કે, પહેલે તેને, **નાયબે ઈમામ** કહેવું તેજ ખોટું છે. **નાયબે ઈમામ** તો તેને કહેવાય કે, જે **ઇમામ**નાં પ્રતિનીધી તરીકે હોય, અને ઇમામે મોકલ્યો હોય, અથવા મુકરર કરયો હોય, પણ આ મુજતહેદો તો **ઇનાશઅશરી** આલેમો ચુંટી કહાડે છે. માટે તે આલેમોનો પ્રતિનીધી કહેવાય, અને મુજતહેદની આલેમોની ચુંટણીની રૂઢી એકમતી કે, બહુમતીવાળી હોય,

તો પણ જો ચુંટણીથી **નાયબ ઇમામ** મુકરર કરેલો હોય, તે જમાઅતની માનીનતા મુજબ **હ૦ અબુબકર હ૦ ઉમર** અને **હ૦ ઉસમાન**ની ખલીફા તરીકે થયેલી ચુંટણીને વાજબી ઠરાવે છે, અને એ રીતે **ઇશનાઅરી**ના પુરઓદીનના તબરરાનો મકસદ ઉંધો વળે છે. તેનો નિર્ણય કરતાં ઇસલામના કયા ફીરકામાં ગણત્રી રહેવી મુશકેલ છે. અને એ હીસાબે જો તમે જરા પ્રમાણીકપણે અમારી માનીનતાનું

ધોરણ વિચારશો તો, **હ૦ અલી** પછીથી **ઈમામ જાફરે સાદેક** એમ ઈમામત એક પછી એક સપુરદ થતી આવી, તેજ મુજબ **જાફરે સાદેક** પછીથી આજના **આગાખાન** સુધી એક પછી એક, એજ **હ૦ અલી**ની નસલમાંજ ઇમામત સોંપાતી આવી છે. તો અહીં **શિયા** ફીરકા તરીકેનો અમારો દાવો ખરો છે. પણ ઇશ્નાશરી ફીરકામાં **જાફરેસાદેક** પછી હસન અસ્કરી સુધી ઈમામત એક પછી એક સપુરદ થતી રહી, પણ બારમાને ગઈબ માનતાં આજ સુધી અટકી પડેલી રૂઢીનો, **શિયા**નો દાવો અમારા કરતાં ફેરફારવાળો અથવા **અશ**-કય છે અને તમારો આ સવાલ અમો **ઈશનાઅશરી** ભાઈયોને પુછી શકાય કે **શિયાઓ હ૦ અલી**ની નસલે એક પછી એક **ઈમામ** કયામત સુધી માનતા રહેશે, પણ તમો અટકેલાઓ કયા ફીરકામાં છો તે જણાવશો ? કારણ કે શરૂઆત ચુંટણીનાં ધોરણ માટે **સુન્ની** ભાઇયેથી જુદા પડયા અને પાછળથી વળી પાછું ચુંટણીનું ધોરણ ઈમામતની ગાદીના ધણી માટે ચાલુ કરયું. તો એક વખત જેની વિરૂધતા તેની બીજી વખત પસંદગી એ કયા પ્રકારનો **ઈસલામ** અથવા ઈસલામનો ફીરકો **શિયા કે સુન્ની** આતો મારી હાલત, જેવી તમારા ટોળાની હાલત થઇ. અથવા ખોજા કોમ જેવી થઇ કે, આપણા બાપ દાદા જે આગાખાનના દરશ માટે તલપતા તેના માટે તેના સુધારક પુત્રોમાંના કેટલાકોએ અભાવ દેખાડી ફરી ગયા. અથવા હુંજ પોતે પહેલાં તેવા સુધારકના ડોળમાં ના૦ આગાખાનની ઇમામતની વિરૂધતા ધરાવતો તે આજ (જો કબુલ થાય તો) તન મનથી એમનાં ગુલામનો

પણ ગુલામ થવા ભાગ્યશાળી માનું છું. બીરાદર જીમ, ઇસ્માઇલી આગાખાનીયોને તો ઇસ્લામનો ફીરકો સુન્નત જમાઅતનાં આલેમો પણ સ્વિકાર કરે છે, તે ઉપર બતાવી ગયો પણ તમો બતાવશો કે ઇમામની બઇયતની રૂઢીમાં ફેરફાર કરનારા ઇશનાઅશરી બીરાદરોની કયા ફીરકામાં ગણત્રી થઇ શકે? શિયા કે સુન્ની, ઉપરાંત શું કોઇ બીજો ફીરકો છે?

---

## સવાલ ૩૫ મો.

કુરઆને શરીફમાં સુરે કુલહો વલ્લાહ છે, કે જે સુરાને સર્વે મુસલમાનો પડે છે, અને તેમાં ખુદા નથી કોઇને જન્મ આપતો, નથી કોઇના પેટે જન્મ લેતો—એ પ્રમાણે છે તે તમારે માન્ય છે કે નહિં? અગર તે તમારે માન્ય ન હોયે તો તેના પ્રમાણો જાહેરમાં લાવો.

## જવાબ ૩૫ મો.

કુરઆને શરીફમાં સુરે કુલહો વલ્લાહ છે, અને તેમાં ખુદા કોઇને જન્મ આપતો નથી, તેમ કોઇનાં પેટે જન્મ લેતો નથી, એ પ્રમાણે છે તે અમોને માન્ય છે કારણ કે અમો ઇમામોને ખુદા માનીયે છીએ, અને તે તમારી નજરમાં ઇમામો મનુષ્યનાં રૂપમાં છે. તો પછી મનુષ્ય તો જન્મ લે છે. તેથી તમારી માનીનતા પ્રમાણે માના પેટથી જન્મ લેનાર ઇમામ હોવાથી, તેને ખુદા કહી શકાય નહી. પણ બીરાદર, અમો ઇમામનાં મનુષ્યનાં આકારને ખુદા કહેતા નથી, મનુષ્યનાં

આકારને ખુદા કહેવું અમો બુત પરસ્તી ગણીએ છીએ. પણ ઈમામનાં મનુષ્યાકારમાં જે ખુદાઈ નુર છે, (કુલ્લે ઇસલામી તાલીમ પોતાનાં સત્ય એતેકાદ મુજબ માને છે) એ ખુદાઇ નુરનેજ અમો અલ્લાહ માનીયે છીએ. અને એ નુર કાંઇ માના પેટથી અવતરતું નથી. કારણ કે ઈમામ જન્મથી હોતા નથી, પણ મનુષ્ય તરીકે જન્મયા પછી નુર સોંપાય છે દાખલા તરીકે એક રાજાનો છોકરો રાજા તરીકે કયારે થાય છે? તે વિચારો તો સમજાશે કે રાજાને ઘેર જ્યારે છોકરો જન્મે છે, ત્યારે રાજ કુંવર કહેવાય છે કે, જન્મયા પછી? જો રાજાને એકજ છોકરો હોય તોપણ તેને પાટવી કુંવર કહેવાય છે, પણ રાજાની હયાતીમાં અથવા ગાદી ઉપર રાજપદ રીવાજ મુજબ જ્યાં સુધી ધારણ ન કરાવાય, ત્યાં સુધી તે રાજા તરીકે કહેવાય નહીં. અને એ રીતે એક રાજા પણ રાજા તરીકે જન્મતો નથી, પણ જન્મ્યા પછી બીજા સંજોગો અનુકુળતાં પછી તે ગાદી ઉપર રાજા તરીકે આવે છે, અને તેવીજ રીતે ઈમામ પણ ખુદાઈ નુર જન્મયા પછીજ મેળવે છે, અને ત્યારેજ ઇમામ કહેવાય છે અને તેને પછી તેના માનનારાઓ જેઓ સનાખત ધરાવે, તેજ તેને ખુદા તરીકે ઓળખે છે, બાકીનાં ઈમામ, રહેબર ગણી તેની બઇયત લીયે છે.

અહીં ઈમામની દલીલ ખુદાનાં નુરથી સમજાય છે. પણ કુરઆને શરીફમાં ખુદા ફરમાવે છે કે "અલ્લાહો નુરૂશ સમાવતો વલ અર્ઝ" એટલે જમીન અને આસમાનનું નુર તેજ અલ્લાહ. અને ઇનસાન અશરફુલ મખુલુકાત છે, એટલે બીજી બધી મખલુક કરતાં મનુષ્યની બુઝુરગી છે, અને ઇમામ તે અશરફુલ ઇનસાન એટલે બધા મનુષ્ય કરતાં ઈમામ બુઝુરગીવાળો હોય છે. બીરાદર જીમ, તમોને કદાચ આ પ્રશ્ન ન ઉકલતો હોય, તો વધુ ખુલાસો કરીશ કે, સુરે કુલહો

વલ્લાહુનો સુરો આખો આ નીચે તેની માયના સાથે આપું છું. કે:—

કુલહો વલ્લાહો અહદ—કહે કે અલ્લાહ એકજ છે
અલ્લા હુસસમદ—અલ્લાહ સ્વતંત્ર છે

લમયલિદ—તે કોઇથી જન્મતો નથી
વલમયુલદ—તેનાથી કોઇ જન્મતુ નથી

વલમયકુલલકુ કોકોવન અહદ—અને તે એવો એક છે, કે તેના જેવો બીજો નથી.

આ હીસાબે ખુદાનો સિફત આ સુરામાં ત્રણ મુખ્ય છે, કે ખુદા એકજ છે, તે અવતરતો નથી, તેમ તેના જેવો બીજો કોઇ નથી.

તો આ ખુદાની સિફત ઇમામમાં હોય છે, એટલે જે નુર અલીમાં હતું, તેજ નુર હુસેનમાં, અને ત્યાર પછી વંશાપરંપરા આજ સુધી છે. એવું નુરે ઇમામત બીજે ઠેકાણે મોજુદ નથી.

અહીં એક દાખલો આપી વધુ સ્પષ્ટ કરીશ કે:—

જેમ એક મકાનમાં તરેહવાર ફાનુસ ગોઠવ્યા છે, પણ દરરોજ એકજ ફાનુસમાં બતિ રાખવાનો નિયમ હોવાથી, જે બતિ પહેલે દિવસ જે ફાનુસમાં હતી, તેમાંથી બીજે દિવસે પ્રથમનો બતિ, બીજા ફાનુસમાં મુકી. અને ત્રીજે દિવસ પ્રથમનીજ બતિ, ત્રીજા પ્રકારનાં ફાનુસમાં ગોઠવી. ચોથે દિવસ પ્રથમનિજ બતિ, ચોથા રંગ રૂપનાં આકારવાળા ફાનુસમાં ગોઠવી. આ રીતે ફાનુસોનો આકાર જુદો જુદો હોય છે, અને ફાનુસ પણ જુદા જુદા હોય છે, પણ બતિ તો એકજ હોય છે, તે મુજબ ઇમામતનું નુર જુદા જુદા મનુષ્ય

સ્વરૂપમાં પોતાનો પ્રકાશ બતાવે છે, પણ તેથી કાંઇ બીજુ નુર છે એમ સાબેત નથી થતું. અને આ દલીલ માટે, જો વધુ ઇમાનદારીથી જોશું, તો જે ખુદાઈ નુર આદમમાં હતું, અને તેને સિઝદો ન કરવાથી **ઇબલીસ** રાન્ધો ગયો, તેજ નુર **શીશ**માં હતું, તેજ નુર ક્રમવાર ૯૦ ઇબ્રાહીમમાં પ્રગટયું! અને તેજ ૯૦ ઇસમાઇલમાં થઇને ક્રમવાર ૯૦ અલીમાં ઝળકયું? અને તેજ નુર ૯૦ અલીથી ક્રમવાર હાલના નામદાર આગાખાનમાંજ મોજુદ ઇમામ તરીકે પ્રકાશે છે!! જેમ ૯૦ આદમથી અલી સુધી મનુષ્યકાર બદલતો રહયો, પણ નુર તો એકજ હતું, તેવીજ રીતે અલીથી આગાખાન સુધી તે એકજ નુર મોજુદ છે. તે કદી છુપ્યું નથી, તેમ છુપાવ્યું છુપતું નથી. એ નુર ક્યામત સુધી ઝળકતુંજ રહેશે, આ મારી દલીલનું મજબુત પ્રમાણ કુરઆને શરીફમાં સુરતન નુરની આયાત ૩૧-૩૨-૩૩ માં વાંચશો તો વિશ્વાસથી સમજાશે. અને આ રીતે ખુદાનું નુર જન્મ લીધા પછીજ બીજા મનુષ્યાકારમાં **ઇમામ** તરીકે પ્રકાશે છે. અને તેથી કુલ્લ હો વલ્લાહોના સુરામાં છે તે મુજબ અમો ખુદાઇ નુરને માના પેટથી જન્મ લે છે, તેમ કદી માનતા નથી.

હવે **ઇમામ** અને **ખુદા** એમાં એટલોજ શનાખતનો **અંતર** છે કે, ખુદાનું નુર જે મનુષ્યાકારમાં જલવાગર હોય, તે આકાર સમેતને **ઇમામ** કહીએ છીએ. અને તેથી ક્રમવાર **ઇમામ** ગણીએ છીએ, પણ **ઇમામ**ને જો ખુદા કહેવામાં આવે તો તેના મનુષ્યાકારનાં શરીરને નહી, પણ તેમાં જે નુરે **ઇમામ નિરંજન નિરાકાર** છે, તેનેજ કહીએ છીએ. અને આ ઉપરથી વધુ એમ પણ સમજવાનું છે કે, જેમ એક ફાનુસમાં બતી પ્રગટી હોય, પછી બીજા ફાનુસમાં મુકાય; ત્યારે પહેલા ફાનુસને કોઈ રીતે પુજ્ય ગણવું, એવો ઇતેકાને અમોઢ

બુત પરસ્તી સમજીએ છીએ, એટલે કે આજે મુસલમીન તરીકે જેઓ **પેગમ્બર અને** ઇમામોની દરગાહો કે રોજાની પરશતેશ કરે છે તેનાં અમો વીરોધી છીએ—

કારણ કે જીવ વગરના ખોલીયાંને કંઇ પણ કીંમતવાળું ગણવું તેજ **બુત પરસ્તી** અને જાહેલીયત છે, અને ઇસ્લામના શુધ સીધાંતની ઉંચા દરજ્જાની તાલીમ એજ છે. એમ છતાં પણ જે **મનુષ્યાકારમાં** નુરે ખુદા (ઇમામ) જલવાગર હોય છે. તેને ઇમામત વગરનાં મનુષ્યાકાર કરતાં શ્રેષ્ટ પુજ્ય એવી રીતે માનીયે છીએ કે, જેવી રીતે કે **ફાનુસમાં** બતી રોશન હોય, તે ફાનુસને પણ બીજા ખાલી ફાનુસો કરતાં કીમતી અને ઉપયોગી ગણાય, તેવી રીતે સમજીયે છીએ, પણ તેથી ફાનુસજ કીમતી છે, એમ માનતા નથી—હા—આ એક વિવેક છે કે, બનાવટી ફાનુંસોની સરસાઇમાં આ ઉપયોગી થયેલા **ફાનુસ** તરફ જેમ આપણી ગણત્રી હોય છે, તેવી રીતે **ઇમામત** પછીનાં **દેહને** તિરસ્કાર કરવું અયોગ્ય છે.—જેવી રીતે કુરઆનેશરીફમાં સુરે નુરમાં-ખુદા ફરમાવે છે કે-"મસલો નુરેહી કમિશકાતિન ફીહા મિસબાહુન અલ મિસબાહો ફી ઝાજાજતિન અઝ ઝોજા ફતોહા અન્નહા કવકબુન" એટલે—નુરે ખુદા (ઇમામનાં જીસ્મ રૂપી) રોશનદાનમાં છે. કે જેમાં દીવો રૂપી નુર છે. તે દીવા રૂપી નુર ધાબુંજ ચમકતું છે. તે દીવો ફાનસ રૂપી અલીની ઓલાદમાં બની ફાતમાઇ છે કે જે નીરમળ એટલે પવિત્ર છે. લાયકાતમાં ઝોહરા રૂપ છે.

મી૦ જીમ—આ સવાલના જવાબની વિશાળતાં બીજા પુષ્કળ દાખલાઓમાં કરેલી જે ગુણુગ્રા સમજી સકે છે, તેવી રીતે તમો આ મુદ્દાને ગ્રહણ કરનાર નિવડો અને **સુરે કુલહો વલ્લાહોનાં** સત્ય

સાર સાથે સુરે નુરનું રહસ્ય પણ સમજો, એમ મારા ખરા અંતકરણથી ચાહુ છું

અને સુચનાં કરૂં છું કે—આદમના અંદર ખુદાઇનુંર ફુંકયા પછી તેને મનુષ્ય ગણી સિઝદો ન કરવાથી ખુદાની ખફગી કુરઆને શરીફની સુંરેહેઝરમાંની આયાત ૩૧–૩૨–૩૩–૩૪ માં બતાવ્યા મુજબ વ્હોરવાનું બને છે, તે ધ્યાનમાં રાખવું.

---

**સવાલ ૩૬ મો.**

મજકુર કુલહો વલ્લાહુનો સુરો તમો માન્ય રાખતા હો, તો એ હિસાબે ખુદા કોઇનો બાપ કે દીકરો થઇ શકતો નથી, તો એ હિસાબે હઝરતે અબુ તાલીબ હઝરત અલીનાં શું થાય? અને ઇમામ હુસન તથા ઇમામ હુસેન તેઓના શું થાય?

**જવાબ ૩૬ મો.**

ખુદા કોઇનો **દીકરો** કહેવાય નહી પણ **બાપ** કહેવાય છે પણ દુન્યવી વ્હેવારનાં હિસાબે તો નહી, અને (કબીરે) બહું વાજબી કહ્યું છે.

સાહેબ સબકા બાપ હયે, બેટા કીસીકા નહી.
બેટા હોકર અવતરે, વો સાહેબજી નાહી.

અહીં સાહેબ સઉનો બાપ તે રૂહાની બાપ અને રૂહાની

બાપ, બેટા થઇને અવતરે, તે તો સાહેબજ નહીં. એટલે જેને ખુદાઇ નુર સોંપાય છે. તેજ રૂહાની પિતા (હકીકી) કહેવાય. જેમ કે હ૦ અલી ને જયારથી રસુલે ખુદાએ ઇમામ તરીકે જાહેર કરયા, ત્યારથી તે કુલ્લે રૂહાનીનાં પિતા ગણાયા, અને તે અગાઉ રસુલે ખુદા પોતે કુલ્લે રૂહાનીનાં પિતા કેહવાતા હતા, ગદીરે ખુમ ઉપર ફરમાવેલી હદીસ છે કે—

"મનકુનતો મઉલા ફઅલીયુન મઉલા."

એટલે—જેનો હું ધણી કે બાપ હતો, તેનો બાપ **અલી** છે. તેવીજ રીતે **કુફાની** મસજીદમાં **રમજાનની સતરમી તારીખે** હઝરત **અલીએ ઇમામ હુસેનને** પોતાની જમણી બાજુ બેસાડીને નુર સોંપતી વખતે તેવીજ ઓળખાણ કરાવી અને **ઇમામ હુસેને** કરબ-લાના મેદાનમાં **જેનુલા આબદીનને** પણ તેવીજ રીતે કુલ્લે રૂહાનીનાં પિતા જાહેર કરયા. એટલે **નબી સાહેબ** ઉમતના બાપ કેહવાતા હતા, પણ જયારે **હ૦ અલી** જાહેર થયા, અને તે પછી **ઇમામ હુસેન** ને તે પછી **જેનુલાબદીન** ઉમતના રૂહાની પિતા થયા. આહી હકીકી બાપનીજ ગણત્રી છે. **બેટાની** નહીં. અને એ રીતે જેન કે, દુન્યવી રીતે પોતાનાજ ફરઝંદને **ઇમામ** જાહેર કરવામાં આવે છે, પણ તે ઉમતના રૂહાની બાપ તરીકે, અને તેનો વધુ માહાવરાનો શબ્દ **ઉમ્મતના વાલી** એમ બોલાય છે—અને આ રીતે ઉમ્મતનો વાલી **ઇમામ** કહેવાય છે. પછી ક્રમે ક્રમે **બની ફાતમાઇટની** નસા-લમાં જેને જાહેર કરવામાં આવે, તેજ ઉમ્મતનોવાલી (બાપ) કહેવાય છે. પણ ખરો શબ્દ તો **મઉલા** એટલે આગા કે આકા અથવા **ધણી** છે. અને અહીં ધણી શબ્દનાં અર્થ સાથે એક બહુ સમજાય, તેવી નિસબત છે. પણ યાદ રાખવાનું કે તેનો ફરઝંદ દુન્યવી અર્થ

કરવાનો નથી. પણ **વાલી** કે બાપ સમજવો, પણ વાલી કે બાપનાં અર્થમાં અને ધણીનાં અર્થમાં પણ ખુદાવંદનો શબ્દ સત્ય અને ખરો મતલબ જાહેર કરનાર છે કે જેનો બીજો અર્થ **માલેક મુખતાર** થઇ શકે છે એટલે—જનાબ રસુલે ખુદાએ **હ૦ અલીને** ઉમ્મતનો **મઉલા** જાહેર કરયા પછી **જંગે જમલ** કે જે હઝરત રસુલે ખુદાની માનીતી બીબી **હ૦ આયેશા** (રદી) એ **હ૦ અલી** સામે **તલહાને જુબેરની** ઉશ્કેરણીથી જંગ કીધો હતો. તે જંગમા **હ૦ અલીએ** બીબી **આયેશાને** લડાઇમાંથી ઘેર જતાં રહેવા સમજાવ્યું હતું અને સાથે જણાવ્યું હતું કે—જો તમો એમ નહીં સમજો, તો પછી હું તમોને રસુલે ખુદાના લગ્નમાંથી બાતેલ કરીશ. આ શબ્દોનો અર્થ એજ છે, કે રસુલે ખુદાની બાદ **હ૦ અલી** બધી ઉમ્મતનો **ખુદાવંદ, માલેક, મુખતાર,** હતા, તેને લીધે હઝરતની બીબીને પણ લગ્નમાંથી બાતેલ કરવાનો હક ધરાવતા હતા, અને કોઇનાં લગ્નમાંથી બાતેલ કરવાનું દુન્યવી રીતે માત્ર ઓરતના ધણી એકલાનેજ હક છે, તે હક પવીત્ર છે, અને તેમાં કોઇની **પણ** મુખ્તારી ચાલતી નથી, પણ અહીં **જનાબ** રસુલે ખુદાનાં જેવોજ હકીકી મુખ્તારી પણાનો **હક હ૦ અલીએ** જણાવ્યો હતો.

આ ઉપરથી **મી૦ ઝીમ** તમો સમજી શકયા હશો કે—ઇમામ જે મનુષ્યાકારમાં ખુદાઇનુર હોય છે, તેને ખુદા ગણી **સીજદો કરવો** એવું આગલા (૨૫) માં સવાલમાં સ્પષ્ટ કર્યું છે. તે મુજબ **ખુદાઈ** નુર મનુષ્યનાં એક આકારમાંથી બીજા આકારમાં સોંપાય છે. પણ તે જન્મયા પછી હોય છે, તેથી જે મનુષ્યાકાર બેટા તરીકે હોય છે, **પણ** જયારે તેને નુર સોંપાય છે, ત્યારે તે ધણી, મુખતાર, ખુદાવંદ, **શેઠ** કે **બાપ** થાય છે. અને તેથી **બેટા** તરીકેનું ઉપનામ ઘટતું

નથી. અને તેથી **બેટો** કહેવાતું તો નથી, પણ **બાપજ** કહેવાય છે. પણ ખરૂં જોતાં તે **મુખ્તાર માલેક** કે **ખુદાવંદ** કહેવાય છે પણ યાદ રાખવાનું છે કે-મનુષ્યનાં જીસ્મને બીલકુલ લક્ષમાં રાખવાનું નથી, મનુંષ્યના જીસ્મ અને જીવ (રૂહ) દુનીયામાં સાધારણ છે. પણ **નુર** અહીં ખાસ છે. તે બધામાં હોતું નથી, માત્ર ક્રમવાર એક પછી એક જેમ **આદમથી ઈબ્રાહીમ** ખલીલીલાહ સુધી, અને હ૦ **ઈબ્રાહીમથી હ૦ અલી** સુધી, તેવીજ રીતે **હ૦ અલીથી હ૦ આગાખાન** સુધી. કુલ્લે દુનીયાના **માલેક, મુખ્તાર** કે **ખુદાવંદ** તરીકે ખુદાઈનુર ચાલતું આવેલું મોજુદ છે, તે કદી **છુપતું** નથી, તેમ છુપું રહેતું નથી. **છુપા** રહેવાની તેની ગણત્રી ધોકો આપનારી અને મિથ્યા છે. અથવા થાકાનાં ગાઉ ગણવા જેવું છે. માટે એતેકાદ કરજો કે, હ૦ **અબુતાલેબ, હ૦ અલી** અને **હ૦ હુસેન** એ દુન્યવી રીતે મનુંષ્યપણામાં એક પછી એક ઉમ્મતના રૂહાની પિતા હતા, તેઓ કેઇ પણ જન્મતી વખતે માત્ર મનુષ્ય તરીકે બેટા હતા, પણ જ્યારે જન્મયા, ત્યારે **ઈમામ** કે **ખુદા** નહોતા, અને તેવી **ઇમામ** કે **ખુદા** જન્મતાં નથી, પણ તેઓ ઉતરોતર બાપ તરીકેજ હોય છે, તેવીજ રીતે તેમને નુર સોંપ્યા પછી, મનુષ્ય તરીકેનાં જીસ્મની ગણત્રી કરવી તે **કુફ્ર** છે, જેમકે એક શાયરે કહ્યું છે કે—

જમીઝા ગર્દ પોંહચે તાબઅફ્લાક;
ચે નીસ્બત ખાકરા બા આલમે પાક.

એટલે-જમીનની મીટી કદીકને આસમાન સુધી પોંહચે, તો પણ આલમે પાક (નુરને) ખાકથી કંઈ પણ નિસ્બત નથી.

## સવાલ ૩૭ મો.

અગર હઝરતઅલીને ખુદા માનીએ તો ઇમામ હસન અને ઇમામ હુસેન એ ખુદાના દીકરા કહેવાય કે નહિં? અને નામદાર આગાખાન એ હિસાબે ખુદાના શું કહેવાય? તેમ પ્રીન્સ અલીશાહ ખુદાના શું કહેવાય? અને ખુદાની વંશાવળી દુનિયામાં છે કે નહિં? હોય તો પબ્લીકની જાણને માટે જાહેર કરો?

## જવાબ ૩૭ મો.

મી૦ જીમ—આ સવાલનો જવાબ (૩૬) માં જવાબમાં ૨૫૪ આપેલો છે, કે અલી, હુસેન, આગાખાન એ ઉતરોતર પોતાના વખતમાં ઉમતનાં મુખતાર હતાં, બાપ હતાં દીકરા ન હોતા, પણ તમે પ્રીન્સ અલીશા માટે પુછો છો, તો તે બાબતમાં કહી શકાય કે-પ્રીન્સ અલીશા કે જેને અમો હાલ માત્ર નામદાર આગાખાનનાં (શાહઝાદા) દીકરા કહીયે, પણ તે સિવાય કંઇ પણ અમે માનતા નથી. અને કહેતા નથી કે જ્યાં સુધી તે સંબંધે જાહેર ન થાય. અને ઇમામ કે જેને અમારા મુખ્તાર માનીયે છીએ, તેની મુખ્તારી વચ્ચે અમો કંઇ પણ બોલીએ તે અમારી ઇમાનદારીથી વેગળું જ છે. પણ પ્રીન્સ અલીશા નામદાર આગાખાનનાં દીકરા છે, તેથી નામદાર આગાખાનને હકીકી ખુદાઇ નુર છે. તેના કંઇ પણ ન થાય, તે યાદ રાખવું ભુલવું નહીં. કારણ કે તે એક પાવર છે, અને તે જેમાં પ્રગટ હોય, તેજ અમારા મુખ્તાર, અમારૂં ઇમાન ને એતકાદનો અમો સંબંધ એ નુર સાથેજ છે. નામદાર આગાખાનના પણ જીસ્મ સાથે નહી, અને આ ઉપરથી જાણશો કે, ખુદાની વંશાવળી કેમ

થઇ શકે? કારણ કે બતિનો પ્રકાશ તો એકજ હોય છે. ભલે પચાસ બતિ બળતી હોય, પણ તેના પચાસ પ્રકાશ જુદા પડતા નથી. પણ એકજ બળવાન પ્રકાશ દેખાય છે. તે મુજબ પ્રકાશમાંથી કંઈ ચીમની, વાટ કે ડબો બનતો નથી, તે જુદી વસ્તુ છે, ને તેના પ્રકાર જુદા જુદા હોય તેનો રંગ ને આકાર પણ જુદા જુદા હોય તેથી તેની ગણત્રી કે સંખ્યા થાય, પણ પ્રકાશની ગણત્રી થઇ શકતી નથી, જો કોઇ સામટી બતિની ગણત્રીથી પ્રકાશની સંખ્યા ગણે, તો તે અણુસમજુ ગણાય, તેવીજ રીતે ખુદાઇ નુર એક પ્રકાશ છે. તેથી તેની ગણત્રી, સંખ્યા કે વંશાવલીનો સવાલ સમજથી વેગળો છે.

પવન દેખાતો નથી, છતાં તે બધે ભરપુર છે. અને તેથી જે વાસણ ખાલી હોય, તેમાં તે ભરાય છે. તેથી પવનનો આકાર, વાસણ જેવો કહેવાય નહી. તેવીજ રીતે પાણી છે, તે દેખાય છે. છતાં તે પ્રવાહી છે, તેથી તેને જે વાસણમાં ભરો, તે વાસણના આકારમાં સમાય છે. પણ તેથી પાણીનો આકાર વાસણના જેવો છે, એમ કહેવું જેમ ઠીક નથી; તેવીજ રીતે નિરંજન, નીરાકાર, અલખ અનામી ખુદાનું એદપણું છે. પણ તે સર્વ વ્યાપી છે, છતાં તે જેમાં સમાય તેથી તેનો તેવો આકાર થયો, એમ ગણનારાઓએ શરીઅતથી આગળ વધી હકીકી ઇલ્મ ખાસ કરીને, ખુદાને ઓળખવાની આવશ્યકતા છે. માત્ર કલમો પડવો, અને તેનો અર્થ કરવાથી ખુદાને ઓળખ્યો, એમ માની બેસવું, ઇસ્લામ શિખાવતો નથી.

અને ઈસ્લામની બુઝુરગી માનનારાઓએ અને મનાવવા માગનારાઓએ, વેદીક સનાતની અભ્યાસ કરવાની જરૂર છે. જો ઇસ્લામનાં હુકમ મુજબ કોઇ ઇમામની તાલીમથી બેનસીબ રહેવા બનતું હોય,

તો, પણ જો સનાતની થશો. તો પણ ત્યાં ગુરૂની આવશ્યકતા છે; અને તેમાં પણ ઈસ્લામમાં જેમ ઈમામને ખુદા માનવો પડે છે. તેવીજ રીતે ગુરૂને ઇશ્વર માનવાની જરૂર છે.

જેમકે—ગુરૂ, બ્રહ્મ, ગુરૂ વિશ્વનું, ગુરૂ, દેવ મહેશ્વરા, તસ્મે, ગુરૂવે નમ.

---

સવાલ ૩૮ મો.

ખુદાને મોત છે કે નહિ? પાક કુરઆને શરીફમાં ખુદાના વાસ્તે છે કે લાયમુત એટલે તે મરતો નથી. તો તમામ દુનિયા કબુલ રાખે છે કે હઝરત અલી અ૦ કુફાની મસજીદમાં જખમી થઈને શહીદ થયા છે તો હઝરત અલીની શહાદત કેવી ગણાય? અને એ શહાદતને તમો માન્ય રાખો છો કે નહિં?

જવાબ ૩૮ મો.

ખુદા "લાયમુત" છે એટલે ખુદા કદી મરતો નથી. તો પછી હ૦ અલી ખુદા હતા, છતાં કુફાની મસજીદમાં શહીદ થયાં એમ કહેવું મી૦ જીમ તમારી માનીનતામાં પુરી સમજ નથી ઉતરી તેથી એમ કહો છો.

આગલા સવાલોમા ખુલાસાવાર સમજાવ્યું કે, છે કે ખુદાનું નુર જે આદમ હતું, જેને સિઝદો કરવાનો હુકમ હતો, તે નુર હ૦ શીશમાં આવ્યા પછી આદમ નામનાં જીસ્મ ને સિઝદો કરવો એમ સીધુ

થતું નથી. અને જયારે આદમનો માત્ર જીસ્મનો આકાર બનાવ્યો, ત્યારે ખુદાએ સિઝદો કરવાનો હુકમ નહોતો કરયો, પણ જયારે "વને ફખતો મીનર રૂહી" એટલે જયારે ખુદાએ પોતાનું નુર આદમમાં ઉતારયું, ત્યારેજ આદમને સિઝદો કરવો વાજેબ થયો. અને તેથી આદમને સિઝદો નહી, પણ તેમાંના નુરને સિઝદો હતો. તે નુર **શીશમાં** આવ્યા પછી આદમને સિઝદો કરવાનો શેનો હોય? કારણ કે, તેમાંનો ખુદાઇ પાવર તો **શીશમાં** હતો, આ રીતે હ૦ **અલીમાં** જ્યારે એ ખુદાઇ પાવર હતો, ત્યારે તે ખુદા સ્વરૂપ હતા. પણ જ્યારે એ ખુદાઇ પાવર જેને **શરીઅતી** ઇમામત કહીયે, તો તે જ્યારે હ૦ ઇમામ હુસેનમાં આવી ત્યારે હ૦ **અલીનું** જીસ્મ અને રૂહ હતી. તેથી તે શહીદ થતી વખતે ઇમામ નહોતા. કારણ કે ઇમામત તો તે અગાઉ હ૦ ઇમામ હુસેનમાં જલવાગર હતી. અને તેથી હ૦ અલી ઝખમી થયા ને શહીદ થયા, તે વાત ખરી પણ ઇમામ શહીદ થયા એમ ન કહેવાય તો તે પછી જેઓ ઇમામને હકીકી અર્થમાં ખુદા કહે તે એમ કેમ માને કે ખુદા હતા? કારણ કે તે અગાઉ ખુદાઇ નુર (ઇમામ) હ૦ હુસેનમાં જલવાગર હતું. તેરીજ રીતે બીમાદર જીસ્મ, ઇમામ હુસેનનો દાખલો પણ જાણો, કે હ૦ ઇમામ હુસેને ઇમામત જ્યારે જેનુલાબદીનને સોંપી ને તે પછી જ્યારે કરબલાના મેદાનમાં શહીદ થવા ચાલ્યા, ત્યારે જે હુસેન ઇમામ નહિ કે મેદાનમાં જવા હુકમ કરતાં તે ઇમામત સોંપ્યા પછી, હઝરત હુસેનને ઇમામ જેનુલાબદીનની રજા મેળવવી પડી જેમકે રોઝતુશ શોહદામાં છે કે—

> કહે એ જાં વીદા કર અબ મુજે તુ.
> જહાગ નહીં શોમને કાટા હવે સરકું.

આથી સાબેત છે કે ઇમામ એક વખતમાં બે હોય નહી,

જ્યારે **હુસેન ઈમામ** હતા, ત્યારે **જેનુલાબદીન** નહોતા. ને જ્યારે **જેનુલાબદીન ઇમામ** થયા, ત્યારે **હુસેન** નહીં. અને તેથી **ઈમા-મની** રજા લઇ, **હુસેન** કરબલાના મેદાનમાં ગયા, અને શીમ્રને હાથે શહીદ થયા. અને તેમાં પણ **ઈમામ** શહીદ થયા, એમ કહેવું વાજબી નથી, અને ઇસ્લામની તાલીમથી વેગળુ છે. કારણ કે, ઇસ્લામ શીખવે છે કે, એક વખતમાં બે ઇમામ હોય નહી. અને કરબલાના દાખલામાં ખુલ્લું છે કે હ૦ **જેનુલાબદીનને ઇમામ હુસેને** ઇમામત સોંપી. જો સોંપ્યા પછી હુસેનને ઇમામ કહેવાય, તો ઈમામત સોંપી એમ કહેવાય નહી, અને સોંપી એ વાત ખરી, તો એક વખતમાં બે ઇમામ નહોય, તે હીસાબે હ૦ **જેનુલાબદીન** અને **હુસેન** બેઉ ઇમામ હતા, એમ કહેવાય નહીં. અને તેથીજ **ઈમામ જેનુલાબદીન** થયા પછી **હુસેન** કરબ-લામાં ગયા, અને શીમ્રને હાથે શહીદ થયા, ને **ઇમામ હુસેન** એમ નહીં, પણ માત્ર **હુસેન.**

બીરાદરે **ઈમ**—આ દ્રષ્ટાંતો અને વીવેચન **ઇમામની** ખરી સમજ છે, અને એ સમજણ હીસાબે **ઈમામ** હમેશાં હયાત હોય છે, અને એ હયાતપણું ખુદાઇ નુરનું છે. અને જેને હકીકી અર્થમાં ખુદા કહે-નારાઓ, ખુદાને **મોત** નથી, એમ માનવામાં કંઇ ખોટા નથી. કારણ કે ઈમામને મોત નથી, તે ખુદાને મોત નથી, એમ સિદ્ધ કરનારૂં છે. એમ કહેવાથી **આદમ, અલી, હુસેન** વીગેરે શહીદ થયા, તે સાચું છે. માત્ર **ઈમામ** કે **ખુદાને** તે મોત લાગુ પડતું નથી. અને તે હવે તમોને સમજાયું હશે.

## સવાલ ૩૯ મો.

હઝરત અલી પછી ખુદાઈ નુર ઈમામ હુસેનમાં જલ-વાગર થયું, તો એ હિસાબે હઝરત અલી પછી ઇમામ હુસેન ખુદા કહેવાય કે નહિં? અગર ખુદા કહેવાય તો તમો નુરે હકીકતમાં ઈમામ હુસેન પોતાના વડા ફરજંદ ઈમામ ઝયનુલ આબેદીનને કરબલાના મેદાનમાં નુર સુપરદ કરતા કહે છે કે "ખુદા ચાહતા નહિ અબ કત્લ તેરા; રખેગા તુજસે બાકી નસલ મેરા" એમ તમો જણાવો છો તો મજકુર શએરમાં "ખુદા ચાહતા નહિ" અને "રખેગા તુજસે બાકી નસલ મેરા" તો તે ખુદા કયો?

## જવાબ ૩૯ મો.

બીરાદર જીમ–ઉપરનાં ૩૩–૩૪–૩૫–૩૬–૩૭–૩૮ ના બધા સવાલોના જવાબમાં ખુલાસેથી સમજાવ્યું છે, તે મુજબ ઇમામના ફર-જંદ એમ કહેવું ગલત છે પણ અલીના ફરઝંદ, હુસેનના ફરઝંદ એમ કહેવું ખરૂં છે એ ગલત અને ખરૂં એ બેનો ભેદ જો સમજયા હો તો પછી આ તમારા સવાલ માટે વધુ કંઇપણ કહેવાનું રહેતું નથી કારણ કે ખુદા ચાહતા નહી અબ કત્લ તેરા; રખેગા તુઝસે બાકી નસલ મેરા.

એ બવત ઈમામ હુસેને જેનુલાબદીનને કરબલાના મેદાનમાં ઇમામત સોંપવા અગાઉ કહી હતી અને તે દુન્યવી હીસાબ હતો પણ ઈમામત સોંપાયા પછી હ૦ હુસેનને ઈમામ જેનુલાબદીનની રજા માંગતાં કહેવું પડયું હતું—

કહે એજા વિદા કર આબ ભુજે;

આ શબ્દો મુજબ રજા દેનારને હુસેનને પોતાને રજા માગવી પડી એ સમજાવે છે કે, પાવર હોય, ત્યારે, અને [illegible]હોય ત્યારે શું સ્થિતી હોય છે? અને દુન્યવી હીસાબે બની ફા[illegible] ખાનદાનની નરનસલ તે જીસમને રૂહ મળીને કહેવાય અને તેમાંજ ખુદાઇ નુર એક પછીજ જલવાગર થવું, તે ઈમામ (ખુ:ા) વધુ શું કહે ઇબરાહીમ; બોલો બીરાદર જીમ!!

**સવાલ ૪૦ મો.**

**તમોએ મહાત્મા ગાંધીજીની રૂબરૂમાં કહયું છે કે અમો સતપંથી છીએ, તો પીર સદરદીને જ્ઞાનમાં કહયું છે કે "સાચા દીન રસુલકા તે તમે સહી કરી જાણો" તો સાચા દીન રસુલકા ને બદલે સાચા દીન સતપંથકા શા માટે કહયું નથી? તો તે જ્ઞાન પ્રમાણે એ રસુલ કોણ? અને તેનો દીન કયો? તે સ્પષ્ટપણે જણાવો?**

**જવાબ ૪૦ મો.**

માનવંતા મીત્ર જીમ-મેં મહાત્મા ગાંધીના રૂબરૂ જે ઇકરાર કર યો હતો. કે "અમે **સતપંથી** છીએ" તેનો અર્થ કંઇપણ ફેરફાર વગર **સતપંથનો** અર્થ ઇસ્લામી શબ્દોમાં:"**હકરાહ** થાય" છે અને **ઇસ્લામનું** તે હકીકતી નામ છે, પરંતુ બીરાદર આ એક શબ્દની માયા ભારી છે નહી તો પરીણામ એકજ છે. એ તમો મહાત્મા ગાંધીની રૂબરૂ થય-લી વાતચીત ઉપરથી જાણોતો અહી સ્પષ્ટ કરીશ. પણ તે અગાઉ યાદ રાખવા સુચના કરીશ કે, હું અહીં તે વખતના શબ્દાર્થ નહી, પણ

લક્ષ્યાર્થ ઉપર કહીશ. છતાં કંઈપણ ફેરફારવાળું બોલીશ એમ માનવાનું નથી. ઈસ્લામનું હકીકી નામ હકરાહ (સતપંથ) છે કારણ કે **ઈસ્લામ** આ દુનીયા ખુદાવંદે કરીમે તમામ મનુષ્યો માટે અને દુનીયાંની તરક્કીનાં છેલ્લા સીધાંતોવાળો છે—વેદ મુજબ પણ ચોથો જુગ છે ને જુગ એટલે જુગ અથવા આખર જમાનો એ એકજ સાર નીકળે છે અને દરેક જુગમાં એક ગુણ હોય છે તેમ છેલ્લા જુગ આખર જમાના) માટેના ગુરૂ નબી મહમદ રસુલ છે. એમ હજી પણ સનાતનીઓ અથર્વ વેદ અને તેના **ઉપનીષદોમાં અલ્લોપનીષદ**નાં આધારે માને છે. આ **અલ્લોપ નીષદ** એટલે જેમાં બ્રહ્મનું નામ **અલ્લાહ** બતાવ્યું છે, અને તેના નવ શ્લોકમાં નીચેનો શ્લોક જે મેં મહાત્મા ગાંધીજી રૂબરૂ પણ કહયો હતો કે.

" અલ્લોર રસુલ મહમદર કબરસ્ય "

એટલે—અલ્લાહના રસુલ મહમદ મોટા છે

આ અર્થમાં—અરબી ભાષાનાં અભાવે **મહમદર કબરસ્ય** નો અર્થ અકબર પેગંબર છે એમ કહે છે. અને તે ઉપરથી અકબર બાદશાના જમાનાનો હવાલો આપે છે, પણ **અકબર** એટલે મોટા એ અરબી શબ્દનો ખરો ગુજરાતી અર્થ છે. અને તેથી મહમદ એ અલ્લાહનાં રસુલ છે અને મોટા છે એમ અર્થ થાય છે.

મી૦ જીમ—આ સનાતન ધર્મ અને અથર્વ વેદ જો કબુલ રાખો છે, તો પછી ખુલ્લું છે કે છેલ્લો જુગ **કળીયુગ** છે. ચાર જુગમાં ચાર વેદ અને ચાર ગુરૂ આ ક્રમ છે. તો એક જુગ, એક વેદ અને એક ગુરૂ એમ ત્રણ જુગના ત્રણ ગુરૂ અને ત્રણ વેદનો જમાનો વીતી ગયો. તેથી ગમ તીથી બ્રાહ્મણપણ ન વાંચે, તો ગયેલા જુગમાનાં વારાનાં

વેદ અને ગુરૂને માનવા એ સનાતન ધર્મ મુજબનો ન્યાય નથી. પણ ચોથો જુગ અત્યારે ચાલુ છે, ને ચાલુ જુગમાં ચોથો વેદ અથર્વનું જ્ઞાન ચોથા ગુરૂ વડે મળે તેજ દુનિયાને ખુદાઇ રસ્તાની હીદાયત કરનાર એમ સાબેત થાય છે. અને સનાતન 'ધર્મ' અને વેદનાં પ્રોગ્રામ મુજબ આ સિધ છે કે, અત્યારે છેલ્લો જુગ છે, એટલે આખર જમાનો છે. ને તેમાં અથર્વ વેદ જેનું બીજુ નામ "કુરઆન" છે. તેનું જ્ઞાન અપાવું જોઇએ, અને તે ચોથા જુગના ગુરૂ મહમદ છે. તેમજ અલ્લાહ એટલે ખુદાનું કે ઇશ્વરનું નામ ભજવાનો હુકમ છે. તો પછી ઇસ્લામની માનીનતા માટે બીજો કયો વધુ પુરાવો જોઇએ ? ઉપરાંત જો આગળ વધીશું તો દસ અવતાર જે સનાતનીમાં મનાય છે, તેમાં પહેલાં જુગમાં ચાર મનાયા, બીજા જુગમાં ત્રણ મનાયા, ત્રીજા જુગમાં બે મનાયા છે. એમ નવ અવતાર, ત્રણ વાર ત્રણ જુગમાં મનાયા છે. ચોથા જુગમાં માત્ર એકજ અવતાર મનાવાનો છે. જેને સનાતન ધર્મ "નકલંક" કહે છે, વળી એ દસ અવતારમાં પણ વરણનો ક્રમ છે. એટલે જેમ બ્રાહ્મણ, ક્ષત્રી, વઇસ્ય અને શુદ્ર એમ ચાર વર્ણ છે, તે મુજબનાં પ્રથમ બ્રાહ્મણમાં પછી ક્ષત્રીમાં અને તે પછી વઇસ્ય સ્વરૂપમાં અવતારો ઉપલા ક્રમે થઇ ગયા છે જે છેલ્લા વર્ણ શુદ્રમાં થવાના છે એમ સનાતની માને છે.

અને એ હિસાબે ઇસ્લામના સ્થાપક હઝરત નબી મહમદ મુસ્તફા અને હ૦ અલી બ્રાહ્મણ, ક્ષત્રી કે વઇસ્યની ગણત્રીમાં આવી શકતા નથી. પણ શુદ્રમાંજ ગણાય છે તેની સાબીતી એ કે શુદ્ર અભણને કહેવામાં આવે છે. અને હઝરત નબી મહમદ મુસ્તફા, પણ અભણ હતા, અને તેથી તેમને ઉમ્મીત પેગમ્બર કહેવામાં આવે છે. આ સનાતન હિસાબે શુદ્ર ગુરૂની સાબેતી છે, અને અરબસ્તાન નો મુલક પણ દુનીયામાં એકલોજ તે વખતે શુદ્ર એટલે અભણ

હતો તેમ...પણ હતો અને ત્યાંજ **નબી** સાહેબ અને હ૦ અલીનું ઉત્પન થવું સનાતનની શુદ્ર ભુમિની સાબિતી છે શુદ્ર અવતાર જેનું નામ નકલંક કહેવામાં આવે છે તેનો નકલંકી ઘોડો અને ખડગ એ ખાસ હથીયાર મનાય છે, તેજ મુજબ હ૦ **અલી** માટે ખાસ દુલદુલ ઘોડો અને ઝુલફીકાર બેધારી તલવાર એ ખુદાઇ બખશીશ હતી તે પણ સનાતન ધર્મના નકલંક અવતારની સાબેતી હ૦ **અલી** મુરતઝા માટે ઝળકતી છે, નવ અવતારો માના પેટથી અવતર્યા નથી એમ સનાતન માનીનતા છે અને તે મુજબ દસમ અવતારની નકલંકનો **અલી** છે તેમ તેના માટે પણ જન્મ પ્રસંગની ચમતકારીક હકીકતનો મર્મ અહી ખુલ્લો થાય છે કે મકકાની અતરાફ તવાફ (પ્રદશિણા) ફરતાં હ૦ **અલી**ના માતાજી બચ્ચું પેદા થવા માટે મકકાના દેવળમાં ગયા દેવળને ફાટ પડેલી અને બિડાઇ જવી અંદર હઝરત અસ્વદ ઉપર હ૦ **અલી**નો જન્મ થવો વળી પણ જન્મ થતાં વખતનાં સામાન્ય બનાવો હ૦ **અલી**ના માતાનાં ઊદરમાંથી બન્યા નથી કોઇ પણ જાતનાં બચ્ચાં સાથે જન્મતી વખત બહાર આવતાં પદાર્થમાંનું કંઇ ન હોવું માતાનું બચ્ચુ લઇને બહાર નીકળવું, પવિત્ર હઝરત અસ્વદ ની બુઝરગી અને તેના ઉપરજ હ૦ **અલી**નો જન્મ! આ બધી સામટી બાબતો આગલા નવ અવતારો માફક વિચિત્રોતા ઠરાવે છે અને હ૦ **અલી**ને ભલે બીજાઓ ખુદા ન માને પણ નુસેરી જેવાની ખુલ્લ ઇમાનદારી જે તે ઇસ્લામમાં ઇમામના નામથી ઓળખવામાં આવે છે.

આ બધી ચીજો સનાતન ધર્મનું છેલ્લું પ્રોગામ ઇસ્લામજ છે એમ ખાત્રી કરી આપે છે

મી૦ છીમ—આ એક વિચાર કરવા જેવું છે કે, શા માટે રસુલે ખુદાને ખુદાનો અવતાર કે ખુદા નુશેરી સિવાય બીજાએ ન કહ્યા ને હ૦

**અલીનેજ** શું કામ? કહ્યા, વળી જો વધુ તપાસો **કરશો** તો કીતા-બોમાં એમ પણ દર્શાવેલું છે **ઈમામ** માતાની જાંગમાંથી **જન્મ** લે છે પણ મનુષ્યો માફક જન્મતા નથી તો બિરાદર આ **દલીલને પણ** લક્ષમાં રાખશો કે **ઈમામ માતાના** પેટથી જન્મતા નથી **એનો અર્થ** આ મતલબ સાથેજ સનાતની આસ્થા મુજબ ખુલ્લો છે કે **ઈમામ** છે તે ઇશ્વરી અવતાર છે. અને બીજા મનુષ્યો માફક **અવતરતા નથી** એનો મતલબ **હ૦ અલીના** જન્મ પ્રસંગની **અજાયબી** અને **ઇમા-**મોમાં ખુદા વહદહુ લાશરીકનું પવીત્ર નુર હોય છે એ બાબતોનો **સર-**વાળો હિન્દના સનાતન ધર્મ મુજબ વધુ સ્પષ્ટ છે, **અને સનાતન ધર્મ-**નું છેલ્લું સ્વરૂપ જેનું નામજ ઇસ્લામ છે, તો બીરાદર **જીમ સનાતની હિન્દુ, ઈસ્લામી** પોત પોતાનાં ધર્મનાં મુળ તત્વો તપાસે તો **એક** બીજા એક બીજાનાં વિરોધી થાય છે, તે ન થાય. કારણ **કે આદમ** અગાઉનાં આદમ કૃષ્ણ, રામ વીગેરે ઇશ્વરી અવતારો છે, એ આઠ અવતાર સુધી હીન્દમાં ઇશ્વરી જ્યોતી હઝરત આદમ અગાઉ **હતી** અને આદમથી **અલી** સુધી નવમો બુધ અવતાર અને **અલીથી કયા-**મત સુધી ઈમામો એક પછી એક હ૦ અલીની નસલમાં થતા રહેશે તે દશમો **અલી** અવતાંર અને આ રીતે **એક** ખુદા એ **એક** મનુષ્ય જાતી માટે એકજ ધર્મ બતાવ્યો છે અને તેનું નામ **સનાતન** **કહો** ઇસ્લામ કહો કે હકરાહ કહો કે પછી **સતપંથ** કહો, પણ જુદો નથી.

હવે બીરાદર જીમ–સનાતનનાં છેલ્લાં પ્રોગ્રામ મુજબનાં **ઇસ્લા-**મનાં મહાન છેલ્લા ગુરૂ હ૦ રસુલે ખુદાની ત્રેવીશ વર્ષની **તાલીમ** તેનુંજ નામ સાચા દીન રસુલકા એ ચરણ જે તમોએ **પીર સદરદીન સાહેબનું** આપ્યું છે તેજ રસુલનો ખરો ધર્મ **ઈસ્લામ**

છે અને તે જગાએ સાચા દીન સતપંથકા કરવાની જરૂર છે કે નહી? અથવા હોય તો શું ફરક પડે તે તમો સારી રીતે સમજી શકશો કારણ કે જનાબ રસુલે ખુદાનાંજ ઉદેશ મુજબ **પીર સદરદીને** ઇસ્લામને ભાષા અને દેશકાર્ય યુકત **સતપંથ**ના નામથી ઉપદેશ કર્યો છે. અને તેથી **સાચા દીન રસુલકા** એટલે સાચા દીન સતપંથકા એમ સિધ્ધ કરી શકાય, પણ તમારે ત્યાર પછી એક બાબત રહી જાય છે, કે જો **પીર સદરદીને સાચા દીન રસુલકા** કહ્યું છે, તો એ રસુલ કયો? અને સાચો દીન કયો? એનો જવાબ પણ એજ છે કે રસુલ તો એજ કે જેણે ઇસ્લામ જેવો **સાચો દીન**, હકરાહ અથવા **સતપંથ** સમજાવ્યો અને સાચો દીન અને **સતપંથ** એમાં ફરક કંઇપણ નથી. પણ તમારી દૃષ્ટીએ ને તમો ઇસ્લામ અને **સતપંથ** જુદો લાગે છે, તેની સ્પષ્ટતા અહીં કરવાની જરૂર છે.

કારણ કે તમો (**સાચો દીન રસુલનો**) ઇસ્લામ અને સતપંથ એ બેઉ જુદા નીચેના કારણે જાણો છો કે, ઇસ્લામમાં કલમો ઉસુલે-દીન અને ફુરૂએદીન છે અને સતપંથ તેમાં નથી.

બિરાદર અહીં તમારે ખાત્રી સાથે સમજવું કે, ઇસ્લામનાં કલમો, ઉસુલેદીન અને ફુરૂએદીન છે તેમાં કલમો અને ઉસુલેદીન એ બેઉ અસલ ઇસ્લામ મુજબનાં છે. તે ઉપરાંત તેની સમજ, નિશાળ [illegible] પુર્ણતા એનું નામ **સતપંથ** થઇ શકે છે. નહી કે તેનાથી [illegible] હોય. અને તે હું અહીં ખુલાસેથી લખું છું, કારણ કે ઉસુલેદીનનાં સીધાંતો ઈસ્લામના પાયા રૂપ છે. અને તે જેટલી [illegible] બુધ્ધી અને અકલી નકલી દલીલોથી દરેક ઇમાનદારે પુરણ ખાત્રી કરીને મજીજ પાળવાના છે, નહી કે માત્ર ચોપટીયાં અભ્યાસ તરીકે ગોખી રાખવાથી

અને પોપટની પેઠે બોલી જવાથી. કારણ કે ઉસુલેદીન જો ખાત્રીપુર્વક ન સમજાયા હોય, તો ઇસ્લામની માનીનતાની ઇમારત ફુરૂએદીન દૃઢ થતી નથી. અને ફુરૂએદીનનો બધો મદાર ઉસુલેદીનની પકકી સમજના નક્કરપણા ઉપરજ છે. ઉસુલેદીનનાં સીધાંતોમાં દરેક મુદ્દા ઉપર ખાત્રી કરવાની ફરજ છે, ને ખાત્રી થયા પછીજ માનવાનો હુકમ છે. પણ ફુરૂએદીનમાં તેમ થઈ શકતુ નથી.

એટલે ફુરૂએદીનના સીધાંતો તો ઉસુલેદીન જાણીને ખાત્રી કરવા પછીનાં કોઈપણ જાતનાં ડગમગપણા વગર બજાવાનું કાર્ય છે. અને તેટલા માટે પ્રથમ સાચા દીન રસુલકા જે ઇસ્લામ છે, તેના પાયારૂપ ઉસુલેદીન ઉપર વિચાર કરીએ, કે તે સતપંથનાં મુદ્દા સાથે કેટલું બધુ મળતાપણું અને ઉમદાપણું ધરાવે છે?

ઉસુલેદીન—એટલે ધર્મના મુળ પાંચ તત્વ ઉપર છે.

| | |
|---|---|
| પહેલું—તોહીદ, | ચોથું—ઇમામત |
| બીજું—અદલ, | પાંચમું—કયામત. |
| ત્રીજું—નબુવત | |

આ પાંચે તત્વમાં પ્રથમના બે ખુદાની એકતા ઉપર અને તેના ઇન્સાફીપણા ઉપર રચાયેલાં છે. ને ત્રીજો ને ચોથો નબુવત અને ઇમામત તે ખુદાના હુકમો પહોંચાડવા ઉપર છે. અને પાંચમો મુદ્દો કયામત એટલે હિસાબનો છેલ્લો દીવસ છે તેને માટે, અને એ હિસાબે આ પાંચ તત્વોનાં ત્રણ પ્રકાર છે, પહેલો ખુદા માટે, બીજો તેની હીદાયત માટે અને ત્રીજો મરતાં સુધીની જવાબદારી માટે છે.

ખુદાની એકતા અને તેનું ઇન્સાફીપણું સતપંથમાં જે પીર સદરદીને સમજાવ્યું છે, તેવુંજ અને તેના વધુ સારા અર્થ વાળું છે.

ખુદા એક છે, બીજો કોઇ ખુદા નથી તેનો કોઇ જોડીયો નથી. તેને મા, બાપ, ઓરત બચ્ચાં નથી, એટલો અર્થ–તૌહીદની સમજમાં હાલ ઇસ્લામની તાલીમના નામે પ્રસિધ્ધ છે.

ત્યારે–સતપંથમાં વધુ સ્પષ્ટ રીતે મનાય છે, કે ખુદા એક છે પણ તે નુર છે, અને તે નુર આખા જગતમાં ભરપુર છે, તેવીજ રીતે કુરઆનમાં પણ છે કે "અલ્લાહો નુરૂસ સમાવાતે વલ અર્જ" એટલે જમીન અને આસમાનનું–નુર તે અલ્લાહ છે.

હવે અહીં નુર અથવા પ્રકાશ એક છે. એમ ઇસ્લામની માનીનતા મુજબ કેમ સમજાયું? કારણ કે હવા જેમ ભરપુર છે, પણ તેની સંખ્યા ગણાય નહી. તેવી રીતે ખુદા નુર ભરપુર છે તેની સંખ્યા કેમ ગણાય? ત્યારે વધુ વિચાર કરતા સુર્ય એક છે, અને તેનો પ્રકાશ ભરપુર છે. એ દાખલામાં કંઇક સમજાય છે, પણ સુરજના ગોળ આકાર દેખાય છે અને ખુદાને આકાર હોય નહી કારણ કે તે નીરાકાર છે. ત્યારે ખુદા નુર પણ એક છે. એના માટે આકાર વગર સમજાતો નથી. પણ હવા એક મટકામાં હોય, તેથી હવાનો આકાર મટકા જેવો છે, એમ કહેવાય નહી. તેવી રીતે બતિનો પ્રકાશ એક ગોળ કે ચોરસ આકારના ડબ્બામાંથી પ્રગટે છે, તેથી પ્રકાશનો આકાર ગોળ કે ચોરસ નથી કહેવાતો. પણ ડબ્બાના આકાર મુજબ તે પ્રગટે છે એ ખરૂં છે. અને તેથી જેમ પ્રકાશને પ્રગટવા માટે આકારની જરૂર છે, તે વગર

તે પ્રગટ થતો નથી. તેવીજ રીતે ખુદાઇ નુર આદમના આકારમાં પ્રગટયું, પણ તેથી ખુદા જે નુર છે, તેનો આકાર થયો. એમ કહેવાય નહીં. તેવી રીતે ખુદા એકપણે એકજ જીસ્મમાં પ્રગટ થાય છે, તેને ખુદાનો અવતાર સતપંથ સમજાવે છે. અને તેથી ખુદાનાં એકપણાની ખાત્રી થાય છે. અને તેના નિરાકારપણાને પણ સમજાવે છે, એ રીતે ખુદા પોતાનું નુર સમયાનુસાર જુદા જુદા જીસ્મમાં એક રૂપે પ્રગટે છે. તે એક વખતે કદી બેમાં પ્રગટતો નથી. અને તેથી તે એક છે, ને બીજો કોઇ નથી. તેની પણ સમજ આપે છે. તેમજ ડબ્બામાંથી પ્રગટતો પ્રકાશ તે કોઇ ડબ્બાનું તત્વ નથી. તેમ પ્રકાશમાંથી પ્રકાશ સિવાય બીજું કાંઈ બનતું નથી. તેથી તે મા, બાપ, કે સગાંવહાલાં નથી એમ સમજાવે છે. દાખલા તરીકે આદમનાં આકારમાં ખુદાઈ નુર પ્રગટયું, તે આદમને બનાવતી વખતે નહીં, પણ પુરો મનુષ્યનો આકાર આવ્યા પછી તેમાં ખુદાઇ નુર ફુંકાયું. તેવીજ રીતે આદમનાં દીકરા **શીશ** હતા, તે શીશ મનુષ્ય રૂપે તેમના માતાજી **બીબી હુવાના** પેટથી અવતર્યા. ને તે પછી **આદમમાંજ** ખુદાઈ નુર પ્રકાશતું હતું ને **શીશમાં** પ્રગટયું. જેમ **પીર સદરદીન** એક ઠેકાણે સમજાવે છે કે:—

## દીવામાંથી દીવો ૨૧૨.

એટલે—એક બતિ પ્રકાશતી હોય, પછી બીજી બતી પ્રકાશવા અગાઉ તેનો આકાર વિગેરે બધું તઈયાર હોય, ત્યારેજ જેમ પહેલી બતીના પ્રકાશ વડે બીજી બતી પ્રકાશવા માંડે, તેવીજ રીતે ત્યાં સુધી માના પેટથી જીસ્મનો આકાર લીધા પછી, આગલા પ્રકાશ

વડે બીજા જીસ્મનાં આકારમાં ખુદાઇ નુર પ્રકાશે. અને એવી રીતે ક્રમવાર, એક પછી એક જીસ્મનાં આકારમાં એ ખુદાઇ નુર પ્રકાશતું રહે છે. જેને સનાતન મુજબ ઇશ્વરી અવતાર અને ઇસ્લામ મુજબ ઇમામ કહે છે. આ રીતે સ્પષ્ટતાવાળી અને પુરણ સમજ સતપંથમાં ખુદાની એકતા માટે છે. પણ ઇસ્લામ મુજબની ખુદાની એકતા માનનારાઓ ખુદા વહદહુ એટલે એક છે. નિરંજન નીરાકાર છે એમ કહે છે. પણ તેને સાબેત કરી શકતા નથી કે, જેવી રીતે ઓળખવાને અને સમજવાને ખુદાએ કુરઆને શરીફમાં બતિના દૃષ્ટાંતથી સુરે નુરની ૩૧-૩૨-૩૩-૩૪ આયાતમાં ફરમાવેલ છે. અને તેજ **કુરઆને શરીફ**ની તફસીર ખુદાની એકતાઇ માટે **પીર સદરદીને** સમજાવી છે. અને આદમથી લઇ અલી સુધી નસલ બનસલ જે નુર નામું આપેલ છે, તે જ મુજબ અને અલીથી થઇ આજ સુધીનાં **મોજુદ ઇમામો** ને **સતપંથમાં કુરઆને શરીફમાં ઉલુલ અમ્રૂ મીનકુમ** એટલે હુકમ કરનાર અને ઇમામે **મોબીન** એટલે **જાહેર ઇમામ ના૦ આગાખાન સર સુલતાન મહમદશાહ**નાં મનુષ્યાકારમાં એજ ખુદાઇ નુર જલવાગર બીન હરીફ રીતે છે. અને **ના૦ આગાખાન** માનાં પેટથી મનુષ્ય તરીકે જનમ્યા, ત્યારે તેમાં ખુદાઇ નુર હતું એમ અમો માનતા નથી. પણ જનમ્યા પછી ૭ કે સાતમે વરસે, જ્યારે એ નુર એમનાં અગાઉનાં જોમાંમાં હતું, તે જોમા એ જ્યારે હાલનાં ના૦ આગાખાનનાં મનુષ્યાકારમાં એ ખુદાઇ નુર ફુંક્યું, ત્યારથી જલવાગર થયું. અને તે એકલાજ છે તેના જેવો બીજો

કોઈ પ્રકાશ નથી, તેમ તે જનમ્યો પણ નથી. આવી રીતે ખુદાની એકતા જે સાચો પ્રકાશ છે, તેના દુન્યવી કારોબારમાં ઈન્સાફી-પણું સાથેજ ભળે છે! એજ તેની અલામત છે અને ઈન્સાન ગુજરી જવા પછી એજ ખુદાઈ પ્રકાશના ઈન્સાફીપણાથી પોતાના આમાલ ભોગવશે.

નીં૦ ૭૭, નબુવત ને ઈમામત એ બે બાબતની સત્યતા સતપંથીઓ સ્વીકારે છે, પણ ઈસ્લામની સત્ય સમજનો આધાર કુરઆને શરીફ અને કુરઆને શરીફનો આધાર ઈમામ ઉપર છે. એ કિતાબે ઈમામતનો દરજ્જો એક શહેનશાહ જેવો છે, ત્યારે નબુવતનો દરજ્જો શહેનશાહના વિશ્વાસુ વજીર જેવો છે.

હવે તમેજ અહી વિચારશો, તો ઈસ્લામનાં નામે સતપંથ અથવા ઈસ્માઈલી આગાખાની ફીરકા સિવાયના બધાઓ નબુવતનો દરજ્જો વજીર જેવો અને ઈમામતનો દરજ્જો તેના નાયબ જેવો માને છે અને તેઓ આરસ પરસ સમાનતા નથી, અને તેનો ફેસલો કુરઆને શરીફની નીચેની આયાત ઉપર તમેજ કરશો કે, ખુદાએ હ૦ ઈબ્રાહીમ પેગંબરને ફરમાવ્યું કે:—

'વએઝીબતલા ઈબરાહીમા ઈન્ની જાએલોક લીન્નાસે ઈમામા"

અર્થ—હે ઈબરાહીમ, ખરેખર હું તને લોકોનો ઈમામ બનાવનાર છું.

આ ઉપરથી સમજાય છે કે, હ૦ ઈબ્રાહીમ પેગંબર તો હતાજ પણ તેને ખુદાએ વળી ઈમામ બનાવવા કહ્યું તો ઈમામતનો દરજ્જો પેગંબરી દરજ્જા કરતાં વધું કે ઓછો !

બીરાદર જીમ-ઈસ્લામ અને સતપંથમાં આ બાબતમાં કુરઆને શરીફ મુજબજ ઇમામતનો દરજ્જો મોટો છે. એમ સમજાવ્યું છે, તો સતપંથની તાલીમ જે જે પીર સદરદીને આપી તે કેવા ઉંચા દરજાની અને ઇસ્લામનાં સત્ પણા સાથે તેનો જરા તોલ કરશો કે સાચા દીન રસુલકા એમ સમજવાને સતપંથની તાલીમ વગર ગુંચવાડો છે.

વળી કયામતના તત્વમાં તેને દુનીયા ખલાસ થવા પછી બધાને જીવતા કરીને ખુદા હીસાબ લેશે, તે દીવસને કયામત કહે છે એમ ઇસ્લામી માને છે. તે ઉપરાંત સતપંથી વધુ એમ પણ માને છે કે આ આખર ઝમાનો છે. પણ તે અગાઉનાં, બીજા ત્રણ ઝમાના સુધી. આલમે અરવાહની કબુલત પછી દરેક રૂહે જે જે સ્થીતી ભોગવ્યા કરી તેનો સરવાળો મનુષ્ય દેહમાં આખર ઝમાનામાં ઇસ્લામ કબુલ્યા પછી જેના સારા નરસા આમાલો હશે, તેનો બદલો તે દીવસે આપશે અને તેની સમજ પુનરજન્મ મુજબ ઈસ્લામ અગાઉ હતી એમ સતપંથીઓ કયામતના દીવસની સરસાઇનાં વધારવામાં જાણે છે, અને સનાતન અને વેદની તાલીમનો સરવાળો તે કયામત ઇસ્લામ મુજબ સત્ય છે.

બીરાદર જીમ-આ રીતે આપ સમજ્યા હશો કે પીર સદરદીને જે સતપંથ સમજાવ્યો અને તે સમજવા માટે જે ફરમાવ્યું કે સાચા દીન રસુલકા તે દીન ઈસ્લામ અને તે રસુલ હઝરત મહમદ મહમદ સાહેબ પણ એજ ઇસ્લામનાં આધાર કુરઆને શરીફ અને રસુલે ખુદાની હદીસ મુજબ હ૦ અલીની સાચા નસલે એક પછી એક ઇમામ કયામત સુધી થશે તેનો પુરાવો અને સત્યતા જે પીર સદરદીન સાહેબે પોતાના રચેલાં બધા

વચનમાં તાલીમ કરી છે. તે મુજબ મોજુદ ઈમામની બયત લેવા સમજાવ્યું છે. પણ કોઇ ઠેકાણે ગયબ ઈમામને કે બાર ઈમામને માનો એમ સમજાવ્યું નથી. પણ તેને બદલે ઇમામે મોબીન એટલે જાહેર ઇમામને ઓળખવા ભલામણ કરી છે. જો પીર સદરદીન શાહેબના વચનો ઉપર ભરૂસો હોય, તો તે આ તીચે સાચા દીન રસુલકાનો મતલબજ સમજાવનારા છે.

એજી જાહેર દેવ જંપુદીપમાં બેઠા,

(આરતી.)

પરતક પાત્ર ને પરખાને પ્રેમે પુજોની પાવ
ચઉદ બ્રહ્મંડનો એ ધણી પરગટ છે જુગમાંહે

પરતક.

આ ઉપરાંત જેણે જગજાહેર ઇમામને ઓળખવા અને વળી ઈમામ જાફર સાદેક પછી મુસાં કાઝીમ કે તેની નસલને નહિ પણ ઈમામ જાફર સાદેકના વડા શાહજાદા હઝરત ઈસ્માઇલ અને તેની નસલને કે જે નસલ અરબસ્તાન પછી મિસર અને દેલમ દેસ એરાકખંડ વિગેરેમાં રહેતી આવી છે. ને તે હિન્દમાં પધારશે એવી એવી પેશનગોઇ કરયા મુજબ હાલના નામદાર આગાખાનના વડવાઓને ઓળખાવ્યા છે. જો પીર સદરદીનના શબ્દો સાચા દીન રસુલકા એ ખરા જળવાતા હોય, તો તેનો ઉપર આપેલો ખુલાસો અને તેમણે શાહ ઈસ્માઇલિના વંશમાં ઉતરી આવનારા ઇમામ તરીકે હાલના નામદાર આગાખાન સાહેબનેજ (ખુદાઇ નુર) ઇમામ તરીકે ઓળખી અને રસુલનાં સાચા દીનનાં જાહેર પેશવાની બઇત કરીને તેના હુકમ પ્રમાણે વરતવું, એજ ઉત્તમતા છે, તે સમજો.

**સવાલ ૪૧ મો.**

**સતપંથ અને ઇસ્માઇલી મઝહબમાં શું ફરક છે? અને ઇસ્માઇલી મઝહબ ઇસ્લામી તઉતેર ફીરકામાંનો એક છે કે નહિ? અને તે જાહેર આલમની માહીતી માટે સમજુતી બતાવો?**

**જવાબ ૪૧ મો.**

મી૦ જીમ-**સતપંથ** અને **ઇસ્માઇલી** મઝહબ એ બેઉ એક જ છે. અને ઉપરના જવાબો પરથી સમજાયું હશે તો પણ ખાસ એ બેઉને સમજાવવામાં જે ખાસ કહેવાનું છે, તે એક **સતપંથ** એ ઇસ્લામી શબ્દો મુજબ **સેરાતલ મુસ્તકીમ**નો અર્થ બતાવે છે. અને વધુ ખુલાસો એકે **ખરો રસ્તો** અને ખરો રસ્તો ખુદાને ઓળખવા માટેનો છે. એ ખરા રસ્તાનો બે મીયો એટલે રહેબર તે **હ૦ અલી** અને તેની પવીત્ર નસલ જેમાં ઇમામનું નૂર આજ સુધી એક પછી એક મોજુદ મનુષ્યાકારમાં ગેબ થયા વગર ઉતરતું આવ્યું. અને તેવીજ રીતે **કયામત** સુધી એક પછી એક ઉતરતું રહેશે, તે તેનો રહેબર છે. અને **સતપંથ** નામનો અર્થ હીન્દુ ધર્મનાં માહિતગારો માટે વધુ સગવગતા પડતા હોવાથી રાખવામાં આવેલ છે. જેવી રીતે **ઇસ્લામ** આદમથી ચાલતા આવેલા છે, પણ દરેક ભાષામાં તેના ફેરફારવાળા નામથી ઓળખાયેલ છે. અને તથા ઇસ્લામ ને હઝરત રસુલે ખુદાને **પેગંબર** કબુલ રાખનારાઓનેજ તે શબ્દ લાગુ પડે છે. પણ જ્યારે એ **ઇસ્લામ** નામ **હઝરત રસુલે ખુદા**નાં શરૂ જમાનામાં પ્રચલીત ન હોતું, ત્યારે તેનું નામ '**હનીફ ધર્મ**' કહેવાતું હતું, અને **હનીફ ધર્મ**નું નામ **હ૦ ઇબ્રાહીમ પેગંબરની**

હીદાયતથી પડેલું હતું, અને આ બાબતમાં જનાબ મુસાએ મુસાપર ઈમાન નહી લાવેલા કુરેશો અને યહુદીઓએ પુછયું હતું કે, અયે મહમદ (સ. અ. વ) તમે કયો ધર્મ પાળો છો? ત્યારે હઝરતે જવાબ આપ્યો હતો, કે હું હ૦ ઈબરાહીમના હનીફ ધર્મને પાળું છું, તો આ રીતે હનીફ ધર્મનો અર્થ અરબીમાં **ઈસ્લામ** થાય છે. તેવીજ રીતે ઈસ્લામનો ગુજરાતી કે પાક્રત અર્થ **સતપંથ** છે, અને **સતપંથ**, **ઈસ્લામ** કે હનીફ ધર્મ કે હકરાહ કે હકરસ્તો એ બધો દેશ અને ભાષાને લઈને જુદા નામ છે પણ અસલ એક ખુદાઇ રસ્તાનાજ તે નામો છે તોપણ ઇસલામને માનનારા ઇસલામીઓ બધા એકમત નથી અને તેથી જેમ જેમ જુદા જુદા ફીરકા થયેલા છે, તેમાં શિયા અને સુન્ની બે મોટા ફાંટા છે. જેમાં સુન્ની મત **તોહીદ**, **નબુવત**, અને **કયામત** એ ત્રણ ઉસુલ પર મનાય છે. ત્યારે શિયા મતમાં એ ત્રણ ઉપરાંત **અદલ** અને **ઈમામત** એ બે મળી પાંચ ઉસુલ ઉપર બંધારણ માને છે. અને આ રીતે ઇસલામમાં એ બે મોટા ફાંટામાં પણ બીજા ઘણા ફાંટાઓ ઘણા છે. જેમાં શિયા ફીરકામાં **ઈમામી** અને અખબારી એ ફાંટા છે. અને **ઈમામીમાં** **ઇશનાઅશરીને** **ઇસમાઈલી** એ ફાંટા છે. આ બેઉ શિયા ઇમામીમાં ઇમામનેજ માનવાની અને તેની બયત લેવાની ફરજ તેનેજ **ઈસ્લામનું** શુધ તત્વ **અથવા** જીવન માનવામાં આવે છે. તેમાં **ઇશનાઅશરીની** માનીનતાનું **ધોરણ** જેવું **જાફર સાદેક** સુધી હતું, તેમાં ફરક પડયો અને તે ધોરણ છેક અસકરી પછીથી તદન ફેરવાઇ ગયું. એટલે **કુરઆન** અને **ઇમામ** એ બેઉને સાથેજ મોજુદ માનતાં, તેમાં **કુરઆન** મોજુદ રહ્યું અને **ઈમામ** ગેબ માનતાં, **હદીસુસ** **સકલયન** મુજબ તેમાં મતભેદ પડયો. કારણ કે **કુરઆન** અને **ઈમામ** એ બેઉમાં **ઈમામને**

ફઝીલત કુરઆન ઉપર હોવાથી, અને કુરઆન ઈમામ વગર સમજાવનાર નથી એમ હોવાથી, ઇશનાઅશરી મઝહબના ફાંટામાં કુરઆનની તાલીમ ઇમામ વગર અધુરી રહી. અને ઇસમાઇલી મઝહબમાં મોજુદ ઈમામ બરાબર અલીથી આજ સુધી એક પછી એક હદીસ અને કુરઆને શરીફ મુજબ ચાલુ હોવાથી અને ઈમામ તે બોલતું કુરઆન હોવાથી, ઇસલામની સત્ય તાલીમનો ઉમદા સબક તેના માનનારાઓને દરેકને પોતાની ભાષામાં અડચણ વગર મળતો રહયો. અને તેથી ઇસમાઇલી મઝહબને સતપંથ નામ આપી, તેની સરળતા પ્રાપ્ત કરતાં આંચકો કે શંકા રહીજ નહીં, કારણ કે સત્ય ધર્મને સમજવામાં પોતાનીજ ભાષામાં ઉપદેશ રૂબરૂમાં મળતો રહયો. અને એ હિસાબે સતપંથ અને ઇસમાઇલી મઝહબ બેઉ નામ એક અર્થ રૂપે સમજાયો. વળી હિન્દુ સનાતની તરીકે ઇસલામી નામનો અભાવ સતપંથ નામથી રહેવા પામ્યો નહિ, તેવીજ રીતે ઈસમાઇલી મઝહબનાં નામે સુન્ની ઇસલામીગો પણ તેને એક ફીરકા તરીકે માનીને ઇસલામી દાયરામાં દાખલ ગણતા રહયા. અને આ રીતે સતપંથમાં નકલંક અવતાર અને તેના પાત્રને એક પછી એક ઈશ્વરી જ્યોતિ સોંપાતી રહી, તે નકલંક હઝ૦ અલી અને તેના પાત્ર તેની નસલમાં એક પછી એક ઇમામો થતા રહયા. તે આજ ૪૮ માં પાત્ર તરીકે ના૦. આગાખાન સાહેબને નકલંકના પ્રગટ પાત્ર તરીકે માને છે. અને તે ઇસ્લામી તાલીમ મુજબ નુસેરી જેમ અલીને અલ્લાહ માનતો હતો, તે પણ સતપંથી સાબેત થયો અને તે અલીને તેની નસલ એક પછી એક ઇમામ તરીકે આજ સુધી ૪૮ માં ઇમામ તરીકે હાલના ના૦ આગાખાન સાહેબને માને છે અને તેથી હિન્દની બહાર વસ્તા ઇસલામની રૂઢી મુજબ નમાજ રોઝા...... વિગેરે પરદેશના ઈસમાઇલીઓ પાળે છે. તેવીજ રીતે દુઆ

ઉપવાસ, અને દસોંદ હિન્દના સતપંથીઓ બજાવી લાવે છે. માત્ર રૂહીમાં ફરક છે. અને રૂહી માટે મોજુદ ઈમામનાં ફરમાન મુજબ અદા થાય છે. અને તેથી ઇસ્લામની સત્ય તાલીમનું અધુરાપણું બીજા ફીરકા માફક નથી, દાખલા તરીકે હકીમ જેમ બીમારોને તન-દુરસ્તીના માટે બધી જાતના દરદીઓને એક દવા આપતો નથી, પણ જેને જે અનુકુળ હોય, તેવી દવાનું સેવન કરવા કહે છે. તેવીજ રીતે ઈમામ કે જે રૂહાની હકીમ છે, તે દરેક દેશનાં પોતાનાં (પેશન) સેવકોને તેના દેશના હવાપાણીને અનુકુળ આવે એવા સત્ય હુકમો રૂપી ઇલાજ કરે છે. પણ હકીમની ગેરહાજરીમાં તેના દવાખાનામાંથી અથવા મોતેબર દવાઇનાં ગ્રંથમાંથી પોતાની મેળે હકીમું પોતે કરે એવા કમ્પાઉડરોના હાથે, જેઓ હકીમ સાહેબના દવાખાનામાંથી દવાની બાટલીનો ઉપયોગ કરે અથવા દવાઇના ગ્રંથમાંથી જોઇને દવા બનાવી પીયે. તો તેમાં કેટલું ગંભીર જોખમ છે, તે દાનેશમંદો અને એક ગામડીયો પણ સારી રીતે સમજી શકે છે, અને કહે છે કે નારે ભાઇ, હકીમ સહેબ વગર બીજાના હાથે મરવું સારૂં નહી, ત્યારે કેટલાક આપ ડાયાઓ કમ્પાઉડરનો મોભો વધારવા ખાતર અને બીજાઓમાં પોતે ડાયામાં ખપાવવા ખાતર હકીમ સાહેબને ખુદને નાડ દેખાડવા વગર દવા પીયે છે. અને જોખમ વ્હોરે છે. પણ કેટલાક ચાલાક અને નગળાઇને વશ નહી થયેલાઓ, તો એમ કહીને જેમ હકીમના દવાખાનામાંથી ચાલ્યા જાય છે, કે સાહેબ કયાં છે! પછી તેની શોધ ખોળ કરીને હકીમ (ઇમામ) રૂબરૂ જઇ નાડ બતાવી દવા લઇને ખાત્રી પુર્વક આરામ લે છે.

મી૦ જીમ—આ દલીલને કારણ સર લંબાવી છે, અને તેમાં એમ સમજાવવા કોસેશ કરી છે કે, સતપંથ અને ઇસ્માઇલી મઝ-

હબ એમ એકજ ઇમામનાં સાયા તળે જુદા જુદા દેશનાં સેવકો જુદી જુદી રીતે પોતાની ફરજ બજાવી રહયા છે. અને તેથી તેમાં તમો પુછો છો, તેવો ફરક માત્ર રૂઢીનો છે. પણ તે રૂઢીની પસંદગી અને પરવાનગી ઇમામની હોવાથી એકજ મતલબને સાધનારા છે, જુઓની નમાજ એટલે બંદગી એકજ ખુદાની, પણ તેને પાંચ વખત અને જુદી જુદી તરકીબથી અદા કરાય છે. છતાં તેથી કંઇ નમાજ એટલે બંદગીનોજ મતલબ જળવાય છે, તેવીજ રીતે મુસાફરીમાં, બીમારીમાં એવા હુકમોને માટે અમુક અમુક છુટ છાટ હોય છે. તેવીજ રીતે મોજુદ ઇમામની મુખ્તારીથી મતપંથો અને મઝહબથી મઝહબ એકજ હોવા છતાં, અમુક અમુક છુટ છાટ આગવનાગ છે. તેથી તેમાં ફરક છે, એમ કહી શકાય નહીં, અને બારાદર જીમ–ઇસ્માઇલી મઝહબ, ઇસ્લામનાં તોહતેર ફીરકા માંનો એક છે. એમાં તો કંઇક શક નથી. કારણ કે, ઇસ્લામનાં ફીરકાઓ બધે જુદા જુદા હોય, તોપણ તોહીદ, નબુવત, અને કયામતની માનીનતા રાખનાર ઇસ્લામી છે. અને તેમાં પણ "લાઇલાહા ઇલ્લલ્લાહા મહમદ રસુલિલ્લાહ"નો કલેમો પઢનાર ઇસ્લામી છે. પછી ભલે તેનું વરતન ગમે તેવું હોય. આ મુદ્દો ઇસ્લામીની વિશાળ મરીયાદા સુચવે છે. અને ઇસ્લામની બુઝુરગી બીજા દરેક ધર્મો ઉપર ધરાવે છે

પણ વ્હાલા દોસ્ત જીમ–અહીં જરા તમારી સાથે એક કહેવત મુજબ જવાબ આપું છું કે, ઇસ્લામ અને સનાતન કે ખ્રિસ્તીઝમ કે યહુદીઝમ એવા પક્ષપાતવાળા નામો ખુદાઇ ધર્મને છાજતાં નથી. કારણ કે બધાં ધર્મમાં એકજ ખુદાને માનવા ફરમાન છે. જ્યારે એક ખુદાએ મનુષ્ય જાતિ પણ એકજ દુનિયાપર ઉત્પન

કરેલી છે. હિન્દુ, મુસલમીન પારસી, યહુદી, નસારા, આ બધા પક્ષપાત છે અને એ પક્ષપાત સત્ય ધર્મનાં પાલણથી જ્યારે નીકળી જાય, ત્યારે ખુદાઈ રસ્તાનું ખરૂં રહસ્ય સમજાય. એક કોમ કે દેશની ઓળખાણ માટે કોઇ જાતનો વાંધો નથી, પણ ધર્મનો ભેદ કોમ ઉપરથી કે જાત ઉપરથી, જુદા ગણવા, એ જાણે ખુદાએ મનુષ્ય જાતી એક બનાવી છે; તેમાં મતભેદ પાડવા જેવો ગુનાહ ગણાવો જોઇએ. વળી જોશું તો, ખુદાએ જેમ મનુષ્ય જાતીની એકજ રચના કરી છે. તેથી તેની એકતાની મહાન દલીલ ઝળકે છે! તો પછી એકજ મનુષ્ય જાતીનો ધર્મ, બીજો હોયજ કેમ? અને ખરે-ખર ખુદાએ આ દુનીયાપર મનુષ્ય જાતી બનાવ્યા પછી, પેગમ્બર કે ઇમામ જુદા જુદા મોકલાવ્યા નથી. પણ એકજ હિદાયત અને એકજ તાલીમ એકજ વખતે આપેલ છે. આ બાબતમાં આપણે જરા શાંત રીતે જોશું, તો હઝરત આદમની ઉતપતિના વરસ આશરે દશ હજારથી વધારે નથી. અને તે બાબતમાં કિતાબો અને તવારીખોનાં પુરાવા પુશકળ છે. વળી તવારીખે "ફીરસ્તા"માં છે કે હ૦ અલીને એક યહુદી વિદ્વાને પુછ્યું હતું કે—"આદમના અગાઉ કોણ હતુ?" ત્યારે હ૦ અલીએ જવાબ આપ્યો કે— "આદમના અગાઉ આદમ હતો" ફરી તે વિદ્વાને પુછ્યું— કે, તે આદમનાં અગાઉ કોણ હતું, હઝરતે ફરી પણ એજ જવાબ આપ્યો કે, તે "આદમ અગાઉ પણ આદમ હતો" આ રીતે તે વિદ્વાને ત્રણ વખત પુછયું, અને હઝરતે એજ જવાબ આપ્યો કે, "આદમ અગાઉ આદમ અને તે આદમ અગાઉ પણ આદમ ને આદમ હતો"

આ જવાબથી તે વિદ્વાન યહુદી હઝરતનાં ઇલમનાં પ્રકાશથી ઇસ્લામી બન્યો.

આ ઉપરથી જોશું, તો આદમની અગાઉનાં આદમો. જોતાં કૃષ્ણ, રામ, વીગેરેની હકીકતો હીન્દુ **સનાતન ધર્મમાંથી** મળી આવે છે, અને તેમાં પણ જેવી બુઝુરગી સમજાય છે, તેવીજ બુઝુરગી તેના અગાઉના આદમ, કૃષ્ણ, અને રામ વીગેરેને અપાતી. જેને અમો ઈસ્માઈલીયો ઈશ્વરી અવતાર અથવા ઇમામ તરીક ઓળખીએ છીએ. અને તેથીજ "કૃષ્ણ" સુધીનાં આઠ અવતાર અને આદમ તે "બુધ્ધા અવતાર" નવમો, અને દશમો નકલંક અવતાર "અલી" એવી ઇશ્વરી નુરની સાંકળ સિલ સિલા બંધ માનીએ છીએ. અને જેને કુરઆને શરીફમાં "હબલીલ્લાહ" એટલે ખુદાઈ (નુરની) રસ્સી ફરમાવેલ છે. અને આ રીતે આખી દુનીયામાં ઇશ્વરી દસ અવતારની માનીનતા એજ ખુદાઈ ધર્મ કુલે મનુષ્ય જાતી માટે સાબેત થાય છે. અને તેથી જુદા જુદા ધર્મનાં પક્ષપાતવાળા નામો ખુદાઇ ધર્મને છાજતાં નથી. પણ "સનાતન" "હનીફ ધર્મ" સેરાતલ મુસ્તકીમ "હકશાહ" કે "સતપંથ" એ નામો, પક્ષપાત વગરના અને ખરા મનાવવા જોઈએ. પરંતુ સનાતન નામ પક્ષપાતી ઇસ્લામીને મનથી કૂફરૂ માને, તેવીજ રીતે ઇસ્લામ નામ એ સનાતની પક્ષપાતીને મલેચ્છ લાગે છે. અને તેથી ઝઘડાઓ ઉત્પન થાય છે તેનું પણ કારણ ખુલ્લું છે. કારણ કે, ધર્મનો ધણી કોઇ ઠેકાણે મોજુદ નથી માનતા, તેથી તેની સત્યતા કરવા અવકાશ નથી. અને આ મુજબ દુનીયા ઉપરનાં ધર્મો સત્યતાવાળા છે, પણ કોઇ ઠેકાણે તેનો ધણી મોજુદ નથી માનતા અને તેથીજ પીર સદરદીને સતપંથની મહત્તા બતાવતાં ચેલેંજ કરી છે કે:—

"ખટ દરશાન તો સુન પુજાવે"
"સતપંથ વરમકો મરમ ન પાવે"

**આરતી કીજે નકલંક તણી.**

આ બે લીટીમાં બધા પક્ષપાતી ધર્મનાં નામે ઝઘડનારાઓને માટે સમજાવ્યું છે કે—રામ, કૃષ્ણ, મુસા, ઈસા, **સુન્ની, શીયા, ઈશનાઅશરી**—એ બધા પક્ષપાત કરનારા અને પોતાનેજ સત્ય માનનારા છતાં, પોતે જેને માને છે, તેને માટે એમજ કહેનારા છે કે **રામચંદ્રજી** હતા, કૃષ્ણ હતા, મુસા હતા, ઈસા હતા, **મહુમદ** સાહેબ હતા, **ઈમામ મહેંદી** ગેપ છે. એટલે બધા ધર્મ-વાળા ધણીની ગેરહાજરીમાં પુજે છે, ભજે છે, ને માને છે. અને તેથી તેઓ બધા સુન પુજાવે છે; પણ "હત" એટલે "છે." એવું તો માત્ર એક **સતપંથ**ના પાળનારાઓજ કહી શકે છે. અને એ મર્મ બીજા પક્ષપાતી ધર્મવાળાઓ કદી સમજી શકતા નથી. કારણ કે જેને જેવા માને છે, તેવાજ દેખાડી શકાય. એવો અથવા રૂબરૂ જઈ ચરણમાં માથું નાખી શકાય એવો, કે તેના હાથનું ચુંબન કરી શકાય, એવો માત્ર **સતપંથ** છે કે, જેનો **ધણી** દરેક વખતે **મોજુદ** હોય છે. અને આ ઉપરથી બધા ધર્મના પક્ષપાતથી વેગળા અને બધા ધર્મની સત્યતા **માનનારા, સતપંથીઓ**નેજ કહી શકાય કે?

અને નહી ત્રણમાં—નહી તેરમાં—નહી છપ્પનની **મેળમાં** એવો સતપંથ છે. તેનો ખુલાસો એ છે કે—

ઈસ્લામે-બોહતેર ફીરકાવાળા કે જેની મુકતી નથી, એમ સમજાવ્યું છે. ને તે બોહતેરમાં ૩+૧૩+૫૬==૭૨માં સતપંથ

ની ગણત્રી નથી. પણ મા૦ જીમ તમોએ, જે તોહુતેર ફીરકા-માંનાં એકની ગણત્રી જાણવા માંગો છો, તે મુજબ તોહુતેરમોજ સતપંથ એવો ફીરકો છે કે, જેમાં એક ખુદાની, એકજ મનુષ્ય જાતીમાં ધર્મના પક્ષપાત વગરનો છે અને તે સતપંથ નામ ધરાવે છે! એવો એક અને એકજ છે.

એટલે–નથી, ૩ ત્રણમાં એટલે ત્રણયારી નથી, (જેઓ ૯૦ અબુ બક્રર ૯૦ ઉમર ૯૦ ઉસ્માનને તબરરા કરે છે, તેવા નથી.)

તેમ નથી, ૧૩ તેરમાં (એટલે રસુલે ખુદા બીબી ફાતેમા તથા અલીથી અસકરી સુધા ઇમામો મળી જાહેરમાં તેરને માનવાને એક તેથી ઉલ્ટો ગેબને માનવું એવા નથી.)

તેમ ૫૬ છપ્પનનાં મેળમાં નથી, એટલે છપ્પન કોટી જાદવો જેઓએ પોતાનાં જમાનાનાં મોજુદ અવતાર (ઇમામ) શ્રી કૃષ્ણનાં ફરમાનને માન્યું નહી તેવા અમો સતપંથી નથી, પરંતુ ઉપર બતાવેલાં

૩) ત્રણમાં
૧૩) તેરમાં
કે ૫૬) છપ્પના મેળમાં નથી.

એટલે–કુલ્લે મેળ કરવાં ૭૨) ફીરકામાં અમારી ગણત્રી નથી, પરંતુ તેનાથી તદન નિરાળો પક્ષપાત વગરનો અને દરેક જમાનામાં અછુત લઇ શકાય, એવા મોજુદ ઇમામની માન્યતા રાખનારો "સેરાતલ મુસ્તકીમ" એટલે સતપંથ અમારો ૭૩ તોહુતેરમો એકજ ફીરકો છે. જે, તમારા કહેવા મુજબ નાજી છે. કારણ કે બોહુતેર ફીરકામાં ઇમામ મોજુદ નથી, જેની સનદ કુરઆને શરીફ મુજબ છે, જો કે બોહુતેર ફીરકામાં નમાજ, રોજા વીગેરે એક સરખી રીતે

અરબીમાં અદા થાય છે, ત્યારે માત્ર અમારા એકજ ફીરકામાં મોજુદ ઇમામની હુકમ મુજબ દરેક દેશને અનુકુળ આવે એવી ભાષા સાથેનાં બંદગીનાં સમજ ભરયા ફરમાનો છે, અને આ રીતે ૭૨ ફીરકાથી માત્ર અમારો એકજ ફીરકો જુદો પડે છે, કે જેના નામનો સુકાની મોજુદ ઇમામ હોય છે.

---

## સવાલ ૪૨ મો.

**હિંદુઓનાં દેવો શું આપણા મુસલમાની ધર્મ માફક ચાલનારા હતા? તેમ સતપંથ ધર્મમાં આપણે તેઓના નામો જપીએ છીએ તો તેઓ શું સતપંથના રાહબરો હતા?**

## જવાબ ૪૨ મો.

મી૦ રહીમ, આગળનાં જવાબમાં જાણ્યું હશે કે, સુફીઓમાં મનુષ્ય જાતીની ઉત્પતી ઇસ્લામ મુજબનાં આદમથી દસ હજાર વરસથી છે, પણ તે અગાઉનાં આદમો સનાતન ધર્મ અને વેદ મુજબ મનાતા મછ, કછ, વરા, નરસી, વામન, ફરશીરામ, રામ, કૃષ્ણના ઇશ્વરી અવતારો અથવા ઇમામ સતપંથી ગણવા જોઇએ, અને ઇસ્લામમાં આદમથી અલી, અને અલીથી આગાખાન સુધીના ઇમામો મનાય છે, તેવાજ એ આગલા જમાના રાહબર (ઇમામ) હતાં. અને તેમના વડે અજર, અમર, એક એટલે હયુલ, કયયુમ, વાહેદ ખુદાની હીદાયત, પ્રકાશ, પામેલ છે. એમ તેના શાસ્ત્રોથી સિધ્ધ છે. પછી તેઓને લક્ષ્યાર્થમાં

ઈસ્લામના સ્હેબરો, માનવા જોઇએ. અને તેવી રીતે સુન્નત જમાઅતનાં મશહુર આલેમો જે દહેલીવાળા નીઝામુદીન ઓલીયાની મઝાર શરીફના મુતવલી હસન નીઝામી ખ્વાજા, એ સ્વીકાર કરયો છે. અને "કૃષ્ણ બીતી" અથવા "કૃષ્ણ જીવન" નામનો ઉરદુ ગ્રંથ એમણે લખીને, તે પુરવાર કરયું છે. કે તે આદમ અગાઉનાં મનુષ્યોનાં સ્હેબરો, રામ, કૃષ્ણ, વીગેરે સનાતન ધર્મ અને વેદ મુજબ મનાતાં હીન્દુનાં દેવો તે ઇસ્લામનો પુર્વજો હતા, અને પુન્ય હતા, વળી કુરઆને શરીફમાં ખુદા ફરમાવે છે કે, "દરેક દેશમાં અને દરેક ભાષા બોલનારી કોમોની હીદાયત માટે મેં પેંગબરો અને ઇમામો મોકલ્યા છે." તો એ મુજબ સંસકૃત ભાષા અગાઉ બોલાતી હતી, અને હીન્દુસ્તાનમાં તે માદરી જબાન હતી. તો હાલ એ ભાષામાં વેદ જે મોજુદ છે. અને ગીતા વીગેરે ગ્રંથો ઉપરાંત મહાભારત, રામાયણનાં ગ્રંથોથી ઇસ્લામમાં બતાવેલા આદમ અગાઉનાં આદમોથી હીદાયત હતી, એમ સિધ્ધ થાય છે, વળી એક લાખ ને ચોવીસ હજાર પેંગમ્બરોમાં ફકત અઠાવીસ પેંગબરોના નામો આપણે જાણીયે છીએ. બાકીની મોટી સંખ્યા વીશે ઇસ્લામની કોઇ કીતાબ કાંઇ હકીકત રજુ કરતી નથી. આ ઉપરથી સાબેત થાય છે કે, દસ હજાર વરસથીજ દુનીયા ઉપર માણસો વસ્તા નથી, પણ તે અગાઉ પણ વસ્તા હોવા જોઇએ. એવું જુના શોધ ખોળમાં મળી આવેલા લેખો ઉપરથી જણાય છે, અને કુરઆને શરીફમાં દુનીયાની લીલી કે સુકી દરેક ચીજનું વરણન છે. પણ તે ઇમામની તાલીમ વગર શું ક્યાં છે? તે જાણી શકાતું નથી. અને એજ કુરઆન ઉપર ઇમામનેજ ફઝીલત છે, તે મોજુદ ઇમામ ઇસમાઇલી સતપંથનાં ઇમામો છે કે, જેમનાં વડે, હીન્દુસ્તાનમાં "પીર" મારફત ઇસ્લા-

મની સત્ય તાલીમ મળી કે, જે **સનાતન ધર્મ** મુજબનાં "**શ્રી** કૃષ્ણ" પછીનાં "**બુધ**" અને "**નકલંક**" **અવતારોની તાલીમની** બાકીની **સાંકળ** હતી. અને તે જુગનાં હિસાબે **ચોથા જુગ કળી**, યુગ મુજબ ("**બુધ**") એટલે **આદમથી** (**નકલંક**) એટલે (**અલી**) સુધી બરાબર તી, એમ સત્ય **સમજાવીને** સનાતનીની તાલીમ પુર્ણ કીધી. જો કે તેને આપણે "**ઇસ્લામ**" **નામથી** ઓળખીએ છીએ, પણ "**ઇસ્લામ એ સનાતન ધર્મનું છેલ્લું પ્રોગ્રામ** છે." અને તેથી ઇસ્લામ અગાઉનો **ઇસ્લામ** તે સનાતન ધર્મ છે: તે હીન્દુના દેવો તરીકે મનાતા **રહેબરો,** તે આગળનાં ઇસ્લામનાં, **એક લાખ** અને **ચોવીસ હજારની** સંખ્યામાંના **પેગંબરો** અને ઇમામોજ હતા. અને તેથી જેમ ઇસ્લામની **તાલીમમાં** ઇસા બીન મરીયમ, **દાઉદ** બીન **સુલેમાન** અને **મુસા** બીન **ઇમરાન** તથા **ઇબરાહીમ** અને નુહ, **આદમ** વિગેરેનાં નામો **લેવાય છે**; તેવીજ રીતે હીન્દુના દેવો **રામ,** કૃષ્ણ, **પરશુરામ** વિગેરે **નામો** લેવામાં અને તેમના કીરતન ગાવામાં જનાબ રસુલે ખુદાનાં **અગાઉ**નાં પેગંબરો, અને ઇમામો, જેટલોજ દરજ્જો ધરાવે છે, **કારણ કે** ખુદ ઇસ્લામ અને જનાબ રસુલે ખુદા **છેલ્લામાં છેલ્લા** પેગંબર **છે.** ત્યારે પહેલાના **પેગંબરો** અને **ઇમામોના** નામો **કદી** બીજી **ભાષામાં** હોય તેથી લેવા દુરૂસ્ત નથી એમ કહેવું, **ઇસ્લામની બુઝુરગીને ઢાંકી** દેવા બરાબર છે.

હિન્દુના દેવો અને તેના "**ભજન**" એવા શબ્દોની, **તાલીમ** જેને **ઇસલામી** મત્યતાવાળો **મોજુદ ઇમામો મારફત** મળી **નથી**, **તેને** અભાવ ઉતપન કરે, અને **જુદા** લાગે, પણ ધીરજથી તપાસતાં **ઇસ્લામ** અને **કુરઆને શરીફ** તથા જનાબ **રસુલે ખુદાની હદીસ**

કે ઇમામોનાં ફરમાનો. જેઓ ગયબનો ઇલ્મ જાણતા હતા, તેઓ કોઇનાં વચનોમાં હીન્દુના દેવો કે વેદ જુઠા છે, એમ લખાયલુ નથી. તેમ સંસ્કૃત ભાષાનાં વેદ વીગેરે, અગાઉનાં આદમોનો ઇસલામમાં સ્વીકાર જો કે, ખુલ્લા શબ્દોમાં નથી, પણ તેથી સંસ્કૃત ભાષા બોલનારઓને તેઓની ભાષામાં હીદાયત મળી નથી, અથવા તેમને માટે કોઇ પેગમ્બર ન હોતું, એમ કહેવા બેશીએ, તો કુરઆને શરીફના મહા વચનને ખોટું પાડવાનો ગુનાહ કરવા જેવું થાય છે. માટે બીરાદર જુમ-નમાજની સુરે ફાતેહામાનાં નીચેના શબ્દો અને વેદનીજ વાતો સિધ્ધ કરવી પડશે

**"સેરાતલ-લઝીના, અન અમતા અલયહીમ"**

એટલે-હે! ખુદા, તું અમોને એવો સીધો રસ્તો (સતપંથ) બતાવ, કે જેવો અગાઉના લોકોને, બતાવ્યો હતો. અને તેના ઉપર તેં તારી ન્યામત ઉતારી હતી.

આ બંદગીનો શબ્દોમાંથી પણ તમારો જવાબ મળી આવે છે. કે, "અગાઉનાં લોકો" ને જેવો સીધો રસ્તો (સતપંથ) બતાવ્યો હતો, અને તેના ઉપર ખુદાએ ન્યામત ઉતારી હતી, તેવાજ રસ્તા પર દ્રઢ રાખવાને બંદગી કરીયે છીએ. અને તે "અગાઉનાં લોકો" સસ્કૃત ભાષા બોલનારા હતા, તેની કોઇથી ના કહેવાય નહી, અને એ સંસ્કૃત બોલનારી કોમ હીન્દુ સનાતન સીવાય, બીજા ન હોતા, અને હીન્દુ સનાતન ધર્મની આગલી જાહો જલાલી, અને આચાર, વીચાર, અને ઇમાનદારીના દાખલા જે મહાભારત, રામાયણ, અને ગીતામાં મહાન અને પુજ્ય સંસ્કૃત ગ્રંથોમાં છે, તે સાબેત કરે છે કે, એ કોમ ઉપર ખુદાએ સારી

ન્યામત ઉતારી હતી, અને કદાચ તેના જેવી બીજા દેશો ખાતે નહી હોય, એમ પણ માની શકાય છે. તો આ રીતે "હીન્દુના દેવો" અને તેના ભજનો, તે ઇસ્લામ અગાઉનાં પેગંબરો, અને ઇમામોનાં નામો જેટલોજ દરજ્જો ધરાવે છે. કારણ કે તેઓ "આદમ અગાઉના આદમો હતા." અને એક લાખ ને ચોવીસ હઝાર પેગંબરોની સંખ્યા પઇકીના પવીત્ર હતા. અને ખુદાઇ હીદાયતનાં પ્રકાશ રૂપ રહેબર હતા. તેમાં લેશભર શક નથી. તેઓની તાલીમ પણ ખુદા એક વહદહુલા શરીક છે, ગુરૂ (પેગંમબરો) ખુદા તરફથી ઇશ્વરી ફરમાનો, (કીતાબ) વેદ મારફત બોધ કરનારા છે, અવતાર (ઇમામ) પાત્રને ઓળખવાની ફરજ છે ને પુનર જન્મનો હીસાબ ચોથા જુગનાં અંતે થવા પછી સ્વર્ગ, નર્ક પ્રાપ્ત થાય છે. એ સિધ્ધાંત ઇસ્લામનાં ઉસુલ પ્રમાણેજ તોહીદ, નબુવત, ઇમામત, અને કયામત મુજબ છે.

---

## સવાલ ૪૩ મો.

સતપંથ અને ઇસ્લામી મઝહબ તથા હિંદુ ધર્મ એમાં કાંઇ ફરક છે? કે બધાં સરખાં છે? અને બધાના સિધ્ધાંતો એકજ પ્રમાણમાં છે કે એક બીજાની વિરૂધ્ધ છે? અને હિંદુ મુસલમાનો વચ્ચે ધર્મ સંબંધી શું શું મતભેદો છે, તે જણાવવા કૃપા કરશો?

## જવાબ ૪૩ મો.

(૪૧)–(૪૨) માં સવાલના જવાબમાં, મી૦ જીમ–તમારા આ સવાલનો જવાબ સંપુર્ણ અને એવડી એવડીને આપ્યો છે કે, (**સતપંથ,**) **ઇસ્લામ** અને હિન્દુનો ધર્મ એકજ પ્રોગ્રામની સાંકળ છે. જુદી નથી. પરંતુ હિન્દુ **સનાતન** ધર્મ તે પ્રાચીન **ઇસ્લામ** છે. અને તે પછીના અરવાચીન ઇસ્લામનાં શુધ્ધ સીધાંતો–જનાબ રસુલે ખુદા વડે પ્રકાશ પામ્યા અને **સતપંથ** તે **ઇસ્લામનીજ સત્ય** તાલીમ છે. પણ ઇસ્લામ પછી છસો વરસે તે હિન્દુસ્તાનમાં **અપાયલી** તાલીમ દઇને **સનાતન** અને **ઇસ્લામની આઇકયતા સમ**-જાવનારૂં શુધ તત્વ છે.

**આ સનાતન ધર્મ, ઇસ્લામ અને સતપંથ એ એકજ ધર્મ**-ની સાંકળ અનુક્રમે હોવા ઉપરાંત, સનાતનની તાલીમ શરૂઆતમાં હતી, અને હિન્દમાંજ હતી, તે વખતે હિન્દની બહાર મનુષ્યો વસતાજ નહોતા. જ્યારે હિન્દની બહાર વસવા લાગ્યા, ત્યારે આદમના નામથી અને સંસ્કૃત સિવાયની બીજી ઇબરાની જબાનમાં ખુદાએ પોતાના અવતારી સ્વરૂપ વડે, **હીદાયત** પહોંચાડી, અને તે પછી **અરબી** જબાનમાં જનાબ રસુલે ખુદા અને હ૦ અલીના નામે એજ તાલી-મની શુધ્ધતા વિકાસ પામી. અને ત્યાર પછી એજ ઇસ્લામની સત્ય તાલીમ **હિંદુસ્તાનમાં** ગુજરાતી, કચ્છી, સિંધી પંજાબી વિગેરે, ભાષામાં સતપંથના નામે અપાઇ. અને એ સત્યતાની સાંકળ રૂપ તાલીમ **સનાતને. કે ઇસ્લામે કે સતપંથ** કોઇએ એક બીજાના નામે નિષેધ કર્યો નથી, એજ એકત્રતાની ચોખી **નીશાની ઝળકે** છે. પણ તે છતાં એટલું જરૂર કહેવું જોઇએ, કે જેમ **મનુષ્યની** જીંદગીના ચાર હિસ્સા પાડી શકાય છે, **બાળપણ, જુવાની,**

અધેડ, અને વૃધ્ધપણું એ ચાર અવસ્થામાં દરેક જીવતો મનુષ્ય પસાર થાય છે. તેવીજ રીતે આ દુનીયાની સ્થીતી પણ ચાર જુગમાં પરોવાઇ છે. પ્રથમ સતયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગ અને ચોથો કળીયુગ અને એ ચારે યુગમાં એકજ ખુદાની ભકતી, ગુરૂના આધીનપણાથી મળતી. પરંતુ તેમાં જેમ જેમ સ્થીતી બદલતી, તેમ તેમ તાલીમમાં વિશાળતા આવતી અને અત્યારની સનાતન તાલીમ એજ ઇસ્લામ અને ઇસ્લામની તેરસો વરસની તાલીમનું પરીણામ તે સતપંથ છે. અને તે સનાતન ધર્મમાં જેમ, ઇશ્વરી અવતારો મનાતા, અને ઇશ્વરી વચન વેદ મનાતાં, તેજ મુજબ અત્યારે ઇશ્વરી અવતારો તરીકે ઇમામને માનવાના છે. અને ઇશ્વરી વચનનાં ઇલ્મ તરીકે કુરઆને શરીફ છે. અને તેજ કુરઆને શરીફની વિશાળ સમજ સતપંથ શાસ્ત્રોમાં સમજાવેલી છે. આ બધી રીતભાતમાં જેમ બાળપણાની સ્થીતીનું વરતન જુવાનીમાં જતું રહે છે, અને જુવાનીનું જેમ, જેમ અધેડ અવસ્થામાં મટી જાય છે. અને વૃધ્ધપણે જેમ અધેડપણાની આશાઓ શાન્તી પામે છે. તેજ મુજબ સતયુગ, ત્રેતા યુગ, અને દ્વાપરયુગનાં વેદો, રૂગવેદ યજુરવેદ અને શામવેદના વખતે મુસા, દાઉદ અને ઇસાની કીતાબો તોરાત, જબુર અને ઇન્જીલ એ મનસુખ થયેલ છે. એટલે એનો સમય નહી હોવાથી, એ સિધ્ધાંતોનાં શુધ તત્વરૂપ ઇસ્લામમાં કુરઆને શરીફ મારફત અને મોજુદ ઇમામો હસ્તક આ ચાલુ જમાનામાં ઉપયોગી અને મુકતી આપનારૂં છે. પરંતુ વેદ જેમ ઇશ્વરી અવતાર અને જુગનાં ગુરૂ વગર સમજાતા નથી, તેવીજ રીતે કુરઆને શરીફ પણ ઇમામ વગર ભેદની વાતોમાં પ્રકાશ પાડતું નથી. અને આ રીતે વેદ વખતનાં ઇશ્વરી અવતારો અને કુરઆને શરીફનાં વખતનાં ઇમામો એ એજ સ્થીતી સમજાવે છે. અને ઇમામો કે કુરઆને શરીફ

અગાઉની કોઇ પણ ખુદાઇ તાલીમની વિરૂધતા બતાવતા નથી. અને તેનો આબેહુબ દાખલો, અમો ઇસમાઇલીઓ અથવા **સતપંથીઓના** વરતનમાં પ્રત્યક્ષ જોઇ શકશો. અને અમારા **રહેબર ના૦ આગાખાનની** આ ચાલુ સમયમાં મનુસ્ય જાતીની ભલાઇ દર્શક કાર્યવાહીઓ સાબેત કરી રહી છે કે, "ખુદા એકજ" છે! અને તે એક ખુદાએ મનુષ્ય જાતી પણ એકજ બનાવેલી છે, અને તેની હીદાયત માટે **એકજ રહેબર** દરેક જમાનામાં રહેતો આવ્યો છે, અને એવા **એક મોજુદ રહેબર** તરીકે **ઇસાઇઓને, હિન્દુઓને** અને **ઇસ્લામીઓને** એક સરખી લાગણીથી સ્હાય રૂપ પોતાના કાર્યો કરે છે, પણ તે દેખાશે ત્યારેજ કે, જયારે મોલાના રૂમી એ કહ્યું છે, તેમ—

**પાક કુન દુ ચશ્મરા અઝ મુએ અઇબ,**
**તાબબીની બાગે સરવસ્તાને ગઇબ.**

**અર્થ**—સાફ કર તુજ આંખ નીન્દક વાળથી,
તોજ જોશે અદ્દરય કુદરત બાગ સુંદર બાલથી.
અદ્દરય કુદરત બાગ તો જો ન્હાલથી.



## સવાલ ૪૪ મો.

તમો કયામતને માનો છો કે નહિ? અને માનતા હો તો કયામતમાં ને લાખ ચોરાસી ફેરાની માન્યતામાં શું ફરક છે તે બતાવો?

## જવાબ ૪૪ મો.

વ્હાલા મીત્ર જીમ-તમારો તેતાલીશમો પ્રશ્ન ઘણોજ કીંમતી એટલા માટે છે કે, હીન્દુ અને મુસલમીન એ બે મહાન પ્રજાના ધર્મના મતભેદનું નહી સમજાયલું સ્વરૂપ તેમાં છે, ખુદા અને ઇશ્વરની એકતાનો સવાલ, હાલનાં સમયમાં સરળતાંવાળો સમજાઇ ચુકયો છે. એમાં અરસ પરસ કોઇને વીરોધ નથી. ઇમામત અને અવતાર, નબુવત અને ગુરૂત્વ એ એક સરખાં છે. એમાં પણ મળતા પણું થતું જાય છે. જો કે મતભેદ સુઝો નજીક નથી, તો પણ "પુનરજન્મ" (લખ ચોરાશી ફેરા) અને "કયામત" એ એકજ સવાલ બેઉ પ્રજા વચ્ચે ખુલ્યો નથી. જો કે હીન્દુ વેદાંતી અને સુફી મુસલમીન એ વીશે એકમત છે. પણ બીજા મુદ્દાઓમાં ખુદા, ઇમામ, નબી એ ત્રણ સવાલો મુસલમીનનાં, :હીન્દુભાઇયો વચ્ચે, ઇશ્વરી અવતાર અને ગુરૂનાંજ શબ્દોથી જેવાં એકતાવાળા સમજાયા છે, તેવો આ સવાલ સમજાતો નથી, અને હાલનાં હીન્દુ અને મુસલમીન વિદ્વાનો પણ માત્ર "પુનરજન્મ" અને કયામતનાં પ્રશ્નોમાં જુદા પડે છે, મેં મહાત્મા ગાંધીજી રૂબરૂ "હીન્દુ મુસ્લેમ એકતા વીશે" જે ધાર્મીક ચરચા કરી, અને તેમાં વીરોધ દુર થયો, પરંતુ અલબત, આ પ્રશ્ન ખાસ એટલા માટે જાણુવા જેવો બાકી રહેલો જાણું છું, કે ધર્મનું મંડાણ

પરીણામ માટે હોય છે. તે પરીણામના પ્રશ્નો "પુનરજન્મ" અને "કયામત" છે.

જો કે ઇસ્માઇલીયા પીરોએ સતપંથની તાલીમમાં એ પ્રશ્નોને અચ્છી રીતે સમજાવેલો છે. અને હું જે પણ કહેવાની હીંમત ધરૂં છું, તે પણ એમનીજ તાલીમમાંથી ચુંટી કાઢેલું તત્વ છે. પણ મોટા ભાગે એ પ્રશ્ન ચુંટીને જાણવાનો પ્રસંગ ઝાઝો પ્રચલીત નથી. અને તેથી આ પ્રશ્નને પદ્ધતિસર અહીં સ્પષ્ટ કરૂં છું, કે જેથી હિન્દુ, મુસલેમ અને ઇસ્માઇલી ભાઇઓ કે, જેઓ એ મુદ્દાથી અજ્ઞાન છે, તેમને જાણવું ઉપયોગી થઇ પડશે. એમ માનુ છું.

પુનરજન્મનો સ્વીકાર હિન્દુ વેદાંતીઓ કરે છે, કારણ કે, તેઓને મળેલી તાલીમ છે. પણ એ તાલીમની સત્યતાથી ઇસ્લામી સુફીઓમાં મશહુર મઉલાના રૂમી પણ પોતાની મસનવી શરીફ કે જે પહેલવી ભાષાનું કુરઆનની ઉપમા પામ્યું છે. તેમાં ખુદ સ્વીકારે છે.

બયત:-

મિસ્લે સબઝ બારહા રૂઇદેઅમ;
હફતાદ દો કાલીબ જુઇદેઅમ.

અર્થ:—

વૃક્ષ માફક ફરી ફરી ઉત્પન્ન થયો.
બોહતેર વખત મેં દેહ દુનીયામાં ધર્યો.

પણ અહીં વાંધો એ નડશે કે, જો પુનરજન્મ સત્ય છે, તો

કયામતનો પ્રશ્ન તો ઇસ્લામે સમજાવ્યો છે, તેથી વીરૂધ છે. તો પછી ઇસ્લામનાં સિધાંતો બધા ધર્મો કરતાં શ્રેષ્ટ છે, એમ કહેવાનો અર્થ ટકી શકે નહી. અને પ્રવરતાવનારાઓ હ૦ અલી અને નબીએ એ તાલીમ આપી, તો તેમાં જરૂર કંઇક ઉંચી સમજ હોવી જોઇએ. એ આધારે મુસલમીન વિદ્વાનો પુનરજન્મનાં મુદ્દાનો નિષેધ કરી, કયામતને સરસાઇ આપે છે. અને યહુદી અને ઇસાઇયો પણ એજ રૂઢીને અનુસરે છે. પણ આ એકપક્ષી સરસાઇથી ઇસ્લામની મહત્તા કહી શકાય નહી. આ રીતે પુનરજન્મ નિષેધ અને કયામતના મુદ્દાને સરસાઈ આપનારા મુસલમીન લેખકોમાં મારી નજરે ગણી શકું, તેમાં મારા મિત્ર મી૦ વલીમામદ સી૦ મોમીન જેઓ ઇશનાઅશરી તરીકા પાળે છે. અને તેઓ એક સુધા મુસલમીન વિદ્વાન છે, જે હાલ માણાવદર સ્ટેટના દરબાર પાસે પ્રાઇવેટ સેક્રેટરી છે. તેઓએ પુનરજન્મ નિષેધનું નાનકડું પુસ્તક લખી પોતાની ફરજ બજાવી છે. એ પુસ્તક મેં પ્રિયતાથી વાંચ્યું છે, પણ તે છતાં કયામતના મુદ્દાની સરસાઇ પ્રાચીન માનીનતાના નિષેધથી આપવી, એ અર્વાચીન કાનુનની ખુબીદર્શક નથી, પણ માત્ર એક પક્ષપાત કહેવાય. અને આવી રીતે મારા એ મિત્રે રાહેનજાત માસીકમાં એક બાબીને જવાબ લખતા ઇમામતના મુદ્દાપર વિવેચન કર્યું છે, તે જો કે વિદ્વતાથી લખ્યું છે તે ખરૂં છે, પરંતુ મારી નજરમાં એ એક પક્ષપાત એવો છે કે, જો તેઓ ખુદા ચાહે ને ઇમામતનાં સત્ય મુદ્દાપર વીચારે, તથા પુનરજન્મની સંસ્કૃત રચનાનો અર્થ અપક્ષપાત વીચારે, તો બેશક એમનાં જે જે લખાણોમાં એ મારા મીત્રે પોતેજ ખાંચા પાડયા છે, તે પુરાઇ જાય. ખેર હું એટલું સુચવ્યા પછી, આ સવાલના જવાબ ઉપર ઉતરીશ. પ્રથમ પુનરજન્મની અને કયામતની વ્યાખ્યા કરૂં છું. જેથી એ

સંબંધે અપાયલા વીચારો સમજતાં ગોટાળો થાય નહીં.

પુનરજન્મ એટલે હરેક જીવોને ફરી ફરીને આ દુની-યામાં અવતરવું. અને જ્યારે ઇશ્વરની સંપુર્ણ પીછાન થાય, તેમ અહં બ્રહ્માસ્મિ પદ પ્રાપ્ત થાય, એટલે "હું પોતેજ બ્રહ્મ (ખુદા) છું" એમ જ્ઞાન થાય. ત્યારે તે જીવન મુક્ત થાય, અને પછી તેને ફરી અવતરવું પડતું નથી, અને તેની મુક્તિ થઇ કહેવાય છે.

કયામત એટલે ઇનસાનને ચાલુ જીંદગીમાં જેણે સારાં નરસાં કર્મો કરવાં, તેનો જવાબ આપવાનો આ દુનીયાના અંત આગીનો છેલ્લો હિસાબ આપવાનો મહાન દીવસ.

મી૦ જીમ—આ બેઉ સિધ્ધાંતોનું તાત્પર્ય જો કે, એકજ છે. બેઉ માનીનતામાં એકજ સાર એ છે કે, "જો મનુષ્ય સારાં કામો નહી કરે, તો તેને દુઃખ થશે, અને જો કરશે, તો સુખની પ્રાપ્તી થશે." તો પણ પુનરજન્મ માનવો કે કયામત એ બેઉ ભવીષ્ય વાદ છે. અને તે બાબતમાં ગુરૂઓના ઉપદેશ મુજબ વીશ્વાસ રાખીને માનવું, એમ હીન્દુ કે મુસલમાનની ફરજનો આ બાબતમાં એક બીજાઓ નીષેધ ન કરે, તો છેવટે બેઉનું એકજ પરીણામ પ્રાપ્ત થાય.

સતપંથ—પુનરજન્મ અને કયામત એ બેઉને સ્વીકારે છે. પુનરજન્મને લખ ચોરાશીના ફેરાથી સંબંધ છે. ત્યારે કયામતના દીસસને મહાદીન કહે છે. અને સતપંથ, હીન્દુ અને મુસલમીન ધર્મની માનીનતા વચ્ચે એક પુલની ઉપમાને લાયક છે. તો પછી આ બેઉ મુદા વીશેનો એમનો સ્વીકાર સંકારણ ન હોય,

તોપણ તેની વલણ ઉપલક નજરે કોઇનો વિરોધ કરતી નથી, પણ આ બેઉ માનીનતાના મધ્યબિંદુ તરીકેના એમનાં સીધાંત ઉપર લક્ષ કરીશું તો—

**સનાતન** ધર્મનું બંધારણ **ચાર** જુગનું છે. અને ત્રણ જુગ સુધી દરેક જીવો ફરી ફરીને જન્મ બદલતા રહેતા, જો એ જગતની રચના અનાદી મુક્તીપુર્વક રહેવાની હોય તો, તેનું નીરાકરણ કરી શકાય નહિં. પણ **ચાર** જુગનાં બંધારણને હીસાબે, **પાંચમો જુગ નથી.** એ સત્ય વાતને લીધે, ચોથા જુગમાં દરેક જીવોના અવતારનું પુર્ણ પાણું **થવું** જોઇએ.

અને આ **પુનરજન્મની** ગણત્રી ચાર ખાણમાં સમજાવી છે. એટલે એક જીવ ૨૧૦૦૦૦૦ **એકવીસ** લાખ વરસ ચારે ખાણમાં પુનરજન્મ લેતો રહે, તો અને ચારે ખાણ ચાર જુગમાં પુરો થાય, તો એક ખાણમાં (૨૧) એકવીસ લાખના હિસાબે ચારે ખાણમાં (૮૪) ચોરાશી લાખ અવતાર ચારે ખાણમાં થઇને ધારણ કરે. અને તે ચોથા જુગ અગાઉ લેખાવા જોઇએ.

| ચારે ખાણ નામ. | કેટલાં લાખ વરસ. | જુગના નામ. |
|---|---|---|
| ૧. સતજ. | ૨૧૦૦૦૦૦ | સત |
| ૨. જરેજ. | ૨૧૦૦૦૦૦ | ત્રેતા |
| ૩. પંડેજ. | ૨૧૦૦૦૦૦ | દ્વાપર |
| ૪ ઉદ્ભેજ. | ૨૧૦૦૦૦૦ | કળી |
| કુલ ૪ ખાણ. | ૮૪૦૦૦૦૦ | ૪ યુગ |

આ હીસાબે આ ચોથાયુગ કળીયુગમાં જે મનુષ્ય જીવો છે, અને થશે, તે બધાને પોતાના પુનરજન્મના પુર્ણપણા ઉપર આવવાનો જુગ છે. કારણ કે જો ચોથા જુગના જીવો બીજા જુગમાં પુનરજન્મ પુરો કરે, તો બીજા જુગનાં જીવો, ત્રીજા જુગમાં પુરો કરે. અને ત્રીજા જુગનાં જીવો ચોથા જુગમાં જન્મ પુરો કરે. પણ ચોથા જુગનાં જીવો માટે પાંચમો જુગ નથી. તેથી, ચોથા જુગનાં જીવો, એ આ છેલ્લા જુગમાં (આખર ઝમાનામાં) પોતાના પુનરજન્મનું, સરવાયું કરવાનું છે. અને એ સરવાયું થતાં જે વધ ઘટ રહે, તો તેના માટે એક દીવસ હીસાબનો મુકરર ઠરાવવો જોઇએ. આ પુનરજન્મના સરવાયાનો છેલ્લો દીવસ તેનેજ કયામત કે મહાદીન ગણવામાં આવે છે. આ રીતે ચોથા જુગનાં ગુરૂ નબી મહમદ મુસ્તફાએ જે કયામતની તાલીમ આપી છે. તે સનાતનની પુનરજન્મની માનીનતાંની છેલ્લી ચેતવણી છે કે "હવે પુનરજન્મના માટે પાંચમો જુગ નથી, પણ છેવટના પુનરજન્મનાં સરવાયાનો એ હીસાબનો છેલ્લો દીવસ છે. માટે હે! પુનરજન્મ ભોગવનાર બાકી રહેલા મનુષ્ય જીવ, તમો ચેતો કે, "હીસાબનો દીવસ આવે છે" અને તે દીવસે તમારા ત્રણે જુગનાં જન્મ અને નેકી બદીનો હીસાબ થવાનો છે, હવે તમારો આ છેલ્લા જુગ એટલે આખર જમાના પછી પાછો જુગ કે જમાનો નથી, અને પુનરજન્મ પણ નથી. માટે ચેતો! અને હુશીયાર થઇને મુકતી મેળવવા કોશેશ કરો, જેને મુક્તી હોય, નડતર હોય, તે ચોથા જુગનાં તારણનાં સિધ્ધાંતો, કુરાન કુરઆને શરીફ (ચોથો વેદ અથર્વ) છે, તે વાંચો. અને તેમાં તમારા ત્રણે જુગનાં પાપો નાશ થવા ઇલાજો બતાવ્યા છે, અને કુરઆને શરીફમાં દરેક લીલી કે સુકી દરેક ચીજનું વર્ણન સમાવ્યું છે. તેમ તમારા

પુનરજન્મોની વીગત તથા તમારી ધારમીક માનીનતાનું રહસ્ય વીગેરે બધું છે. પણ તે તમોને સમજાવવા માટે, આગલા ઇશ્વરી અવતારો માફક એ કુરઆનનાં મોજુદપણા સાથે ઇશ્વરી અવતાર **ઈમામે મોબીન** કે જે, **બોલતો વેદ** છે. અને **કુરઆન**માં લખેલી બધી વાતોનો ભેદ જાણનાર છે. અને તે અગાઉના વખતથી ચાલતી આવતી **જયોતી**, અને **અલી** નામથી ઇશ્વરી દસ અવતારોની **પુર્ણાહુતી** તરીકે, દુનીયામાં આગલા ઇશ્વરી અવતારો મુજબ **એક** પછી **એક** વીર્યનું **વંશે** ઉતરી આવનાર **ઓમનું** છેલ્લું રૂપ **અલી** અને એજ **અલીનાં** વંશમાં નર નસલે દરેક જમાનામાં **તમારે** માટે વગર પક્ષપાતી ધર્મ સમજાવવા માટે, એને **જાહેર** રાખેલ છે. અને તે બાબતમાં અને ચોથો વેદ અંથર્વ મુજબ **કુરઆને શરીફ**ની **સુરે યાસીન**ની બારમી આયાતમાં સાફ સમજાવેલું છે. ખબરદાર! ઇશ્વરી અવતારો માફક સીફત ધરાવનાર દશમા અવતાર **અલી** અને તેની પછી એ ઇશ્વરી જયોતી ધરાવનાર છે. જેને અમે **ઈમામ** નામથી ઓળખાવ્યા છે. **ઈમામ** એ અરબી ભાષાનો શબ્દ છે, તેથી **ભડકતા નથી**, કારણ કે ઇશ્વરી અવતારનેજ **ઈમામ** અમે કહીયે છીએ, તેના શરણે જાઓ, અને તેના કહેવા મુજબ વરતો, **મતભેદ મુકી દયો**, એજ **રામ** અને **કૃષ્ણ** અને **બુધ** અને **નકલંક** છે. બીરાદર **જીમ**, તમોને હવે સ્પષ્ટ કરવાની જરૂર હોય એમ હું માનતો નથી કે, ત્રણ જુગ સુધી **પુનરજન્મ** હતો, અને તેનું કારણ હતું. અને આપણે ઇસ્લામનો દાવો કરનારાઓ ચોથા જુગના જીવો છીએ, અને તેથી ચોથા જુગના જીવાં માટે, પુનર જન્મ નથી, ને માને છે તે ફાંફાં છે, પણ ચોથા જુગના ગુરૂ નબી મહમદ સનાતન પ્રમાણેજ છે. અને તે બાબતની નોંધ અથર્વ વેદ ઉપરથી રચાયલા **અલોપનીષદ**માં સિધ્ધ છે કે:—

" અલ્લા રસુલ મહમદર કબરસ્ય અલ્લોઅલ્લામ "

એટલે–ચોથા જુગમા અથર્વ વેદ છે, અને તેના ગુરૂ મહમદ (અકબર) મોટા ગુરૂ છે. અને બ્રહ્મનું નામ અલ્લાહ છે.

આ હીસાબે ઇસ્લામ એ, ચોથા જુગનો **સનાતન** ધર્મ છે. અને તેમાં **કયામત**ની માનીનતા, ને **પુનરજન્મ**ના સરવાળા પછીનો હીસાબનો **છેલ્લો દીવસ** છે. અને તે પુનરજન્મના છેલ્લા ભાગનું નામ **કયામત** છે.

બીરાદર **જીમ**, અહી એક થોડી વધુ વાત લંબાવાશકે, કારણ કે, **પુનરજન્મ**ના સિધ્ધાંતથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ઉપરની વાત ચીતથી નકામી નીવડશે નહી. એક કથા છે કે:—

પુનરજન્મની માનીનતાવાળા બે વીદ્વાન બ્રાહ્મણ, **ગોતમ** રૂષી પાસે એવા નીર્ણય માટે ગયા કે, પોત પોતાનો હવે પછીનો **જન્મ** કેવો થશે ? તે માટે બાત્રી યથાર્થી તેનું નીવારણ ગોતી રાખ્યું.

જ્યારે મહાત્મા **ગઉતમ** પાસે, બેઉ બ્રાહ્મણોએ પોતાનો ઉપલો ખુલાસો રજુ કર્યો, ત્યારે તેઓની વાત ઉપરથી **ગઉતમે** જાણી લીધું કે–તેઓ પોતાની વિદ્વતા વડે. નિશ્ચય કરીને આવેલા છે. તેથી બેઉને પુછ્યું કે–તમો વિદ્વાન છો, તો એ બાબતમાં તમે જે જે નિર્ણય કરી શકયા હો; તે કહો, તે પછી હું તમોને કહું.

આ ઉપરથી એકે કહ્યું કે–મને મારી આગલા જન્મોની જે માહીતી થઇ છે, અને મેં મારા માટે નિર્ણય કર્યો છે, તેમાં મારો અવતાર હવે પછી કુતરાનો થવો જોઇએ, એમ લાગે છે. અને

બીજાએ કહ્યું કે "મારો બિંદડાનો અવતાર થવો જોઇએ."

આ બેઉના નીર્ણયની વાત સાંભળીને મહાત્મા ગૌતમે જવાબ આપ્યો કે-તમોએ નિશ્ચય કર્યો છે, તેજ પ્રમાણે એકનો કુતરાનો ને બીજાનો બિંદડાનો અવતાર થશે.

આ સાંભળી બેઉએ વિનંતી કરી કે-મહારાજ આતો તમોએ અમારાજ નિર્ણયની વાતો કરી, તેમાં તમોએ કાંઇ વધુ તો કહ્યું નથી. ત્યારે મહાત્મા ગઉતમ રૂષીએ કહ્યું કે-હે: ભાઇઓ, મનુષ્ય માત્ર પોતાના દ્દઢ નિશ્ચય પ્રમાણેજ પોતાની ગતી મેળવે છે. એ વેદનો સત સિધાંત છે, માટે તમારા માટેના તમારા નીર્ણય માટે, મારે વધુ કહેવું હોય શું?

બીરાદર જીમ, આ દ્રષ્ટાંતમાંથી પુનરજન્મના સિધાંત ઉપર ધ્યાન ખેંચતા કહીશ કે-

ઇસ્લામજ સનાતન ધર્મ મુજબનું ચોથા જુગનું ઇશ્વરી પ્રોગ્રામ છે. તેમ છતાં આ છેલ્લા જુગ (આખર જમાના)ના સિધાંતો ઇશ્વરી કાર્યનાં આ જુગ રૂપે હોવાથી દરેક સિધાંતનું સ્વરૂપ ખરી સમજ સાથે બતાવેલું છે. અને તેથી ત્રણ જુગના વિગતોથી વાકેફ-ગાર સનાતનીઓને એ જુદું લાગે છે, પરંતુ તે પ્રાચીન સમયનું અર્વાચીન અનુસંધાનજ છે જેમ ચાર અંકનું નાટક હોય, અને ત્રણ અંકમાં જે બનાવો બન્યા હોય, તેને ચોથા અંકમાં પરિણામ લાવનારા ફેરવાયલા સંજોગો સાથેના દેખાવો હોય છે. ત્રણ અંકમાં એક પાત્રનું કાર્ય અસંપુર્ણતાવાળું દેખાડવામાં આવે છે, કારણ કે

ચોથા અંક સુધી તેનું બેંચાણુ જળવાય. પણ ચોથા અંક વખતેનાં તેના વિચારો ફેરફારવાળા અને પરિણામને દેખાડનાર હોય છે. તે મુજબ સનાતનનો ચોથો અંક ઇસ્લામ છે. અને તેમાં બીજા સિધાંતો સાથે પુનરજન્મનું સરવાયું દેખાડવામાં આવ્યું છે. અને હીસાબનો દિવસ જેને કયામતના નામથી ઓળખાવેલ છે, અને તેને માટે ઇસ્લામ કબુલ કરનારને પુનરજન્મ હોતો નથી, એમ મહાન અને છેલ્લા જુગના ગુરૂ નબી સાહેબે તાલીમ આપી છે. પણ પુનરજન્મની માનીનતા ખોટી હતી, એમ બતાવેલું નથી. બલ્કે અગાઉના (ત્રણ જુગના) લોકો ખુદાની મહેરબાની મેળવનારા પણ હતા, એમ બતાવવા દ્રષ્ટાંતો પણ આપ્યા છે. જેનું બ્યાન કુરઆને શરીફમાં ઘણી જગાએ છે. જેમાંનું પ્રચલીત ખુદાઇ વચન આ છે.

**"એહદેનસ સેરાતલ મુસ્તકીમ સેરાતલ લઝીનાં અન અમતા અલયહીમ."**

એટલે—અમોને સીધો રસ્તો (સતપંથ) બતાવ, એવો કે અગાઉનાં સીધે રસ્તે ચાલનારા ઉપર તેં ન્યામત ઉતારી હતી.

આ ઉપરથી પ્રાચીન મનુષ્યો અને આદમની પહેલેના આદમો તે એજ સાબેત થાય છે કે, જેઓ સનાતની હિન્દુઓ અત્યારે કહેવાય છે. તેઓ ખુદાઈ અવતારને આજના ઇમામની માફક માનતા અને કુરઆને શરીફનાં બદલે તેઓ વેદનાં નામથી ઓળખાતા. અને તેમાં ગુરૂનાં કહેવા મુજબ વરતન કરતા, એ રીતે સનાતનનાં છેલ્લા ભાગ મુજબના ઇસ્લામના મહાન ગુરૂ જનાબ રસુલ ખુદાએ

* જે પુનરજન્મની તાલીમના છેલ્લા અનુસંધાન તરીકે પુનરજન્મનાં હીસાબના દીવસને કયામતનાં નામથી સમજાઓ, તે સનાતન ધર્મનાં પુનરજન્મના સાર રૂપ છે.

આ હીસાબે બીરાદર જીમ-સમજવાનું છે કે, જેમ ગોતમે પણ ચોથા જુગના અગાઉ અને ત્રીજા જુગના અંતમાં ખુદા અવતારનાં પાત્ર તરીકે પુજવામાં આવેલા બ્રાહ્મણોને જે સમજાવ્યું તે કેટલું મહાત્મવંતું અને પુંનરજન્મનાં સાર રૂપ હતું, તે ઉપર વીચાર કરવાનો છે, પણ ગોતમ સુધીની ત્રીજા જુગની અંતની તાલીમમાં જે બાકી હતી, તે ઈસ્લામે પુર્ણ કીધી છે. એટલે ઇસ્લામમાં રસુલે ખુદાની તાલીમનાં પ્રતાપે એક પંદર વરસના બાલેગ બાળકને એમજ દ્રઢ નિશ્ચય હોય છે કે "અમારે પુનરજન્મ હોયજ નહી" અને આવો દ્રઢ નિશ્ચય પ્રાચીન જમાનાનાં સનાતની ઓ મહાન ઋષીમાં લાખોમાં એકજ ૭૨ માં વર્ષની તાલીમ પછીનાં પાકા અભ્યાસે યોગ, સમાધી, સંયમ, ને કરવા પછી નિશ્ચય કરી શકતો કે "હવે મારો પુનરજન્મ નથી" તે ઇસ્લામમાં એક પંદર વર્ષના હજારો બાળકો શુધ દીલથી, દ્રઢ નિશ્ચયાત્મક કહે છે કે, "અમારે પુનરજન્મ નથી" એ ઇસ્લામ અને તેમના મહાન ગુરૂની બલીહારી! અને આખર જમાનામાં સમજુ સનાતનીનું પણ જીવન પુનરજન્મથી છોડાવી, જીવન મુકત કરનારી અકસીર તાલીમ છે.

---

* પછી અમો તમને તમારા મરણ પછી સજીવન કર્યા કે કદાચ તમે આભાર માનો.

(સુરે બકર આયા. ૫૬)

સવાલ ૪૫ મો.

નમાઝને બદલે ઈસ્માઈલીઓમાં દુવા પડાય છે. અને તે દુવા પીર સદરદીને બાંધી આપી છે. અને તેનો અર્થ નમાઝની ભાવના છે. એમ સમજાવવામાં આવે છે. તો ઝ્યારત ફાતેહા તથા નીકાહ અરબીમાંજ પડાય છે. તો દુવાની માફક તેના તરજુમા શા માટે કરવામાં આવ્યા નથી? દુવા કોઈ પણ દીશા તરફ પડી શકાય છે ત્યારે નમાઝ કીબલા તરફજ પડી શકાય તેનું કારણ શું? તેમ ઈદની નમાઝને બદલે ઈદ દુઆ શા માટે થઈ નથી? અને જો થઈ હોય તો મજકુર દુવા નીમાઝ બદલે શા માટે પડવામાં આવતી નથી? અગર જો થઈ હોય તો તે દુવા જાહેર આલમની માહિતી માટે બહાર પાડો.

જવાબ ૪૫ મો.

સુજ્ઞ બીરાદર જીમ-આ સવાલમાં તમારી અભીલાષા, સુંદર છે, અને મહાન ભેદનાં કારણને સમજવાની છે. અને હવે તેનો જવાબ આપવા ખુલ્લો જમાનો છે, તેથીજ ખુલ્લા દીલથીજ કહી શકે.

નમાજ, ઝ્યારત, ફાતેહા, નીકાહ, એ બધી ધાર્મીક ક્રિયાઓ ખોટી છે, એમ અમારૂ માનવુંજ નથી, પરંતુ

ઈસ્લામ તમામ ધરમ ઉપર ગાલેબ છે ને થશે, તેમજ ઇસ્લામનાં સિધાંતો સરળ અને મુશ્કેલી વગરનાં છે. એમ ચોકસ છે, તો પછી તે કેવી રીતે છે? એ ઉપર વિચાર કરવાનો અને સમજવાનુ છે. એ બાબતમાં તમો ભાઇને મારે કહેવું પડશે કે, અત્યારે નામદાર આગાખાનને મોજુદ અને બરહક ઈમામ માનનારા સિવાય, ચુકતે ઇસ્લામીની માનીનતા એમ છે કે, ઇસ્લામનો કોઇ રહેબર કે હુકમ કરનાર નથી કે, જે ઇસ્લામનાં હુકમો ફરમાવે, તે પ્રમાણે માનવું, અને તેથી ઇસ્લામની શરૂઆતમાં જે પ્રમાણે ધારમીક ક્રિયાઓ થતી, તેજ મુજબ અત્યારે કરીયે, જેવી તે વગર મકબુલ થઈ શકે નહી, એમ ઇસ્લામીઓની માનીનતા છે, અને લગભગ આ તમારો સવાલ તેની હરોળમાંજ ઉભો રહે છે, પણ અજાબ થવા જેવું છે. કે ખુદા કુરઆને શરીફમાં સાફ ફરમાવે છે કે, "ધારમીક હુકમો મેં અરબીમાં એટલા માટે મોકલ્યા છે કે, તે ભાષા જાણનારા લોકો હતા." આ ઉપરથી મારૂં એમ કહેવાનું નથી કે, અરબીમાં આવેલા ખુદાઇ ફરમાનો તે ભાષા નહી જાણનારે પાળવાના નથી, પણ ખાસ કરીને ખુદાએ અરબી ભાષા સમજનારાઓને ધ્યાનમાં રાખીને તે હુકમો સહેલાઇથી સમજી પળાય તો તે માટે ખાસ પોતાના બંદા ઉપર દયા નજરથી દરકાર કરી છે—

તેવીજ રીતે હ૦ ઈબરાહીમના લોકો માટે ઈબરાની જબાનમાં હુકમો ફરમાવેલા છે. એવીજ રીતે જે ભાષાનાં લોકો હોય, તેના માટે તેની ભાષામાં હુકમો મોકલાવ્યા છે, તેમજ ખુદા ફરમાવે છે, કે મેં દરેક ભાષાનાં લોકો ઉપર તેમની ભાષામાં હીદાયત મોકલી છે! અને તેથી અહીં આપણે ખાસ ગુજરાતી, સીંધી વિગેરે ભાષાના માટે જ્યાં સુધી ખુદાઇ હુકમો ન હોય, અને તે મુજબ જ્યાં સુધી

દરેક ભાષાનાં લોકોને હીદાયત ન મળે, ત્યાં સુધી તે ખરાં ખુદાઇ હુકમોની પુખી સમજી શકે નહી એમ કહેવામાં કાંઇ પણ ખોટું નથી. અને એ હિસાબે ગુજરાતી કે સીંધી વિગેરે ભાષા જાણનારાઓ માટે જો ખુદા પાસે ગણત્રી ન હોતતો, તો પછી આખી દુનીયાના માલેકની મહત્તા શું? તે સમજાતું નથી. અને અરબી સીવાયની ભાષા માટેના લોકોની ગણત્રી ખુદા પાસે નથી એમ કહેવાય, અત્રે જોશું તો મુબરાની અને અરબી જાણનારાઓ એ, તો પેંગબરો અને ઇમામોને કતલ કરયા, અથવા દુ:ખી કરયા છે. તો શું જેણે એવું અઘોર કૃત્ય ન કરયું હોય, તેવાઓને તેમની ભાષામાં ઇસ્લામની હીદાયત થવામાંથી બાકાત રાખવામાં ખુદા રહેમાન રહેમીન છે, એમ સિધ્ધ થશે! નહીંજ. **બીરાદર જીમ,** તમારા માફક આ સવાલે બીજા દરેક ઇસ્લામીયોમાં ઘર ઘાલ્યું છે. પણ તેમાં તેઓને જે તાલીમ મલી છે, તેના ઉસ્તાદોનોજ કસુર કાઢવો, તેના કરતાં પોતાની ફરજ નહી વીચારનારાઓજ જોખમદાર છે, એમ કહેવું ઠીક છે. જો બીજી ભાષામાં તરજુમો કરવાની છુટ ન હોત, તો આજે અરબી ભાષામાં ઇસ્લામની હીદાયત થઇજ કેમ હોત? અને અત્યારે પણ તે ઇસ્લામનાં એહકામોની સમજ દરેક ભાષામાં હોવાથીજ તેની સુગમતા છે. ત્યારે **નમાજ, જીયારત, ફાતેહા, નીકાહ** વીગેરેમાં **અરબી** શબ્દો આપણી રૂઢીમાં જળવાઇ રહ્યા છે. તેના લાભ ઉપર વીચાર કરશું તો એજ આવશે કે:—

નમાજ અંદરકે જબ સિઝદે મેં જાવે,<br>
કે તબ તેલ ઓર લકડીયાં યાદ આવે.<br>
જોહો વાઅજ કહીં મજલીન્સ મે શામીલે<br>
તો મટકુંમે પતાસુંકે ધરે દીલ.

જીયારત પઢનારાઓજ જાણે કે, તે શું બોલે છે? પણ સાંભળનારા અથવા દેખા દેખી કરનારાઓ તો પોતાના અંગત હીસાબમાંજ હોય છે.

ફાતેહા, પઢાવનારા મુલ્લાંઓ બોલે, ત્યારે બેઉ હાથ ચન્તા રાખવા અને મુલ્લાં જ્યારે મોઢા ઉપર હાથ ફેરવે, ત્યારે આપણે પણ તેમ કરવું. અને સલવાત કે દરૂદ શરીફ પઢાય, ત્યારે મુકરર શબ્દો બોલવા અને એહલે બઈયતની ઓળખાણ હોયજ કયાંથી? અને નીકા વખતની સ્થીતિ તો બીલકુલ વિચારવા જેવી છે, કે વર કે કન્યા ને ફરજ્યાત શબ્દો ભાગા તુટ્યા અદા કરવા પડે, છે પણ બિચારા, જાણતા નથી કે, તે પોતાનાં સંસારની પવિત્ર કબુલાત દે છે—આ રીતે ઇસ્લામનાં એહકામો વગર સમજ્યે અદા થાયે છે. અને તેમાં ખુદા કબુલ કરે એવા ઉમદા ભાવ વડે માનવામાં આવે છે, બેશક, ખુદા તે બહેતર જાણનાર અને દયાળુ છે, પણ પોતાની ફરજ માટે બે દરકાર રહેવાની અથવા રાખવાની જવાબદારી તો માનવાની નથી. અને બધી વાતોનો એકજ જવાબ છે કે, ખુદા, અને રસુલે ઇસ્લામી દરેક જમાનાની ઉમતને માટે એક ગોવાળ (ઈમામ)ને હંમેશા રાખ્યો છે. તેને નહી સમજવાનાં તે પ્રતાપ છો અને એવા જાહેર ગોવાળની ગેરહાજરીવાળા છતાં, ખુદા અને રસુલે બતાવ્યા મુજબનાં પોતાનાં જમાનાંના ગોવાળ (રહેબર) ઇમામને ઓળખી ને તેનાં હુકમ મુજબ વરતનારાઓ માટે ઉલટા ટીકકા કરી, પોતાના આમાલ વધુ ખરાબ કરે એ નવી વિચિત્રતા નથી. પણ હું અહી એક બાબત ઉપર લક્ષ ખેચું છું કે, ઇસ્લામની હીદાયત કરનાર પેગંબર સાહેબે ખુદાની દયા મેળવીને માત્ર પાંચ વખતની નિમાજનું તથા એકજ માસનાં રોજાનું વિગેરે, જેને માટે ફરમાન મુકરર કર્યુ, તેમાં જો રસુલે

ખુદાએ કેટલાક એહકામને પોતાની હયાતીમાં બીજી કોઇ પણ વધઘટ કરાવી હોત, તો તે માટે આપણે કંઇ પણ બીજો વિચાર લાવત નહી. અને તેજ મુજબ પોતા પછી હ૦ અલી અને થયેલા ઇમામોએ જેને હુકમો ફરમાવ્યા, અને ઈસ્લામની આસાન હીદાયત માટે ફરમાવ્યું, પણ તેનાં તે વખતના માનનારાઓ સિવાય, બીજા ઇસ્લામીઓએ સુન્નતે રસુલ નામે વળગી રહ્યા, અને ઇમામોનાં હુકમોનો અનાદર કર્યો ? તેવીજ રીતે, જેના પાસે ખુદાએ કુરઆનમાં ફરમાવ્યા મુજબ ઇમામે મોબીન (જાહેર ઇમામ) અને ઉલુલ અમ્ર એટલે હુકમ કરનાર ઇમામ નથી, અને ગેરહાજર છે. તેઓ પણ સુન્નતે રસુલ મુજબ (૧૧) ઇમામ સુધીનાં હુકમો પછી, હમેશનાં ઇમામના હુકમ પ્રમાણે વરતનારાઓ વીશે પુંછે, તો કદી પણ એક બીજા અનુકળતાં ધરાવી શકે નહી. કારણ કે, હુકમ કરનાર, મોજુદ ઈમામ તરતનાં હુકમો પ્રમાણે તેનાં સેવકોને વરતવાની ફરજ છે. ત્યારે ગેરહાજર ઈમામનાં સેવકોને, તેવો હુકમ કરનાર કોઇ મોજુદ નથી. આ બાબતમાં એક દલીલ તરફ તમારૂં દાનેશમંદી ભરયું ધ્યાન ખેંચું છું, કે ખીઝરનાં મુજબ ખુદાઇ મસ્લેહતનાં હીસામે જાહેરમાં કોઇ એહકામ ગમે તેવી રીતે વરતવા ઈમામ હુકમ કરે, તો તે માટે મુસા પેગંબર જેવાની શંકા કરવાની રથીતી ઠીક નહોતી. એવી હાલતથી વાકેફગાર સેવકો ઇમામનાં હુકમ પ્રમાણે વરતે, તેમાં ખોટું નથી. એમ તમારે પણ કબુલવું પડશે. છતાં પણ આ મુજબ ધારમીક ક્રિયાઓમાં દુવા જે બીજી ગુજરાતી વિગેરે મિકશ્રર ભાષામાં પઢાય છે, તે હિન્દુસ્તાન સિવાય અફઘાનીસ્તાન, ચીત્રાલ, ઇરાન, મીસર, ને અરબસ્તાનના ઈસ્માઇલીઓ નમાજ પણ પઢે છે, અને દુઆ અહીંની માફક ખાનગી પઢે છે. અને આ રીતે દુવા ખાનગી રસુલે ખુદાના વખતમાંજ પઢાતી હતી. એજ કુરઆને

શરીફમાં સુરે નુરની આયાત (૩૬) માં છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે. અને તેની તફશીરમાં પણ વિગત છે. કારણ કે, ખાનગીમાં હઝરતઅલીનાં ઘેરમાંજ દુવા પઢાતી હતી. તે ઉપરથી તે જાણ્યા પછી બીજા ઇસ્લામીઓએ વાંધો ઉઠાવ્યો હતો, પણ ખુદાએ પછીની આયાત નાઝીલ ફરમાવી છે કે:-

"ફી બોયુતીન અઝે નલ્લાહો"

અન તુરફઅ વયુઝ કર ફી હસ્મોહો યોસબ્બે લહુ ફીહા બોદુવ્વે વલ આસાલે."

એટલે દરખાનાઓમાં જેના સબંધમાં ખુદાએ હુકમ આપ્યો છે, કે તેની (અલીની) બુઝુરગી કરવામાં આવે અને તેમાં ખુદાનું નામ ભેળવવામાં આવે ( એટલે અલી અલ્લાહ કહે ) જે સવારે ને સાંજે યાદ કરે છે.

આ બાબત **મી૦** કાબાને "દુનિઆના દુશ્મનને ઝટકો" વાળી બુકમાં ચરચી છે, પણ **મી૦** કાબાએ જે બીજી અસંખ્ય અછાડપછાડ મારી છે, પણ એ આયાતનો કે તેનાં અર્થનો કંઇપણ જવાબ નહી આપવામાંજ ઇમાનદારી જાળવી છે. કારણ કે, ઇસ્લામી તરીકે, એ ખુદાઈ હુકમ વિરૂધ્ધ બોલવાનું સારૂં નથી. ખયેર.

આ ઉપરથી મારે કહેવાનું એ છે કે, ઇમામે મોબીનનાં હુકમ મુજબ પઢાતી દુઆ, એ નીમાજનાંજ અર્થમાં હોવા છતાં, તે ઇસ્લામીના અજ્ઞાન સમુહને એ બાબતપર ચુનોચરા કરી ગુનાહ કરવાનું ન બને, તેવા ભલા વિચારથી તે આજ સુધી ખાનગી રીતે પઢાય છે. અને તેવીજ રીતનો પરદો, જીયારત, ફાતેહા, અને

તીકાહના શબ્દો અરબીમાં પઢાવાની રૂઢીથી ઠગી રહયો છે. પણ તે સંજોગો નજીક છે, કે સમજુ ઇસ્લામીઓ પણ એ સવાલની કદર કરવાનું ડહાપણ સમજતા જાય છે. દશ વરસ ઉપર આવાજ ભલા ઇરાદાથી મારા આગલા મીત્ર મી૦ હાજી મામદ અલારખીઆ શીવજીએ ઇદનો ખુત્બો ગુજરાતી તરજુમામાં છપાવ્યો હતો, અને જુમાની નિમાજ લખતે તેની શરૂઆત તરીકે, કરવા ઇચ્છયું હતું. પણ તે વખતનાં ઇસ્લામીઓની ગેરસમજુતીની વલણથી તે પસંદગી પામ્યુ નહોતું. પણ આજે પોતાના મનમાં એની કદર કરનારા પુષ્કળ સમજુ નીકળશે.

**મીત્ર જીમ**—હવે તમારા બાકી મુદાનાં બાકી રહેલા જવાબ તરફ આવું છું, અને તે એ કે "દુવા" બધી દીશા તરફ બેસી પઢાય છે, નમાજ માફક એકજ આથમણી દીશા તરફ કેમ નહિં? તેનો જવાબ ઉપર મુજબ **હાજર ઇમામનો** હુકમ છે. અને તે હુકમ **કુરઆને શરીફ** મુજબ પણ છે. કારણ કે **કુરઆનમાં** પશ્ચિમ તરફ રૂખ કરવાનું નથી. અને તેનું કારણ કે, તે રૂખ કાબ-તુલ્લાહ તરફ જે દેશોમાંથી દેખાય તેમ વરતવાનું છે. પણ ખુદ કાબતુલ્લાહમાં હજરલ અસ્વદની ચારે બાજુથી નીમાજ પઢાય છે. કારણ કે એ કાળા પથ્થરની બુઝુરગી ખુદા તરફનું વલણ છે.
**બિરાદર જીમ**—આ જવાબમાં તમો સમજુ થઇને ધ્યાન આપશો, તો સમજાશે કે, કાળા પથ્થરની તરફ ખુદાની બુઝુરગી સમજવી એ ઠીક છે કે **હાજર ઇમામ** જે **હ૦ અલીની** નસલમાંથી હોય તેના તરફ રૂખ કરવી સારી છે? તેનો વિચાર કરશો, કારણ કે, ઇસ્લામીઓ બધા **હ૦ અલી** અને તેની નસલેજ ઇમામ થતા રહે છે, તે તરફ મુળથીજ પુન્યભાવ રાખનારા નહોતા. વળી એ કાળા

પથ્થર ઉપર હ૦ અલીનો અજાયબ રીતે જન્મ જાહેર થયો છે. તો એ પથ્થર ઉપર જન્મ લેનાર અને તેનું ઇમામતનું નુર જ્યાં હોય, ત્યાંજ અમારી બંદગીની રૂખ હોય છે. તેમ ખુદા કુરઆને શરીફમાં ફરમાવે છે કે, "ખુદાનો ચેહરો દરેક દિશામાં છે." તો આજે આખી દુનીયાનાં બધા ભાગ પર મુસાફરી કરનાર અમારા હાજર ઇમામ તરફનું સંબોધન અત્યારે વધું સ્પષ્ટ છે. અને તેવીજ રીતે ઇદ નમાજની રૂઢીનું ચલણ પણ એક ઇસ્લામીના મોટા સમુહના માનને ખાતર અને રીતનો બરપા થવાનું કારણ ન ઉભું થાય, તેથી ઇદ નમાજની રૂઢી પળાય છે. પણ આ ખાસ જાણુ-વાનું કે, અમો ખરા ઇમામના સેવકો, એ ક્રિયાઓને બીલકુલ ખોટી માંનતાજ નથી. પણ તેમાં સમજાતું ન હોવાથી, ઇમામનાં હુકમની મસ્લેહતને અમો આધીન રહી, કંઇપણ શંકા વગર અદા કરીએ છીએ. પણ જો એ બાબતમાં ઇમામે મોબીન જો બીજો હુકમ ફરમાવે, તો તેમ તરતજ વગર શકે અદા કરવામાંજ ઇમાનદારી સમજીયે.

અને આ બાબતમાં હવે જાહેર આલમને કાંઇ વધુ જણાવવાનું રહયું નથી. છતાં પણ જોશો તો ખુદા અને રસુલના હક કલામો મુજબનાં એક પણ ફરમાન વિરૂધ અમારૂં વરતન નથી. એમજ સાબેત થતુંજ જોશો.



**સવાલ ૪૬ મો.**

જ્ઞાનો માટે મીશનરીઓ વારંવાર ઉપદેશમાં કહે છે કે જ્ઞાનો કુરઆને શરીફની આયતોનો તરજુમો છે. તો દશમો અવતાર કુરઆનની કઈ આયતમાંથી નીકળે છે. તે ઇસ્લામી આલમને જાહેર કરવામાં શું વાંધો છે?

**જવાબ ૪૬ મો.**

બિરાદર જીમ—જ્ઞાનો માટે મીશનરીઓ વારંવાર ઉપદેશ કરે છે કે, જ્ઞાનો કુરઆને શરીફની આયતો છે. તે બીલકુલ સત્ય છે. અને કુરઆને શરીફની જે તફસીરોમાં જે વાતો ખુલાસાથી સમજાવી નથી તે પીર સદરદીન, પીર સતગુરનુર, પીર શમ્સ વીગેરેએ ખુલાસાથી અને સંપુર્ણપણે સમજાવેલું છે. જેના દાખલા થોડાક જુવો.

કુરઆને શરીફમાં છે કે—
આયાત—(૧૨ મી સુરેયાસીન)

"કુલ્લે શયઇન અહસયનાહો ફી ઇમામે મોબીન,"

એટલે—દરેક ચીજનો હીસાબ જાહેર ઇમામ પાસે છે. તેનો તરજુમો છે. અને તેની તફસીરમાં કોઇએ જાહેર ઇમામ કયો છે? તે બતાવ્યું નથી. પણ પીર સદરદીને ફરમાવ્યું છે કે—

"સેતર દીપમાં શાહ જાહેર બેઠા;"
"સાંઝ સુબુ નીત જંપો મોરાભાઇ."
આરતી કીજે નકલંક તણી.

આ રીતે ઇમામે મોઅમીનનો અર્થ શાહ જાહેર જણાવ્યો. અને તે–સેતર દીપમાં બેઠા છે એવી ચોખી તાલીમ કુરઆને શરીફની ઉપર આપેલી આયતનાં તરજુમા અને તફસીર સાથે ચોખી છે. કુરઆનમાં અને તફસીરમાં એ મોઘમ છે. પણ એ રીતે ઇસમાઇલી પીરોએ તે સ્પષ્ટ કરેલા છે, વળી બીજી કડી સાંઝ સુણુ જપો મોશભાઇ એની આયાત કુરઆને શરીફમાં સુરેનુરની આયાત (૩૬) માં છે કે "ગોદુવ્વે વલ આસાલ" એટલે સવારે ને સાંજે તમે દુવા પડો. અને તેનું નામ સનાતનની સાંકળ મુજબ નકલંક છે ઇસ્લામ મુજબ શાહ (ઇમામ) છે. આ રીતે કુરઆને શરીફમાંથી જે તરજુમા ને તફસીર થયેલ છે, તેનાં કરતાં ઇમાનદારોને ગુજરાતીમાં કંઇ પ્રિય ઢબમાં વધુ ખુલાસાવાર અને ચોખી મતલબ સાથે આપેલ છે.

પણ બિરાદર, તમો જે જવાબ માંગો છો કે, દશમો અવતાર કઇ આયાતમાંથી નીકળે છે. તો જ્યાં જ્યાં ઉલુલ અમ્ર અને ઇમામે મોઅમીનની આયત અને તેને લગતી બાબતો છે, તે પણ દશમા અવતારનીજ બાબતોને સિધ્ધ કરનારી છે. કારણ કે કુરઆને શરીફ આખું હઝ અલી જે દશમો અવતાર સનાતન મુજબ છે, તેનીજ શાનમાં છે. અને અલી તેરસો વર્ષ ઉપર થઇ ગયા એમ નહી, પણ જન્મ થયો, ત્યારથી તે કયામત સુધી દરેક ઇમામો અલીનોજ અવતાર કહેવાય છે અને તેથી દરેક જમાનાનો "જાહેર ઇમામ" તે "દશમો અવતારજ" કહેવાય. અને કુરઆને શરીફ એજ ખુદાઇ કલામો છે, અને તે હ૦ અલીએ ફરમાવ્યા મુજબ "અના કુરઆનુન નાતેક" એટલે–"હું બોલતું કુરઆન છું" એ હીસાબે દરેક "ઇમામ અલી છે." અને દરેક

ઈમામ પોતે "બોલતું કુરઆન છે." તો પછી કુરઆનની આયાતનો હીસાબજ શો? જો ખુલાસાથી કહું, તો કુરઆનની આયાતમાં દશમો અવતાર **અલી** છે. તેજ કુરઆનની આયાતો છે.

પણ બીરાદર જીમ, તમો કહેશો કે, કુરઆન **અલી** પણ કુરઆનમાં "**અલી**" નામ પણ નથી, તો તે વીશે તમારૂં ખાસ ધ્યાન ખેચું છું કે—

સનાતનના ત્રણ જુગની વાતો, ત્રણ વેદની સમજ અને દશ અવતારો, એ બધાંનું મુળ વેદ અને સનાતન ધર્મ મુજબનું "**ઓમ**" છે. એ "**ઓમ**" તેજ **અલી** છે. એવું સુરે ઝુખરફ-ની આયાત (૪) થી માં છે કે—

**"વઈન્નહું ફી "ઓમ" મીલ કેતાબે લદયના, લે "અલી" ચુન હકીમ."**

અથ—અને ખરેખર અમારા પાસે "**ઓમ**" છે. ને "**અલી**" હીકમતવાળો છે.

આ રીતે **સનાતન** ધર્મ **ઈસ્લામની એકતાનો** ખુલાસો **કુર-આને** શરીફની ઉપલી આયાત મુજબ છે. અને **અલી** દશમો અવતાર છે, તેનું નામ **ઓમ** છે જે અવતારોનું મુળ છે. તેનાં સાથે ખુદાઇ વચનમાં આપેલી સમજ ઉપર નેક લક્ષ દોડાવો, અને ગ્નાનોમાં પણ **પીર સદરદીને** એજ સ્પષ્ટતા ફરમાવી છે કે—

"ઓમ" "**અલી**" તે આપે વિશ્નું,
"ઓમ" લીલા અનંત રે!

ઉપર મુજબ જ્ઞાનો અને કુરઆને શરીફની ઉજ્વળતા તે વેદ અને સનાતન ધર્મની સમાનતા અને દશમ અવતાર અલી તે દરેક જમાનાનો જાહેર ઇમામ છે. એમ સમજવા કદર કરશો.

---

## સવાલ ૪૭ મો.

હજરત અલીથી કરી હાલના હાજર ઇમામ આગાખાન સુધી કોઇએ એમ કહયું છે કે હું ખુદા છું. જો એ પ્રમાણે કોઇએ કહેલ હોય તો પુરાવા સહીત જાહેર કરો.

## જવાબ ૪૭ મો.

બીરાદર જીમ—હ૦ અલીથી આગાખાન સુધીના ઇમામોએ કોઇએ "હું ખુદા છુ" એમ કહ્યું છે કે નહી, તેના જવાબમાં પ્રથમ કહીશ કે—આ પ્રશ્નનો જવાબ સામાન્ય રીતે કહેવાય છે, તેમ-
"હીરા મુખસે ના કહે, લાખ હમારો મોલ."

તેમ દરેક મારફત એટલે પીછાણનાર ઉપરજ આધાર રાખવ સુચવે છે. અને સોક્રેટીસનું મહાવચન એજ સબક ભણાવે છે, કે તે કહે છે કે-"જે જાણે છે છતાં કહે છે કે હું જાણું છું, તે ખરેખર તે જાણતો નથી." વળી મઉલાના રૂમી પણ કહે છે કે-

"મહેરમે ઇંહોશ જુજબેહોશ નીસ્ત,
મર ઝબાંરાં મુશ્તરી જુજગોશ નીસ્ત."

અર્થ-

જાણુનારો ભેદ તે બેભાન છે.
કાંકે ગ્રાહક જીભનો બસ કાન છે.

એટલે-જે મનુષ્યને ખુદાની પુર્ણ માઅરેફત (પીછાણ) થાય છે, તે ખુદ બેખુદ (મસ્ત) થાય છે. જેમકે બોલનારો એ રસ્તે અપુર્ણ ગણાય છે. જેવી રીતે **જીભ** બોલે છે, પણ તે જાણુતી નથી, અને **કાન** બોલતો નથી, પણ તે જાણે છે. આ દ્રષ્ટાંત એક દાનેશ મંદ માટે સંપુર્ણ છે.

તાત્પર્ય એ કે **મનસુરે** **"અનલહકક"**નો ઉચ્ચાર કર્યો, તો તેટલો અપુર્ણ ગણાયો. તેમ તે **ભકત** હતો. અને તેમાં બાકી શું છે? તે સામાન્ય શિક્ષણુના **શરીઅત**ની પાયરીથા, આગળ વધતા **તરીકત** અને **હકીકત** પછીનો દરજ્જો છે, **મનસુર** માફક પુષ્કળ **વલી અલ્લાહો** (ઓલીયા)ની કરામતો એજ સીધ કરે છે કે, એક ભકત "હું ખુદા છું" એમ અનુભને છે. પરંતુ તે બોલી શકતો નથી. ત્યારે **અલીથી આગાખાન** સુધી જે ઇમામત છે, તે **નુરી પાવર** છે. અને તેનું દ્રષ્ટાંત સુર્યની ઉપમાને બંધ બેસ્તું છે, એટલે જેમ સુર્ય પોતે સુર્ય છે; એમ બોલતો નથી. પણ તેનો પ્રકાશ તેની સાબેતી કરે છે, તેથી લોકો કહે છે કે **સુર્ય** છે. અને **આભલામાં** દેખાતો સુર્ય, ખરી રીતે સુર્યનું દર્શન કરાવે છે. પણ આભલું પોતે સુર્ય નથી. તેવી રીતે કાર્ય જેવું સ્વચ્છ **ભકત** અંતઃ-કરણુ ખુદાઈ નુર રૂપી સુર્યની ખુબીનો અનુભવ કરાવે છે, અને મનુષ્ય આકારમાં **અલીને અલ્લાહ** કહેવાની શરૂઆત નથી. એ ઇસ્લામ મુજબ પ્રથમ **આદમ**:અને પ્રાચીન ઇસ્લામ (સનાતન) મુજબ **કૃષ્ણ, રામ,** વિગેરેમાં પ્રદિપ્ત માન હતો.

અલી માટે દાના પુરૂષોએ કહ્યું છે કે—

"કુછ કર ન કહે કઉમે નુશેરી ખુદા અલી"
"હિન્દુકા રામ રામ હુએ તું મુરતઝાઅલી."

અને એ અલીનું મુળ સ્વરૂપ જનાબ રસુલે ખુદાએ મેરાજ પ્રસંગે જોયું, જાણ્યું. જબરાઈલના ઉસ્તાદ તરીકેની વિગતમાં અલીનું હોવાપણું તથા—

આદમસે પેશતર કઈ હઝાર સાલ,
બાંધે અંગુઠી દેવકી વોહ શાહ ઝુલઝલાલ.

ની ઇસ્લામી માનીનતા આપણી મદેહનજરથી દુર કરી શકતા નથી. આદમ (બુધ)ને સિઝદા કરવામાં આ મનુષ છે. એમ માનીને અઝાઝીલને ખુદાનો તીરસ્કાર મળ્યો.

ગીતામાં શ્રીકૃષ્ણે ( આદમ અગાઉનાં આદમે) કહ્યું છે કે—

સર્વ ધર્માન પરિત્યજ્ય—મામેકં શરણં વ્રજ;
અહં ત્વા સર્વ પાપેભ્યો—મોક્ષ ઇષ્યામી માશુચ.

અર્થ—(હે અર્જુન) સર્વે ધર્મો તજી દે. અને મને એકલાને શરણ આવ. હું તારા સર્વે પાપોનો નાશ કરીશ. અને ધારેલી મુકતી આપીશ. બીહમા.

એજ મુજબ—રસુલે ખુદાએ કહ્યું છે કે—

અલા અરજીુન બીલા આઇન.

એટલે–હું=(અ) વગરનો અરબ છું. એટલે રબ પાળનાર ખુદા છું.

તેજ નબીએ—મનકુતો મઉલા ફઅલીયુન મોલા કહ્યું.

એટલે—જેનો હું માલેક તેનો અલી માલેક.

કરબલાના રણમાં—હ૦ ઇમામ હુસેને પોતાના ફરઝંદ જેનુલા-બદીનને ફરમાવ્યું કે—

ખુદા ચાહતા નહિ અબ કત્લ તેરા.
રખેગા તુજસું બાકી નસલ મેરા,

એ શબ્દો ઉચારતી વખતે ઇમામત સોંપી નહોતી, અને ત્યાં ખુદ ઇમામ હુસેને કહયું કે—

ખુદા ચાહતો નથી, તેનો અર્થ હું ચાહતો નથી. એમજ થાય છે. એટલે પોતે ખુદા તરીકે, બોલીને કહે છે.

વળી–હ૦ ઇમામ મહમદ બાકરે ફરમાવ્યું છે કે—

સલમાન ફારસી, હ૦ અલીને જે રીતે ઓળખતો હતો, તે રીત–અબાજરને કહેતે તો—અબાજર સલમાનને કત્લ કરતે. એ શું સીધ કરે છે? શું સલમાન કરતાં અબાજર ચઢતો ઇમા-નદાર હતો? અને સલમાન પોતાનાં ઇતેકાદમાં કસુર કરતો હતો, કે [illegible] કતલ કરવા લાયક બને! નહી બીરાદર જીમ-તે એમ સીધ કરે છે કે સલમાન, અલીને અલ્લાહ કહેતો હતો. પણ અબા-જર, સલમાન ફારસીના દરજજે ઇમાનદાર નહોતો. એટલે તે

અલીનો મોહીબ હતો, જેવી રીતે ઇસલામીઓમાં ઈશનાઅશરી ભાઇઓ અલીના મોહીબ છે, પણ સલમાન ફારસી તે કરતાં ચઢતે દરજ્જે હતો. અને અલીને અલ્લાહ માનતો હતો, પણ તે મોઢેથી બોલતો નહતો, અને જો બોલતે તો અબાજર જેવા મોહીબના હાથે કત્લ થતે. એટલે તે વખતનાં જમાનાથી છેલ્લી અરધી સદી સુધી અલીને અલ્લાહ માનનારાઓ છુપા હતા. તોપણ તેને માનનારાઓનો ઇતકાદ શતરૂઓના દાબ છતાં છુપો રહી શકયો નથી. અને એ અલીનું ખુદાઇ નુર ઇમામતનાં નામે ક્રમવાર નસલ બનસલ ચાલ્યું આવ્યું. તે દરેક જમાનામાં બયત કરનાર અને તેમને ખુદાજ માનનારાઓ હતા. અને તેમ ઉપર સંકટો નાખવામાં આવતા છતાં, તેઓનાં મજબુત ઇમાનનાં પ્રભાવે તેઓ ડગતા નહી. બલ્કે નુસેરી માફક પોતાનો જાન કુરબાન કરવામાંજ મુક્તી માનતા, આજે એવી રીતે છુપી રીતે માનવાનો અથવા બોલવાનો સમય પુર્ણ થયો છે. અને જે સમયની રાહ જોતા હતા, તે ધાર્મીક આઝાદીનો સમય પ્રાપ્ત થયો. અને એવા છેક છેવટ સમય સુધી, બાપદાદેથી ઇતેકાદ ધરાવનારા છતાં, જે આઝાદીથી ખુશી થવું જોઇએ, તે બેદરકારી અથવા ઇમામની પુરી શોધક બુધીની ગેરહાજરીનાં લીધે. હાસલ થયેલા સમયની ખુશનુદી ઇમામતના દામનથી વેગળા પડી જનારા બારભાયા અને ઇશનાઅશરી ભાઇઓને જે અલીનાં નામથી અને તેમની મોટાઇથી હર્ષ થતો, તે ફેરવાઇ ગયો અને અબાજર જેવી હ૦ અલીની મોહબત રહી, પણ સલમાન ફારસી જેવી કામેલ અલીની મોહબત હાંસલ થઇ નહી, અલીથી આગાખાન સુધીની અખંડ ઇમામત નાં ખુદાઇ પાવરની સમજ જીસ્માની આકારમાં ફેરવાઇ અને એક બે એમ બાર સુધી અલાહેદાપણું જાણ્યું પણ એકજ નુરની એક

તાનું પ્રદીપ્તમાનપણું સમજાવ્યું નહી, **અલી**, **હુસેન**, **જેનુલાબ્દીન**, **મોહમદબાકર**, જાફર સાદેક અને **ઈસ્માઇલથી આગાખાન** સુધી જીસ્મ જુદા પણ પ્રકાશ (નુર) એકજ છે, તે જુદા જુદા આકારમાં "નુર" પ્રકાસ્યું અને હાલ **આગાખાન** નામથી પ્રગટ છે, તે જ નુર આદમમાં હતુ. ત્યાંથી **શીશ**માં ઝળક્યું. અને ઉતરોતર **ઈબ્રાહીમ**, ઈસ્માઈલથી **અબુતાલેબ** સુધીના જીસ્મોમાં હતું, તે એક (વહદહુ) પ્રગટે છે. તે સ્વતંત્ર (**સમદ**) રૂપેજ આનંદ આપે છે, તે **પ્રગટે** છે, પણ **પેદા** થતું નથી, તેથી (**લમયલીદ**) છે એટલે અસલ હતું જેમ અંધારામાં અજવાળું સમાયલું છે, તેમ તેનાથી કોઇ જન્મ્યું નથી, કારણ કે તે **વલમયુલદ** છે. એટલે નુર (પ્રકાશ) માંથી કોઈ ચીઝ થતી નથી પ્રગટ થવું એજ તેનું કાર્ય છે, અને તેના સમાન એકતાવાળું કંઇપણ નથી તેથી તે "**વલમ યકુન્લહુ કોફવીન અહદ**" કહેવાય છે, એટલે ઇમામત એ ખુદાઇ નુર છે. તે એકજ જીસ્મમાં પ્રગટ રહે છે. તેનાં બે, ત્રણ કે બાર એમ રૂપ થતાં નથી, પણ તે એકજ છે, અને **બહુરૂપે** થાય છે. અને **બહુપણામાં** પણ તે **એકપણેજ** હોય છે. અને ખુદાની એકતાઇનું નુર ઇમામના જીસ્મમાં છતાં, તેની સાથે એકપણાની પવીત્રતાને પ્રગટાવે છે. પણ તે બોલે છે, એમ નહી, પણ પ્રકાશે છે, એમ કહેવુંજ યોગ્ય છે. તેને સત્ય જાણનારાઓ પણ બોલતા નથી. એ તેનો પ્રભાવ છે. બોલનારી **જીભ** અને સાંભળનાર **કાન** અને જોનાર **આંખ** વગેરે તેની એકતાની જાહેર મતા છે, **હવા**, **પાણી**. પ્રકાશ જેમ તેના કાર્યથી ઓળખાય છે, પણ ખુદ તે પોતે બોલતા નથી, તેવીજ રીતે ખુદા પોતે બોલતો નથી પણ તેના કાર્યોથી તેની ઓળખ થાય છે.

બીરાદર જીમ—આ સ્થળે શુદ્ર પ્રદેશ અરબસ્તાનને તેરસો વરસ ઉપર કે જે સમયે ઇસ્લામે ખુદાઇ એકતાની તાલીમનાં મોઘમ શબ્દોમાં હ૦ રસુલે ખુદાએ હીદાયત કરી તે શબ્દોમાં આજના સુધારાની ટોચે પહોંચેલા ઝળકતા જમાનામાં અને હીન્દ સમાન આસ્થીક ભુમીમાં ઉત્પન્ન થયેલાં મનુષ્યોની સમજ સાથે સરસાઇ આપવી, એજ દુર્લક્ષ છે.

હીન્દ બહારનાં દરેક પ્રદેશોમાં ખુદાઇ ઓળખ અને હીન્દમાં અવતારની માનીનતા, એ બે બાબતો પરીણામે જુદી નથી. ફક્ત સ્વરૂપમાં ફરક છે! હીન્દ ભુમીમાં ખુદાઇ કૃપાની શરૂઆત તેના અવતારી સ્વરૂપનો પ્રાચીન પ્રભાવ કાયમના વરસાદથી લીલીછમ અને નરમ દીલરૂપી જમીન અને પાહાડી અને રેતાળ રણના મેદાન એ બેમાં જેટલો ફરક છે. ખુદાઇ અવતારની માનીનતાના વાવેતરના એક સરખા પણ છતાં જમીનનો પ્રભાવ ફળ પર અસર કરે છે, જે ઇસ્લામે ખુદાની ઓળખ આદમને સીઝદો નહીં કરવાથી અને મનુષ્ય ગણવાથી આંચકો ખાઇ, ડાઘેલો થવામાં અઝાઝીલને તિરસ્કારની મઝાથી સમજાવી જતાં બુજ સીવાયના મોટા ભાગમાં તેની પાહાડી અને રેતાળ જમીનમાં મીસર જેવી હાલત થઇ. તેજ ખુદાઇ ઓળખની તાલીમ હીન્દ ભુમીનાં પ્રભાવી મનુષ્યોએ ખુદાઇ સંદેશો સાંભળતાંજ અરબસ્તાન, મીસર ઇરાન અને બીજા હીન્દ બહારના પ્રદેશો કરતાં, ઘણીજ શ્રેષ્ટ પ્રકારે ઝળકી નીકળી :કારણ કે ઇશ્વરની માનીનતા વડે પલળેલ સરળ રદય હતું. અને થોડીક મુદત વરસાદની ગેરહાજરીથી પડેલાં સુકામણાંનાં લીધે, જમીનમાં પડેલો નરડાર પણ પાહાડી અને રેતાળ મેદાનોની જમીન કરતાં દરજ્જે ધરાવતો દેખાયો અને સતગુરનુર,શમ્સ, સદરદીન, હુસન રૂબીરદીન તથા તાજદીન

જેવાં ખુદાઇ સંદેશાને પહોંચાડનારાઓ હઝરત પેગંબર સાહેબ કરતાં ઘણીજ આસાનીથી ઝળકયા, અને એ રીતે મી૦ જીમ-ખુદાઇ સંદેશાને એ મુદામ પીરો સિવાય મજેલી ઇસ્લામી તાલીમનો પ્રભાવ ખુદાઇ એકતા અને ઈમામતનું મનુષ્ય ( સ્વરૂપ ) અરબસ્તાનના જંગલી લોકોનાં રદયની સરખામણી કરતી રહી, અને તેના ભોગે સતપંથના કબજામાંથી છટકી જતાં આનંદ માનનારા ઈશનાઅશરીઓ અને બારભાયા જમાઅતોના વગર રહેબરનાં કમ્પાઉંડમાં વસ્યા અને સતપંથ શાસ્ત્રની નિરમળ તાલીમનાં આ નીચેના શબ્દો કે—

> પરતક પાત્રને પરખીને—પ્રેમે પુજોની પાય,
> ચઉદ બ્રહ્માંડનો એ ધણી—પરગટ છે જુગ માંય.
>
> પરતક પાત્રને

એ રીતે જાહેર ધણીની સમજની અસર ઇમામ ગેબનાં અણુધારા ઘસારાથી એવી રીતે ઘસાઇ ગઇ, કે ઇમામે મોબીન અને ઉલુલ અમ્રૂનાં ખુલ્લાં વચનો ઇતેકાદમાં છતાં, પણ તે અસર કરવા નકામા નીવડયાં.



**સવાલ ૪૮ મો.**

જ્ઞાનોમાં હિન્દુ દેવતાઓનાજ દ્રષ્ટાંતો અપાએ છે. તો તેઓ ઇસ્માઈલી મઝહબ પ્રત્યે કેવી લાગણીઓ રાખતા હતા અને ધર્મ ફેલાવવાને શું મુખ્ય હતા?

**જવાબ ૪૮ મો.**

બિરાદર જીમ-તમો જાણુશો કે, હિન્દુના દેવતાઓ એમ કહેવું તે પ્રાચીન ઇસ્લામનાંજ ધર્મ શીક્ષકો હતા, એમ હવે વધુ સમજાવવાની જરૂર નહી હોય, તોપણુ મારે તમારા પ્રશ્નનાં ન્યાય ખાતર સ્પષ્ટ કરવું જુવે, તથા શિક્ષકનું જરૂરી હોવું સ્પષ્ટ કરૂં છું. ખુદાવંદે કરીમે આખર ઝમાના માટે દુનીયાના મનુષ્યોની હીદાયત માટે **કુરઆન અને ઇમામ સાથે એકઠા થઇ છુટા પડયા વગર પકડી રાખવા ફરમાવે છે કે-**

**આયાત-**

**વઅતસેમુ બેહબલિલાહે જમીઅન વલાતફરરકુ.**

એટલે-ખુદાઇ રસીને મજબુતીથી પકડો, છુટા પડયા વગર વળી-ઇન્ની જાએલુન ફીલ અરજે ખલીફા -એમ બીજે ઠકાણે ફરમાવે છે કે-હું મારો :એક ખલીફો, દુનીયામાં કાયમ રાખું છું.

આ ખુદાઈ વચન પર વીચાર કરતાં જનાબે રસુલે ખુદાને આખર જમાનામાં પેગંબર ગુરૂ હતા, તે જોતાં પહેલાનાં જમાના માટે પણુ ખુદાનો ખલીફો (પ્રતીનીધી) એટલે ઇમામ હોવો જુવે તે તરફ નીગાહ પુગાડતાં હ૦ અલી હ૦ ઇસ્માઇલનાં વંશમાં ઉતરોતર

હતા, તે બધા ઇમામોજ હતા. અને તે અગાઉનો સીલસીલો હ૦ **આદમ** સુધી ઇસ્માઇલી કીતાબો દેખાડે છે, અને ધર્મનું રક્ષણ કરનારા ખુદાના **ખલીફા** હતા. પણ હ૦ **આદમ**ની હસ્તી ૧૦૦૦૦ દસ હજાર વરસ સુધીની ગણતાં જણાય છે, ત્યારે તે અગાઉનાં આદમો **શ્રી** કૃષ્ણ, શ્રી **રામ** વીગેરે હતા જે પણ પોતાનાં જમાનામાં **આદમથી અલી** માફક ખુદાના **ખલીફા** હતા. અને તે જમાનામાં લોકોને ખુદાની હીદાયત પહોંચાડી ધર્મનું રક્ષણ કરતા હતાં તેઓની તાલીમ ઇસ્લામની તાલીમ હતી. જેને સંસ્કૃત ભાષામાં **સનાતન** કહી છે. કારણ કે **ઇસ્લામ** અને **સનાતન** ખુદાનાંજ એકના શાખાવનાર છે તેમ પ્રાચીન (કુરઆન) ને વેદોનાં નામથી ઓળખતાં પેગંબરને ગુરૂ કહેતા અને **ઈમામ**ને **અવતાર** કહેતા આ રીતે **આદમ** (બુદ્ધ)ના અગાઉ શ્રી કૃષ્ણ શ્રી **રામ** વીગેરે **ઈશ્વરી અવતારો** તે **ઈમામ** હતા અને **વસીષ્ટ, વ્યાસ**, બ્રહ્મા, એ પેગંબરો (ગુરૂઓ) હતા. અને આ રીતે પહેલા જમાનાનો **ઇસ્લામ** તે **સનાતન** ધર્મ કહેવાતો અને આખર જમાનાનો એટલે ચોથા (છેલ્લા) જુગનો **સનાતન** ધર્મ તે "**અરવાચીન ઇસ્લામ**" એ સીધાંત જોતાં ઇસ્લામની સત્ય તાલીમ સતપંથ (**હકરાહ**) ના નામે જે મહાન **ઇસ્માઈલી વીર્દ** એ **જ્ઞાન** શાસ્ત્રો વડે આપેલ છે. અને તેમાં જે **પ્રાચીન ઇસ્લામનાં** ધર્મ રક્ષકોના નામે જે હતાં તે શીખવ્યા, તે જનાબ **રસુલે** ખુદાએ **ખીઝર, નુર, ઇલીયાસ, ઇબરાહીમ, સીકંદર, લુકમાન** વીગેરેના વૃતાંતો અને નામોથી ઇસ્લામી તાલીમમાં અને ખુદાઇ વચન **કુરઆને શરીફમાં** સમજાવ્યો. તેજ મુજબ દેશકાળને લીધે હીન્દુ **દેવોના નામો** અને **દ્રષ્ટાંતો** કે જે, હક રસ્તા (**સતપંથ**) ઇસ્લામનેજ પોતાના જમાનામાં શીખવતા અને તે વખતે કેવી કેવી મુસીબતો પડતી, તે જણાં

વેલ છે, અને તેઓ પોતપોતાનાં જમાનામાં મુખ્ય હતા. બીરાદર જીમ—આ જ્ઞાનોમાં જેને હીન્દુ દેવના નામોથી દ્રષ્ટાંતો છે. તે દ્રષ્ટાંતો તે નામો માટે કુરઆને શરીફમાં મોવમ ફીરકાઓમાં ખાસ તાલીમ અને બંદગી જેવી તાલીમમાં યાદ રાખવા શીખવ્યું છે. તેઓનેજ છે.

**"એહદેનસ સેરાતાલ મુસ્તકીમ", સેરાતલ લજીનાં અન અમતા અલયહીમ, ગયરાલ મગજીબે અલયહીમ વલજ ઝાલેમીન.**

એટલે—હે ! ખુદા, તું અમોને એ સીધો રસ્તો (સતપંથ) બતાવ કે, જે પ્રાચીન ઈસ્લામીઓ જે રસ્તા પર દ્રઢ હતા, અને જેના પર તેં તારી નિયામત ઉતારી હતી, એવો રસ્તો નહી બતાવ, કે જેઓ આડે મારગે ગયા એટલે **સતપંથના** વીરૂધ ચાલ્યા હતા, અને જેના ઉપર તેં ગજબ ઉતારયો હતો.

**બીરાદર જીમ**—પ્રાચીન જમાનાની તવારીખો વાંચશો અથવા કોશેશ કરશો તો એજ હીન્દુનાં દેવો મળી આવશે કે જેઓ **સેરાતલ મુસ્તકીમ** પર હતાં એટલે **સીધો રસ્તો** કે **સતપંથ** પર ચાલનારા હતા.

વાંચો નીચેનો **શ્લોક**—કે જેનો લગભગ મતલબ કુલહો વલ્લાહના સુરાને મળતોજ છે—કે

**"અજર અમર મેંકૃ સચ્ચીદાનંદ રૂપ**
**"નીખીલ ગુણ વીકીન સર્વથા ભેદ સુન્ય**
**"નીગમ પથ સુગમ્યં કલ્પીતા વીસ્ત લોકં**
**"કૃતી કુમતી જયાર્થં ભાવથેંદ બ્રહ્મ પુર્ણ**

અર્થ—હય્યુમ, વાહેદ, અને સત ચીત અને આનંદ રૂપ નીર-ગુણ—તેમજ લામકાં પર વસનારા અને ગેબની વાતો જેને સુગમ છે, અને (કુનફયકુનતી) કલ્પના વડે, જેણે ત્રણે લોક બનાવ્યાં. જે હમેશાં નેક કામમાં મદદ કરે છે એવા બ્રહ્મ (ખુદા)ને હું ભાવસહીત નમું છું.

**એ શ્લોક—અને કુલ્હો વલ્લાહો અહદ અલ્લાહુ સમદ લમ યલીદ વલમ યુલદ વલમ યકુલ્લાહુ કોફોવન અહદ.**

એટલે—કહે કે અલ્લાહ એક છે, ને અલ્લાહ સ્વતંત્ર છે તે કોઇનાથી જન્મ્યો નથી તેમ તેનાથી કોઇ જન્મ્યું નથી તે એવો એક છે કે તેનાં જેવો બીજો નથી.

આ મુજબ ખુદા અને ઇશ્વરની એકતાની તાલીમ કઇ રીતે ઇસ્લામની વીરૂધ છે. પ્રાચીન અને અર્વાચીન ઇસ્લામની આ રથીતી પછી હીન્દુ દેવો જુદા છે, એમ માનવું જીદ છે. વળી

**"ઇન્ની જાએલુન ફીલ અરઝે ખલીફા"**

એટલે—હું એક મારો ખલીફા (ઇમામ) દુનીયામાં કાયમ રાખું છું એના મતલબને મળતું ખુદાઇ વચન **ગીતામાં છે કે—**

**"યદા યદાહી ધર્મસ્ય, ગલાની રભવતી ભારત**
**અભ્યુત્થા તમ ધર્મસ્ય તદાત્મ નમસૃજામ્યહંમ**

એટલે—જયારે જયારે દુનીયા ઉપર ધર્મનો લોપ થાય છે, ત્યારે ત્યારે તેને ધર્મ વડે ફરી સ્થાપવા અવતાર ધારણ કરૂં છું એટલે) ઇમામને જાહેર કરૂં છું—

મીત્ર જીમ—આ સમાનતાં ઉપર નીરાંતે વીચાર કરો અને સનાતન ધર્મ મુંજબનાં અથર્વ વેદનાં ઉપરથી રચાયલા અલ્લોપનીસદ તરફ અને તેના શ્લોકોમાં આ નીચેના શ્લોકનો વીચાર કરો—

"અલ્લો રસુલ મહમદર કબરસ્ય અલ્લો અલામા ઈલિલ્લાહે તીલ્લા.

એટલે—અલ્લાનાં રસુલ મહમદ મહાન છે, અને તેનો મંત્ર કલમો " લા ઈલાહા ઈલિલ્લાહ છે. "

આ રીતે સનાતન ધર્મ અરબસ્તાનમાં ઈસ્લામી સ્વરૂપમાં પ્રોગ્રામ રજુ કરે છે. અને અર્વાચિન ઇસ્લામની તાલીમ પ્રાચીન ઈસ્લામ સનાતનની સત્યતા સમજાવે છે. તો પછી તેજ તાલીમને અનુસરી મતભેદ તોડનાર ઈસ્માઈલી મહાન પીરોની તાલીમનાં ગ્નાનોમાં હીન્દુ દેવોનાં નામોની મહત્તા સમજો અને ઇસ્લામની પ્રાચીન તાલીમની પુરી પાડેલી વિગતો માટે એહસાનમંદ રહો. અને યાદ રાખવાનું છે કે-ઇસ્લામ કે કુરઆનની તાલીમ મહાન અને ખુદાઇ છે. તેનાં પર ટુંક ગુંજાસથી ટુંકી નજરવાળા ન બનો પણ સુજ્ઞ અને ગંભીરપણે કુદરતને ઓળખો.

જેમકે કહ્યું કે-

'કેવળ શાસ્ત્ર મુદશ્ય નહિ કર્તવ્યો હિ નિર્ણયા યુકતીહીતે વિચારે તું, ધર્મનાશહ પ્રજાયતે

એટલે-કેવળ શાસ્ત્રમાં ( કુરઆનમાં ) લખાયલું છે, તે નિર્ણય

કરવાનું કર્તવ્ય નથી. કારણ કે ચુકતી વગરના વિચારથી તો ધર્મનો નાશ કરનારા થવાય છે—

એજ મુજબ–કુરઆને શરીફમાં પણ છે કે—
"લા યઅલમો તાવીલોહુ ઈલલલાહ વરરાસેખુન ફીલ ઈલ્મ"

એટલે–કુરઆનનુ રહસ્ય જાણનાર ખુદા છે. અને તેનાં મુકરર કરેલા ઈમામો—

તો એ હીસાએ ઈસ્લામનો અર્થ પોતાની કુફી . સમજ પ્રમાણે કરવા પહેલાં, તેને જમાનામાં મોજુદ ઈમામ પાસેથી સમજો. આખર . જમાનામાં પેગંબરની ઉમ્મત ગોવાળ વગર રેહી નથી. એ"નહજુલબલાંગાનાં" ૯૦ અલીનાં વચનો તરફ નેગાહ કરો. આ દુનિયાની રચનાની શરૂઆતથી અંત સુધી ખુદાઇ રોશની ઇમામ હોય છે, તેનાં વગર દુનીયાનો નાશ થઇ જાય -

---

## સવાલ ૪૯ મો.

દુનિયામાં વસ્તી દરેક કોમોના મહાન પુરૂષોના જીવન ચરિત્રો અને તેઓના પ્રસંસાપાત્ર કામોથી કરીને ચાલુ જમાનામાં આપણે ઉત્તેજીત થઇએ છીએ. અને દરેક મહાન પુરૂષના જીવન ચરિત્રો એ આપણું ચારિત્ર સુધારવાને એક હથીયાર રૂપ ગણીએ છીએ. તો પવિત્ર ઈસ્લામ મઝહબ સ્થાપનાર હઝરત મહમદ તથા પહેલે ઇસ્લામ કબુલ કર-

નાર આપણા મોલા હઝરત અલી (અ૦) અને તેઓના વંશજોના જીવન ચરિત્રો જાણવા શું આપણને જરૂરી નથી? અગર જરૂરી હોય તો પયગમ્બર સાહેબ તથા હઝરત અલી-થી કરી આપણા નામદાર આગાખાન સુધીના ઇસ્માઇલી ઇમામોના જીવન ચારિત્રો જણાવો? અને તેવું કોઈ પુસ્તક ઇસ્માઇલી કોમ તરફથી પ્રગટ થયું છે કે નહિં? અગર થયું હોય તો તે પુસ્તકોને ઇસલામી આલમ માન્ય રાખે છે કે નહિં?

## જવાબ ૪૯ મો.

**મીત્ર જીમ**—આ તમારા લંબાણ સવાલનો જવાબ ટુંકો ટચ છે. કે **અલીથી આગાખાન** સુધીના ઇમામોના જીવન ચરીત્રો ફારસીમાં છે. ઉરદુ થયેલા નથી. જેના લખનાર શાહ **નાશર** અર-બીમાં છે જેના લખનાર **ઇસ્માઇલી મહાન** દાઇ **મોઇનુદ્દીન અરબી** છે તથા બીજા ગ્રંથો ખુશરો જેવા પ્રખયાત ઇસ્માઇલી દાઇયો છે. અને તેની તાલીમ ઇરાનમાં મશહુર છે. **અફઘાનીસ્તાન** માં પણ એજ ગ્રંથો જાણીતા ને માનીતાં છે મીસરમાં આગાખાનનાં વડવા જેઓ **ઇમામ** હતા, તેઓએ (૩૦૦) ત્રણસો વરસ સુધી ભોગવેલ રાજસતા મશહુર છે. તેમનાં વખતમાં **ઇસ્લામી યુનીવર-સીટી** પહેલ વેહલી સ્થપાયેલ છે, **લાઇબ્રેરી** અને **સાહીત્ય** કળા માટે તેની હરીફાઇ હજુસુધી થઇ સકી નથી, તેજ **ઇમામો** પૈકી **સુલતાન સલાહુદીને** જેરૂસસલામ (૧૦૩૭)માં કેવી ઉભતાં વડે મેળવ્યું તેનો લખેલો ઇતીહાસ અને **તવારીખ** નવેશ મી૦ બર-નીયારનો વાંચો **ગુજરાતીમાં** તેવી કોશેશ બારીસ્ટર જાફરભાઇ રેહ-

મતુલ્લા કાદરાએ ખોજા કોમના ઈતીહાસ સાથે જોડેલ છે. તે વાંચો મી૦ નવરોજી દુમસીયાનું આગાખાન પુસ્તક વાંચો અને **ફાતમાઈ ખલીફાતની** ઉરદુમાં **હીસ્ટરી** છે, તે તરફ નેગાહકરો. તેમજ મારા મીત્ર મી૦ **ચુનારાએ** હમણાજ "**ફાતમાઈ ખલીફાત**"નું પુસ્તક તેવીજ મતલબનું લખેલું છે. તે વાંચો તો તમારી આ બાબતમાં આંખો રોશન થશે

એ પુસ્તકો ઇસ્લામીઓએ માન્ય રાખ્યા છે. કારણ કે, તે **તવારીખ** છે. એટલે ધર્મની માનીનતાના નથી પણ જો તમો ધર્મની માનીનતાના હીસાબે કહેશો, તો શું ઇસ્નાશરી ફીરકાની તાલીમ તમામ ઇસ્લામ માન્ય રાખે છે ? કદી નહી. તમો તમારી એક કીતાબ એવી બતાવો કે, જેને સુન્નત જમાઅતવાળાએ સનદ કરી હોય ? એતો બીરાદર. "**ઘરની ઘંટી ને ઘરનાં ઘંઉ**" બધા ધર્મમાં છે. પણ **સતપંથ** તેથી પણ નીરાળો છે.

---

## સવાલ ૫૦ મો.

**હઝરત અલીથી નામદાર આગાખાનના પુર્વજોનો ઇતિહાસ હસન બીન સબ્બા સુધીનો ઈસમાઈલી ફીરકા સીવાય બીજા તવારીખ નવેસોની તવારીખની રૂએ જણાવો? અને ઇસમાઇલી વંશના સત્યાવીશ ૨૭ માં ઈમામ નામદાર રૂકનુદીન ખુરશાહ ઉપરે હલાકુખાને ચડાઈ કરી વંશ નીકંદન કરી નાખ્યો. એવા ઇતિહાસીક પુરાવાઓ મલે છે તો ત્યાર પછી નામદાર આગાખાનનો વંશ કેવી રીતે ચાલુ**

રહુયો. તેના ઈતિહાસીક પુરાવાઓ તમારી પાસે મોજુદ હોય તો ઈસમાઈલી ફીરકાની મજબુતાઈ અર્થે જાહેર કરો. અને અગર તેવા પુરાવાઓ તમારી પાસે મોજુદ હોય તો તેને બીજા ઇતિહાસ વેત્તાઓ ટેકો આપે છે કે નહિં? તે બતાવો.

## જવાબ ૫૦ મો.

મારા દાનાં દોસ્ત જીમ—તમારો આ સવાલજ કહી આપે છે કે, આપે ઇસ્લામી નહીં પણ ઇસાઇયોની તવારીખ વાંચી છે.

ઇમામ જાફર સાદેક પછીનાં ઇસ્માઈલી ઈમામોનો તવારીખ અરબીમાં અને ફારસીમાં મોજુદ છે. ઇબ્ને અલફુન અને રોજતુલ સફા ઉપરાંતની હકીકત મઉલાના શીબ્લીએ છેલાં સઇકામાં ઉરદુમાં એ તવારીખ જાહેરમાં મુકી છે. તેમ ગયા સવાલમાં જણાંવ્યું છે. તે મુજબ મી૦ દુમસીયા અને મી૦ જાફર રેમતલા કાદરા તથા મી૦ કાબા અને મી૦ ચુનારાએ એ ઇતીહાસ પર પાડેલું અજવાળું મોજુદ છે.

ઈંગલીશમાં એ તવારીખ ઘણા વીદ્વાનોના હાથે લખાઇ છે. "મારકોપોલો" અને "બરનીયર"ના લખેલાં ગ્રંથોમાં તથા સાઈકલો પીડીયામાં એ ઇસ્માઇલી ઇમામોની હકીકત ઝળકતા અક્ષરોમાં નોંધાયેલ છે. ઈમામ જાફર સાદેક પછી તેમનાં વડા ફરઝંદ તે બની ફાતમાઇન હતા તે મીસરમાં તેમના નાનાને ઘેર ગય ને તેમની ગેરહાજરીમાં હ૦ જાફર સાદેકે "બરરા" નામની લોંડી જેનુ પાછળથી ખતીજા નામ ધારણ કર્યું હતુ. તેમને નીકાહમાં લાવ્યા પછી તે "મુસા કાઝીન" થયા તેમનો માને. બગદાદનાં ખલીફા હારૂન રસીદનો વજીર મામુન રસીદ હતો. તેમની જોરા-

વરીથી પોતાના ભાણેજને ઈમામ તરીકે જાહેર કરી "બયત" લેવરાવી અને આ બાબતમાં હ૦ અલીનાં ખીલાફત ઉપર નહી આવવાનાં કારણોમાં જેવી હદીસો ઉભી થઇ, તેની રીતે **મામુન રશીદ**ના દાબથી **"મુસા કાજીમ"ની** તરફેણમાં રીવાયતો ચાલુ થઇ. અને તેવી સરસાઈમાં હ૦ જાફર સાદેકના નામથી કહેવાય છે કે.

"ઇસ્માઇલને દફન કરતી વખતે જાફર સાદેક "ફરમાવ્યું કે—" અફ્ષોસ હજારો ધોખો ખાતા નહી કે—ઇસ્માઇલ "મારી હાજરીમાં ગુજરી જવાથી **ઈમામત** મુસા કાજીમને આપું છું."

બીરાદર **જીમ—**આ બાબત ધારમીકમાંથી નીકળી પોલીટીકલ બાબતમાં ખલીફાતની માફક ગઇ. અને હમેશાં ધારમીક સાથે રાજ દ્વારી બાબતો અથડતી રહી છે, અને હ૦ અલીના જમાના માફક અહીં પણ જણાવવા લાયક હકે બાબત છે કે હ૦ **જાફર સાદેક** પાછળથી ઇમામત મુસા કાજીમને સોંપી. તો ઈમામ ઉપર ગેબનું ઈલ્મ નહી જાણવાનું કલંક આવે છે. અને પાછળથી ઇમામ જાહેર થનાર હોયતો **જાફર સાદેક**ની હયાતીમાં આ રીવાયત એમનાં નામથી બહાર લાવવી એ પણ ધોટાળોજ છે.

પણ ઉપલી બેઉ બાબતથી ખુલ્લું થાય છે કે હ૦ **જાફર સાદેકે** ઇસ્માઈલને મીસરમાં ખાનગી મોકલાવ્યા ને પાછળથી જણાવ્યું તે ઉપરથી તથા જાહેરમાં પોતાની હયાતીમાં, **મુસા કાજીમને ઈમામ** બનાવવા તથા **ઇસ્માઇલને** નહી, તે વાતમાં કુંઇક મતલબ સમાયલા છે. અને વીચારશો, તો હ૦ **જાફર સાદેક** અને **હારૂન રશીદ** તથા **મામુન રશીદ**ની દુશમની હતી. તેથી તેઓ ઇમામ-

તની નસલને ખુદાની મરજી વીરૂધ હાથ કરવા માંગતા હતા. અને હ૦ જાફર સાદેકને પસંદ કરે અથવા કહે તે તરફ વીરૂધ ઉભો અને તેજ મુજબ "મુસા કાજીમ" વીશેની રીવાયતો ચાલુ થઇ. પણ "હસન અસકરી"ના ફરઝંદને તમો "ગેબ" માનો છો, તેની ઉમર પાંચ વરસની હતી. તેટલી ઉમરમાં ઓલાદ કેમ થાય ? અને વગર ઓલાદે એ ફરઝંદ ગુમ થયો. એટલે ગુજરી ગયા. અને તેને તે જમાનાના આલેમોએ હાંક પિછોડા કરયો. અને ખુદાની મસ્લેહતનાં બહાને " ગેબ થયા " એવો મોગમ અર્થ કરાવ્યો. અને પાછળથી હદીસોમાં એ ગેબની બાબતો દાખલ કરી. પણ તે કુરઆને શરીફ વિરૂધ ગેબ ઇમામની વાત છેક પાછળથી કરી, પણ કુરઆન ખુદાના કલામ બરહક છે. તે જુઠી હદીસો કે રિવાયતોને બાતેલ કરે છે. અને કુરઆન સાથે જે હદીસ મળતી ન હોય તો, તેને દીવાલ સાથે પટકવા હ૦ જાફર સાદેકે ફરમાવ્યું છે. તે મુજબ ઇમામે ગેબની હદીસ કુરઆન સાથે મળતી નથી. તેમ ઇમામે ગેબ માટે ખાસ કુરઆનમાં કોઇ આયાત કે ઇશારો પણ નથી. વળી ખુદા ફરમાવે છે કે–

ઇન્ના આતયના કલ કવસર
ફસલ લે રબ્બેકા વનહર
ઇન્ન નશાને અક: હોવલ અબતર

એટલે મેં તને વિશાળ ઓલાદ આપી છે. અને તે માટે તું ખુદાનો પાડ માન અને કુરબાની કર.

ખરેખર તારા વિરોધીઓ વાંઝીયા છે.

મિત્ર જીમ–મુશા કાજીમની નસલ પણ ખાનદાને રસુલ છે.

તો પણ ઇમામતનાં નુરની વિરૂધતા હોવાને લીધે, એ નસલ હસન અસ્કરી પછી બંધ થઇ. તે સાબેત કરે છે કે, **મુસા કાઝીમથી** ઇમામતની નસલ સાચી ન હોતી. વળી તે માટે **સુરતલ હાકામાં** ખુદા ફરમાવે છે કે–

જુઠી ઇમામતનાં દાવેદારોની "**જીવન દોરી**" કાપી નાખું છું. તો તે મુજબ એ નસલ મોકુફ થઇ. છતાં તેને વળગી રહે, તેને માટે લાઇલાજ છું. કારણ કે, ખુદા ફરમાવે છે કે, "હું **ચાહતો નથી તેને હરગેજ હીદાયત થતી નથી.**" ત્યાં કોઇ બીજો શું કરે? તેમ આ ઇમામતનો સવાલ ઉસુલે દીનમાં છે. એટલે કોઇ કહે, તેમ માનવાનો નથી. દરેક ઇમાનદારે ખુદ પોતે તે જાણવાનો ને પછી માનવાનો છે. કારણ કે, **તે પોતાના જમાનાના ઇમામની બયત** કરવાની **ફરજ** છે. તે વગરની ઇબાદત અને આલેમ હોવું તે પણ જાહેલીયતનાં મોતે મરવા બરાબર છે. તે હદીસ વાંચો–**ખીઝર ગેબ** છે, એ ખોટું છે. તેહ આગલાં જવાબમાં સબબ સાથે જણાવ્યું છે.

"**ગેબ**"નો અર્થ–એવો કરવામાં આવે તો વાંધો નથી કે, "જાહેરમાં પોતાની **બયત**" ન લેવરાવે, પણ માનનારાઓનેજ અથવા શોધનારાઓનેજ **બયત** કરાવી જુવો હાલના જમાનાના **ઇમામ ના૦ આગાખાન** છતાં માત્ર મુરીદ થનારાઓજ અને તેમાં પણ સત્ય દીલથી ઓળખનારાઓજ તેમની **બયત**ની ફરજ સંભાળે છે. **બયત** નહી લેનારા, અને **બયત** આપી. ફરી જનારા હ૦ **અલીથી જાફર સાદેક** સુધીનાં જમાનામાં પણ હતાં. અને ઇસ્લામના મોટા ભાગે **બયત** કરી ન હોતી. છતાં તેથી **ઇમામ**ના મરતબાને કોઇ ખલલ પડતી નથી. અને તે **જાહેર** છે, છતાં ખાસ **મુરીદો**

માટે **ખાનગી** પણ ગણાય તેવી રીતે **ગેબ** **ઇમામની બયત હ૦ જાફર સાદેક** પછી આજસુધી ચાલી જાહેરમાં એ સવાલ મીસરના રાજકર્તા ઇમામો પછી હાલમાં **આગાખાનની** ઇમામતના સવાલ છુપો નથી. એ રીતે **ગેબ ઇમામ** માનો, તો પણ નસલ બનસલ ઇમામ થતા રહે કોઇ જમાનામાં ઇમામ ન હોતા, એમ ઇસ્માઇલી ફીરકામાં નથી. અને **ખુદાએ** તથા **રસુલે** **ખુદાએ** પણ તેવીજ રીતે ફરમાવેલ છે કે–હર **જમાનામાં ઇમામ મોજુદ હોય છે.** તેને ઓળખો, અને તેની **બયત કરો.** પણ બીરાદર **જીમ.** ઓળખવાને બદલે આજે ઇમાનદારોની એવી હાલત થઈ છે કે, **ઇમામને પસંદ કરવાનો બજાર ચાલ્યો છે,** જે ઇમામત ખુદાના **વારસા** તરીકે છે, ને તે ખુદા તરફથી હોય છે, એમ માને છે, છતાં મનુષ્યોની પસંદગીનો સવાલ કે **ઇમામ કેવો જોઈએ ?** એવી વાતો ગુમરાહ કરનારી છે શું કોઇ જમાનામાં ઇમામને **મુસલમાનોએ** પસંદ કરેલ છે ? નહી–**ખલીફા** પસંદ કરવામાં આવે પણ **ઇમામ** નહી. તો એવીજ રીતે **મુસા કાઝીમ**ની બાબતમાં **મામુન રશીદે** પોતાના ભાણેજ તરીકે પસંદ કરીને **ઇમામ** તરીકે **બયત** લેવરાવી અને જીંદગી સુધી પરવશ રાખ્યા **ઇમામ** એ ખુદાનો **ખલીફા છે.** ને તે હમેશાં **સ્વતંત્ર** હોય છે. અને તેથી **શાહ ઈસમાઇલ અરબસ્તાન**માંથી મીસર જઇ રહયા અને તેના વંશમાં છુપી રીતે ઇમામતની **બયત** લેવાતી રહી. ત્યારે જાહેરમાં **મુસા કાઝીમ** અને તેના વંશમાં **ઇમામની** બયત રાજદ્વારી દબાણ નીચે બયત લેવાણી અને આવી રીતે ઇમામતનાં સવાલને બની઼ાતન સવાલ માફક ચુંથાડામાં નાંખ્યો, જે તે તકનો લાભ લઇને ઇમામ **હનફીએ** તેની નકલ કરીને પછી-હબલી પછી **મલીકી** અને શાફઇ એમ ચાર ઇમમો જાહેરમાં આવ્યા અને ઇસ્લામીઓ ધારમીક દૃષ્ટીમાંથી જુદાજુદા

વહેંચાઇ ગયા, પરંતુ બીરાદર જીમ—આવી રીતે ઈમામ **ખુદાનો કાયમનો પ્રતીનીધી** છે. તે હમેશ હર જમાનામાં **એકજ** હોય છે. તે રોજ કયામત સુધી એજ રહેનાર મોજુદ અને હુકમ કરનાર હોય છે, તેનો અત્યારે **મુસા કાજીમ, હનફી** હંબલી **માલેકી** કે **શાફઇ** કોઇનો શીલ શીલો (વંશ) હયાત કે મોજુદ નથી. સીવાય કે હ૦ **જાફરે સાદેકના વડા ફરઝંદ** અને **ઈમામ શાહ ઈસ્માઈલનો વંશ** જેવી રીતે હઝરત **ઇબરાહીમ પેગંમરનાં** ફરઝંદ **ઇસ્માઇલનાં** વંશમાં હઝરત **અલી** માફક હાલના ઇમામે ઝમાન **ના૦ આગાખાન સર સુલતાન મહુમદશાહ** એકજ છે.

**મીત્ર જીમ**—તમારા સવાલમાં પુછાયેલી મતલબથી જરા વેગળો ગયો છું, એમ લાગશે પણ નહીં બીરાદર, હું ઘણોજ નજીક આવ્યો છું. કારણ કે, તમો ઈસ્માઇલી ઇમામ (૨૭) માં **રૂકનુદીન ખુરશાને** હલાકુખાન તાતારીએ શહીદ કરી વંશ નીકંદન કર્યો; એમ જણાવો છો તેના જવાબમાંજ જણાવ્યું છે કે જે **વંશ** ખુદાઇ મોઝીઝા તરીકે અને ખુદાનાં પ્રતિનીધી તરીકે આ દુનીયાના અંત સુધી લોકોને હીદાયત પહોંચાડનાર છે તે કદીપણ નિકંદન થનો નથી. તેનો નિકંદન કરનારા શતરૂઓ હ૦ અલીથી આજ સુધીનાં જુવો બધા નિકંદન થયેલા છે. અને તેજ હ૦ **અલી** પોતાનું ખુદાઇ નુર **અરબસ્તાનમાં મિસર આલમોત ગઢમાં દેલમ પ્રગણામાં કેરમાનમાં ઈરાનમાં** થઇને **હીન્દમાં** અને હાલ દુનીયાની મનોહર ટોચ પર સલામત છે. અને તેથીજ તેને ઘણી **સલામત** કહેવામાં આવે છે. એ ખુદાઈ ગુણના પ્રતાપેજ આ દુનીયા અને આકાશ, વગર થંભ ટકેલો છે. અને તેનાથી દરેક જાનદાર અને મનુષ્યો અને ઇસ્લામ અને કુરઆન પણ તેનાથીજ ઝળકે છે! પણ હા. **નિકંદન** એ વંશનું જરૂર ખુદા પોતેજ કરે છે કે—જે એ ખુદાઇ નુર (ઇમામ)

નાં વિરોધી થાય છે. અથવા તેનાથી હરીફાઈ કરે છે. અથવા "બાર ભાયા જમાત અને ઇસ્નાઅશરી જમાત" જે તેમનાં છત્ર છાયામાંથી નીકળી જતાં તેમના ખાનાવાદાનનાં શબ્દોની આશીષની બરકતથી બેનસીબ થયા. તેઓની હાલત આગલી ગીરૂધ ઉમ્માતાના! આઇના રૂપે પ્રત્યક્ષ છે. કે જેના માટે બંદગીમાં દરરોજ પાંચ વખત પઢવામાં આવે છે કે "ગયરીલ મગજુબે અલયહીમ વલજ જાલીન" એટલે હે ખુદા! જે લોકો ફરી જઈને આડે રસ્તે ગયા છે, તેની અને જેના ઉપર તેં ગજબ ઉતારયો છે. તેની રાહ નહી બતાવજે. પણ એહદેનસ સેરાતલ મુસતકીમ સેરાતલ લજીનાં અન અમતા અલઈહીમ.

એટલે હે ખુદા, તું અમને સતપંથ પર દ્રઢ કર કે જે સતપંથ પર દ્રઢ રહેનારાઓ ઉપર તે તારી ન્યામત ઉતારી છે!!!

મિત્ર જીમ–મારા સત્ય અંતકરણનાં આ ઉભારા પછી જણાવીશ કે, નીચે મુજબ ઇસ્માઈલી ઇમામો બતાવેલે ઠેકાણે ઇમામત કરતા કરતા હાલ હીંદ ખાતે હીન્દુસ્તાન એમની ગાદી મુંબઇમાં છે.

ઇમામોના નામો (મહલુલ નહર નામની તવારીખ મુજબ)

| | |
|---|---|
| અલી<br>હુસેન<br>જેનુલાબદીન<br>મહમદ બાકર<br>જાફર સાદેક | અરબસ્તાન હી. સ. થી ૧–૧૪૮ |
| ઇસ્માઈલ | તુરકસ્તાન (સલમીયામાં) |
| મહમદ | " " |

| | | |
|---|---|---|
| વફી અહમદ | ,, | ,, ૧૪૯ થી ૨૬૨ |
| તકી મહમદ | ,, | ,, |
| રઝી અબદલાહ | ,, | ,, |

## (ફાતમાઈત ખલીફ.)

હદીસ–સલાસા મીંઆ સનતીન મીન બઆદી તતલે ઉશ શમ્સો મીન મગરબેહા.

અર્થ:—

મારી બાદ ત્રણુસો વરસ પછી સુર્ય પશ્ચીમમાં ઉગશે.

| | | |
|---|---|---|
| મેહદી મહમદ<br>કાયમ<br>મનસુર<br>મોએજ | મીસર | |
| અજીજ<br>હાકમ અબુઅલી<br>જાહેર અલી | હી. સ. | ૨૬૨ થી ૪૯૦ |
| મુસ્તન સર બીલ્લાહ<br>નીઝાર<br>હાદી<br>મોહતદી<br>કાહેર<br>અલા જીકરીયા સલામ | આલમોત | ૪૯૦ થી ૬૫૪ |

| | |
|---|---|
| અલા મહમદ<br>ખુદ જલાલુદીન હસન<br>અલાઉદીન મહમદ<br>રૂકનુદીન ખુરશા | આલમોત<br>૪૯૦ થી ૬૫૪ |
| શમ્સદીન મહમદ<br>કાસમ શાહ<br>ઇસ્લામ શાહ | ઇરાક ખંડ (દેલમ) |
| મહમદ બીન ઈસ્લામ શાહ<br>મુસ્તન શીર બીલાહ—(૨) જો<br>અબ્દ સલામ<br>ગરીબ મીરઝા<br>બુદરઅલી<br>મુરાદ મીરજા<br>ઝુલફીકારઅલી<br>નુરદીનઅલી<br>નીઝાર (બીજો)<br>સઇયદઅલી<br>હસનઅલી | ઇરાક ખંડ<br>દેલમ પ્રગણું<br>કેક બાબક<br>મહેલાત |
| કાશમઅલી<br>અબુ હસનઅલી<br>ખલીલ્લાહઅલી<br>હસનઅલી (બીજો) | ૬૫૪ થી ૧૨૯૮ |
| આગા હસનઅલી<br>આગા અલી શાહ | હીન્દ ૧૨૯૮ થી |
| આગા સુલતાન મહમદશાહ | યુરોપ (૧૮૭૭ થી) |

મીત્ર જીમ—(૬૭)મા ઇમામ રૂકનુદ્દીન ખુરશા કે જેને તાતારી હલાકુખાને શહીદ કરયા તે પછી શમ્સદ્દીન મહમદ ઇમામ છે. જેની તવારીખમાં ઓળખાણ શમ્સ તબરેઝીની છે. અને તેઓ દુન્યવી રાજગાદી ઉપર નહોતા, પણ ઇમામતની ખુદાઇ ગાદીનો પ્રભાવ ઈરાનમાં પોતાના વસવાટથી ફેલાવ્યો તે છુપો નથી. તેમનાં પછીનાંજ ઇસ્લામીઓ માટે, મૌલાના રૂમ કે જેમની મશનવી શરીફ પહેલવી કુરઆનની ઉપમા પામ્યું છે તે રૂમીએ શમ્સદ્દીન મહમદની ઈમામતની કબુલત કરીનેજ ઇલ્મમાં પ્રવીણ થયા છે. ઈમામતનો પ્રભાવ રાજગાદી તરીકે નહી પણ એક સરખી રીતે હીદાયત પ્રગટાવે છે. તેનો એ અજબ પુરાવો છે! "ચે તદબીરે મુસલમાના"ની ગજલને ઇસ્લામી વેદાંત તરીકે આજે ઉંચા દરજ્જાની કેળવણીમાં સામેલ છે અને જેનો તરજુમો દરેક ભાષામાં જાણીતો હોઇને પરધરમીઓને હીદાયત કરે છે. એ વચનો દુન્યવી રાજગાદીના ઇતીહાસ કરતાં વધું ઝળકતાં છે. તેજ મુજબ તેમની હીદાયતની અપુર્વ મદન્ના હીન્દના "શમ્સી" ઇસમાઇલીઓ આજે પંજાબમાં મોજુદ છે. અને ગુજરાતમાં એમની હીદાયતની ગરબીઓએ ગરબાની બુત પરસ્તીને તોડી ફોડી નાંખી. તે તેમનાજ શબ્દોમાં છે કે—

"ગુરે ભુલ્યાને મારગ બતાવીયોરે લોલ" તે ઉપરાંત એમનાં ખુદાઇ પ્રતીનીધીપણાની છાપ એવી સજ્જડ પડેલી છે કે—મુસલમાનોએ એમનાં વીરૂધ કરેલ હીલચાલના પરીણામે પાછળથી પોતાંની ભુલ જોઇ. એજ મહાન શમ્સદ્દીન મહમદ મઉલાના રૂકનુદ્દીન ખુરશાના ફરઝંદ હતા, અને તેના વંશમાં નામદાર આગાખાન અત્યારે મોજુદ છે. અને ઉલુલ અમ્ર એટલે હુકમ કરનાર ઇમામ જાહેર છે.

મઉલાના ફકનુદ્દીન ખુરશાને શહીદ કર્યા, તેથી તેમના વંશને કે જેનાથી ઇમામત ચાલુ રહેનાર છે, તેને કોઈ અલબત્ત પહોંચાડી શકતું નથી. બીરાદર જીમ—આ પ્રસંગ માટે ઈમામે હુસેનને કરબલામાં શહીદ કરવાના પ્રસંગો પર ધ્યાન કરો કે, બધાંઓને શહીદ કરયાં હતા પણ ઇમામતનાં ગાદીનાં ધણી જેનુલાબદીનને યઝીદ રૂબરૂ શામ લઇ જતાં સુધી, અને તેને હુસેનનો વંશ ન રહેવા દેવાનો ઇરાદો છતાં, કોઇ કાંઇ કરી શકયું નહી. તેવીજ રીતે રૂકનુદ્દીન ખુરશાના ફરઝંદ શમ્સદ્દીન મહમદ ઈરાનમાં, દેલમ પ્રગણામાં રહ્યા તે ઠીક, પણ એજ શમ્સદ્દીન મહમદના હાથે જે જે મહાન હીદાયત પ્રકાશી છે તે કદાચ ઈતીહાસનાં પાનાંને ઉંચી ખાઇ જશે, પણ દુનીયાની હસ્તી સુધી, દરેક વીદ્વાન અને ડાહયા મનુષ્યોના દીલ ઉપર વારસા તરીકે, એમણે બતાવેલી હીદાયતની અસર ઝળવાયા કરસે. અને એમની ઇમામની યાદગારી હ૦ અલીથી જાફર સાદેક સુધી અને જાફર સાદેકથી હ૦ ઈસ્માઈલથી રૂકનુદ્દીન ખુરશા સુધી એ રીતે ઝળકતી રહી. તેના શણગાર તરીકે એ હીદાયતનાં અનુપમ ગ્રંથની ઇઝતમાં મઉલાના શાહ શમ્સદ્દીન મહમદ તબરેઝીના નામથી વધારો થયો. અને તે પછી આજે એજ હ૦ રૂકનુદ્દીન ખુરસાના મઉલાના શમ્સદ્દીન મહમદના વંશમાં હાલના મોજુદ ઈમામ નામદાર આગાખાન સાહેબના મુબારક હાથે લખાયલી "ઇન્ડીયા ઇન ટરાન્ઝીશન" એટલે હીન્દનો બદલાતો સમય એ નામનો ગ્રંથ શ્રી કૃષ્ણની ગીતા માફક હીન્દનો પુનરૂધ્ધારનાં કાર્યમાં અભ્યાસ તરીકે ઝળકી રહયો છે તે સાબેત કરે છે કે, હ૦ અલીથી આજ સુધીનાં ઇમામો દરેક જમાનામાં પોતાનું ઝહુઅર ઝળકાવતા પછી તે રાજ સત્તા ઉપર હોકે, કઇદમાં કે છુટા અરબસ્તાનમાં હો કે મીસરમાં, આલમો

તમાં હો કે ઈરાનમાં, હીન્દમાં યુરોપમાં જ્યાં હોય છે, ત્યાંથી જમાનાની આગેવાની પડતું મનુષ્ય જાતની ભલાઈનું બહેતર કામ કરતા રહે છે એનુંજ નામ મોજુદ ઈમામ ! એજ ખુદાનો કાયમ પ્રતીનીધી ! અને એજ હબલીલ્લાહ ખુદાઈ નુરની રસી છે, કે જેને પકડી રાખવા ખુદા ફરમાવે છે, ને રસુલે ખુદા એજ ખુદાઈ નુરની રસ્સીને પકડી રાખતાં ગુમરાહ નહીં થવાનું પોતાના છેલ્લા ખુત્બામાં "હદીસુસ સકલઈન તરીકે ફરમાવી ગયા છે. જેનો વીરોધી કલમાનો શરીફ મુસલમીન થઈ શકતો નથી. એજ સાહેબ ઝમાન ! એજ ખલીફતર રહેમાન ! એજ શરીકલ કુરઆન છે. તે બીરાદર જીમ વાંચો, વીચારો, સમજો અને કબુલો અને એજ નુરની રસી હાલના ઈમામે મોબીન ના૦ આગાખાન તમારા ને અમારા છે. તેનીજ મોહબત રાખો, તેનોજ હુકમ માનો. તેનીજ બઈત કરો, નહીતો રસુલે ખુદાની પવીત્ર હદીસ મુજબ જાહેલીય. તનાં મોતે મરવાનું નબને તેના માટે ચેતો, નહીતો મઉલાના રૂમી કહે છે તેમ.

ગર નયાયદ હાલે પુખતા હીચ ખામ !
બસ સુખન કોતાહ બયદ વસ્સલામ !



## સવાલ ૫૧ મો.

**ઇશનાઅશરીઓ સાથે શબંધ રાખવો કે નહિં? અને અગર ન રાખવો એમજ હોય તો શું ઇસ્માઇલી ધર્મ એવા કાચા પાયા ઉપર રચાયેલો છે કે ઈશનાઅશરીઓના સહવાસથી તેઓમાં ફેરવાઇ જાય. અગર એ કારણ ન હોય તો જેવી રીતે નામદાર આગાખાન હિંદુ તથા મુસલમાનો સાથે મઈત્રોથી ચાલવાનો ઉપદેશ આપે છે. તેવી રીતે ઈશનાઅશરીઓ સાથે સબંધ શું કરવા ન રાખવું?**

## જવાબ ૫૧ મો.

મારા સમજનદાર મીત્ર **જીમ**—આ સવાલનો જવાબ ઘણોજ આસાન છે. તમો અત્યારે જે ચાલુ સંજોગોમાં વીચાર કરો છો તે કદાચ તમોને વાજબી લાગતા હશે. અને હળતા મળતા રહેવાની સલુકાઇ પસંદ કરો છો, પણ તેમાં તમારી વ્હેવાર બુધી છે. અને તે પસંદ કરવા લાયક છે. તે કબુલ કરીશ અને કહીસ કે વ્હેવારૂં રીતે ઇસ્નાઅશરીઓથી બોલવા ચાલવાનું કોઇપણ ઠેકાણે બંધ નથી, **જંગબાર અને મુંબાસાની મારી** ઇ૦ સ૦ ૧૯૧૦મા **થયેલી** મુસાફરી દરમ્યાન કે જયાં જમાઅતનાં કાયદામાં **છે કે ઇસ્નાઅશરીઓથી બોલચાલ નથી થતી** ત્યાંપણ વ્હેવાર, વેપારમાં **સમજાનું**-સાર બધું થાય છે. પણ ધારમીક મીત્રતા ન થાય, એ બનવા જોગ **છે તો મારી દીકરી** જે નાસર નુરમામદનાં કુટુંબમાં ઇસ્નાઅશરી **જમાતમાં હતો, ત્યારે પરણાવેલી હતી.** તેને તેડવા ગયો હતો અને **એવા જરૂરી** વખતનાં લીધે મારી ઉપર કંઇપણ દબાણ નહોતું થયું **તોપણ એ મથકોમાં** મને ખુબી એ દેખાઇ **હતી કે,** ત્યાંના **કાયદાને**

માન આપી ચાલનારા ઇસ્માઇલીયો, મુંબઇ જેવાં છુટછાટવાળા આસુદ શહેરમાં પણ સુખી ને આબાદ ન જોયા. અને ઇસ્નાઅશરીયોથી બોલચાલ ન રાખવાનુ ધારમીક ઘોરણ ખરી લાગણી સાથે એટલા માટે હોય છે, કે જેમ બે ભાઇયોમાં એક ભાઇ ખાતરીથી માનતો હોય કે, મારો બીજો ભાઇ બાપદાદાની વલણને અખ્તીયાર નહી કરતાં દોરવાઇ જઇને ખોટે રસ્તે ચાલે છે. તો તેનાથી જેમ વીમુખ થવામાં પણ તેની ભલાઈજ ઇચ્છતો હોય છે. તેવીજ રીતે ના૦ આગાખાન જેણે આપણા બાપદાદાને સત્ય રસ્તે ચઢાવ્યા તેને વગર સમજે તજી દઇ, અજાણ્યા રસ્તે ચાલવાની ઉતાવળ કરી માટે સારી લાગણીથી કરી વાપરે છે.

પણ બીરાદર **જીમ**—તમારા આ સવાલનો હેતુ ઇસ્લામ અને **હ૦ અલીના** દોસ્તોને અંધ બેસ્તો નથી. પણ ઇસ્માઇલીયોનો **જંગબાર** અને **મુંબાસાનો** કાયદો હ૦ અલીના પોતાના જમાનાનાં ફરમાનને માન આપનાર શીયાઓ જેવો છે.

"જે વખતે હઝરત **અલીએ જંગે જમલ** બીબી આયશા સાથેનો ફત્તેહ કરયો, અને આપ જયારે **કુફામાં** પધાર્યા, ત્યારે ત્યાંની **"જામે-મસજીદમાં** જે ખુત્બો ફરમાવ્યો હતો, તેમાં પણ એવોજ હુકમ જાહેર કરયો હતો કે" **જેઓ મુસલમીન હતા પણ જંગમાં હઝરતની સાથે સામેલ થયા ન હતા** તેમના માટે ફરમાવ્યું કે

"અઇયો હન્નાસ તુંમ્કો ચાહીયે કે ઉન લોગુંકે **પાસ ન બેઠો.** "ઓઉર ઉનસે બાત ન કરો, તાવકતી કે વોહ લોગ અપને હરકાત ,સોમગફેરત ઓઉર મેરી રજા મંદીકી ફીકર ન કરે."

ત્રીજ જીમ—આ શબ્દો હ૦ અલીનાં હતા, અને તે તારીખે "આલમે કુફી"માં પેજ (૩) જુઓ અને ત્રીટી પાંચમીનાં આખ-રથી છે તે વાંચો.

(મઝકુર કીતાબ ઉરદુમાં જંગે નેહરવાન વ જંગે સીફ્ફીન નામની હી. સ. ૧૩૧૩ માં લખનઉમાં ઇસ્નાઅશરી મતબામાં સઇયદ આબીદઅલીએ છપાવેલ છે.)

ઉપલા હ૦ અલીનાં ફરમાનને સ્વીકારતાં માલેક બીન હબીબ અરરબુઇએ ઉભા થઇને કહ્યું હતું કે

"યા અમીરલ મોઅમેનીન,—ઉસ જમાઅતકે સાથ ન બેઠના, 'ઓર ઉનસે બાત ન કરના બકસુર ઇરમકે હૈ. વોહ આપકે "મુખાલીફ રેહ ચુકે હય. ઓઉર આપકી ખીદમત ઓઉર ઇતાઅતસે "ઇન્કાર કર ચુકે હય સઝાયે ખરીદ હયે. બલકે વોહ જમાઅત લાયેક "હયે, કે કતલ કીજાય, ઓઉર અગર આપ ઇરશાદ ફરમાયે, તો "હમ ઉન્કો યેહ સઝાદે ઓઉર કત્લ કરે."

હ૦ અમીરલ મોઅમેનીન અલી રજી અલ્લાહો અનહુને ફરમાયા કે—"અયે માલીક. ઉસ જમાઅતકો ગોશમાલી તો જરૂર "દેના ચાહીયે. મગર તા વકતી કે, વો કીસ શખ્સકો કતલ ન કરે, ઉન્કા કત્લ કરનાં મુનાસબ નહી હયે."

મારા ઇમાનદાર દોસ્ત જીમ, હ૦ અલીથી વીમુખ રહેનાર માટે ખુદ હ૦ અલી શું ફરમાવે છે? અને તેનો જવાબ તેના મોહીબ્બો કેવો આપે છે, તે વાંચી વાકેફ થાય, અને સમજે કે, હ૦ અલીનું ફરમાન વીરોધીયોની બહેતરી માટેનું હતું. નહી કે, તેની

ઉપર અદેખાઇ હતી, તે પણ વીચારો એવીજ રીતે એજ હ૦ અલીનું નુર હાલના ઝમાને મોજુદ ના૦ આગાખાનમાં છે. તેનાથી વીમુખ થનારાઓથી વીમુખ રહેવું, તેનુંજ નામ ઇમાનદારી ખરી છે. જે જંગબાર અને મુંબાસાના ઇસ્માઇલીયો અને મુબઇના ચુસ્ત પંજેભાઇયોમાં ઝળકે છે. કારણ કે એવી રીતે વીમુખ રહેવામાં પણ તેઓ દરેકની જેમ સામા પક્ષની ભલાઇ માટેજ હોય છે.

**મીત્ર જીમ**—હું મારોજ દાખલો અહીં રજુ કરીશ કે, જયારે હું ઇસ્નાઅશરી તરીકે ના૦ આગાખાનને માનનારા તરફ અભાવ ધરાવતો હતો, ત્યારે એ મારા ચોખ્ખા વીરોધી હતા. અને મારી જામનગરની મસજીદ ખુલ્લી મુકવા વખતની તથા અડડાની મસજીદ ખુલ્લી મુકવા વખતની મારી રચેલી કવીતાનાં જવાબો મરહુમ જાનમામદ અને માસ્તર હાશમ બોઘાએ ઇસ્માઇલી સીતારામાં અને નુરે વહદાનીયતનાં બીજા ભાગમાં મને તીરસ્કારથી આપેલા છે, ત્યારે આજે ચુસ્તમાં ચુસ્ત પંજે ભાઇયો મી૦ મીરઝાં, મી૦ મુખતાર અને મી૦ ચુનારા વીગેરેએ મારા ના૦ આગાખાનની ઈમામત મારી સ્વતંત્ર બુધ્ધીથી, અને ખુદાની મહેરબાનીથી સ્વીકારી મારી આંખો ખુલી, મેહ મારી ભુલ જોઇ, અને મેંહ તોબા કરી, તે પછી કોઇપણ જાતનાં આગલા મારા કૃત્યોની જાણ છતાં, કાસીન મીત્ર યાદ આવતા નથી બલ્કે મી૦ કાબાએ જે કવીતાઓ અને મારી ઇસ્નાઅશરી તરીકેની ચળવળ તાજી કરી છતાં, તેને બીલકુલ ગણકારી નહી, ઓઉરબી મારૂં દીલ રંજીદા ન થાય, તેની ગણત્રી કીધી. અને મારા ઉપર અને મારા ઉપર અવારનવાર ખરી મીત્રતાથી ભાઇ કરતાં વીશેષ

માયાથી વરતે છે. તે ઉપરાંત તે મારા માટે ઈસ્માઈલી ધર્મના માનવંત મીશનરીઓ મી૦ હુસેની મી૦ સબજાલી, મી૦ સીનફ અને જંગબાર ખાતેનાં મીશનરી મંડળે મારી મુલાકાત લઈને મને મોટું માન આપ્યું. મારી સારી ઈઝત કરીને એમની હાજર ઇમામનાં શેવકો તરીકે વીશાળ દીલની ગવાહી આપી. અને ધારસ સલામવાળા મીશનરી મી૦ હુસેનભાઈ જુસાએ મુસાફરીમાં સાથે રહી આભારી કરયો.

મુંબાસા ખાતે મારી જાતી ઓળખાણ વગર બારોબાર માત્ર મારૂં નામ સાંભળી મને ત્યાંની જમાઅતની કાઉન્સીલ તરફથી સ્ટીમર ખુશરૂ ઉપર ચાર દીવસ માટે રોકવા ખાસ માણસ મોકલાવી મને નવાજયો. અને ત્યાંની કાઉન્સીલનાં મેમ્બરો શેઠ મદદઅલીભાઈ તથા મુખી કામડીયા સાહેબોએ મારા સાથે ઘણીજ મહોબત અને મહેરબાની બતાવી અને મને કાઉનસીલમાં માનવંતા સેક્રેટરી શેઠ કાસમભાઇ નુરમામદ માસ્તરે પોતાના મહેમાન તરીકે માન આપ્યું. અને ઘણીજ અચ્છી પરોણાગત કરી, ને જંગબાર ખાતે મારા માટે ખાસ અંગત તાર કરી, પોપટભાઈ તથા સાલેભાઈ ગાંગજીએ સગા ભાઈ કરતાં વીશેશ મારી ખાતર બરદાસ્ત કરી. જો કે તે જાણતા હતા કે હું નાસર મામદને ત્યાં મારી દીકરીને તેડવા આવેલ છું. અને તેને ત્યાં ઉતરવું, ત્યાંના કાયદા વીરૂધ હતું. છતાં મારા વ્હેવારૂ કામને માટે, દરેક મદદ કરી મુંબાસાનાં ઘણા જુવાન ભાઇયો અને જંગબારનાં જુમાભાઇ મામદ દમણીઆની ઘરવાળીનાં પીતાજી તથા ભાઈયો વીગેરેનાં મોહબતભર્યાં આનંદી ચહેરાઓ મારી નજરે અત્યારે તરી રહયા છે તેઓએ મારી ઘણીજ માન અને મોહબતથી કરેલી

બરદાસ મારા દીલમાંથી મરતાં સુધી ભુલાઈ જવાનાં નથી. અને તે ઉપરાંત શેઠ અલીદીનાભાઈ જાફર જેવા બુઝુરગ માનવંતની દાનેશમંદ મુલાકાતોમાં મને મળેલાં લાયકાતનાં સબકો અને મારા કામની તથા કીમતની તારીફ મને માર્ગદર્શક થઈ પડી છે. ત્યારે મારા મદદગાર મીત્ર મહુમદઅલી રજબઅલી બલુ અને મીશનરી હાસમભાઈની તથા મોહબતી મી૦ સાલેભાઇ ગાંગજીની શોગાદો મારા અભીમાનનાં કારણ રૂપ થઈ પડી. ત્યારે હું એ ખુદાઇ રોશનીના આશક મીશનરી હમીરભાઈ ભાખા સીનફ અને મોલમીનવાળા લેખક મીત્ર મી૦ નાનજી રતનશીના મારા જેવા અદના માટે રચાયેલા કવીતાના શબ્દો.

"વરતેજી વરસાદ વરસાયો"નાં શબ્દો જે મારા મીત્રો મને પ્રસંગો પાત આનંદમાં મગ્ન થઇને સંભળાવે છે, તે વીશે હું વધુ બોલી શકતો નથી. એટલો એહસાનમંદ થયો છું, અને ખરૂં કહું તો મારા એ પ્રેમીઓના ફેરવાયલા ભલા વીચારોના પ્રતાપે હાજર ઈમામની દયાને પાત્ર નીવડું, એ મારી અંતકરણની ઊમેદ છે. મુંબઈની જમાતમાં દાખલ થયા પછી હાજી આમદભાઇ દેવજી મારા પર એક પીતા જેટલી માયા રાખે છે, સાલેમામદભાઇ પદમશીની કુળવાલા મોટાભાઈ શેઠ છગનભાઇ તથા શેઠ બનજી-મા અને શેઠ હુસેનભાઇ તથા મી૦ અલાદીનભાઇ અને મી૦ જાફરભાઇ એ બધા ભાઇયો, મને પોતાનો ભાઈ લેખીનેજ માન આપે છે. અને મારો ઉન્નતીમાં રાજી રહે છે. મુખી લાલજી ભાઈ દેવરાજ સરખા બુઝરગ આજ મારી તરફ માયાળુ પણે જુવે છે. શેઠ ઈસ્માઇલભાઈ ઈભરામ ઉકા જાણે મારી ઉપર જે પ્રેમ ભાવ બતાવે છે, તેમાં મને જે મીઠાસ હાલ મળે છે, તેના અગાઉ પંદર વરસ પહેલાની પ્રીતી કરતાં નવીનજ અને ઊતમતા વાળી છે.

શેઠ જાફરભાઈ શેરમામદની મારી કદરદાનીથી મારી લાડકાઇ જળવાઈ છે. શેઠ હાજી મામદભાઈ રહીમ જેનુલઆબદીનની મારા પ્રત્યે હમેશાં ઉપકારી નજર જોઉં છું. આ થોડાક નમુનાં થોડા માટે અહી રજુ કરયા છે, કે મીઠ જીમ મેં ઇસ્નાઅશરી જમાતને તજ્યા પછી, જે તિરસકાર વ્હોરયો હોય તેના કરતા હજાર ઘણો આશીરવાદ મેળવ્યો છે, તેનું દર્શન કરાવું છું, મારા હમેશનાં મિત્રોમાં મી૦ જુમાભાઈ દમણીયા જેવા બીજાની નોંધ આપતાં એટલા માટે રોકાઉં છું કે ધારયા કરતા વીષય ઘણો લાંબો થાય તેથી જેનાં નામો નથી અપાયા તો તે દરેક મિત્રોની માફી ચાહું છું કે જેઓ હમેશાં મારા તરફ પ્રેમથી માનથી અને ભલાઇથી વરતતા રહે છે. એકંદરે હું ખુલ્લા દીલથી કહીશ કે, હું હાજર ઈમામનાં છત્ર છાયાં તળે ઠંડા કલેજે આનંદી સ્વભાવે, અને જે માન મરતબાથી મુંબઇના અને આજુબાજુના ઇસ્માઈલી ભાઇયોમાં વસું છું તેની મને મારા ઉધતાઇ ભરયા કામના લીધે આશાજ ન હોતી. પણ મારી મકકમતા અને સાચા અંતકરણે જોઈ લીધું કે, હાજર ઈમામનાં છત્ર છાયા વગર, હું આ દીની અને દુન્યવી મિઠાસથી બે નસીબ હતો. તે મેળવી ભાગ્યશાળી થયો છું. આ રીતે મીત્ર જીમ ઈસ્ના અશરી સાથે બીજી કોમો કરતાં વિમુખપણે ઇસ્માઈલીયો વરતે છે, તે માત્ર તેના તરફ ભલાઈનીજ દ્રષ્ટિથી છે. ઈસ્માઈલીયોના ગુસ્સામાં ધારમીક પ્રેમ સમાયેલો છે. જ્યારે ઇસ્નાઅશરી ભાઇયોના પ્રેમમાં દુન્યવી ગુસ્સો ભરેલો હોય છે.

ઇસ્માઈલીયો હ૦ અલીના ફરમાનને તેમનાં ખાસ મોહીમ તરીકે વરને છે. ત્યારે ઇસ્નાઅસરીઓ રસુલે ખુદાની બેઠકમાં બે[illegible]ર અસહાબોની બુઝુર્ગી સ્વિકારતા નથી. તો નથી, પણ તબર્રા

કાનુન વડે અપમાન કરવાનો સ્વભાવ ધરાવે છે. ઇસ્નાઅશરીઓની ઇમાનદારીની વાતોમાં ધર્મની ઇરશા હોય છે. ત્યારે ઈસ્માઇલીઓ સુધ્ધ લાગણી ધરાવનારા છે, એ મને પોતાને ખાસ અનુભવ મળયો છે. અને તે બાબતમા મી૦ જીમ તમારી ખાસ ક્ષમા ચાહું છું. કારણ કે, મારો નિંદા કરવાનો હેતુ નથી, પણ માત્ર એટલુંજ દેખાડવાનો છે, કે કુરઆન મુજબનાં મોજુદ ઇમામનાં રક્ષણ તળેનો અને તેનાથી તજાએલાઓમાં કેટલો ફરક છે તે તમારા સવાલનાં મુદ્દાને વળગીનેજ કહેવું પડયું છે.

---

## સવાલ પર મો.

નામદાર આગાખાનના માતુશ્રી લેડી અલીશાહ ઇશના અશરી મઝહબ પાળે છે કે નહિ? અગર તેઓ તે મઝહબ પાળતાં હોય તો પીરની પુઠીઉમાં માતા સલામતનું નામ પડીએ છીએ તેનું કારણ શું?

## જવાબ પર મો.

ભાઈ જીમ,—આ જવાબ લખવા અગાઉ હું ધારતો હતો, કે તમો આ સવાલમાં માતા સલામતનું નામ પીરની પુઈઉમાં પડીએ છીએ, એમ લખ્યું છે. તેથી તમોને ઇસ્માઇલી ધારતો હતો. પણ તમોએ વરતેજીને ત્રેપન સવાલો નામની બુક મી૦ કાબાની મદદ વડે છપાવી છે, ને તેમા ઇસ્લામનાં આલીમો અને

બીજા પાસે જે દાદ માગી છે, તે ઉપરથી તમો ઇસ્નાઅશરી છો." એમ જાણતાં મીત્ર લખતાં અચક્યો છું. અને તેથીજ ભઈ સંબોધ્યા છે. કારણ કે **મીત્ર**ની વ્યાખ્યા મહાન છે. અને સહોદર ભાઈ કરતાં, તેનાં હકો વધુ છે. ને હાલ તરત કે, જ્યાં સુધી પાછા તમોને તમારા લેખીત રજીષ્ટરથી આવેલા તેની પછી બુકની તેની પ્રસ્તાવનામાં જે ઉંચુ મન દેખાડયું હતું તેમાં મી૦ કાબાના સહવાસથી કંઈક વિક્ષેપ દેખાય છે. તે કાઢીને સ્વતંત્રપણે દેખાશે, ત્યારેજ હું **મીત્ર** તરીકે સંબોધી શકીશ અને તેમ કરવાથી હું તમારી સ્વતંત્રતાનેજ ઉશ્કેરૂં છું. કે જે સુધ્ધ બુધ્ધિની સીમા છે.

આ સવાલમાં તમો નામદાર **આગાખાનનાં** માતુશ્રી **લેડી અલીશાહ** કે જેમણે **હાજી બીબીવાળા કેસમાં** જુબાની આપતાં, પોતે ઇસ્નાઅશરી ધર્મ પાળે છે, એવી જુબની આપી છે તે બાબતના આધારે પુછો છો તો કહીશ કે ભાઇ જેમ હું પણ અગાઉ એમ માનતો હતો અને ઇસ્નાઅશરી મઝહબની મહતા તેથી વધુ માનતો હતો, અને ત્યાર પછી જ્યારે ઇસ્માઈલી જમાતમાં દાખલ થયો, ત્યારે પીરની પુડીઉમાં માતા સલામાતનું નામ જાણતા તેના વિશે પુછતાં જણાયું કે **માતા સલામત** જે પીર હતા, તે હાલના ના૦ આગાખાનનાં માતુશ્રી લેડી અલીશાહ નહી, પણ **આગા હસન અલીશાહ**નાં માતુશ્રી હતાં, અને તેથી લેડી અલીશાહના ઇસ્નાઅશરી મઝહબ પાળવાની વાતથી ઉભી થતી શંકાનુ સમાધાન થઈ ગયું. તો પણ હાલનાં નામદારના માતુશ્રીને માતા સલામત કહેવામાં આવે છે. પણ "પીર સરકાર" માતા સલામત છે. એમ તેમને નથી કહેવાતું.

આ પ્રસંગે વધુ ખુલાસામાં જણાવવું ઉપયોગી થઈ પડશે કે, **પીરશાહ** એ સંયુકત જોડાયલું વચન સતપંથમાં મુખ્ય છે, અને તમારો સવાલ **પીરની** પુડીઉનો હોવાથી **શાહની** પુડીઉં અને પીરની પુડીઉં એ બે વીભાગ **પીર–શાહનાં** દેખાડયા છે. તો **શાહની પુડીનાં** નામો જેમ આદમના વંશ જે હ૦ **ઇબરાહીમ** સુધી અને હ૦ ઇબ્રાહીમ પેગંબરના વડા ફરઝંદ હ૦ **ઈસમાઈલથી** હ૦ **અલી** સુધી છે, તેવીજ રીતે હ૦ **અલીથી આગાખાન** સુધી શાહની પુડીઉં **માલુમ** છે, અને એ શાહની પુડીઉંમાં નસલબનસલ નુરે ખુદા ઇમામતના નામથી તખ્ત નશીનશાહ થતા રહે છે, ને કયામત સુધી થતા રહેશે અને તેથી તે ઈમામતની ગાદી ઉપર એક શાહ ઈમામ અમર છે. જેને કુરઆનમાં **"ઉલુલ અમ્ર"થી** ઓળખાવેલ છે. પણ **પીરની** પુંડીઉંમાં તેમ નથી કારણ કે, **પીરના દીકરા પીર** થાય, એમ કંઇ ચોકસ નથી. પણ **પીર એક વઝીર** છે. ને **તખ્ત નશીન શાહનાં** હુકમ વડે, નેમાય છે. અને તેથી **પીરની** પુડીઉંમાં **પીરના દીકરાથી** પીરની વંશાવલી નથી. પણ એક પછી એક ને પીર **શાહ (ઈમામ)**ના હુકમ વડે નેમાયા, તેનો ક્રમ છે, તેની શરૂઆત ઇસ્લામમાં હ૦ **અલી તખ્ત નશીનશાહ** અને પેગંબર તેમના હુકમ વડે હીદાયત કરનાર **વઝીર** હતા. અને આ ગણત્રીને **પ્રાચીન ઇસ્લામ** (સનાતન ધર્મ) અવતાર પાત્ર અને ગુરૂથી ઓળખાવે છે. અને દરેક અવતાર જુગ પ્રમાણે પહેલા જુગમાં ચાર બીજા જુગમાં ત્રણ ત્રીજા જુગમાં બે અને ચોથામાં એક એમ પ્રગટ થયા છે. ને ચાર જુગમાં ચાર ગુરૂ થયા જેમાં ચોથા જુગમાં એક અખંડ અવતાર નકલંક અલી છે જે **અલીની ગાદી** કયામત સુધી રહેશે. અને તેથી દરેક ઈમામ **"અલી"** કહેવાય. પણ તેમનું પાત્ર તરીકે જે નામ હોય

તે જમાનાની ઓળખાણુ માટે હોય છે. (જેને નિર્ઝ નામ કહે છે) અને એ રીતે ઇમામ જીસ્મથી કહેવાય છે, ત્યારે તેમાં નુર ખુદાઇ હોય છે. જેને હુબલીલાહ કુરઆનમાં બતાવી છે. અને એજ હુબલી-લાહ જે શાહની પુડીઊં, સતપંથના પીરાએ ગુજરાતી અર્થ કરી બતાવેલ છે. પણ પેગંમ્બરોના દીકરા પેગંબર થવાજ જોઇએ એવો નીયમ નથી. પણ ખુદા જેને મુકરર કરી વહય મોકલે, તેજ પેગમ્બર ગણાય. અને પીરની પણ તેવીજ રીતે ખુદાના ખલીફા (પ્રતીનીધી) (ઇમામે)ના હુકમ વડેજ નેમણુંક થાય છે. પણ પીરના દીકરા પીર થવાજ જોઇએ એમ નીયમ નથી. અને આ રીતે સતપંથ અને ઇસ્લામની અભેદ એકતા ઇમામ અને પેગમ્બર તે શાહ ને પીર ની છે. જેને "પીરશાહ"ના સંયુકત ઊચ્ચારથી એકજ તરીકે થાય છે. કારણ કે તે જુદા નથી. જેમ રસુલે ખુદાએ ગદીરે ખુમમાં મનકુનતો મઉલા ફ અલીયુન મઉલા અને "જીસ્મક જીસ્મી" "રૂહકો રૂહી" "લહમકાલહમી"થી એકતા સમજાવી છે, અને જેમ શરીરને જીવ જુદા નથી તેમ સમજવાની છે. તેવી રીતે "પીરશાહ" એટલે અલી નબી.



## સવાલ ૫૩ મો.

અગર તમો કુરઆને શરીફને માનતા હો તો હઝરત અલી ખુદા છે. એવો કોઇ સબળ પુરાવો પાક કુરઆને શરીફની આયતોથી બતાવી શકશો કે?

## જવાબ ૫૩ મો.

બંધુ જીમ—તમો પુછોછો કે અમો કુરઆને શરીફને માનતા હોઇયે તો હઝરત અલી ખુદા છે, એવો કોઇ સબળ પુરાવો બતાવો.

પ્રથમ તો હું ખુલ્લાં દીલથી એકરાર કરૂં છું કે હું કુરઆને શરીફ બરાબર સત્ય છે એમ માનું છું પણ તેમાંની બધી બાબતો કેવી રીતે સત્ય છે, તેટલું ઇલ્મ નથી ધરાવતો. પણ તે બાબતમાં ઇમામ સીવાય બીજો કોઇપણ કુરઆને શરીફને પુરૂં જાણે, એમ પણ નથી માનતો અને તેથી તમો કુરઆને શરીફની આયતોમાંથી હ૦ અલી ખુદા છે, એમ જાણવા માગો છો તે કયાંથી સમજી શકશો ? અને સબળ પુરાવો માગીને તમો તમારી નિર્બળતા સિધ્ધ કરો છો.

શું તમો કુરઆનને માનનારા હો અને તેના મતલબને સમજનારા હો તો અલીને ખુદા ન કહો. તો બએર, પણ અલી ઇમામ છે, એવી કઇ આયાતથી સબળ પુરાવા સહીત માનો છો, તે બતાવશો ? અને જો એવી સબળ પુરાવાની આયાત માનતા હો, તો શા માટે સુન્ની ભાઇયોને તે બતાવીને અલીને ખુદા નહી પણ ઇમામ મનાવવાની ઉમદા હીદાયત કરવાનું બીડું ઝડપતા નથી ?

ભાઇ જીમ એ બધી કુરઆને શરીફ માનવાની ને અમલ કરાવાની ઇમાનદારીની વાતોનો ઢોલ વાગે છે, પણ અંદર પોલ છે. એ તેના ઢમ ઢમતા અવાજથી જણાઈ આવે છે. આગાખાની કુરઆનને માનતા નથી, નમાજ પડતા નથી, રોઝા રાખતા નથી વિગેરે ખુદાના એહકામ બજાવતા નથી. ને અમો ઈસ્નાઅશરીઓ કુરઆનને માનીયે છીએ, નમાજ પઢીએ છીએ, રોઝા રાખીએ છીએ, વિગેરે ઇમાનદારીથી મુસલમીન થયા માનતા હો, અને ખુદાની ખુશનુદી હાસલ કરેલી સમજતા હો, અને જન્નતના હકદાર થયા સમજતા હો તો ભાઈ જીમ, જન્નતનાં કંત્રાક્ટરોના રોજે હશરમાં કેવા હાલ થશે? એવા ઇમાનદારોના ભોપાળા કેવા ખુલશે? તે જાણવું હોય તો વાંચો **જંગેજમલ, જંગેસીફફીન, જંગેકરબલા** એ ઈસ્લામનાં મશહુર જંગો **ઇમામ** અને **મુસલમીન** વચ્ચેજ થયલા છે. એક બાજુ **નમાજ રોજા અને કુરઆને શરીફ** હતાં, ત્યારે બીજી બાજુ માત્ર **અલીઉલ્લાહ** ખુદાઇ નુર **ઇમામનો દામન** અને તેમના હુકમમાંજ બધું સમાયલું હતું **નમાજ, રોજાના** અહેકામો એવે વખતે એમની ખુલ્લા દીલથી ઉઠાવેલી ખીદમત આગળ કંઇ બીસાતમાં નહોતી **કુરઆન** તો તેમના વચનમાંજ હતું. તો એ હીસાબે એજ ઇમામ **હ૦ અલીની** સીધી નરનસ્લે બીબી **ફાતમાઈત વંશમાં** મોજુદ છે. ખલકુલ્લાહની બહેતરી એમનો **મુદ્દા લેખ** છે. ઈસ્લામની ઉન્નતીનું તે મધ્યબીંદુ છે. હીદાયતનું જીવન છે. તેમના છત્ર છાયાં તળે તેમની મોહબતમાં મગ્ન રહી તેમના ફરમાનો પર અમલ કરી **નમાજ, રોજા,** અને **કુરઆન,** તેમના બતાવવા અને સમજાવવા મુજબ જાણવું એજ ઈમાનદારીની અમુલ્ય અલામત છે. નહીં કે ઇમામથી વિમુખ થઇને કોઇની ઈમાનદારી કામે લાગે! એમ સમજવું ઇસ્લામ નથી.

બાદ હુમ, ઉપલી વાતો મ્હેં તમોને ઉપલક કરી છે અને હવે જવાબ તરીકે જણાવીએ કે-

કુરઆને શરીફમાં ઘણી સુરાઓનાં મથાળે અરબી મુળાક્ષરો છે, જેવા કે-અલેફ, લામ, મીમ અલેફ લામ, રે, હે, મીમ, વિગેરે છે. જેનો અર્થ ઇમામ સિવાય કોઇ જાણતું નથી. કારણ કે ખુદા ફરમાવે છે કે-

"મા યા અલીમો તાવીલોહું ઇલલ્લાહો વરરાસે ખુન ફીલ ઇલ્મ."

એટલે-એના ફકરાનો ભેદ ખુદા અને તેણે મુકરર કરેલા ઇલ્મનાં આગેવાન ઇમામ સિવાય બીજો કોઈ જાણતો નથી.

આ હિસાબે સુન્નત જમાતના આલેમોએ કરેલી તફસીરો કરતાં જમાનાનો ઇમામ જે કહે, તેજ ખુદાઇ વચનની મતલબ ખરી ગણાય. કારણ કે ઇમામ ખુદાનો પ્રતિનીધી આ દુનીયામાં દરેક જમાના માટેનો છે, જેમકે ખુદા ફરમાવે છે કે-

"ઇન્ની જાએલુન ફીલ અરજે ખલીફા"

એટલે-હું મારો એક ખલીફા દુનિયામાં કાયમ રાખું છું. અને જેમ દુનિયાની બીજી બધી મખલુકાત કરતાં ઇન્સાનનો દરજ્જો મોટો છે તેમ બધાં ઇન્સાનો કરતાં ઇમામનો દરજ્જો મહાન છે. અને તેથીજ ઇમામ એટલે મનુષ્યોનો આગેવાન, રહેબર, પેશવા, એવો અર્થ થાય છે,

અને આ રીતે એક ઇન્સાનનો દરજ્જો દરેક જાનદાર અને વગર જાનદાર જમીન અને આસમાનના સીતારા ચંદ્ર ને સુરજ ફીરસ્તાને હુર કરતા પણ ઈન્સાનનો દરજ્જો વધુ છે. ને તેવા ઇન્સાન કરતાં ઈમામનો દરજ્જો વધુ છે તો સાબીત થાય છે કે આખી ખુદાઈનો સરદાર ઈમામ છે. અને ખુદા કુરઆનમાં ફરમાવે છે કે

"અલ્લાહો નુરૂસ સમાવાતે વલ અરજ."

અર્થ—જમીન અને આસમાનનું નુર તે અલ્લાહ છે.

તો જ્યારે જમીન અને આસમાનનું નુર ઈમામ છે એમ આપણે જાણી ગયા, તો તે મુતાબીક હિસાબે જમીન અને આસમાનનું નુર અલ્લાહ છે, એમ જાણુતા અલ્લાહ અને ઈમામ વચ્ચે તો અંતર માત્ર પડદો કારણ કે ઈમામ ખુદાનો પ્રતીનીધી છે, એમ કુરઆનની આયાતથી સીધ્ધ છે. તો પછી પ્રતીનીધી રૂપે ખુદા પોતે છે. એજ જાણુવાની જરૂર છે જો કે ભાઈ જીમ, તમારો પ્રશ્ન અલી ખુદા છે. એમ કુરઆને શરીફથી જાણુવાની ઈચ્છા છે તો જો ઉપરની વાતોનું તત્વ તમો સમજ્યા હશો, તો પછી અલીને અલ્લાહ વચ્ચેનો પડદો તો તમો જ્યાં સુધી જમાનાના ઇમામની બઈત કરીને રસુલે ખુદાના અને કુરઆને શરીફના ફરમાન ઉપર અમલ નહી કરો, ત્યાં સુધી એ પડદો તુટી શકશે નહી.

દાખલા તરીકે,–કોઇની આંખમાં ઝાંખ કે પડળ હોય ને તેને બરાબર દેખાતું નહી હોય, તો જેમ એક દેખીતો અને સાફ ચશ્મા

માણસ પોતે જે જુએ છે ને વાંચી શકે છે. ને જે પ્રત્યક્ષ
દેખી શકે છે. તે પેલાં આંખવાળા કે પડળવાળા. માણસને ગમે
તેટલો અપવાદ, ક્લેશ ને ખંત કરીને બતાવે, તો પણ તે જોઇ
શકતા નથી. ને તેથી સલાહ આપે છે કે, ભાઇ તારી આંખોને દુરસ્ત
કરવા માટે કોઇ હકીમ કે ડાકટરની દવાથી ઇલાજ કર. પણ જો
જે આંખનું કામ જેવા તેવા લે ભાગુ કામ ચલાઉ હકીમ કે ડાકટર
કે ડરેસાની અપટીપ ઉપરથી સોંપતો નહી, પણ આપણા સરકારે
ખાસ રોકેલા ડાકટર સાહેબના કમ્પાઉંડમાંની અને ત્યાં જઇ તારી
આંખ દેખાડ ને જે કહે તે ઇલાજ કર. વળી બીજા ઘણા મતલબી
હકીમો કે ઢોળ વાળુ ડાકટરો તને ફસાવશે, ને બીવડાવસે. પણ
તું પોતે જ્યાં સુધી સરકારી ડાકટરની ખાતરી કરે નહી, ત્યાં સુધી
તેના માટે બીજાની આડી તેડી વાતો પર ધ્યાન આપીશ નહી, હા,
પણ યાદ રાખજે કે, તે ડાકતર ખાસ સરકારનો નીમેલો છે. માટે
બીજા ધંધાદારીની ભુલાવનારી વાતોથી, તું તેની પરખ કરવા
દોરાઇશ નહી. અને દુર રહીને પોતાની મરજીથી તેમના માટે માની
લેતો નહી. પણ જરૂર છે કે, તું પોતે તેના કમ્પાઉંડમાં જા અને
પોતેજ ઓળખીને જાતે ઇલાજ કરવા વીશ્વાસ મુકજે. કેટલાક
મુરખાઓ સરકારની નેમણુંકથી ડાકટર આવે છે જતાં સરકારની ભુલ
કાઢવા જેવું કરે છે ને કહે છે કે. એ ડાકટર સારો નથી. એવો
ડાકટર ન જોઇએ. તે આગલા ડાકટરોના ચેલાઓથી વીરૂધ છે.
પણ આંઈ,તું વીચારજે કે ડાકટર કેવો જોઇયે ને કેવો નહી તે બધુ

વિચારથી કહ્યું છે. અને તેમાં કંઈ પણ દવેશ કરયો નથી. માત્ર એક આવી પડેલી મનગમતી ફરજ તરીકે, તમારા ( ત્રેપન ) સવાલોને જવાબ ખુલ્લાં મનથી કરયો છે તે તમોને સમજાઓ.

બઈયત–ગર નયાયદ હાલે પુખ્તા હીચ ખામ
બસ સખુન કોતાહ બાયદ વસ્સલામ.

વરતેજી.

